અઢારે પર્વ.

શ્રી.

# મહાભારતની કથા.




બનાવનાર

વ્યાસ

દુરગાશંકર આદીતરામ.

મુકામ નાર.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

## બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠીકાણું અમદાવાદ.





આવૃત્તિ ૪ થી

કીંમત રૂ. ૪-૦-૦

પ્રત ૨૦૦૦.

# અનુક્રમણિકા.




જાન


સુ.
સભા.
લક્ષ્મણ


ગ.
અભિ.
ક




ભીમ સેન

# આદિપર્વ.



॥ શ્રી ગણેશાયનમઃ ॥ અથ દુરગાશંકર કૃત ભારથ આદિ પર્વ કથા પ્રારભ્યતે ॥ કડવું ॥ ૧ ॥ મંગળાચરણ ॥ રાગ સામેરી ॥ ગૌવરી સુતનું સ્મરણ કરીને પ્રેમેલાગુ પાય; ગુરૂ શંકરની મેહેર વડે આ પુસ્તક પુરૂં થાય. ૧ મહાકાળી મા બુદ્ધિએ આપો તેમાં મુજને આજ; સિંધુ જેવા ગ્રંથ રચ્યાનું આરંભ્યું મેં કાજ. ૨ પાંડવ પાંચે દેવ કહાવે શંકરનો અવતાર; તેમની લીલાને વર્ણવતાં પામે નહિ કોઇ પાર. ૩ અલ્પ બુદ્ધિએ આદર કીધો ગુણ ગાવા અભીરામ; તે પુરણ કરવાને કાજે ઇશ્વરી તારી હામ. ૪ મહાભારત ઉપરથી લેઈ સાર સાર નિરધાર; પ્રાકૃત ભાષા માંહી રચુંછું પદ્ય થકી વિસ્તાર. ૫ પ્રભુના ગુણ પ્રાકત ભાષામાં લખેલા પણ સંભળાય; જ્યમ ઘી શુદ્રતણા ઘરનું પણ બ્રાહ્મણથી ખવાય. ૬ પ્રભુનાં પદને પ્રાકત સમજે તે તો નરકે જાય; તે માટે શ્રોતા સંભળાવી શ્રીહરીની લીલાય. ૭ પાડવ લીલા કેરાં પર્વ તો અષ્ટાદશ નિરધાર; સવા લક્ષ તો શ્લોક તેના જેના વ્યાસે કર્યો વિસ્તાર. ૮ તેમાં જ્ઞાનરૂપી ગંગાજી ગીતાજી કહેવાય; શાન્તી પર્વની કથા સુણતાં પરમાત્મા ઓળખાય. ૯ મહાભારતની કથા વિષે ઘણું મહાત્મ્ય રહ્યું નિરધાર; એક શ્લોક પણ શ્રવણ થાય તો સફળ થશે અવતાર. ૧૦ જ્યમ જ્યમ વાર્તા આગળ ચાલે ત્યમ ત્યમ ઉપજે પ્રેમ; મનના મેલ મટે છે સર્વે જ્ઞાન થાય છે તેમ. ૧૧ ભારથ કેરી કથા

સુણીને કરશે જે શંકાય; તેને ઉલટું પ્રાશ્ચિત બેસે શ્રવણ તણું ફળ જાય. ૧૨ તે માટે શ્રોતાજન સર્વે રાખીને વિશ્વાસ; વ્યાસ વચનને સાચું માની સેવો શ્રી અવિનાશ. ૧૩ એક વખત પારાશરના સુત વ્યાસ મુનિ મહારાજ; જન્મેજયની પાસે આવ્યા હકીકત કહેવા કાજ. ૧૪ તેમને જોઇને ભુપે આપ્યું આસન તો નિરધારે; પ્રેમ કરીને પુજા કીધિ બ્રાહ્મણની તે વાર. ૧૫ ત્યાર પછી ત્યાં કહેવા લાગ્યો ગદગદ કંઠે રાય; અહો મુનિવર કેમ પધાર્યા તેનો કહો મહિમાય. ૧૬ વ્યાસ કહે તુજ ભાવિ પદાર્થ ભાસ્યુ મુજને સત્ય; આજથકી ખટ માસે પડશે તુજને તો વિપત્ય. ૧૭ અષ્ટાદશ બ્રાહ્મણની થાશે તુજ હાથે હત્યાય; તે પાપે કરી વ્યાધિ થાશે રક્તપિત્ત ક્ષય કાય. ૧૮ એવું સુણીને રાજા કંપ્યો લાગ્યો મુનિને પાય; ત્યાર પછી કહેવાને લાગ્યો કર જોડી મહાકાય. ૧૯ શી રીતે એ હત્યા થાશે બ્રાહ્મણની નિરધાર; તે સર્વે વિસ્તારી કહોને પારાશર કુમાર. ૨૦ ત્યારે મુનિ કહે છઠે મહિને આજથકી રાજંન; વાજી લેઈ વેચવાને આવશે સોદાગરનો તંન ૨૧ તે તુરીને દેખી તારૂ મનડું તો લોભાશે; તેને વેચાતો રાખીશ તું તેથી સંકટ થાશે. ૨૨ તે માટે તેને ના બાંધિશ ફોગટ આપે તોય; લેવો તો વળી સ્વાર થવું નહીં સત્ય કહું છું સોય, ભુલથકી આરૂઢ થઉ તો જેવું નહી વન માંય; વનમાં જઇને ધર્મ વિચારી જીવ ન હણવો ત્યાંય. ૨૪ પણ તુજને ભાવિ ભુલવશે સાંભળ મારી વાત; પ્રાણ ગયે કરવી નહીં કયારે ભુંડણ કેરી ઘાત. ૨૫ તે ભુંડણનો નાશ કરીશ તો થાશે નારી તેહ; વળી તેની સાથે વરવાથી

પડશે તારો દેહ. ૨૬ લગ્ન કરૂં તો વશ નવ થાવું આપવું નહીં વચન; વચન આપું તો તેની જોડે કરવો નહીં જગંન. ૨૭ યજ્ઞ કરૂ તો ઘરડા બ્રાહ્મણ ભેગા કરજે રાય; જવાનીઆનુ વરૂણ કરૂં તો શાન્ત થવું સહાય. ૨૮ હયના લીંગને હોમતી વખતે આપશે સ્ત્રીને તેહ; તેથી; તે સજીવન થાશે તેમાં નહીં સંદેહ. ૨૯ તે દેખીને બ્રાહ્મણ હસશે મગ્ન થશે મન માંય; એટલે અબળા ઉડી જાશે આકાશે વળી ત્યાંય. ૩૦ તે વખતે અવનીપતિ તુજને ઉઠશે અંતર જ્વાળ; સંપુટ લેઇ બ્રાહ્મણને મારીશ ક્રોધથકી તે કાળ. ૩૧ તે તો ચક્ર થઇને કરશે બ્રાહ્મણનો સંહાર; અષ્ટાદશ હત્યાઓ થાશે તે વેળા નીરધાર. ૩૨ તે પાપે કરી નિશ્ચે થાશે સંપત્તીનો નાશ; રક્તપિત્તનો રોગ પીડશે દીલ રહેશે ઉદાશ. ૩૩ તે માટે તુજને ચેતાવ્યો પ્રથમથકી મેં રાય; પણ ભાવી ભુલવશે તુજને થવા કાળ તે થાય. ૩૪ માટે મારૂં સ્મરણ કરજે દુઃખ વિષે નીરધાર; તે વખતે હું આવી પહોંચીશ તપ મુકી આ ઠાર ૩૫ એવું કહીને વ્યાસ પધાર્યા રેવાકાંઠે સાર; ત્યાર પછી ત્યાં શું નીપજ્યું તેનો કરૂં વિસ્તાર. ૩૬ ॥ વલણ ॥ વ્યાસ ગયા તપ કારણે, વળતા વિત્યા ખટ માસરે; દુરગો કહે પછે આવીયો, સોદાગર નૃપ પાસરેરેરે. ॥ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવિ દુરગાશંકર વિરચિતે મહાભાર્થાંતરગત આદિપર્વણિ વ્યાસેન જન્મેજયસ્ય ભવિષ્ય કથનો નામ પ્રથમો ધ્યાયઃ ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ આવ્યો અશ્વનો વેપારી ત્યાંય, હસ્તિ-

નાપુર નયની માંહ્ય; લાવ્યો પંચકલ્યાણી કેકાણ, તે તો સુંદીર છે નિરવાણ. ૧ તેને જોયા ભુપતિએ જ્યારે, મન મોહ પામ્યું તેણિવારે; પછી રાજાએ વિચાર કીધો, એક અશ્વ વેચાતો લીધો. ૨ આપ્યું વેપારીને ઘણું ધન, ભુલ્યો ભુપતિ વ્યાસ વચન; અશ્વ લીધા પછી વિત્યો માસ, બેઠો બારમો રાહુ પ્રકાશ. ૩ કર્યો રાજાએ ત્યારે વિચાર, ચઢું અશ્વ ઉપર આ વાર; એવું વિચારી ભુપતિ મન, થયો આરૂઢ ક્ષત્રીનો તંન. ૪ મારી એડી ઘોડાને તો જ્યારે, ઉડયો અશ્વ આકાશે તે વારે; ત્રણ દીવસ ને ત્રણ રાત, ભમ્યો અશ્વ આકાશે સાક્ષાત. ૫ પછી ઉતર્યો વનની માંય, નથી વૃક્ષ પશુ કોઇ ત્યાંય; મહા દારૂણ મેદાન તેહ, તપ્તવેળુથી દાઝે છે દેહ. ૬ એવા વનમાં પરિક્ષત બાળ, ઘણો ભુખ્યો થયો તે કાળ; આજુબાજુ જોયું તેણિવાર, નથી પક્ષી કે ઢોર તે ઠાર. ૭ એક ભુંડણ દીઠી તે ઠાંમ, તેને મારવાંને ઘાલી હામ; બાણ મંત્ર ભણી મુકયું જ્યારે, થઇ ભુંડણ ભામિની ત્યારે. ૮ જેના રૂપ તણો નહીં પાર, ધર્યા અંગ વિષે શણગાર; મોહ મનમથને ઉપજાવે, એવી રામા એ રૂપાળી કહાવે. ૯ તેને જોઇ પરીક્ષત તંન, બોલ્યો હાસ્ય કરીને વચન; અહો સુંદરી સાંભળો વાત, કોની પુત્રી તમે તો સાક્ષાત. ૧૦ થયો કેમ પશુ તણો દેહ, કહો વિસ્તારી સઘળું તેહ; ત્યારે સુંદરી કહે સુણો રાય, કહું પુર્વ તણી હું કથાય. ૧૧ સૌભરિ રૂષિ મહારા તાત, નાનપણે મુઇ મારિ માત; થઇ મોટી હું તો વળી જ્યારે, કહ્યું તાતને વાકય તે વારે. ૧૨ મુને પરણાવોને મારા તાત, પીડે પીંડને કામ સાક્ષાત; એવું સાંભળી

ાએ આપ, દીધો ક્રોધ કરિ મને શ્રાપ. ૧૩ અરે દીકરી
ાજી લાજ, કર્યું અયુક્ત ભાષણ આજ; માટે થાશે પશુ
ા દેહ, દુષ્ટ ભુંડણીનો જન્મ તેહ. ૧૨ આજથી વર્ષ નવા-
જાશે, ત્યારે શ્રાપ તારો તો મુકાશે; જ્યારે જન્મેજય
.શે બાણ, ત્યારે ગતિ થાશે નિરવાણ. ૧૫ ત્યારે ભુપતિ
તેણે ઠામ, જન્મેજય તો મહારૂં નામ: માટે ચાલો તમે
રે સંગ, કરૂં પટરાણી આણિ ઉમંગ. ૧૬ એવું સુણીને
િ તેહ, કહે રાજાને કરવા સ્નેહ; આપો વચન જો મને
, તો તો તમારૂં ઇચ્છિત થાય. ૧૭ ત્યારે તેમ કરી ભુપે
., બેસાડી અશ્વ ઉપર નાર; આવ્યો સત્વર પોતાને ઘેર,
કામ ક્રિડા ખુશીભેર. ૧૮ એક દીવસ કહે પેલી નાર,
ા સ્વામી તમે નીરધાર; કરો યજ્ઞ તમે મારી સાથ, આપું
. ઘણાં મારે હાથ. ૧૯ એવું સુણી પરીક્ષિત બાળ,
ા તેડાવીયા તેણે કાળ; તે તો ઘરડા વપુથકી સાર, ત્યારે
ી તેને જોઇ નાર. ૨૦ અરે સાંભળોને મારા સ્વામી,
વીપ્ર જોઈ ખેદ પામી; આપણ બેને જુવાનીનું જોર, માટે
મે નહીં ઘરડા ગોર. ૨૧ ત્યારે રાજાએ કરી વીચાર, તેડયા
ાનીઆ વિપ્ર સાર; પછી યજ્ઞનો આરંભ કીધો, મોટો
ંપ ત્યાં બાંધી દીધો. ૨૨ પુર્ણાહુતી સમો થયો જ્યારે, અ-
ું અંગ હોમીયું ત્યારે; હતું લીંગ કેકાણનું જેહ, આપ્યું
ીના હાથમાં તેહ. ૨૩ લાગ્યું હાલવા લીંગ તે ઠાર, ત્યારે
ા હસ્યાછે અપાર; થયો કામનિને ઘણો ક્રોધ, ઉઠી આ-
ેા આણી વીરોધ. ૨૪ એવું જોઇ પરીક્ષિત તંન, ઘણો
ં પામ્યો વળી મંન; માર્યું સંપુટ વીપ્રને જ્યારે, વાગ્યું

ચક્ક થઇને તે વારે. ૨૫ મુવા અષ્ટાદશ વીપ્ર બાળ, બેઠી દારૂણ હત્યા તે કાળ. તેથી અગ્નિ કોપ્યો અભીરામ, બાળ્યા નૃપના મેહેલ તમામ. ૨૬ થયો અંગમાં રોગ તે ઠાર, રક્ત પિત્ત તણો નીરધાર; ત્યારે રાજાએ કરી વીચાર, સંભાર્યો મચ્છ-ગંધા કુમાર. ૨૭ થયું વ્યાસને ધ્યાનમાં જાણ, ઉઠયા તે સમે ત્યાં નીરવાણ; આવ્યા હસ્તિનાપુરમાં સાર, હતો જ્યાં પરિક્ષીત કુમાર. ૨૮ કહ્યું ભુપને વ્યાસે વચન, ધીક ધીક તને તો રાજંન; માહારૂં કહેવું માન્યું નહીં દુષ્ટ, તારા ઉપર થયા હરી રૂષ્ટ. ૨૯ ત્યારે રાજા કહે સાંભળો તાત, મને ભુલાવ્યો દૈવે સાક્ષાત; માટે મટાડો મારી હત્યાય, જે તે રીતે કંઇ કરી ઉપાય. ૩૦ ત્યારે વ્યાસ કહે સર્વેથી, તારો ઉપાય જક્તમાં નથી; મારૂં કહેવું ના માને તું સત્ય, એવી દુષ્ટ બુદ્ધિ તારી મત્ય. ૩૧ એવું સુણીને બોલ્યો રાજંન, સત્ય માનીશ હવે વચંન; કહે વ્યાસ ત્યારે અલ્યારાય; સુણ ભારથ કેરી કથાય. ૩૨ પર્વ અષ્ટાદશ તેનાં કહાવે, પર્વે પર્વે હત્યા એક જાવે; તારા વૃદ્ધો તણાં છે વખાણ, એ તો દેવ હતા નિરવાણ. ૩૩ મહા અટપટાં તેમનાં કૃત્ય, સર્વે માનવાં તાહરે સત્ય; જે પર્વ તો જુઠું મનાય, તેવી તે એક હત્યા ન જાય. ૩૪. પછી વ્યાસજીએ તેણે ઠાર, જોવા પરિક્ષા ભુપ-ની સાર; કહી દ્રોણ પર્વની વાત, ભીમ યુદ્ધ તણિ તો સાક્ષાત. ૩૫ લડ્યા ભગદત્તને ભીમ જ્યારે, નવતેરૂં કર્યું યુદ્ધ ત્યારે; ઝાલી કુંજરને ઉંચા નાંખ્યા, એવી રીતે અતિ બળ દાખ્યા. ૩૬ તેનાં ખોખાં કઇંક પ્રકાશ, હજુ સુધી ભમે છે આકાશ; એવી સાંભળી વારતા જ્યારે, શીશ ધુણાવ્યું રા-

જાએ ત્યારે. ૩૭ બોલ્યા તે સમે વ્યાસ વચંન, કેમ માથું ધુણાવ્યું રાજન; કહે ભુપતી એ રૂષીરાય, મુને મોટી થઇ છે શંકાય. ૩૮ ત્રણ પેઢી થઇ નીરધાર, વિત્યાં દોડસો વર્ષ આ વાર; હજુસુધી ખોખાં છે આકાશ, કેમ આવે એવો વિશ્વાસ. ૩૯ ત્યારે વ્યાસે રોકયો વાયુદેવ, ધરી સમાધિને તતખેવ; પડ્યાં એટલે ખોખાં તમામ, જોયાં ભુપતીએ તેણે ઠામ. ૪૦ પછી લાગ્યો મુનીને પાય, ભુલ માફ કરો રૂષીરાય; ત્યારે વ્યાસ કહે સાંભળ ભુપ, એક હત્યા રહેશે દુઃખરૂપ. ૪૧ ઘણા કાલાવાલા કર્યા જ્યારે, વ્યાસે હત્યા વેંચી આપી ત્યારે; આપી બ્રાહ્મણોને નિરધાર, તલતલપુર તમામને સાર. ૪૨ વિપ્રે તપ કરીને કાઢી તેહ, થયા શુદ્ધ મટ્યો કૃષ્ણ દેહ; હવે વૈશંપાયન નામે જેહ, હતો વ્યાસનો શિષ્યજ તેહ. ૪૩ તેને વ્યાસે કરી આજ્ઞાય, જન્મેજયને સુણાવો કથાય; એવી આજ્ઞા કરી તતકાળ, ગયાં મચ્છગંધા કેરાબાળ. ૪૪ ॥ વલણ ॥ વૈશંપાયન બોલીઆ, આણી અતિ કરૂણાયરે; દુર્ગો કે એ તો કહે, ભારથનો મહિમાયરેરેરે. ॥ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવિ દુકગાશંકર વિરચિતે મહાભાર્થાતરગત આદીપર્વણિ જન્મેજયસ્ય હત્યા પ્રાપ્તા નામ દ્વીતિયો ધ્યાય.

## કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સુણ સતવાદી રાય; વિસ્તારી સંભળાવું તુજને આદીપર્વ મહિમાય. ૧ કોશળ દેશ તણો એક રાજા હસ્તસેન ભુપાળ; તેને ઘેર પ્રજા કાંઈ નહોતી બાળકી કે વળી બાળ. ૨ તેથી

તે તપ કરવા ચાલ્યો વનવિષે નિર્ધાર; તે વખતે પાળેલો પોપટ સાથે લીધો સાર. ૩ વન વિષે આવિને તેણે ધરવા માંડયું ધ્યાન; રાત્રિ દિવસ દુઃખ વેઠે એ તો પુત્ર થવા નીદાન. ૪ એવામાં તેની પત્નિ તો રજસ્વળા થઈ ઘેર; ત્યારે તેણે મન વિચાર્યું શી કરૂં હવે પેર. ૫ તે વેળા એક દાસી સુંદર પોતાની નિરધાર; તેને બોલાવી રાણીએ સર્વે કહયો વિચાર. ૬ એટલે તે દાસીએ લીધું સમળી કેરૂ રૂપ; ત્યારે તેની કોટે બાંધ્યો પત્ર લખી અનુપ. ૭ તે કાળે દાસી તો ઉડી આકાશે નિરવાણ; વળતી તેણે હસ્તસેનને આવી કીધું જાણ. ૮ પત્ર વાંચીને તે રાજાએ કીધો મન વિચાર; નગ્ર ઘણું છેટું છે માટે જાતાં થાશે વાર. ૯ તે કારણ હું વિર્ય કાઢીને પોચાડું ઘેર આજ; તેથી અબળા ગર્ભ ધારશે થાશે રૂડું કાજ. ૧૦ એમ વિચારી રાજાએ તો પડીઓ કીધો એક; તેમાં મુકયું વીર્ય પોતાનું જતન કરી વીશેક. ૧૧ વળતી પેલી સમળીને તો સોંપ્યો પડીઓસાર; તે તો ચંચુમાં લઈ ઉડી આકાશે નિરધાર. ૧૨ એક ક્ષણુમાં આવી એ તો સરીતા વચ્ચે રાય; ત્યારે શકરો બાજ આવીયો ઇશ્વરની ઇચ્છાય. ૧૩ તેણે પડીઓ પાડી નંખાવ્યો ગંગાજીમાં સાર; તેથી વિર્ય ગળ્યું માછલીએ ક્ષણું નવ લાગી વાર. ૧૪ હરી ઇચ્છાથી તે માછલીને ગર્ભ રહયો નીરવાણ; તેતો પુરા માસે પાકયો વાતજ એહ પ્રમાણ. ૧૫ એવામાં એક ઢિમ્મર તેણે નાંખી નદીમાં જાળ; ત્યાર પછી પેલી માછલીને ચીરી ત્યાં તત્કાળ. ૧૬ એટલે તેના ઉદરમાંથી પુત્રી નીકળી એક; તેને લઈ પત્નિને સોંપી પ્રસન્ન થઇ વિશેક. ૧૭ વળતી તેનું

નામ પાડીયું ઢીમ્મરે તે ઠાર; મચ્છગંધા મહા રૂપે રૂડી શક્તિનો અવતાર. ૧૮ દીન દીન મોટી થાય એ તો ઢીમ્મર કેરે ઘેર; ત્યાર પછી પ્રભુની ઇચ્છાએ વર્ષ વીતીગાં તેર ૧૯ વળતી તે મચ્છગંધા પોતે નાવ ચલાવે સાર; ઉતારૂ લોકોને તેડી જાએ સામે પાર. ૨૦ એવામાં પારાશર રૂષી વશિષ્ઠ કેરા તંન; તેતો તપ ઇશ્વરનું કરે છે પાતાળે રાજંન. ૨૧ તેની દ્રષ્ટી આગળ કીધો પશુએ તો વીહાર; ત્યારે મુનીને કામ વ્યાપીયો રૂવે રૂંવે નીરધાર. ૨૨ તેથી તપ મુકીને આવ્યા નદી કાંઠે મુનિરાય; એટલે મચ્છગંધાને દીઠી કણાંગી તહાય. ૨૩ વળતી મશ્કરી કરીને બોલ્યા મુનીવર તો વચંન; અરે પ્રિયા મુજ સાથે વર તું પ્રિતી આણીમન. ૨૪ એવું સાંભળી મચ્છગંધા તો બોલી તેણે ઠાર; અહો મુની આવુ શું બોલો જ્ઞાન તજી નિરધાર. ૨૫ હું તો છું મચ્છીની દીકરી નીચ કુળ મુનીરાય; તમે ઘણાં તપસ્વી બ્રાહ્મણ સુર્ય જેવી પ્રભુતાય. ૨૬ તે માટે મુજ સાથે રમતાં થાશે તપનો નાશ; વળી જગમાં અપકીર્તિ પામશો તે તો દુષ્ટ પ્રકાશ. ૨૭ તેવી રીતે કાયા મારી મચ્છ જેવી ગંધાય; તેમજ તરણી અસ્ત થયા વીણ વૈભવ કેમ ભોગવાય. ૨૮ વળી વપુએ બહુ વૃદ્ધ તમે છો હું તો નાની બાળ; તે માટે તમને નહીં વરૂ સત્ય કહું આ કાળ. ૨૯ ત્યારે મુનીએ અંજલી ભરીને જળ છાંટયું રાજન; તેથી મચ્છગંધાનું થયું લક્ષ્મી જેવું તંન. ૩૦ અંગ થકી એક યોજન સુધી નીકળે સારી વાસ; તેવું રૂપ ઘણું રઢીઆળું ચંદ્રવદન પ્રકાશ. ૩૧ ત્યાર પછે વિદ્યાને જોરે વરસાવી ધુમ્મસ; તેથી સંધ્યા જેવું ભાસ્યું

એવી તપની મેર. ૩૨ મુનીવર પણ જવાન થયા ત્યાં સુણ જન્મેજય રાય; સોળ વર્ષની ઉમ્મર જેની સોના જેવી કાય. ૩૩ વળતી ત્યાં પારાશર મુનીયે પ્રિતી આણી મંન; સંગ કર્યો તે સ્ત્રીની સાથે ખોયું તપનું ધન્ન. ૩૪ મચ્છગંધાને ગર્ભ રહયો પછી આનંદમાં દીન જાય; ખાનપાન ખુબ સુખ ભોગવે ગંગા કાંઠે રાય. ૩૫ એવામાં મુનિવરને ઉપજયું અંતર માંહી જ્ઞાન; ત્યારે ચિંત્યા કરવા લાગ્યા ઝાઝી તેણે સ્થાન. ૩૬ વળતી મચ્છગંધાને કહે છે ગદગદ થઇ માહા-રાજ; અરે પ્રિયા હું વનમાં જાઉં છું તપ કરવાને આજ. ૩૭ એટલે અબળા કહેવા લાગી સાંભળો મારા નાથ; આવું કર-વું તું તો મારો શીદ ગ્રહયોતો હાથ. ૩૮ ત્યારે તે સુંદરીને કહે છે મુનીવર તો વચન; હવેથી ઢિમ્મરના ઘરમાં કરશો નહીં ભોજન. ૩૯ પુત્ર તમારો પ્રગટ થશે તે ઇશ્વરનો અવ-તાર; તેનું કહેવું કરજ્યો નિશ્ચે તજીને અન્ય વિચાર. ૪૦ ત્યાં સુધી તમને સાચવશે ઇંદ્રાદિક સૌ દેવ; એવું કહીને ચાલ્યા ત્યાંથી પારાશર તતખેવ. ૪૧ ત્યાર પછી નવ માસ વિતીયા જોતાં જોતાં સાર; એટલે અવિનાશી અવતરીયા પુત્ર રૂપે નિરધાર. ૪૨ ॥ વલણ ॥ વ્યાસ મુની એ તો થયા વિદ્યાનો ભંડારરે; દુર્ગો કહે શ્રોતા સુણો, કહું તેનો વિસ્તા-રરેરેરે. ॥ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વીરચીતે માહાભાર્થાંતર ગત આદિપર્વણી વ્યાસોત્પત્તિ કથનો નામ ત્રતીયો ધ્યાયઃ ॥

કડવું ૪ થું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન બોલ્યા વચન; સુણો સત્ય

વાદી નૃપ તંન; મચ્છગંધાએ પ્રસવ્યો બાળ, તેની કાન્તિ છે રૂડિ રશાળ. ૧ માથે બાબરી ભુરી જણાય, તેવું ભાળ વિશાળ શોભાય; જોતજોતામાં બાળક એહ. વધ્યો દેહ થકી વળી તેહર જાણે સાત વરસનો તંન, એવું ભાશ્યું માતાનેજ મંન; ત્યારે વિસ્મય થઇ તે નાર, કહેવા લાગી તનુજને સાર. ૩ અહો પુત્ર સુણો તમે વાત, ચાલો સંઘાતે મારી સાક્ષાત; સુણી વ્યાસજી બોલ્યા વચન, અતિ ઉત્સાહ આણીને મંન ૪ અરે માતા કહ્યું માનો મારૂં, તેથી ઇશ્વર કરશે સારૂં; પ્રથ્વીપતિ જે સંતનું રાય, તેતો શિવનો અંશ કહેવાય. ૫ તેને વરો તમે આણીવાર, તજી મનથી સર્વ વિચાર; હું તો જાઇશ વનની માંય, તપ કરીશ પ્રભુનું ત્યાંય ૬ મારા પિતા પારાશર જેહ, ફળફુલ ખાતા હશે તેહ; તોએ તમને દેખીને માત, મોહ પામ્યા ત્વરાથી સાક્ષાત. ૭ તો તો સંસારમાં રહી જંન, કરે ખટરસકેરાં ભોજન; તેની ઇંદ્રિયો કેમ જીતાય, માટે વનમાં જવાનો હું માય. ૮ મારા જેવું પડે કંઈ કામ, ત્યારે સંભાળજો તેણે ઠામ; તેથી આવીશ હું તેણે ઠાર, તેમાં અસત્ય નહીં લગાર. ૯ સુણી પુત્રનાં એવાં વચન, મચ્છગંધાએ કીધું રૂદન; હવે વ્યાસ મુની પછી રાય, ગયા રેવાકાંઠે મહા કાય. ૧૦ પછી મચ્છગંધા ત્યાંથી સાર, આવી ઢિમ્મરને દરબાર; ત્યારે પ્રેમ આણી અતિ મન, બોલ્યો પારધી ત્યાંતો વચન. ૧૧ અહો પુત્રી સુણો તમે વાત, કીં દાડાનાં કયાં હતાં સાક્ષાત; તારા દેહની દુર્ગંધી જેહ, કોણે નાશ કરી વળી તેહ. ૧૨ સુણી મચ્છગંધા બોલી ત્યાંય, હું તો ભુલી પડી વન માંય; એવામાં

એક બ્રાહ્મણે સાર, એઠું પાણી રેડયું નિરધાર. ૧૩ તેતો પડયું મારાપર તાત, તેથી દુર્ગંધી મટી સાક્ષાત; એવાં પુત્રીનાં સુણી વચન, થયો ઢિમ્મર પોતે પ્રસંન. ૧૪ પછી મચ્છગંધાને પ્રકાશ, આપ્યો રહેવાને જુદો નિવાસ; સાધુસમાન જોઈતું જેહ, સર્વે પોંચાડયું જુદુંજ તેહ. ૧૫ તે દહાડાથી સાંભળ તું રાય, મચ્છગંધા જુદુ રાંધી ખાય; રહીએટલેથી એ કથા, વ્યાસ જન્મતણો મહિમાય. ૧૬ હવે ભિસ્પોત્પત્તિ કેરી વાત, કહું વિસ્તારી તુંને સાક્ષાત; કોઈ કાળે પશુપતિ દેવ, આવ્યા બારણેથી તતખેવ. ૧૭જ્યારે બેઠા ગૌરીકેરી પાસ, કરવા વાર્તા આણી ઉલ્લાસ; એવું દેખી ગંગાજી તે ઠામ, બોલી મરડમાં અભિરામ. ૧૮ વાલી પત્નિ તણી આણીવાર, પુછી ખબર પહેલીજ સાર; મુને વીસારી મેલી આ કાળ, એવા નીર્દય થયા દયાળ. ૧૯ સુણી શંકરને ચઢી રીસ, શ્રાપ દિધો ગંગાને તે દીશ; અહો નારી સુણો આણીવાર, પડો પ્રથ્વી વિશે નીરધાર. ૨૦ ચંદ્ર વંશમાં સંતનું ભુપ, તે તો નિશ્ચય મારૂ સ્વરૂપ; તેને વરો તમે અપાળાય, તેથી સતિપણું નહીં જાય. ૨૧ એવામાં શિવનાં સણી વચન. કર્યું ગંગાએ ત્યાં તો રૂદન; પછી કેહેવા લાગ્યાં તેણે ઠાર, મારૂં વાક્ય સુણો ભરથાર. ૨૨ તમો વિના ક્ષણુ ન રહેવાય, તો તો જન્મારો કેમ ત્યાં જાય; ત્યારે શંકર બોલ્યા વચન, તજો તારૂણી ચિંત્યાજ મન. ૨૩ કહ્યું માને જ્યાં સુધી એ રાય, રહેજો ત્યાં સુધી તમે પ્રિયાય; મારો શ્રાપ મટે નહીં સાર, માટે પડવું પડશે નીરધાર. ૨૫ એવી રીતે ગંગાને તે કાળ, થયો શિવનો શ્રાપ વિશાળ; એવામાં

વસુ નામના દેવ, ગયા વશિષ્ટને ઘેર એવ. ૨૫ ત્યારે રાજી થયા મુની જંન, કરાવ્યું પ્રીતિ આણી ભોજંન; ગાય નંદીની કેરૂં જે દુધ, પાયુ અ.ઠે જણાને વિશુદ્ધ. ૨૬ લાગ્યું મધુર તેનો અપાર, આવ્યો અમૃતનો ઓડકાર; તેને સમે વસુએ રાજન, ગાય ચોરી લેવી ધારી મન. ૨૭ પછી રાત્રિ પડી જેહ વારે, સુરભી લેઇ ચાલ્યા તેણીવારે; થયું તે તો વશિષ્ઠને જાણ, ત્યારે શ્રાપ દીધો નિરવાણ. ૨૮ અરે દુષ્ટો સુણો તમે વાત, કરી ચોરી ધેનુની સાક્ષાત; માટે પ્રથ્વીમાં પડો આ વાર, ધરો મનુષ્યનો અવતાર. ૨૯ ગાય છોડનારો વસુ જેહ, રહેશે ઘણા કાળ સુધી તેહ; બીજા આવશો વેહેલા આ ઠામ, એવું બોલ્યા મુની અભિરામ. ૩૦ પછી ચાલ્યા ત્યાંથી વસુદેવ, આવ્યા કૈલાશમાં તતખેવ; તેહ કાળે વળી તેણે સ્થાન, ગંગા કરવા બેઠાં હતાં સ્નાન. ૩૧ તેની નગ્ન હતી સૌ કાય, તે તો દીઠી વસુએ તદાય, ત્યારે ગંગાજી બોલ્યાં વચન, અહ્યા સુણો વસૂદીના તંન. ૩૨ મારી નગ્ન દીઠી તમે કાય, માટે થાશોજ મારી પ્રજાય; એવું સુંણી વસુ પામ્યા ખેદ, આવ્યા મુકામમાં નિર્વેદ. ૩૩ પછી ગંગા ધરી શણગાર આવ્યાં પ્રથ્વી વિશે નિરધાર; હસ્તીનાપુર નગ્રની પાસ, હતો સુંદીર બાગ પ્રકાશ. ૩૪ તેમાં વીણા લેઇ કરમાંય. ગાન કરવા લાગ્યાં શુભ ત્યાંય; આવ્યા તે સમે સંતનુ ભુપ, જેનું સુંદર ગોર સ્વરૂપ. ૩૫ તેણે દીઠાં ગંગાજીને જ્યારે, તેથી મોહ પામ્યા તેણીવારે. ॥ વલણ ॥ વળતા વાંણી ઓચર્યા, સંતનું તેણે ઠારરે; દુર્ગો કહે તે તો કહે ગંગાને નિરધારરેરે. ॥ ઇ.ત શ્રી પાંડવ ચરિતરે કવિ દુરગા-

શંકર વીરચીતે મહાભારથાંતરગત આદિપર્વણી ગંગા તથા વસુ શ્રાપ પ્રાપ્તો નામ ચતુર્થોધ્યાયઃ ॥ ૪ ॥

કડવું ૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમયાન એણિ પેરે બોલ્યા સુણ સતવાદી રાય, ત્યાર પછી રાજાએ પુછયું તેનો કહુ મહિમાય;૧ સંતનું કે'છે સાંભળ અબળા કયમ આવી આ ઠાર; તારૂ રૂપ જોઇ હું મોહયો માટે થા મુજ નાર. ૨ તે વખતે ગંગાજી બોલ્યાં સાંભળોને રાજાય; ગંગા એવું નામ માયરૂ આવી છું વરવાય. ૩ પણ મારો એક ટેક આકરો માટે આપો વેણ; જેથી કોઈ દીન કલેશ ન થાએ બેસે નહી વળી કે'ણ. ૪ મારૂં કેવું જ્યાંસુધી કરશો તમે તો રાજન્ન; ત્યાંસુધી હું તો રેવાની તમારે સદન્ન. ૫ વળતી હું કૈલાશે જઇશ સત્ય કહું ભુપાળ; તે માટે જો કેતા હો તો આવું આણે કાળ. ૬ શંતનુ કે બહુ સારૂ અબળા ચાલોને હવે ઘેર, તમારૂં કેહેવું હું માનીશ નિત્યે આનંદ ભેર ૭ એવું કહી ગંગાને તેડી નૃપ આવ્ય પુરમાંય; ત્યારપછી ખુબ સુખ ભોગવે પતિ સાથે ત્યાંય ૮ એવામાં તો અષ્ટવસુએ શ્રાપ વિચારી સાર; રાજાને ત્યાં ગંગાજીથી લીધો છે અવતાર. ૯ પ્રથમ પુત્ર પ્રસવ્યો તે વખતે ગંગા બોલ્યાં ત્યાંય; અરે ભુપતી આને નાંખો જુમનામની માંહ્ય. ૧૦ ત્યારે તે પ્રમાણે કીધું રાજાએ નીરધાર; રૂમાલે વીંટીને નાખ્યો પુત્ર નદીમાં સાર. ૧૧ એવા એવા સાત પુત્રને નાંખ્યા નદીમાં રાય; વળતી આઠમો ગર્ભ અવતર્યો ગાંગેવજી મહાકાય. ૧૨ તે વખતે પુરના લોકો સઉ આવ્યા ભુપતી પાસ; તે તો સર્વે કહેવા લાગ્યા ઠપકો

દેઈ પ્રકાશ. ૧૩ અરે સંતનું આ શું કરો છો અજુક્ત આ વેળા-
ય; સ્ત્રીનું કહેવું સાચુ માની પુત્રને કેમ મરાય. ૧૪ વ્રદ્ધ
અવસ્થા છેક તમારી ક્ષીણ થઇ સઉ કાય, તે માટે મનમાં
વિચારો પાળશે કોણ પ્રજાય. ૧૫ તેથી આ સુતને જીવાડો
જાવા ઘો એ નાર; જેણે કરીને વંશ ન જાએ મુક્તિ પામો
સાર. ૧૬ એવું સર્વનું વાક્ય સુણીને સંતનુંએ તે કાળ;
ગગાજીને આજ્ઞા આપી જીવાડ્યો એ બાળ. ૧૭ જાતી વેળા
ગંગા કહે છે રાજાને વચન; મારે નામે નામ પાડજ્યો પુત્ર
તણું રાજન. ૧૮ પરાક્રમે એ પુરો થાશે ભણશે બહુ વિદ્યા-
ય; તેવી રીતે કોઇ પ્રાણિથી યુદ્ધે ન જીતાય. ૧૯ એવું કહી
ગંગાજી ચાલ્યાં કૈલાશે તતકાળ; વળતી રાજાએ ઉછેર્યો ધાવ
રાખીને બાળ. ૨૦ એવી રીતે સાત વર્ષનો પુત્ર થયો જે
વારે; એટલે રાજાએ તો દીધુ ઉપવિત તેણી વારે, ૨૧ ત્યાર
પછી ગાંગેત્ર તો ભણિયા ધનુર વેદ .વિદ્યાય; ધર્મ શાસ્ત્રને
ઉપનીશદ વળી શીખ્યા સર્વ કળાય. ૨૨ સારી પેઠે સમ-
જણ આવી ગાંગેવને જે વાર; ત્યારે પોતે કરવા લાગ્યા
અંતરમાં વીચાર. ૨૩ મારે માટે વ્રદ્ધપણામાં તાતે તજી
અબળાય; તે કારણ તેમને પરણાવું ખોળીને કંન્યાય.
૨૪ ॥ વલણ ॥ એવો મનસુબો કરી, ગંગા સુત મહા
કાયરે; દુરગો કહે તેણે સમે, કન્યા લેવા જાયરેરેરે. ૨૫ ॥
ઇતિ શ્રી પાંડવ ચરિતરે કવિ દુરગાશંકર વિરચિતે મહાભા-
ર્થાંતરગત આદિ પર્વણિ ભીષ્મોત્પત્તિ કથનો નામ પંચમો
અધ્યાયઃ ॥ ૫ ॥



કડવું ૬ ઠું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન, સુણો સત્યવાદિ નૃપ તંન; પછી અશ્વે ચઢી નિરધાર ચાલ્યા નગ્રથી ગંગા કુમાર. ૧ તે તો જોતા જોતા બહુ દેશ, આવ્યા ગંગાને તીરે નરેશ; દીઠી મચ્છગંધા તેણે ઠાર, જેના રૂપતણો નહીં પાર. ૨ તેને કહેવા લાગ્યા નૃપ તંન, સુણો સુંદરી મારૂં વચન; પ્રથ્વીપતિ જે શંતનું રાય, તેની સાથે વરો આ વેળાય. ૩ થશે તે થકી ઉત્તમ કાજ, માટે કહ્યું કરો તમે આજ; સુણિ મચ્છગંધા કહે રાય, હું તો તમને પરણું આ વેળાય ૪ નહીં વરૂ તમ તાતને ભુપ, કારણ કે એ તો વ્રદ્ધ સ્વરૂપ; થાય તે થકી પુત્ર પ્રકાશ, તેનો કેહેવાય ગ દીના દાસ. ૫ એવાં સુણી સતીનાં વચન, પછી કહેવા લાગ્યા ગંગા તંન; અરે નારી સુણો તમે વાત, નહીં કરૂં હું રાજ્ય સાક્ષાત. ૬ તેવી રીતે વરૂં જો કન્યાય, તે તો મુજ શીર કોટી હત્યાય, ત્યારે મચ્છગંધા તેણીવાર, આવ્યાં હસ્તીનાપુરમાં સાર. ૭ વર્યા શંતનુને પછી એહ; તજી મનથી સર્વ સંદેહ; થોડા દીવસમાં તેણે ઠાર. થયા ઉભય તેને કુમાર. ૮ તેનાં ભુપતીએ તેણે ઠામ, પાડયાં ગોરને પુછીને નામ; ચીત્ર વીર્ય મોટાની સંજ્ઞાય, વીચીત્રવીર્ય નાનો કેહેવાય. ૯ થયા દીવસે દીવસે મોટા એહ, સપ્ત વર્ષનાઅર્ભક તેહ; ત્યારે શંતનુએ આણી પ્યાર; કર્યો ઉપવીત કેરો સંસ્કાર. ૧૦ વળતી વિત્યા પછી એક માસ, મરણ પામીયા ભુપ પ્રકાશ; તેણે સમે ભિષ્મે પાળી ટેક, કર્યો ચિત્રને રાજ્યાભિશેક. ૧૧ પછી તાતતણી જે ક્રિયાય, તેણે આચરી પોતે તદાય; જ-

માડયું આખું નગ્ર તે સ્થાન; આપ્યાં વિપ્રોને અત્યંત દાન. ૧૨ એવામાં કાશી નગ્રનો રાય, કાશીરાજા નામે મહા કાય; તેને પુત્રીઓ ત્રણજ સાર, જેના રૂપ તણો નહીં પાર. ૧૩ અંબા અંબીકા અંબાલી કાય, એવાં તેહનાં નામ કહેવાય; તેનો પ્રેમથકી ભુપે સાર, રચ્યો સ્વયંવર નિરધાર. ૧૪ તેમાં તેડીઆ ક્ષત્રીના તંન, એક ગાંગેવ વિના રાજંન; ત્યારે નારદજી મુનિ દેવ, આવ્યા ભિષ્મ પાસે તતખેવ. ૧૫ તે તો કહેવાને લાગ્યા વચંન, અહો સાંભળો શંતનું તન; કાશીનગ્રપતીએ આ વાર, રચ્યો સ્વયંવર નિરધાર. ૧૬ તેમાં તમારા વીના ભુપાળ, તેડયા સમસ્ત ક્ષત્રીના બાળ; સુણી ગાંગેવને ચડી રીસ, ઉઠી ઉભા થયા તેણે દીશ. ૧૭ વળતી લેઇ પોતાની સેન્યાય, ગયા કાશી વિશે મહા કાય; તેણે સમે વિચારીને મન, સૌને ભાગોળે રાખ્યા રાજંન. ૧૮ પેઠા એકલા પુરની માંય, કોઈ જાણે નહીં એમ ત્યાંય; પછી ધીરેધીરે નીરધાર, આવ્યા મંડપ પાસેજ સાર. ૧૯ દિઠા તે સમે ક્ષત્રીના બાળ, દેશ બોતેર કેરા ભુપાળ; બેઠા સિંહાસને સઉ વિર, રાખી અત્યંત હૈયામાં ધિર. ૨૦ તેની પાછળ ઢાંકીને દેહ, ગુપ્ત ઉભા ગંગાસુત એહ; એવામાં ત્યાં રાજાની કન્યાય, આવી ત્રણે સભામાં તદાય. ૨૧ તેને દેખીને ગંગાના બાળ, ઉઠી ઉભા થયા તતકાળ; જેમ ગજેંદ્રને જોઇ હરી, મારે થેકો ઉછાળો ભરી. ૨૨ તેવી રીતે નદિ કેરા તંન, આવ્યા કન્યાની પાસે રાજંન; પછી બાથ ભરી મહા કાય, ઉચકી લીધિ ત્રણે કન્યાય. ૨૩ ચાલ્યા સર્વે જોતાં પછી સાર, જેના બળતણો નહીં પાર; તેણે સમે આવેલા જે ભુપ, તે તો ક્રોધે ભરાયા અનુપ. ૨૪ પછી સર્વે મળીને તેણે ઠાર,

યુદ્ધ કરવાનો કીધો વીચાર; નાઠા આયુદ્ધ લેઇને જેહ, જેના પર્વત જેવા છે દેહ. ૨૫ આવ્યા નગ્રની ભાગોળે જ્યારે, દિઠા ભિષ્મને ઉભેલા ત્યારે; જેનાં લોચન છે અતી લાલ, વળી દેહ ઘણો વિક્રાળ. ૨૬ ॥ વલણ ॥ એ રીતે ભીસ્મે હરી, ભુપ તણી કન્યાયરે; દુર્ગો કહે પછે શું થયું, તેનો કહું મહીમાયરેરેરે. ॥ ઇતીશ્રી પાંડવચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત આદી પર્વણી ભીસ્મસેન કાશીરાજ્યસ્ય કન્યાહર્ણક્રતા નામ ષષ્ઠો ધ્યાયઃ ॥ ૬ ॥

## કડવું ૭ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જન્મેજય રાય; ત્યાર પછી સંગ્રામ થયો ત્યાં, તેનો કહુ મહીમાય. ૧ સર્વે ભુપે ભીસ્મપીતાને, આંતર્યા તેણે ઠાર; વળતી તેને એકે કાળે, મારવા માંડયો માર. ૨ તે વખતે ગંગા સુતે પણ, ધર્યા ધનુશ ને બાણ; મેઘની પેઠે વ્રષ્ટી કીધિ, સાયકની નિર્વાણ. ૩ એવી રીતે ચાર ઘટીકા, યુદ્ધ થયું જે વારે; એટલે સર્વે ભુપતી નાઠા, ત્રાસ પામીને ત્યારે. ૪ તે કાળે ત્રણે કન્યાને, લેઈ ગંગા તંન; હસ્તીનાપુર માંહી આવ્યા ઉતાવળા રાજંન. ૫ ત્યાર પછી અંબા અંબીકા, નામે જે કન્યાય; તેનો નીજ બંધવની સાથે, પરણાવી તદાય. ૬ ચીત્રવિર્યનું અંબા સાથે, લગ્ન કર્યું તે ઠાર; તેવી રીતે વિચીત્રવિર્યને અંબીકાનું સાર. ૭ ત્રીજી કન્યા અંબાલીકા સૌથી મોટી જેહ; તેને ભીસ્મે કાઢી મુકી તેમાં નહીં સંદેહ. ૮ તે કન્યાનું શલ્યના ઉપર હતું મુળથી મંન; તેથી તેની પાસે ગઈ પ્રસન્ન થઈ નૃપ તન. ૯ તેણે પણ વરવાની ના કહિ

દિલમાં થઇ ઉદાશ; કારણ કે ગંગા સુત કેરો મનમાં મોટો ત્રાસ. ૧૦ ત્યારે તે કન્યા તો આવી ફરશુરામની પાસ; વળતી મુખથી કહેવા લાગી નાંખીને નિશ્વાસ. ૧૧ અહો વિપ્ર દુઃખ ભાગો મારૂં કૃપા કરી આ વાર; જેથી મુજને શાન્તિ-થાએ શોક મટે નીરધાર. ૧૨ સ્વયંવરથી હર્ણ કરીને લાવ્યા ગંગા તન; હવે મુજને કાઢી મુકી દયા તજીને મંન. ૧૩ તે માટે શીખામણ દેઇ સમજાવો મહારાજ. કેમ જે મારી સાથે એ તો લગ્ન કરે વળી આજ. ૧૪ એવું સાંભળી જમ-દગ્નીસુત તરત થયા તૈયાર; ભીષ્મપીતાની પાસે આવ્યા ક્ષણુ નવ લાગી વાર. ૧૫ વળતી તેને કહેવા લાગ્યા ક્રોધ કરી મુનિરાય; અરે મુરખ કેમ કાઢી મુકી આણેલી કન્યાય. ૧૬ માટે એની સાથે વર તું નિશ્ચે આણીવાર; નીકર તુજને દોષ લાગશે બળશે સુકૃત સાર. ૧૭ ત્યારે કર જોડીને કહે છે મુનિને ભીષ્મપીતાય; અરે ગુરૂ મેં કરી પ્રતીજ્ઞા પર-ણ્યાની અબળાય. ૧૮ તે માટે એ કન્યાને હું નથી વરવાનો આજ; કારણુ કે નિજ ધર્મ છોડતાં જુગમાં જાએ લાજ. ૧૯ તે વખતે ફરશીધરને તો લાગી નખશીખ જ્વાળ; વળતી પોતે કહેવા લાગ્યા ગાંગેવને તતકાળ. ૨૦ અરે દુષ્ટ તેં શિષ્ય થઇને લોપી મુજ આજ્ઞાય, તે માટે લડ મારી સાથે કરૂં તુજને શિક્ષાય. ૨૧ ત્યારે ગંગા સુત તતક્ષણ ધર્યું ધનુષ ને બાણુ; વળતી મુનીની સાથે કીધું યુદ્ધ ઘણું નિર્વાણુ. ૨૨ તેમાં જમદગ્ની સુત હાર્યા ભેદાયો બહુ દેહ; એટલે યુદ્ધ તજીને દિધો શ્રાપ ભયંકર તેહ. ૨૩ અલ્યા મુરખ શંત-નુના દીકરા સાંભળ મારી વાત; જ્યારે ત્યારે વ્યંઢળ હાથે થાશે તારી ઘાત. ૨૪ એવું કહીને મુનીવર ત્યાંથી ગયા

મુકામે સાર; ત્યારે પેલી કન્યાએ તો કીધો મન વિચાર. ૨૫ હવે જીવીને શું કરવું મરવું આદરી મંન; કારણ કે નિધણીયું રેહેવું તેથી શ્રેષ્ઠ પતંન. ૨૬ એવું સમજી ગંગા કાંઠે આવી એ અબળાય; ત્યાર પછી ચીતા ખડકીને દગ્ધ કરી નીજ કાય. ૨૭ ॥ વલણ ॥ એવીરિતે ભિષ્મને શ્રાપ થયો તે ઠારરે; દુર્ગો કહે એતો વળી, દૈવગતી નિરધારરેરેરે. ॥ ઇતિ શ્રી પાંડવ ચરિતરે કવિ દુરગાશંકર વીરચીતે મહા ભાર્થાંતર ગત આદીપર્વણી ભિષ્મસ્ય ફર્શુરામેણ શ્રાપદત્તો નામ સપ્તમો અધ્યાય ॥ ૭ ॥

## કડવું ૮ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સુણ સતવાદી રાય, ત્યાર પછી ત્યાં શું નીપજ્યું તેનો કહું મહીમાય. ૧ મચ્છગંધાની આજ્ઞા પાળે ગંગાજીનાં બાળ; જ્ઞાન ગોષ્ટિનિ કથા સુણાવે, સેવા કરે ત્રિકાળ. ૨ અલખ મુકામે એ બે રે'છે ગાંગેવ મચ્છગંધાય, વેદતણાં ઉપનિષદની ત્યાં નિત્ય કરે કથાય. ૩ એવામાં કોઈ પાપી પુરૂષે ચલાવી ખોટી વાત, મચ્છગંધાને નિત્ય ભોગવે ભિસ્મ પિતા સાક્ષાત. ૪ ચિત્ર વિચિત્રને જાણ થયું તે આળ ઉઠતું જેહ; ભાવીએ ભુલાવ્યા તેમને પ્રગટયો મન સંદેહ. ૫ મધરાતે માતાને મંદિર સંતાયા બે વિર, ગાંગેવની ચરચા જોવાને મુનિવર કેહે મતિ ધીર. ૬ એટલામાં ત્યાં ગાંગેવ ઉઠયા જાગ્યાં નિજ માતાય, સૌચ વિધિ દાતણ કરીને પછી કીધી સ્નાન ક્રીયા ય. ૭ ત્યારપછી ગાંગેવ લેઇ બેઠા પુસ્તક તો નિરધાર, મચ્છગંધાને શ્રવણ કરાવે જ્ઞાન કથાનો સાર. ૮ ચિત્ર વિચિત્રે

તે તો દીઠું પસ્તાયા મનમાંય, ત્યાંથકી તેનો ચાલી આવ્યા રાજભુવન છે જ્યાંય. ૯ ત્યાર પછી તે બેઉ ભાઇ પામ્યા અતિ પરિતાપ, મિથ્યા હેરૂ માનુ કીધું બેઠું તેનું પાપ. ૧૦ તે કારણ ગાંગેવને પુછયું પ્રાતઃકાળે સાર, મોટા ભાઈ અમને બતાવો ઉત્તર એક આ વાર. ૧૧ કોઇ પ્રાણીએ હેરૂ કીધું માતાનું નિરધાર, તેનું પાપ મટે શી રીતે તેનો કહો વિસ્તાર. ૧૨ એવું સુણીને ગાંગેવ બોલ્યા ધર્મશાસ્ત્રનો ન્યાય, પીપળના લાકડામાં પેસી દગ્ધજ કરવી કાય. ૧૩ ત્યારપછી તે ચિત્ર વિચિત્રે તેવું કીધું કામ, વનમાં જઇને વિધિ પ્રમાણે બળી મુવા છે ઠામ. ૧૪ ભિષ્મ પિતાને જાણ થઈ તે ભ્રાત મુવાની વાત, ત્યારે ખેદ થયો બહુ મનમાં કરતા આંસુપાત. ૧૫ મચ્છગંધા અંબા અંબિકા રૂદન કરે તે ઠાર, તેવી રીતે લોક રડે સૌ વરત્યો હાહાકાર. ૧૬ ગાંગેવતો મચ્છગંધાને કહે સાંભળો મારી માત; ગાદી ઉપર હું નહિ બેસુ પ્રાણ ગયે સાક્ષાત. ૧૭ ત્યારે તે મચ્છગંધા બોલી રાજ્ય જશે નિરધાર, તે માટે મુજ પ્રથમ પુત્રનું સ્મરણ કરૂં આ વાર. ૧૮ પારાશરથી પુત્ર થયો તે વ્યાસ મુની છે નામ, તેનું હું તો સ્મરણ કરીશ કે આવશે આણે ઠામ. ૧૯ ભિષ્મ પિતા કહે માતા મારી સુખે બોલાવો એહ, તેનું કહેવું આપણ કરીએ, જે બતલાવે તેહ. ૨૦ તે વેળાએ મચ્છગંધાએ સ્મરણ કર્યું નિરધાર, એટલે ત્યાં તો આવી પોહોચ્યા પારાશર કુમાર. ૨૧ વ્યાસમુનિ કહે માતા મારી કેમ બોલાવ્યો આજ, કૃપા કરીને કહોને મુજને મુજ સરખું કંઈ કાજ. ૨૨ મચ્છગંધાએ વાત કહી સૌ પુત્ર મુવાની સાર, વંશ ગયો શંતનું રાજાનો શું કરવું આવાર.

૨૩ વ્યાસ કહે એકાંત જગાએ બેસું હું માતાય, નગ્ન થઇને આવે ત્યારે અંબા અંબીકાય. ૨૪ મુજ દ્રષ્ટિથી ગર્ભજ રહેશે અબળાને નીરધાર, તે થકી પુત્ર થશે તેજસ્વી અતિ બળિયા આ વાર. ૨૫ ત્યાર પછી સ્ત્રીઓને આપી માતાએ આજ્ઞાય, નીકળવા તૈયાર થઇ તે વ્યાસની પાસે જાય. ૨૬ અંબા આંખ્યો મીચી આવી વ્યાસની પાસે સાર, અંબિકા ચંદન ચર્ચિને નીકળી ગઇ નિરધાર. ૨૭ ત્યારપછી એક દાસી આવી રાજકુંવરની રાખ, રામ રામ કરતિ તે નીકળી શ્રીહરી તેના સાખ. ૨૮ ગાંગેવે મુનીવરને પુછયું પ્રશ્ન વિચારી મન, કેવા કુંવર બળવંત થાશે તેતો કહો રૂશી તંન ૨૯ વ્યાસ કહે અંબાનો દિકરો અંધ થશે નિરવાણ, અંબિકાનો પંડ રોગીઓ પણ બહુ બળીઓ જાણ. ૩૦ દાસીનો સુત ભક્ત થશે ત્યમ ગુણ ગોવિંદના ગાશે, એવી રીતે ત્રણ ત્રીયાને એક એક દીકરો થાશે. ૩૧ તે સ્ત્રીઓને ગર્ભ રહ્યો ત્યાં વ્યાસ થયા વિદાય, ત્યારપછી ગાંગેવે કીધિ ભ્રાત તણિ ક્રિયાય. ૩૨ એમ કરતાં નવ મહીના વિત્યા પ્રસવ થયા કુમાર, ભીસ્મપિતાએ ગુરૂ તેડાવી કીધો સહુ સંસ્કર. ૩૩ કૃપાચાર્ય મહારાજે પાડયાં નામ તેનાં નિરધાર, પીંડ રોગીનું પાંડું એવું નામ ધર્યું તે ઠાર. ૩૪ અંધ તણું ધૃતરાષ્ટ્ર ધરાવ્યું તે વેળાએ નામ, દાસી સુતનું વિદુર કહીને ગોર ગયા અભિરામ. ૩૫ એવી રીતે ત્રયણે બાળક દીન દિન મોટા થાય; બાળક ભેગા રમવા જાયે અંધ પાંડું મહા કાય. ૩૬ ॥ વલણ ॥ ત્યાર પછી વિદ્યા ભણ્યા શીખ્યા સર્વ કળાયરે, દુર્ગો કહે પછી પરણીયા તેનો કહું મહીમાયરેરે. ૩૭ ॥ ઇતી શ્રી પાંડવ ચરીતરે કવિ દુરગાશંકર વિરચીતે

મહા ભાર્થાંતર ગત આદિ પર્વણિ ધૃતરાષ્ટ્ર પાંડુ ઉત્પત્તિ કથનો નામ અષ્ટમો અધ્યાય. ॥ ૮ ॥

કડવું ૯ મું.

॥ રાગ મારૂ ॥ ધૃતરાષ્ટ્ર ને પાંડુ રાજંન, થયા દ્વાશદ વર્ષના તંન; ત્યારે ભિસ્મપિતાએ તે વાર, કર્યો પરણાવા કેરો વિચાર. ૧ દેશ ગંધાર કેરો ભુપાળ, નામ ગંધર્વ તેનું વિશાળ; તેને ગંધારી નામે કુમારી, વીશ કન્યા કેહેવાય એ નારી. ૨ તેનો વિવાહ કરે જેની સાથ, તેવો તે મરણ પામે છે નાથ; માટે પરણે નહીં કો રાજંન, રહી કુવારી કન્યા સદંન. ૩ તેને તેડીને ગંધર્વરાય, નીકળ્યા તિર્થ યાત્રા કરવાય; ફરતા ફરતા તે આવ્યા નરેશ; જ્યાં છે કારમો કંટાળ દેશ. ૪ કુંતીભોજ તે દેશનો રાય, મહા સત્યવાદી તે કહેવાય; તેણે ગંધર્વને દીઠા જ્યારે, તેડી લાવ્યા પોતે ઘેર ત્યારે. ૫ ગાંધારીને લેઇને તે રાય, રહ્યા ભુપતીને ત્યાં તદાય; કુંતીભોજ ને કુંતા કુમારી, એ તો મહાલક્ષ્મી જેવી છે નારી. ૬ સુરશેન યાદવની બાળ, વસુદેવની બેન વિશાળ; કુંતીભોજને સુરસેન રાય, મામાફોઇના એ તો કહેવાય. ૭ નો'તી કુંતીભોજને પ્રજાય, તેથી ચિંતા કરે ઘણી રાયઃ ત્યારે સુરસેને પોતાની બાળ, આપી કુંતા તેને તતકાળ. ૮ તેને કુંતીભોજે તો ઉછેરી, ગુણ સાગર લાવણ્ય લેહેરી; ગાંધારીને કુંતાજીને ત્યાંય, થયો સ્નેહ ઘણો માંયમાંય. ૯ એવામાં આવ્યા દુર્વાસા ગોર, જેનું તપતણું ઘણું જોર; તેને કુંતાજી લાગીયાં પાય, હાથ જોડીને બોલ્યાં તદાય. ૧૦ ગુને આપોને વરદાન એવું, મન ગમતો પતી મળે તેવું; ત્યારે બોલ્યા મુની મહારાજ, નાહીધોઇને આવ્ય તું આજ. ૧૧ સુણી

ગાંધારીએ એહ વાત, ત્યારે વિચાર્યું તેણે સાક્ષાત; જાણે કુંતાજીના હુંતો પેહેલી, વર માગી આવું વેહેલી વેહેલી. ૧૨ એવું વિચારી ગાંધારી નાર, આવી આધું ઓઢી નિરધાર; પછી મુનીને કહે છે વચંન, કરો કૃપા હવે દ્વિજ તંન. ૧૩ ત્યારે મુનીવર કહે સુણ નાર, મળશે છત્રપતિ ભરથાર; તેથી ગર્ભ રહેશે તને સાર, શત પુત્ર થશે શિરદાર. ૧૪ ત્યારે ગાંધારી કહે રૂષીરાય, શત પુત્ર શી રીતે પમાય; અલ્પ આયુષ્ય ને પ્રજા ઘણી, માટે કહો ઉત્પત્તી તે તણી. ૧૫ ત્યારે વિપ્ર કહે જન્મશે ઈંડ, નાળીયેર જેવું તે પ્રચંડ; ઘૃત પાત્રમાં મુકવું તેહ, તેથી ફાટશે જરૂર એહ. ૧૬ થાશે જીવજીવ જેવા કુમાર, કાળે કરીને વધશે સાર; પછી ગાંધારી મુકામે ગઇ, ત્યારે કુંતા આવી ઉભી રહી. ૧૭ કહે મુનીને કીધું મેં સ્નાન, વર આપો હવે ભગવાન; ત્યારે દુર્વાસા કોપ્યા અપાર, અતિ લોભ થયો તને નાર. ૧૮ સામટા પુત્ર સો લેઈ ગઈ, તોએ તૃપ્ત હજુ નવ થઇ; ત્યારે કુંતા કહે મુનીરાજ, એ તો ગાંધારીનું હશે કાજ. ૧૯ આધુ ઓઢીને છેતરી ગઇ, સત્ય વાત હતી તે મેં કહી; ત્યારે ધ્યાનમાં જોયું મુનીશ, ચઢી ગાંધારી ઉપર રીસ. ૨૦ પછી કુંતાને કહે મુનીરાય, તને મંત્ર આપું આ વેળાય; તેહ મંત્ર જપીશ જે વાર, તેથી દેવ થશે વશ સાર. ૨૧ એવું કહી આપ્યા પાંચ મંત્ર, પુજા પાઠનો બતાવ્યો તંત્ર; પછી બોલ્યા ત્યાં તો રૂષીરાય, જ્યારે લગ્ન સમો તારો થાય. ૨૨ ત્યારે જપજે મંત્ર તું નાર, તેથી દેવ થશે ભરથાર; તારા પુત્ર થશે બળવાન, જેને સ્હાય સદા ભગવાન. ૨૩ યશ કિર્તિવાળા વિશાળ, ગાંધારીની પ્રજા કેરા બાળ; એવું વરદાન આપી તે

કામ, ગયા દુર્વાસા પોતે મુકામ. ૨૪ હવે ગાંધર્વ રાજા તે વાર, થયા ઘેર જવાને તૈયાર; પુત્રી ગાંધારીને તેડી સાથ, આવ્યા નગ્ર વિશે ભુમી નાથ. ૨૫ એટલામાં ગાંગેવનો દાસ, આવ્યો ગાંધર્વ રાજાની પાસ; તેણે કહ્યું રાજાનું વચન, આપો પુત્રી તમારી રાજંન. ૨૬ માગે ગાંગેવજી મહારાજ, ધૃતરાષ્ટ્રને પરણાવા કાજ; એવું સુણીને ત્યાંતો ભુપાળ, આપી ગાંધારીને તતકાળ. ૨૭ ચાલ્યો ચાકર લેઇને ત્યાંય, આવ્યો હસ્તિનાપુરની માંય; પછી વિચાર્યું ગાંગેવ રાય, વીશા કન્યા પતિ શાત ખાય. ૨૮ માટે મંગાવ્યા ઘેટા તે ઠાર, તેની જોડે કર્યો વિવા સાર; એક ઘેટાતણો નાશ થાય, ત્યારે બીજાનો કરે વિવાય. ૨૯ એવી રીતે મુવા પશુ સોય, વિશા કન્યા તણું મુખ જોય; પછી ધૃતરાષ્ટ્રને પરણાવ્યા, તેને શ્રી હરીએ તો બચાવ્યા. ૩૦ કહે કેટલા અજ્ઞાની વાત, વર્યો નંદી ગાંધારીની સાથ; એ તો કલ્પિત જુઠી કથાય, નથી કોઇ પુરાણમાં રાય. ૩૧ હવે કર્ણની ઉત્પત્તી જેહ, કહું વિસ્તારી તુજને તેહ; કુંતા મંત્ર પામ્યા પછી સાર, વિત્યા ચોમાસાના માસ ચાર. ૩૨ ત્યારે કુંતાએ કીધો વિચાર, ખરો ખોટો તપાસું આ વાર; એવું ધારીને મનની માંય, ગઇ આગ હતો વળી ત્યાંય. ૩૩ તેમાં મંત્ર જપ્યો જેણીવાર, ત્યારે આવીયા સુર્ય તે ઠાર; કહે છે કુંતાને આપ વિહાર, તારો સ્વામી થયો હું તો સાર. ૩૪ સુણી કેહેવા લાગી એ તો બાળ, મારો પિતા હણે તતકાળ; નથી પરણાવી મુજને નાથ, કેમ સંગ થાએ તમ સાથ. ૩૫ ત્યારે સુર્ય કહે સાંભળો નાર, શીદ મંત્ર જપ્યો આણીવાર; મારૂં દર્શન ખાલી નહીં જાય, થશે પુત્ર તણી તો પ્રજાય. ૩૬ સુણી કુંતા બની ગયાં

બોત, જાણ્યું આ સમે આવીયું મોત; ત્યારે સુર્ય કેહે સાંભળો નારી, રહેજો બે ઘડી હૈયાં વિચારી. ૩૭ થશે કાનમાં ચેળ અપાર, તેથી મેલ નીકળશે સાર; તેહ મેલથી થાશે પ્રજાય, કર્ણ પુત્ર મારો મહા કાય. ૩૮ તેને મુકી જતિ રહેજે તુંય, એની રક્ષા કરીશજ હુંય; એવું કહીને ગયા સુર્ય દેવ, બેઠાં બાગમાં કુંતાજી એવ. ૩૯ આવી કાનમાં ચેળ તે વાર, મેલ નીકળ્યો ઝાઝો તે ઠાર; તેને ભેગો કરી મુક્યો જ્યારે, થયો પુત્ર તેમાં થકી ત્યારે. ૪૦ તેને રૂમાલે વીંટીને નાર, મુકી ઘેર આવી નીરધાર; પછી ભુપના સેવક જેહ, આવ્યા બાગ વિશે વળી તેહ. ૪૧ તેણે દિઠો સુવાડેલો બાળ, અતી સુંદર નેત્ર વિશાળ; તેને લઇ ગયા રાજાની પાસ, સોંપ્યો ભુપતિને તે પ્રકાશ. ૪૨ જોયો કુંતીભોજે પુત્ર જ્યારે; મોકલી દીધો દિલ્લીમાં ત્યારે; સોંપ્યો ગાંગેવને તે કુમાર, સેવકોએ ત્યાંતો નિરધાર. ૪૩ દીઠો ગાંગેવે સુંદીર તંન; ત્યારે વિચારયું તેમણે મંન; આતો દેવાંશી દેહ વિશાળ, કોઇ ભુપતી કેરોજ બાળ. ૪૪ પછી દાશીને સોંપ્યો કુમાર, કર્ણ નામ પાડયું નિરધાર; હવે કુંતિભોજ જેહ રાય, તેણે કરયો કુંતાનો વિવાય. ૪૫ પાંડુ રાજાની સંગાથે સાર, લીધું લગ્ન ભુપે તેણીવાર; ગયા ગાંગેવજી લેઇ જાન, પુત્ર પરણાવીયો તેણે સ્થાન. ૪૬ આપી પેહેરામણી ઘણી રાય, વર કન્યાને કીધાં વિદાય; આવ્યા નગ્રમાં સરવે જંન, ઘણું ખુશી થયા ગંગાતંન. ૪૭ એવી રીતે પછી તેણીવાર, પરણ્યા વિદુર દાશી કુમાર; પછી ભિષ્મપીતાએ તે ઠાર; સોંપ્યો પાંડુને સૌ અધિકાર. ૪૮ પાંડુ રાજા ઘણા ગુણવાન, પાળે પ્રજાને પિતા સમાન; એક દોષ તેમાં છે નરેશ, જાય મ્રગયા માટે હમેશ.

૪૯ પાંડુ રાજા પછી નીરધાર, દેશ જીતવા નીકળ્યા સાર; આવ્યા મારવાડ દેશમાં જ્યારે; શલ્ય રાજાએ રાખીયા ત્યારે. ૫૦ હતી ભગની પોતાની જેહ, નામ માદ્રી રૂડું જેનું તેહ; તેતો પરણાવી પાંડુની સંગ, શલ્ય રાજાએ આણી ઉમંગ. ૫૧ પછો વિચિત્રવિર્ય કુમાર, આવ્યા નગ્રવિષે તેણીવાર; રાજ્યભોગને રામા વિલાસ, ભોગવે ભુપ આણી ઉલાશ. ૫૨ ॥ વલણ ॥ મ્રગયા કરતાં રાયને; શ્રાપ થશે નીરધારરે; દુર્ગો કહે તેતો કહે, મુનીવર તેણીવારરેરેરે. ॥ ૫૩ ॥ ઇતિશ્રી પાંડવચરીતરે કવિ દુરગાશંકર વિરચિતે મહાભાર્થાતર ગત આદિપર્વણી ધૃતરાષ્ટ્ર પાંડુ વિવાહ તથા કર્ણોત્પત્તી કથનો નામ નવમો ધ્યાયઃ ॥ ૯ ॥

## કડવું ૧૦ મું.

॥ રાગ સામેરી ॥ પાંડુ રાજા મ્રગયા કરવા નીકળે વનની માંય, મ્રગ કેશરીને મારે તેતો બાણુ ચઢાવી ત્યાંય. ૧ તે વનમાં તપ કરવા બેઠો બ્રાહ્મણનો કુંમાર, બાળપણામાં મેલી આવ્યો પરણેલી નીજ નાર. ૨ પતીને પગલે તેતો આવી સુંદરી વનમાં સાર, છેટે બેશી રૂદન કરે બહુ વિલાપથી તે વાર. ૩ ત્યારે તે વન કેરાં પક્ષી રોયાં તેણે ઠામ, બ્રાહ્મણને પછી કહેવા લાગ્યાં વાચા થઇ અભીરામ. ૪ અરે વિપ્ર તું આ શું કરે છે ધર્મથી ઉલટી વાત, પ્રજા વિના પરહરી તેં અગ્નિ વણુસમજે સાક્ષાત ૫ આશ્રમ ભેદથી ઉલટું કરશે શુભ જાણી સાધંન, તોતો પ્રભુ તારે નહીં તેને થાશે નર્ક પતંન. ૬ લગ્ન થયા પછી બે બાળક સુધી ભોગવવો સંસાર, ત્યારપછી વનમાં જઇ વસવું વાનપ્રસ્ત થઇ સાર॥ ૭ ગ્રહસ્થનો એ ધર્મ કહયો છે સૃતિ સ્મૃતિમમાં નિર-

ધાર, તેથી ઉલટો જે નર ચાલે તે જાશે જમદ્વાર. ૮ પ્રજા
થયા વિના જે તજવી પરણેલી અબળાય. તેનો રતુ ખાલી
જાતામાં બેસે દ્વિજ હત્યાય. ૯ રતુએ રતુએ હત્યા બેસે પુન્ય
બળે નિરધાર, માટે દ્વીજને પશુ પક્ષી કહે જાઓ કરો
સંસાર. ૧૦ એવી વાત સુણી તે વખતે ઉપજ્યું દ્વીજને
જ્ઞાન, અબળાની પાસે આવીને બોલ્યો તેણે સ્થાન. ૧૧ અરે
પ્રિયા છાનાં રહો હાવે સંકટ સરવે કાપુ, પાછો તો હું
નહી આવું પણ પ્રજા નિશ્ચે આપું. ૧૨ આ વેળા દીનકર
દેખે છે માટે કરો ઉપાય, તમે મ્રગલીનું રૂપ ધરો હું મ્રગ
થાઊં અબળાય. ૧૩ એવું કહીને પશુ થયાં બેઉ સંગ કર્યો
નિરધાર, એટલામાં ત્યાં આવી પહોચ્યા પાંડુ રાજા સાર.
૧૪ છેટેથી તે મ્રગને દેખી માર્યું તિક્ષણ બાણ, આવીને વાગ્યું
તે બેઉને પ્રથ્વી પડયાં નીરવાણ. ૧૫ બ્રાહ્મણને બ્રાહ્મણી
બેઉ પડીયાં અચેત થઇ તે ઠાર, પાંડુ રાજા એવું દેખી
પસ્તાયા અપાર. ૧૬ ત્યાર પછી તે પાસે આવ્યા લાગ્યા
બેઉને પાય, ભુલથકી મેં માર્યા તમને નથી હવે ઉપાય.
૧૭ તે વખતે બ્રાહ્મણીએ દીધો ભુપતિને તો શ્રાપ, અબળાનો
જો સંગ કરીશ તો મ્રત્યું થાશે આપ. ૧૮ આશા મારી
ભંગ કરી તેં લીધા બેઉના પ્રાણ, તેમાટે તુજને દુઃખ પડશે
નર્ક વિશે નિરવાણ. ૧૯ એવું કેહેતામાં તો મુકયો દંપતીએ
ત્યાં દેહ, વિમાનમાં બેશીને ચાલ્યાં સ્વર્ગભુવનમાં તેહ. ૨૦
રાજાએ તેમની ત્યાં કીધી દાહક્રિયા નિરધાર, ત્યારપછી મુકામે
આવ્યા અંબીકા કુમાર. ૨૧ કુંતાજીને વાત કહી તે શ્રાપ
તણી સાક્ષાત, માદ્રીને પણ જાણ થયું તે કરતી આંસુપાત.
૨૨ પાંડુએ ગાંગેવને પુછયું કરજોડી નિરધાર, બ્રહ્મ-

હત્યા મુકાએ શાંથી તે કહો તમે આચાર. ૨૩ ગાંગેવ કહે સરવે તિરથમાં કરવું જોઇએ સ્નાન, ત્યાર પછી માળા લઇ ભજવા રાત દિવસ ભગવાન. ૨૪ પાંડુએ તે વાકય સુણીને સોંપ્યું ભાઇને રાજ, ઘેર આવી તૈયાર થયા તે તિરથ કરવા કાજ. ૨૫ તે વેળા કુંતાને માદ્રી બોલ્યાં પતીની સાથ, અમને તો સંગાતે તેડો સેવા માટે નાથ. ૨૬ પતિની સાથે પત્નિ શોભે શાસ્ત્ર તણો એ ન્યાય, માટે મુકીને જાસો તે તો અતિ અન્યાય. ૨૭ એવું સુણીને પાંડવ રાજા પ્રસન થયા મનમાંય, અબળાને સંગાથે તેડી ચાલ્યા વનમાં ત્યાંય. ૨૮ સો સેવક સંગાથે રાખ્યા દશ ગાડાં ભરી ધને, વળતી ભીસ્મ-પીતાને વંદી ચાલ્યા સતિના તન. ૨૯ વૈશંપાયન એણિ-પેરે બોલ્યા સુણ જન્મેજય રાય, પાંડુએ જે તિર્થ કરયાં વળી તેનો કહું મહીમાય. ૩૦ વિશ્વનાથને કેદારેશ્વર નાગેશ્વર મહાદેવ, ઉજ્યેણને અયોધ્યા મથુરાં કાશીપુરી સુર સેવ્ય. ૩૧ પ્રાગરાજને પંચવટી વળી ગૌતમી ગંગા સાર, સિંધુને કાવેરી કૃષ્ણા જુમનાંજી નીરધાર. ૩૨ સરસ્વતિને તાપી રેવા વૈતરણી નિરવાણ, ગયા ગોમતી સરજ્યુ ક્ષીપ્રા સાબરમતી શુલપાણ. ૩૩ મધુવનને વ્રંદાવન તેવું નૈમીશા રણ્ય નીરધાર, મુળ પીઠ ત્રીકુટાચળ ડુંગર વિંધ્યાચળ ગિરી-સાર. ૩૪ માનસરોવર બિંદુ પંપા મચ્છ તિરથ બળવાન; નીલાચળ વાશી પુરૂશોત્તમ આદી પુરૂષનું સ્થાન. ૩૫ અં-બિકા મહાકાળી હરસીધ્ધ હીંગળાજ માતાય, સીધેશ્વરને પ્રભાસપાટણ ગોકર્ણેશ્વર રાય. ૩૬ હરીદ્વારને મુળ માંધાતા સેતુબંધ મહારાજ, બ્રહ્મકુંડને અગ્નિકુંડ વળી ચંદ્રકુંડ ગીરી-રાજ. ૩૭ એવી રીતે તિર્થ કરીને ભુપતિ તેણીવાર, કાલ-

કુટ પર્વતની પાસે આવી પોહોચ્યા સાર. ૩૮ ત્યાં આવીને આશ્રમ બાંધ્યો પર્ણકુટી રાજન; તે ઠેકાણે બ્રાહ્મણ રેહે બહુ મુનીવર કેરા તંન. ૩૯ વાનપ્રસ્થ આશ્રમને પાળે પાંડુ રાજા ત્યાંય; માદ્રીને કુંતાજી રહે છે પતિની આજ્ઞામાંય. ૪૦ તે દીનથી પાંડુ તો વશીઆ વન વિશે નિરધાર; ત્યારપછી શું નીપજ્યું પુરમાં તેનો કહું વીસ્તાર. ૪૧ ગાંગેવે ધૃતરાષ્ટ્રને સોંપ્યો રાજ્યતણો અધીકાર, વીદુરને દીવાન બનાવી ચલાવ્યો વ્યવહાર. ૪૨ ગાંધારીને ગર્ભ રહયો તે દીન દીન મોટો થાય, કળીયુગે પ્રવેશ કરયો મહી પ્રભુની એ ઇચ્છાય. ૪૩ ॥ વલણ ॥ પુરણ માસ થયા વળી પ્રસવ સમો નીરધારરે. દુરગો કહે કૈરવ થયા તેનો કહું વીસ્તારરેરેરે. ૪૪ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહા ભારથાંતર ગત આદી પર્વણી પાંડુના વનવાસ કૃતો નામ દશમો ધ્યાયઃ ॥ ૧૦ ॥

## કડવું ૧૧ મું.

॥ રાગ મારૂ ॥ પુરા માસ થયા વળી જ્યારે, સતી ગાંધારીને તેણવારે; એક અવતર્યું ઇંડ વિશાળ; દીઠું સુંદરીએ તતકાળ. ૧ ત્યારે સાંભર્યું તેને રાજન, રૂષી દુરવાસા કેરૂ વચન; ધૃત પાત્ર મંગાવી તે ઠાર; મુકયું ઇંડ તેમાં નીરધાર. ૨ ઝાઝે દીવશે ફાટ્યુંજ તેહ; તેમાં દેખાયો પુત્રોનો દેહ; જવ જેવડા પુત્રો તમામ, ગણ્યા ગાંધારીએ તેણે ઠામ. ૩ થયા એક સત નીરધાર, મુકયા જુદા જુદા તેને સાર; શત પુત્રમાં એક વિશાળ, બીજા કનિષ્ટ છે સૌ બાળ. ૪ પુત્ર અવતરયા કેરીજ વાત, જાણી અંધ પિતાએ સાક્ષાત; ત્યારે વિદુરને પુછયું રાગ; થશે કેવી તેની પ્રભુતાય. ૫ એવું સાંભળી

ભક્ત વિદુર; બોલ્યા સ્નેહ થકી ભરપુર; મોટો પુત્ર તમારો રાજંન; અતિપાપી થશે ભ્રષ્ટ મંન. ૬ કળીયુગે લીધો અવતાર; ધર્મ બુડાડવા આણી વાર; તેને ઉછેરશો તમે રાય; તેથી નવ્વાણુનો નાશ થાય. ૭ તેને મારતાં તો આંણે ઠામ, જીવે નવાણું પુત્ર તમામ; એવી સાંભળી વાણી જે વારે, થયો ભુપતીને ક્રોધ ત્યારે. ૮ અલ્યા બોલ્યો શું મુર્ખ વચંન, કેમ મરાય પાટવી તંન; પછી વિદુરજીએ તે વાત, બંધ રાખી ત્યાં થકી સાક્ષાત. ૯ તેડયા ગોરને રાજાએ સાર, નામ પાડવાને નીરધાર; આવ્યા કૃપાચાર્ય ગોર ત્યાંય, પોથી પંચાંગ લઈ સભા માંય. ૧૦ તેને ભુપતી કેહે અભી-રામ, પાડો પુત્ર તમામનાં નામ; ત્યારે ગોરે તપાસ્યું તે ઠાર, મીન લગ્ન હતું તેણીવાર. ૧૧ તેથી વીચારી મનની માંય, દદા ઉપર કહ્યાં બધાં ત્યાંય; જેષ્ટ પુત્ર તણું તેણે ઠામ, પાડયું દુર્યોધન એવું નામ. ૧૨ પછી ગોર ગયા નીજ ઘેર, ત્યારે નીપજી શી ત્યાંતો પેર; કાળે કરીને પુત્રો સૌ તેહ, વધ્યા વપુ થકી વળી એહ. ૧૩ ત્યારે ગાંધારીએ નીર-ધાર, ભ્રાત તેડાવ્યો પોતાનો સાર; નામ શકુની તેનું કહાવે, પુછે તેને તો અવળું બતાવે. ૧૪ રાખ્યો તે દીનથી તેને ત્યાંય, ખાનપાન કરે ઘરમાંય; હવે ધૃતરાષ્ટ્રે કીધો વીચાર. ભ્રાતને મોકલું સમાચાર. ૧૫ પછી પત્ર લખીને પ્રકાશ, મોકલ્યો દુત પાંડુની પાસ; વાંચ્યો પાંડુએ પત્ર જે વારે, ઘણો હર્ખ થયો છેજ ત્યારે. ૧૬ પણ સંભાળી દ્વીજનો શ્રાપ, પામ્યા અંતરમાં પરીતાપ; ચાલી નેત્રથી આંસુની ધાર, ગદ ગદ થયા તેણીવાર. ૧૭ ત્યારે કુંતાજી કહે ભરથાર, કેમ શોક કરોછો અપાર; સુણી પાંડુરાજા કહે નાર, મારો એળે

ગયા અવતાર. ૧૮ થયો જક્તમાં વાંઝીઓ નારી, નથી પુત્ર વિના ગતિ મારી; કહેછે પુરાણમાં ન્યાય એવો, વાંઝીઓ નર ચાંડાળ જેવો. ૧૯ તેનું મુખ જોતાં થાય કલેશ, રહે અમંગળ વળી વેશ; પુરવે કીધી જેણે હત્યાય, તેતો આ જન્મે વાંઝીઓ થાય. ૨૦ દેવી પીત્રીને મનુષ્ય ગણ, એવાં સૌને માથે ત્રણ રણ; પુત્રનું મુખ જ્યારે દેખાય, ત્યારે તે રણથી તો છુટાય. ૨૧ માટે ઉદવેગ થાય આ વાર, ગયો વંશ છતાં બેઉ નાર; મુને શ્રાપ તણો ભય જેહ, ભોગ ભોગવતાં પડે દેહ. ૨૨ તેથી દુખી હુંતો અબળાય, નથી સુજંતો કાંઇ ઉપાય; ત્યારે કુંતાજી કહે ભરથાર, એક ઉપાય છે આણીવાર ૨૩ મુને નાનપણામાં સ્વતંત્ર, આપ્યા દુર્વાસાએ પાંચ મંત્ર; જપ્યો એક તેમાંથી પ્રકાશ, હજુ ચાર રહ્યા મારી પાસ. ૨૪ એહ મંત્રનો એવો મહિમાય, તર્ત દેવ મારે વસ થાય; આપે પુત્ર તેતો તતકાળ, ઘણો તેજસ્વી થાય તે બાળ. ૨૫ તમે આપો આ વેળા આજ્ઞાય, તોતો ઉત્પન્ન કરૂં પ્રજાય; એવી રીતે કહ્યું સ્ત્રીએ જ્યારે, ઘણા રાજી થયા ભુપ ત્યારે; ૨૬ બોલ્યાં કુંતાની સાથે વચંન, ધર્મશાસ્ત્ર વિચારી મંન; આવી આપદા હોયજ જેને, માનવું માહારૂં વાકયજ તેને ૨૭ ઉંચ કુળથી લેવી પ્રજાય, શુભ કાળ તપાસી તદાય; ગર્ભ રહ્યા પછી અબળાય, તેહ પુર્ષનો સંગ ન થાય. ૨૮ આવી આપદા વીના જે નાર, કરે અન્ય તણો સંગ સાર; તેતો વ્યભીચારમાં ગણાશે, તેથી અંતે ગતિ ખોટી થાશે. ૨૯ આવીરીતે સુણો અબળાય, થયા પુરવે અનેક રાજાય માટે મંત્રથકી તમે નાર, કરો ઉત્પન્ન પ્રજા આવાર. ૩૦ ॥ વલણ ॥ કુંતા એવું સાંભળી મંત્ર જપે તે વારરે; દુર્ગા

શ્રોતા સુણો કહું તે વીસ્તારરેરેરે. ॥ ૩૧ ॥ ઇતી શ્રી ચરીતરે કવિ દુરગાશંકર વિરચીતે મહા ભાર્થાતર આદી પર્વણી કૌરવોત્પત્તી કથનો નામ એકાદશો ॥ ૧૧ ॥

## કડવું ૧૨ મું.

॥ રાગ સોરઠ ॥ નાહી ધોઇને કુંતાજીએ, મંત્ર જપ્યો ાર; એટલે યમ રાજા આવીને ઉભા તેણે ઠાર. ૧ કુંતા- સંગ કરયો કે પુત્ર થયો તતકાળ; અતી સુંદર તે ા કાન્તિ તેજસ્વી વિશાળ. ૨ ત્યાર પછી ફરી મંત્ર કે આવ્યો સુરનો રાય; તેણે પણ સુત તેવો આપ્યો ર મહા કાય. ૩ તેવી રીતે વાયુ કેરૂ ધ્યાન ધરયું જે એટલે તેણે આવી આપ્યો પુત્રજ સુંદર ત્યારે. ૪ તેવો ા શરીરે ભારે રૂષ્ટ પુષ્ટ નીરધાર; કુંતાજીના ખોળા- ઉછળી પડીયો બહાર. ૫ મુખ ફાડીને રૂદન કરે છે સ્વરથી તેહ; મુઠીઓ ભરીને ધુળ ઉછાળે આળોટે જેહ. ૬ ગીરી શીખરના જેવું માથું ટુંકા ટુંકા કેશ; ળા જેવી બે આંખ્યો બે મુખ ગુફાનો દેશ. ૭ વ્રક્ષ જેવા કર તેના સ્થંભ જેવા પગ સાર; એવા સુતને જોઇને ાં કુંતાજી તે ઠાર. ૮ તે વખતે નારદજી આવ્યા બ્રહ્મા- ાર; કુંતાજીને ધીરજ આપી સમજાવી નીરધાર. ૯ જી કહે કુંતા તારા ભાગ્ય તણો નહીં પાર; પુત્ર ઘણા ા વર થાશે સતવાદી શીરહાર. ૧૦ ત્યાર પછી માદ્રી ાવી કુંતાજીની પાસ; કર જોડીને કહેવા લાગી નાંખીને સ. ૧૧ અરે બેન મુજને પણ આપો એક મંત્ર ાર; સરખું છે અદ્રષ્ટ આપણું તેનો કરો વિચાર. ૧૨

એવું સુણીને કુંતાજીએ આપ્યો તેને મંત્ર, જપ કરવાની રીત બતાવી પાઠ પુજાનો તંત્ર. ૧૩ માદ્રીએ તે મંત્ર જપ્યો કે આવ્યા છે બે દેવ; અશ્વનિકુમાર પધારયા પ્રસંન થયા તતખેવ. ૧૪ તે બેએ દીકરા આપ્યા માદ્રીને નીરધાર; ત્રીકાળદર્શિત તે રૂપાળા લક્ષણવંતા સાર. ૧૫ ત્યાર પછી એ પાંચે સુતનાં પાડયાં મુનીએ નામ; જેષ્ટ પુત્રનું નામ ધરાવ્યું ધર્મ એવું અભીરામ. ૧૬ તે થકી નાનો તંન હતો જે ઇંદ્રતણો કુમાર; તેનું અર્જુન એવું પાડયું નામ વળી નીરધાર. ૧૭ તે બેઉનાથી નાનો જે છે વાયુનો સુત એહ; તેને ભીમ કહી બોલાવ્યો મુનીએ આણી સ્નેહ. ૧૮ માદ્રીના સુત વૈદ તણા છે તેજસ્વી ગુણવાન; સહદેવને નિકુળ ઠરાવ્યાં તેનાં તો અભીધાન. ૧૯ એવી રીતે પાંચે સુતનાં નામ કહી નીરધાર; સ્વર્ગલોકની માંય પધારયા બ્રહ્માના કુમાર. ૨૦ કુંતાજી બાળકને લેઇ આવ્યાં આશ્રમ માંય; પાંડુ રાજા પ્રસંન થયા બહુ પુત્રને દેખી ત્યાંય. ૨૧ દિવસે દિવસે તે તો બાળક વૃદ્ધિ પામે રાય; પાંચ વર્ષના પુત્ર થયા તે સર્વે રમવા જાય. ૨૨ આઘા જઇને ધુળ તણું એક નગ્ર બનાવે સાર; તેમાં ખાનાં કરીને કલ્પે ધામ અધાં નીરધાર. ૨૩ ધર્મ કુંવરને ભુપતી માની પાળે સૌ આજ્ઞાય; અર્જુનજી દીવાન બને છે ભીમ સિપાઈ થાય. ૨૪ સેહેદેવ ને નિકુળ એ બેઉ ત્યાંથી નાશી જાય; ભીમ તેને પકડી લાવે છે ધર્મ કરે શિક્ષાય. ૨૫ ત્યાર પછી તે પાંચે ભાઈ આવે જમવા ઘેર; એટલે માતા બેસાડીને પુછે સઉને પેર. ૨૬ દીકરા મારા તમને પુછું ન્યાયતણી એક વાત; જુઠું બોલવું કે ના બોલવું તે તો કો સાક્ષાત. ૨૭ ધર્મરાય કેહે પ્રાણ ગયે પણ જુઠું નવ

બોલાય; અર્જુન કેહે કોઇનો જીવ બચતાં બોલવું એ તો ન્યાસ. ૨૮ ભીમસેન કેહે માતા મારી સત્ય કહું છું વાત; સ્વારથમાં સો ફેરા બોલીએ જુઠું તો સાક્ષાત. ૨૯ સહદેવ કહેછે સમો વિચારી વહવું પ્રીય વચંન; નિકુળ કહે મિથ્યા બોલી પણ રાજી રાખવું મંન. ૩૦ કુંતાજીએ સૌની વાણી સાંભળીને નીરધાર, પોતાના મન મધે કીધિ પરીક્ષા તે ઠાર. ૩૧ ભીમસેનને ગણ્યો પ્રપંચી માતાએ મન માંય; ત્યાર પછી શિખામણ દીધિ કુંતાજીએ ત્યાંય. ૩૨ પછી સર્વે ભાઈ એકઠા થઇને ફળફુલ લેવા જાય; ભીમસેન સૌને બીવરાવે તેનો કહું મહીમાય. ૩૩ અજગર એક ઉપાડી લીધો હાથ વિશે નીરધાર; ત્યાર પછી એક વ્રક્ષ તળે જઇ બેઠો વાયુ કુમાર. ૩૪ વળતી મન વિચાર કરે છે એટલે આવ્યો વાઘ; તેને ભીમે પકડી લીધો સાચવીને વળી લાગ. ૩૫ તેના ઉપર બેઠો પોતે વાયુનો કુમાર; અજગર કેરો કરયો કોયડો સમરથ ગુણ ભંડાર. ૩૬ એવી રીતે ચાલી આવ્યો ભ્રાતની પાસે વીર; તેને જોઇને સર્વે બીન્યા મુકી મનની ધિર; ૩૭ ભીમસેન કેહે હ્યો કરડાવું ભ્રાત તમોને આજ; એવું કહી અજગર દેખાડે બીવરાવાને કાજ. ૩૮ ત્યારે તે ચારે જણ લાગ્યા ભીમસેનને પાય; ભાઇ અમને તું કરડાવીશ તો રડશે માત પીતાય. ૩૯ ભીમ કહે હું કહું તે કરવું સત્ય વળી સાક્ષાત; આજ તમોને ત્રાસ દેખાડયો તે જાણે નહીં માત. ૪૦ માતાજી વેહેંચીને આપે સૌને સરખું જેહ; છાનું માનું મુજને આપવું તમારે વળી તેહ. ૪૧ વાયુકુંવર કહે નહીં માનો તો કાલે કરૂં શિક્ષાય; આ એરૂ તમને કરડાવું તેથી મ્રત્યુ થાય. ૪૨ ત્યાર પછી તે સર્વે આવ્યા માતા

કેરી પાસ; ફળફુલનો ઢગલો ત્યાં કીધો આણીને ઉલ્લાશ ૪૩ કુંતાજીએ સૌને સરખાં વેંચી આપ્યાં સાર; ભીમસે લઇ ભાગ પોતાનો ત્યાંથી આવ્યો બહાર. ૪૪ તેની પું ચારે ભાઇઓ ચાલ્યા તેણીવાર; ફળ સર્વે ભીમસેનને આપ્ય ભુખ્યા રહી તે ઠાર. ૪૫ માતાએ તે વાતજ જાણી ને: થયાં છે લાલ; ભીમસેનને ઠપકો દિધો ક્રોધ કરી તે કાળ ૪૬ વાયુ સુત કહે માતા મારી નથી મારો અન્યાય; મુજને એ પરાણે આપે હું તો કહું છું નાય. ૪૭ ખોટું હોય તે પુછો તેમને સોગન દેઇ આ વાર; એમ કહીને આંખ્યો કાઢે ભાઇના સામી સાર. ૪૮ ચારે જણ વિચાર કરે કે જો કહીશું એ વાત; તો તો વનમાં કરડાવીને કરશે આપણી ઘાત ૪૯ પણ માતાજી સમજ્યાં મનમાં સ્વામીને કહી વાત; પાંડુ મન પસ્તાવા લાગ્યા સાંભળીને સાક્ષાત. ૪૦ ધર્મરાય તે ગાદિ કરીને બેસે આશ્રમ માંય; અર્જુનજી નીશાનજ તાકે ધનુષ્ય બનાવી ત્યાંય. ૫૧ ભીમસેન કસરત ખુબ કરીને મગદળીયા ઉપાડે; તેવી રીતે સહદેવ પોતે મહુરત વરતી કાઢે ૧૨ નિકુળ તો માળાઓ ગુંથે પુષ્પતણી તે ઠાર; ત્યાન પછી તે કંઠે ઘાલે શોભાનો નહીં પાર. ૫૩ એવી રીતે પાંડવ કરતા બાળલીલા રાજંન; હવે હસ્તિનાપુર તણી કહુ વાત વિચારી મંન. ૫૪ ॥ વલણ ॥ દ્વાદશ વર્ષતણો થયો, દુર્યોધન તે વારરે; દુર્ગો કહે પછી પરણીઓ ભાનુમતિ એક નારરેરેરે. ૫૫ ઇતી શ્રી પાંડવ ચરીતરે કવિ દુરગાશંકર વિરચીતે મહાભાર્થીતર ગત આદિપર્વણી પાંડવોત્પત્તિ તથા પાંડવ બાળલીલા વર્ણનો નામ દ્વાદશો ધ્યાયઃ ॥ ૧૨ ॥

## કડવું ૧૩ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા મુનિવર ત્યાં તો વચંન, તું તો સુણ, જન્મેજય રાજંન; પરણ્યો દુર્યોધન તેણીવાર, ઘેર આવી ભાનુમતી નાર ૧ ધૃતરાષ્ટ્રે પછી નીરધાર, સોંપ્યો રાજ્ય તણો અધિકાર; થયો ભુપતિ દુર્યોધન, ત્યારે વિચાર્યું તેણે મંન. ૨ સ્થાપિયો મંત્રી શકુનીજ દુષ્ટ, કર્યા વિદુરને પદ ભ્રષ્ટ; દુઃશાસન નામે પોતાને ભ્રાત, કર્યો સેનાપતિ તે સાક્ષાત. ૩ સુર્ય કુંવરને મિત્ર ધારી, આપી પ્રેમ કરી ફોજદારી; કશી વાતની કરવા સહલાય, ચારે ચાંડાળ એકઠા થાય. ૪ રહી એટલે એતો કથાય, કહુ પાંડવનો મહિમાય; એક દિવસનો સમાજોગ, થયો પાંડુને કામનો રોગ. ૫ કુંતા જળ ભરવા ગયાં જ્યારે, કહ્યું માદ્રીને વાચ તે વારે; રેહેજે મુકામમાં મહારી બેહેન, નથી આજ પતીને તો ચેન. ૬ એવું કહી કુંતાજી તે વાર, ચાલ્યાં ઉતાવળાં નીરધાર; પછી માદ્રી આવી પતિ પાસ, બેઠી સનમુખ આણો ઉલ્લાસ. ૭ તેના રૂપ તણો નહી પાર, જોઈ મોહ પામ્યા નૃપ સાર; ઉઠયા ઝાલવાને શુદ્ધ ગઇ, ત્યારે ચિંતા ચતુરાને થઇ; ૮ ઝાલ્યો ભુપતિએ કર જ્યારે, બોલી તારૂણી વચંન ત્યારે; અરે સ્વામી નથી ભોગ સારો, શ્રાપ બ્રાહ્મણનો તે વિચારો. ૯ થશે આ સમે તમારો કાળ, અમે રહીશું અંતરિયાળ; તોય માન્યું નહીં તેણીવાર, થયું વ્યાકુળ મંન અપાર. ૧૦ ભોગ ભોગવતાં એહ રાય, પડયા મુરછીત થઇ મહાકાય; થયો માદ્રીને શોક તે વાર, કરે રૂદન ત્યાં નીરધાર. ૧૧ એવે આવીયાં કુંતા તે ઠાર, જાણ્યો વિઘ્ન તણો તો પ્રકાર; બેઠાં સ્વામીની પાસે સુંદરી, કરે રૂદન આંસુડાં ભરી. ૧૨ એટલે

આવ્યા પુત્ર તમામ, દીઠી માતાને રડતી તે ઠામ; ભીમ-
સેને પુછયું પછી સાર, કેમ માતા રડો આણીવાર. ૧૩ બોલ્યાં
સાંભળી કુંતાજી વાણ, તારા પીતા તો તજે છે પ્રાણ;
ત્યારે ભીમને ભ્રાત તમામ, બેઠા પીતાને વીંટી તે ઠામ. ૧૪
પાંડુરાજાનો મુંઝાય પ્રાણ નથી નીકળતો નીરવાણ; પછી
બોલીયો વાયુ કુમાર, કેમ મુઝાઓછો પીતા સાર. ૧૫
ત્યારે પાંડુ કહે સાંભળ તંન, મારૂ માન્ય તું એક વચન; મોટો
ભાઇ તારો ધર્મ જેહ, તને કહે તે કરવું એહ. ૧૬ તેની
સેવા કરવી નીરધાર, આપ કોલ તેનો આણીવાર; ભીમે
કોલ આપ્યો જેણીવારે, નીકળ્યો પ્રાણ પાંડુનો ત્યારે. ૧૭
પછી ધર્મ કહે નિરધાર, ડોળી બાંધી પીતાને લ્યો સાર; ત્યારે
ભીમ કહે સુણો વાત, લેઇશ હાથ વિશે હું તો તાત. ૧૮
એમ કહી ધાલ્યા બેઉ હાથ, લીધા ઉચકીને નર નાથ; કહ્યું
સર્વને ભીમે તે વાર, ધીમે ધીમે આવો નીરધાર. ૧૯ લેઇ
પીતાને વાયુ સંતાન, આવી ઉભો જ્યાં છે શમશાન; હેઠા
સુવાડી તાતને તેહ; કાષ્ટ વિણી લાવ્યો પુષ્ટ દેહ. ૨૦ એટ્રે
આવ્યા ત્યાં સરવે ભ્રાત, ચીતા બનાવી દીધિ સાક્ષાત; સુવા-
ડયા તાતને તેની માંય, ધર્મે અગ્નિ મુકયો પછી ત્યાંય.
૨૧ કૃત્ય શાસ્ત્ર પ્રમાણે સૌ કીધું, વિધિથી દેન પીતાનું દિધુ;
તેણે સમે માદ્રિ રાણી જેહ, થઇ સતી પતી પુંઠે એહ. કહે
આ ઠેકાણે ઘણા વ્યાસ કરૂં તે સત્રળું હું પ્રકાશ. ૨૨ પાંડુ
રાજાનું કાળજુ જેહ, કર્યું સહદેવે ભક્ષણ તેહ; તેને છેત-
રવા આવ્યા ઇશ, વિપ્ર રૂપ ધરી જુગદિશ. ૨૩ એતો ગાલ
કથા છે તમામ, નથી વર્ણવિયું કોઇ ઠામ; નર માંસ કરે ભક્ષ
જેહ, રહે નર્કના કુંડમાં તેહ. ૨૪ ઘણા જ્ઞાની સહદેવ કહે-

વાય, કે માંસ પીતા કેમ તણું ખાય; કેટલા કહે છે સુંધ્યું સાક્ષાત, પણ મીથ્યા એ સઘળી વાત. ૨૫ દેન પીતાનું દેઇ તે ઠાર, આવ્યા આશ્રમ વિશે કુમાર; પછી ત્યાં હતા જે મુનિરાંય, તેને કહેવાને લાગ્યાં કુંતાય. ૨૬ તમે સાંભળો મુની મહારાજ, ચાલો અમારી સંગાથે આજ; હસ્તિનાપુર નગ્ર છે જેહ, મુળ મુકામ અમારો તેહ. ૨૭ સુણી વાતો કુંતાજીની સાર, થયા વિપ્ર સંગાથે તૈયાર; થોડી મુદતમાં તેણે ઠામ આવ્યાં નગ્રની માંય તમામ. ૨૮ હતી કચેરી જ્યાં નીરધાર આવ્યા વિપ્ર તેડી તેણે ઠાર; બેઠા હતા જ્યાં ગંગાના બાળ, સોંપ્યા પુત્ર તેને તતકાળ. ૨૯ પછી બ્રાહ્મણો આવ્યાતા જેહ, ગયા પોતાને મુકામે તેહ; કોઇ ઠેકાણે એવી કથાય, કહે ઋષિ તું સાંભળ રાય. ૩૦ આવ્યા પાંડવ વનમાંથી સાર રહ્યા ભાગોળે તે નીરધાર; જોયું સેહેદેવે મહુરત ત્યાંય, કાલે પેસાશે નગ્રની માંય. ૩૧ પછી ભીમ બોલ્યો પરમાણ, ફળ ફુલ લાવું નિરવાણ; એવું કહિને કુંતા કુમાર, આવ્યો બાગ વિષે નરધાર. ૩૨ એતો દુર્યોધન કેરો બાગ, તેમાં તે પેઠો સાચવી લાગ; મુળ સુદ્ધાં ઉપાડયાં છે વ્રક્ષ, તે પછાડયાં હેઠાં પ્રત્યક્ષ. ૩૩ તેવું જોઇને માળી તે ઠાર, આવ્યો હુંકારા કરતો અપાર; તેને ભીમસેને ઝાલ્યો ત્યાંય, પછી ઘાલ્યો બગલની માંય. ૩૪ ચાંપ્યું સ્વલ્પ તેનું ત્યાં તો અંગ, થયાં ગાત્ર તેથી સઉ ભંગ; પછી જીવતો મેલ્યો રાજંન, આવ્યો તે તો જ્યાં દુર્યોધન. ૩૫ કહયો બાગ તણો સમાચાર, ત્યારે સ્તબ્ધ થયો દુષ્ટ સાર; કરી આજ્ઞા મલ્લને ત્યાંય, લાવો બાંધી એને સભા માંય. ૩૬ ચાલ્યા સામટા સો મલ્લ તેહ, જેના વ્રક્ષ જેવા મોટા દેહ; આવી કીધો તેણે

સિંહનાદ, સુણ્યો કુંતા સુતે તેનો સાદઃ પછી તતપર થઈ તે ઠામ, કર્યો મલની સાથે સંગ્રામ; દાવ પેચ થકી દોટ કાઢે, એક હડફેટે હેઠળ પાડે. ૩૮ પછી બેઠો છાતીપર વીર, સુત કુંતા તણો રણધીર; મારે ઢીકા તાણી નીરવાણ, એવી રીતે લીધા તેના પ્રાણ. ૩૯ માર્યો મલ્લને ભીમેજ જ્યારે, ત્રાસ પામ્યો દુર્યોધન ત્યારે; કહ્યું ગાંગેવને તે તમામ, એક બાડીઓ આવ્યો આ ઠામ. ૪૦ તેણે મલ્લને માર્યો આજ; કરયું બાગ બગાડયાનું કાજ; સુણી ગાંગેવ કહે તત-કાળ, હશે ક્ષત્રી તણો કોઈ બાળ. ૪૧ હવે મલ્લને મારી તે ઠાર, આવ્યો મુકામે વાયુ કુમાર; આપ્યાં ફળ ફુલ સર્વે તેહ, કહી હકીકત બની જેહ. ૪૨ સુણી માતાએ ઠપકો દીધો, પછી ફળફુલ અહાર કીધો; બીજે દીવસે પાંચે કુમાર, થયા શેહેરમાં જાવા તૈયાર. ૪૩ માતા કુંતા આગળ ચાલી ત્યાંય, એવી રીતે આવ્યા સભામાંય; કર્યું ભીષ્મને કુંતાએ જાણ, થયું વનમાં જે નીરવાણ, ૪૪ પાંડુ રાજા તણો થયો નાશ; કહ્યું વિસ્તારીને પ્રકાશ; ત્યારે ગાંગેવે વિચારી મન, પાસે બોલાવ્યો દુર્યોધન. ૪૫ કહી તેહને વીસ્તારી વાત, આતો પાંચે જણા તારા ભ્રાત; કુંતા સતી તારી કાકી થાય, પાંડુ રાજા તણી અબળાય. ૪૬ સુણી દુષ્ટ થયો ઉદાશ, લેશે ભાગ જાણે મારી પાસ; પછી વીચારી મનમાં વાત, બોલ્યો દાદાની સાથે સાક્ષાત. ૪૭ મારા કાકાને વિપ્રનો સાર, હતો શ્રાપ વળી નિરધાર; ભોગ ભોગવતાં જાયે પ્રાણ, કેમ પુત્ર થયા નીરવાણ. ૪૮ કાકી કપટ કરીને આવી, સાથે ભુતડાં સાધીને લાવી; તેને ભરાત શીરીતે મનાય, ભાગ રા-જ્યમાં કેમ અપાય. ૪૮ ત્યારે કુંતાજીએ તેણે ઠાર, સ્મર્ણ

કરયું પ્રભુનું અપાર; હરી હસ્તીનાપુરી એટલે ત્યાંયે આવ્યા નારદ સભાની માંય. ૫૦ તેણે સાક્ષી પુરી નીરધાર, થયા મંત્રથી એતો કુમાર; પાંડુ રાજાનું પાળી વચન, કર્યા પુત્ર કુંતાએ ઉત્પન્ન. ૫૧ એવું સાંભળ્યું વાક્ય જે વારે, ખેદ પામ્યો ઘણો દુષ્ટ ત્યારે; પછી વીચારીને તેણે ઠામ, આપ્યો રેહેવાને જુનો મુકામ. ૫૨ તેમાં પ્રેત વસે છે અપાર, નથી રહેવાતું કોઇથી સાર; મધ્ય રાત્રી જ્યારે ત્યાંનો જાય, ખાઉ ખાઉ એવો શબ્દ થાય. ૫૩ ગયાં કુતા રેહેવા તેણે ઠામ, તેડી પુત્ર પોતાના તમામ; સાથે આવી અનુચરે ત્યાંય, પોચાડયાં જીર્ણ મેલની માંય. ૫૪ વલણ ॥ જુના મેહેલ વિષે રહ્યા, પાંડવ પાંચે ભ્રાતરે; દુર્ગો કહે પછી ભીમને, ભુત મળ્યાં સાક્ષાતરે. ૫૫ ઇતી શ્રી પાંડવ ચરિત્રે કવિ દુરગાશંકર વિરચિતે માહાભારથાંતર ગત આદીપર્વણી પાંડુ નર્ગ તથા પાંડવ હસ્તિનાપુર આગતો નામ ત્રયોદશોધ્યાય

કડવું ૧૪ મું.

॥ રાગ આશાવરી ॥ રાત પડી ત્યારે સર્વે સુતાં મેહેલ વિષે નિરધાર, ભીમસેન એક જાગતો છે એતો સાતપે માળેરે સાર. ૧ મધ્ય રાત્રી જતાં સર્વે આવીયાં પ્રેત ભેગાં થઇ તેહ, વિકાળ રૂપ કરી બીવરાવા તેણે વધાર્યો દેહ. ૨ આવીને તેમણે શબ્દ કર્યો વળી ખાઉ ખાઉ એવો જ્યારે, ભીમસેને મનમાં વિચારીયું ચેટક છે આણીવારે. ૩ વીરજ રાખીને બોલ્યો પછી ત્યાં તો કુંતા તણોરે કુમાર, ભાઈ તમે સૌ ખાઓ મુને જેથી ત્રપ્ત થશો આણીવાર. ૪ પણ દેહ મારો તો કઠીણ છે તેથી ખાતાં નહીં ફાવે જરાય, માટે બધાં મળી ગઢડા મુજને જે થકી ઢીલુ થવાય. ૪ પછી તે પ્રેત

બધાં પાસે આવી તે રાજી થઇને તમામ, ભીમની ઉપર ચ-
ઢીને ગદડે કુદી કુદી તેણે ઠામ. ૬ કુંતા કુંવરનો થાક મટયો
ત્યારે બોલ્યા વિચારી વચન, હવે ઘણું અંગ ઢીલું થયું
માટે ઉતરોને પ્રેત જંન. ૭ બે બાજુએ બેશી ખાવા માંડે
મુને વાર ન કરો લગાર, એકથી અનેક તૃપ્ત થશો મારો
ભાગ્યતણો નહીં પાર ૮ પછી બે બાજુએ પ્રેત બેઠાં ત્યારે
ભીમ ઉઠયા નીરધાર, ક્રોધ કરી તેને ઘાલીયાં બાથમાં પ્રેત
તમામ તે ઠાર. ૯ જોર કરી તેને દાબ્યાં તે વખતે દીવ્ય
થયો તેનો દેહ, ઉદ્ધાર પામ્યાં તે ભીમના સ્પર્શથી અવગતી
પામ્યાં ત્યાં જેહ. ૧૦ અજ્ઞાની લોકો કહે છે ઘણા બાંધ્યું તો-
રણ ભુતોનું ત્યાંય, પણ પ્રેતનું અંગ આવે નહી વળી કોઇ
તણા કરમાંય. ૧૧ અરૂપી છે તોયે સ્વરૂપી ભાસે છે મ-
નુષ્ય તુલ્ય જણાય, વાસના થકી એ ત્રપ્ત થશે માટે ઉદ્ધાર
પામ્યાં એ ન્યાય. ૧૨ પ્રાતસકાળે ઉઠયાં પછી સરવે ભ્રાતને
કુંતાજી માત, રાત તણી જેહ વાત બની તે ભીમે કરી ત્યાં
પ્રખ્યાત. ૧૩ સાંભળીને સઉ આશ્ચર્ય પામીયાં ભીમને કેહે
ધનશ્યન, ત્યારપછી ત્યાં શું નીપન્યું તે તું સાંભળનેરે રાજંન.
૧૪ ધર્મ તો પાઠને પુજા કરે નેમ ભીમ અખાડામાં જાય;
અર્જુનને અતિ વિદ્યા ભણ્યા તણી ચિંતા તો મનમાં થાય.
૧૫ સેહેદેવ શ્રી હરીને ભજે ભાવથી કરે ઉપાસના સાર,
નીકુળ તો વરણાગી કરે નીત્ય નવા પેહેરી શણગાર. ૧૬
અર્જુન એકલો જાય કચેરીમાં દુર્યોધન કેરી પાસ, ત્યારે એ-
ને મંત્ર પુત્ર કહે સઉ તે થકી થાય ઉદાશ. ૧૭ દુર્યોધન દુષ્ટ
કામ કરાવે છે અરજુન પાસે અપાર, તોપણ પારથ નીત્ય
આવે ગુણ શીખવા માટે તે ઠાર. ૧૮ મંત્ર પુત્ર એવું મેહેણું

સુણી થયો દુર્બળ દેહ તમામ, માતાએ પુછ્યું તે વખતે
પુત્રને કેમ સુકાયો તું આમ. ૧૯ અરજુન કેહે કહુ કારણ
માવડી પણ મુજને એક ત્રાસ; ભીમસેન જ્યારે વાત જાણે
ત્યારે કૌરવનો કરે નાશ. ૨૦ તે વખતે એહ બારણે ઉભો
નો માટે સંતાયો તે ઠાર, અરજુનનું કહેવું સરવે સાંભળ્યું
ઇશ્વર ઇચ્છાથી સાર. ૨૧ વીજય વાત કરી રહયો વળતી
ભીમ આવ્યો ઘરમાંય, ત્યાર પછી સૌ જમવા બેઠા પાંચે
ભાઇ મળી ત્યાંય. ૨૨ જમીને અરજુન ચાલ્યો કચેરીમાં
તેની પુઠે ભીમ જાય, તે વારતા નથી માલમ પાર્થને સત્ય
કહું તુને રાય. ૨૩ કોટની પાછળ સંતાયો વળતી વાયુ
કુંવર રણધીર, અરજુન તો આવ્યો કચેરીમાં ત્યારે બોલ્યો
દુર્યોધન વીર. ૨૪ મંત્ર પુત્ર કેમ મોડો આવ્યો એવું કહી
ખીજ્યો અપાર, એટલે ઉછળીને પડ્યો કોટથી વાયુ તણો
સુત સાર. ૨૫ ભીમ કહે અલ્યા દુર્યોધન તારી જેને તપાશીને
કરણી, અંધ તણો સુત તું તો અલ્યા તારી મા તો પશુ વેરે
પરણી. ૨૬ એવું સુણ્યું સત ભ્રાતે એ વખતે ઉપજી અતર
રીસ, સોયે મળીને મારવા માંડયો ભીમને તો તેણે દીશ.
૨૭ ભીમસેને તેને બાથમાં ઘાલીઆ સૌને એકે ફેરે સાર,
પછી તેને પૃથ્વીમાં પછાડયા ઉપર મારીઓ માર. ૨૮
અરજુન વચમાં આડો પડયો અને મુકાવ્યા જીવતા તેહ,
ત્યાર પછી ભીમ નાશી આવ્યો ઘેર વીકાળ છે જેનો દેહ.
૨૯ કચેરીના કામદાર હતા તેણે સૌ બાહને ચીરધાર,
ડોળીમાં ઘાલીને મોકલીયા ધૃતરાષ્ટ તણે દરબાર. ૩૦
તેણે સમે ઝટ જાણ્યું ગાંધારીયે ભીમ તણું કૃત્ય સાર,
ત્યાર પછી પુત્રને ભરી હળદર વાગેલામાં તેણે ઠાર. ૩૧

ત્રીસ દીવસ તે ખાટલે રહ્યા ને પીડા પામ્યા ઘણા રાય. સાંધા ભાગેલા તે સાજા થયા પછી પાપી કચેરીમાં જાય. ૩૨ તે દીનથી ત્રાસ ભીમનો તેહને અંતર માંહી અપાર, માટે દુર્યોધને મામાને પુછયો મારવા કેરો પ્રકાર. ૩૩ શકુનિ કેહે સુણ ભાણા મારા જ્યારે આવશે સમય એહ, તે વખતે તુજને હું ચેતાવીશ નથી જરાય સંદેહ. ૩૪ ॥ વલણ ॥ ત્યાર પછી તે સો જણા મ્રગયા કરવા જાયરે, દુર્ગો કેહે ગુરૂ ત્યાં માગ્યા તેનો કહું મહિમાયરેરે. ૪૫ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વિરચિતે મહાભાર્થાતર ગત આદીપર્વણી પ્રેતોદ્ધાર તથા ભીમ દુર્યોધન સંવાદ વર્ણનો નામ ચતુર્દશો ડધ્યાય સંપુર્ણ.

### કડવું ૧૫ મું.

॥ રાગ મારૂની દેશી ॥ હવે કૌરવ સર્વે જેહ, ગયા મ્રગયા માટેજ તેહ; મહા દારૂણ વનમાં રાય, લાગી તે તે સર્વે ને તૃષાય. ૧ ત્યારે ખોળવા માંડયુંજ વારી, કંઠ સુકાયા પાણી પોકારી; એવે આવ્યો ત્યાં કુવો વિશાળ, તેમાં જોયું તપાશી તે કાળ. ૨ ત્યારે દીઠું નહીં તેમાં નીર, ગઇ તે સમે સર્વેની ધીર; દુર્યોધનના ચરણનું જેહ, હતું ઉપાન સુંદર તેહ. ૩ પડયું કુપ વિશે નિરધાર, સાથે રૂમાલ હતો તે સાર; તેને કાઢવા માટે બહાર, ઘણો શ્રમ કરે જે કુમાર. ૪ એવામાં ભારદ્વાજના બાળ, આવ્યા દ્રોણ મુનિ તતકાળ; તેણે પુત્રોને પુછયું ઠાર, કેમ ગ્લાની પામ્યા નિરધાર. ૫ કોના કુંવર ને શું નું નામ, કહો વિસ્તારીને આણે ઠામ; ત્યારે કૌરવ કેહે રૂષિરાય, ધૃતરાષ્ટ્ર અમારા પિતાય. ૬ હસ્તિના પુરમાંહી નિવાસ, તેહ નગ્રના ભુપ પ્રકાશ; આવ્યા મ્રગયા

આ ઠાર, લાગી તૃષા તેમાં નિરધાર. ૭ જોતાં કુપ વિષે
સ્થાન, પડ્યું વસ્ત્ર ને એક ઉપાન; તેને કાઢવા માટે
ાજ, ઘણો શ્રમ કર્યો અમે આજ. ૮ પણ નિકળે નહીં
ાય, પાણી વીના તો પ્રાણ મુઝાય; ત્યારે દ્રોણ કહે સુણો
, લાવો દર્ભ તમે તત્કાળ. ૯ એવું સાંભળી કૌરવ
લાવ્યા દર્ભ સળી બળવંન; દ્રોણે મંત્ર ભણી મુકી
પડી એટલે કુપની માંય. ૧૦ તેથી પ્રગટયું તોય
ર, ઉભરાયો કુવો નીરધાર; તર્યું ઉપાનને વસ્ત્ર તેહ,
ા પાણીનો પ્રવાહ જેહ. ૧૧ એવું જોઇને આશ્ચર્ય રાય,
ા કૌરવ મુનીને પાય; ધાર્યું દુર્યોધન મન સાથ, આવી
આવે જ્યારે હાથ. ૧૨ ત્યારે પાંડવનો નાશ થાય,
તેડી જાઉં હીજ રાય; એવું ધારીને ગાંધારી તંન,
ા દ્રોણની સાથે વચંન. ૧૩ ચાલો વિપ્ર તમે મુજ ઘેર,
ો બધી વિદ્યાની પેર; દ્રોણ કહે સુણો ભુપ કુમાર,
રાજાનો મિત્ર હું સાર. ૧૪ ઘણી વિદ્યા શિખ્યો એહ
મારા તાતનો શિષ્ય કહેવાય; તેણે અવગણના મારી
બોલ્યો તુચ્છ ઘણું ગર્વ ધરી. ૧૫ માટે રીસાઇને
ો આજ, કોઈ ક્ષત્રીને કાજ; તમોને કરૂં હું હુંશિ-
એક વચન આપો આ વાર. ૧૬ જીતવો એહ દ્રુપદ
રાજ્ય લેઇને કરવી શિક્ષાય, અરધું રાજ આપે મુને
, છોડવો એહ ભુપને ત્યારે. ૧૭ સુણી વિપ્રનાં એવાં
, કરયું કબુલ કૌરવ તન; પછી દ્રોણને તેડી તે બાળ,
ા નગ્ર વિશે તતકાળ. ૧૮ મળ્યા ભીષ્મને દ્રોણ
ા, કૃપાચાર્ય આવ્યા તેણે દીશ; એ તો દ્રોણના સસરા
મળ્યા જામાત્ર ને તે તદાય. ૧૯ રહ્યા તે દીનથી દ્રોણ

ત્યાંય, હસ્તિનાપુર નગરની માંય; પછી ગાંગેવે તો પ્રેમ લાવી, એક નિશાળ મોટી કરાવી. ૨૦ સારૂ મહુરત પુછી તે વાર, મુક્યા ભણવા માટે કુમાર; એકસોને છ રાજકુમાર, જાય ભણવા માટેજ સાર. ૨૧ તેમાં કર્ણ છે દાસીનો તન, ઘણો ચપળ ને સ્થિર મંન; કહે આ ઠેકાણે મુરખ પ્રાણી, શાસ્ત્ર શીખ્યા વીના ખોટી વાણી. ૨૨ વિદ્યા શિખવા સારૂ વિશાળ, જાય એકલા કૌરવ બાળ: પાંડુ પુત્રમાં અરજુન એક જતો શીખવા વિદ્યા વિવેક. ૨૩ તે તો છેટો બેસે જોડા પાસ, થનો કૌરવ કેરોજ દાસ; એ તો સઘળી કલ્પીત વાત, શઠ લોકનાં ગપ્પાં સાક્ષાત. ૨૪ કૌરવ પાંડવ ભેગા ભણે છે, દ્રોણ ગુરૂની સેવા કરે છે; પાંચે પાંડવ ભણવા જાય, એવી ભારથ વિષે કથાય. ૨૫ વ્યાસ મુનીનાં વાકય પ્રમાણ, તેમાં ભેદ નથી નીરવાણ; હવે સર્વે બાળકમાં સાર, ભણે કર્ણને ઈંદ્ર કુમાર. ૨૬ દુર્યોધનને ભણાવા કાજ, ઘણો શ્રમ કરે ગુરૂ રાજ; પણ જ્ઞાન તેને નવ થાય, પુછે તે વેળાએ ભુલી જાય. ૨૭ પછી દ્રોણે વિચારીયું મંન, કર્ણ કહેવાય દાસીનો તંન; શીખે વિદ્યા સંપુર્ણ એહ, ત્યારે નડે રાજાનેજ તેહ. ૨૮ માટે કરણને આપી રજાય, કહી વિદ્યા ભણાવાની નાય; ત્યારે સુર્યનો કુંવર ત્યાંય, ગયો કોંકણ દેશની માંય ૨૯ લીધું બ્રાહ્મણ કેરૂં સ્વરૂપ, ધરી રૂદ્રાક્ષ કંઠે અનુપ; આવ્યો ફરસુ-રામ કેરી પાસ, નમ્યો તેહને આણી ઉલ્લાશ. ૩૦ પુછ્યું ફરશુરામે તેણિવાર, કોના પુત્ર તમે નીરધાર; કેમ આવીયા મારે મુકામ, કહો તે સઘળુ આણે ઠામ. ૩૧ ત્યારે કર્ણ કેહે સાંભળો દેવ, આવ્યો અભ્યાસ કારણ એવ; હું તો બ્રાહ્મણ કેરો કુમાર, આપો વિદ્યા તમે આણીવાર. ૩૨ રહયો તે

ઠેકાણે કર્ણ રાય, કુંત્રે કહું કૌરવની કથાય; જાય ભણવાને માટે તમામ, પાછા આવે પોતાને મુકામ. ૩૩ રસ્તામાં રમે રમત જેહ, આમલી પીંપળી નામે તેહ; પાંચે પાંડવમાં અરજુન, જાય રમવા સારૂ રાજંન. ૩૪ બને બાગ વિશે એ બનાવ. આપે અરજુનને સઉ દાવ; કરે ઘોડી તેને તતકાળ, ચઢે ઉપર કૌરવ બાળ. ૩૫ પછી પુષ્પનો દડો ઉછાળે, જાય અરજુન લેવા તે કાળે; આવતાં સોરા કૌરવ બાળ, ચઢે વ્રક્ષની ટોચે વિશાળ. ૩૬ કુંતા કુંવરને સૌ નડે, વારે વારે ઘોડી થવું પડે; લાગે અરજુનને ઘણું માઠું, પડયું પીઠની ઉપર પાઠું. ૩૭ તે તો પાકયું ઘણું નીરધાર. તેથી પ્રગટી પીડા અપાર; આવે અરજુન તો ઘેર જ્યારે, પાઠું વસ્ત્રથી ઢાંકે છે ત્યારે. ૩૮ જાણ્યું કુંતાજીએ વળી તેહ, દીઠો પુત્રનો પાકેલો દેહ; ત્યારે પુછીયું કુંતાએ ત્યાંય, કેમ પાઠું પડયું દેહ માંય. ૩૯ સુણી અરજુન કહે મારી માત, કહું વિસ્તારી તુજને વાત; જાણે નહિ તે વાયુ કુમાર, હું તો જાઉછું રમવા સાર; ૪૦ આપે કૌરવો મુજને દાવ, પછી ઘોડી કરે આણી ભાવ; મારો દાવ નથી લેતું કોય, પડયું પાઠું ઘસારાથી સોય. ૪૧ સુણી ભીમસેને એહ વાત, છાનોમાનો સંતાઇ સાક્ષાત; પછી ભીમે વિચારીયું મંન, જાઉં જાય જ્યારે અરજુન. ૪૨ વળતી બીજે દીવશે પેલા બાળ, ગયા ભણવા માટે નીશાળ; એતો આવતે ફેરે રાજંન, ચાલ્યા બાગમાં હરખીને મંન. ૪૩ તેની પુંઠળ વાયુ કુમાર, ગયો છાનોમાનો નીરધાર; બેઠો સંતાઇને એહ વીર, કિલ્લા ઉપર રાખીને ધીર. ૪૪ ॥ વલણ ॥ બાગ તણા કિલ્લા વિશે, બેઠો વાયુ કુમારરે; દુર્ગા કહે પછી ત્યાં થયું, યુદ્ધ તેને નિરધારરેરેરે. ૪૫ ॥ ઇતિ

શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત આદીપર્વણી દ્રોણ મુની હસ્તિનાપુર આગતો નામ પંચ-દશો અધ્યાયઃ ॥ ૧૫ ॥

કડવું ૧૬ સું.

॥ રાગ સામેરી ॥ વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ જન્મેજયરાય, વિસ્તારી તુજને સંભળાવું ભીમ તણો મહિમાય. ૧ બાગ તણે દ્વારે તાળું દેઇ પેઠા સરવે વીર, ત્યાર પછી રમવાને લાગ્યા સર્વે તે રણ ધીર. ૨ અરજુન અશ્વ થઇને ઉભો ચડીઓ દુરયોધન, દડો ઉછાળી ઉતર્યો હેઠો ગાંધારીનો તંન. ૩ ત્યારપછી તે સર્વે ચઢીયા વ્રક્ષ ઉપર નિરવાણ, અરજુન દોડા દોડ કરે છે આજુ બાજુ સાર. ૪ વાયુ સુત તે વેળા પડીયો ઉછળી બાગની માંય, કૌરવ તેને જોઇને કંપ્યા સ્તબ્ધ થયા સૌ ત્યાંય. ૫ ભીમ કહે અરજુનને ભાઇ આપુ તારો હાત્ર, કૌરવને તો ખુબ રમાડું પોંચે મનનો લાવ. ૬ એવું કહીને બાથ ભીડાવી વ્રક્ષ વિશે નીરધાર, પછી ઢંઢોળી પાડયા હેઠા સૌને તેણે હાર. ૭ પાકાં ફળવત પડીયા હેઠા કૌરવ કેરા બાળ, ત્યારપછી ભીમે ત્યાં ઝાલ્યા સૌને એકે કાળ. ૮ ગડદા પાટુ ઢીંકા મારી ભાગી નાંખ્યા દેહ, સર્વેને હેઠા સુવાડી ચાલ્યો ત્યાંથી તેહ. ૯ દ્વા તણું તાળું તોડીને નિકળ્યો એતો બહાર, માતાને આવીને નમીયો ક્ષણું ન લાગી વાર. ૧૦ તેની પુઠે પારથ આવ્યો તેણે કહી સૌ વાત, માતાએ ઠપકો ત્યાં દીધો વાયુજને સાક્ષાત. ૧૧ બાગ વિષે ઘાયલ થઇ સુતા ગાંધારીના બાળ, તેની ખબર આવીને કહી કોઇએ રાજાને તતકાળ ૧૨ ડોળીમાં ઘાલી ધૃતરાષ્ટ્રે આણ્યા તેને ઘેર. ત્યારપછી ઓસડ

ત્યાં કીધું એવી નીપજી પેર. ૧૩ ગાંધારી ધૃતરાષ્ટ્ર વિચારે શો કરવો ઉપાય, ભીમસેન કુંવરને હણશે કોઇ દહાડો કરી ઘાય. ૧૪ ત્યાર પછી તે સોયે કૌરવ નિશ્ચે થયા હુંશિઆર, નિશાળે ભણવાને જાયે આણી હર્ખ અપાર. ૧૫ એવી રીતે ભણતાં વિત્યું વર્ષ એક જે વારે, દ્રોણ મુનિ કેહે આપો પરિક્ષા સફળ થશે સૌ ત્યારે ૧૬ નગ્ર બારણે જાવું ભાઇ જ્યાં વડનું હોય વ્રક્ષ, તેની નીચે સભા કરીને બેસવું તો પ્રત્યક્ષ. ૧૭ કાચો કુંભ ભરી વારીથી ઉછાળવો નિરવાણ, ત્યાર પછી મંત્રીને મુકવું અર્ધ ચંદ્રનું બાણ. ૧૮ તે બાણે વડનાં તો વિંધવાં પત્ર બધાં તે ઠામ, કુંભ હેઠો આવે તેટલામાં કરવું તે તો કામ. ૧૯ દુર્યોધન કેહે સારૂ ગુરૂજી આપું પરીક્ષા સાર, દીન શુદ્ધિ સારી હોય ત્યારે જોઇએ તેણે ઠાર. ૨૦ દ્રોણ કહે દિન ચાર પછી શુભ મહુરત છે રાજંન ત્યાર પછી મુકામે આવ્યા કુરૂ પાંડુના તંન. ૨૧ હવે કર્ણ ભણ્યો વિદ્યા સંપુર્ણ ફરશુરામની પાસ, એટલે ચિંતા થઇ વિષ્ણુને ચાલ્યા શ્રી અવિનાશ. ૨૨ તે વખતે ફરશુરામ સુતા કરણના ખોળા માંય, જાંઘ કોચી જુગદીશે તેની ભ્રમર થઇને ત્યાંય. ૨૩ એટલામાં ફરશુરામ જાગ્યા જોયું શોણીત સાર, કરણરાયને પુછયું તેમણે ક્રોધ કરી તે ઠાર. ૨૪ બોલ અલ્યા વિદ્યાર્થી સાચું કોનો તું તો તંન, ક્ષત્રી કે બ્રાહ્મણની જાતિ કે છું બીજો જંન. ૨૫ આટલુ રૂધિર નિકળતાં સુધી વિપ્ર સહે નહીં દુઃખ, માટે કોઇ ક્ષત્રીનો બાળક નિશ્ચે તું વિમુખ. ૨૬ કરણ કહે મહારાજા મારો ક્ષમા કરો અન્યાય, સુર્ય તણો હું પુત્ર કહાવું કુંતા મારી માય. ૨૭ ફરશુરામ કેહે છેતરી ભણીયો વિદ્યા તું મતિ પાપ, તે માટે

તુજને હું દેઉં આજ ભયંકર શ્રાપ. ૨૮ અરજુન હાથે મ્રત્યુ થાશે રણમાં અંતરીયાળ, વિદ્યા તુજને સફળ થશે પણ નડશે શ્રાપ વિસાળ. ૨૯ શ્રાપ મુનીનો માથે ચઢાવી ચાલ્યો સુર્યકુમાર, મારગ વચ્ચે તેને મળીયો ભીલ્લ એક નીરધાર. ૩૦ તે તો બાણ તણી અજમાવે મંત્ર ભણી વિધાય, સુર્ય કુંવર તે જોવા ઉભો વિદ્યાની રચનાય. ૩૧ જેવો મંત્ર ભણે તે વખતે તેવું થાયે કામ, અગ્નિને વારી વરસાવે દેવ તેના તે ઠામ. ૩૨ તેને જોઇને કરણે પુછયું સાંભળને કિરાત, કિયા ગુરૂની પાસે શીખ્યો વિદ્યા આ સાક્ષાત. ૩૩ ભીલ કહે હું દ્રોણની પાસે શીખ્યો સર્વ કળાય, તેમની વિદ્યાના પ્રતાપે જે ધારૂં તે થાય, ૩૪ કરણ પછી મુકામે આવ્યો હસ્તિનાપુરમાંય, ભીલ્લ તણી જે વાત હતી તે કહિ દ્રોણને ત્યાંય. ૩૫ દ્રોણ કહે હું નથી ઓળખતો એ ભીલ્લનો કુમાર, કરણ કહે ચાલો મુજ સંગે દેખાડું આ વાર. ૩૬ દ્રોણ ગુરૂને કરણ તો આવ્યા કીરાત કેરી પાસ, પછી તેને કેહે કર તું હાવે વિદ્યા પ્રકાશ. ૩૭ તે વેળાએ બાણ ચઢાવી મુકયા ભીલે ત્યાંય, ધારેલું નિશાનજ તોડયું વાગ્યું જઇ તે માંય. ૩૮ દ્રોણ ગુરૂ રાજી થઈ બોલ્યા જોઇ તેની પ્રભુતાય, અલ્યા તને આ કોણે શીખવ્યું કીયા ગુરૂ કહેવાય. ૩૯ ભીલ્લ કહે તમ પાસે ભણીઓ તમે ગુરૂ મહારાજ, કેવી રીતે શીખ્યો વિદ્યા તે કહુ તમને આજ. ૪૦ જે વખતે ભણાવતા તમે કુરૂ પાંડુના તંન, તે વખતે છેટો બેશી હું ધારી જોતો મંન. ૪૧ ઘેર આવીને અજમાવું તે મંત્ર ભણીને બાણ, તે પ્રમાણે નીપજે તેવું સત્ય કહું નિરવાણ. ૪૨ દ્રોણ ગુરૂ કહે ધન્ય તને ભાઈ સાંભળ મારી વાત, આપ મુને

દક્ષણા હાવે માગું તે સાક્ષાત. ૪૩ ભીલ્લ કહે માગો તે આપું સત્ય કહું નીરવાણ, સ્વર્ગ મ્રત્યુ પાતાળ જીતિને લાવું તેહ પ્રમાણ. ૪૪ દ્રોણ ગુરૂ કહે જમણા કરનો અંગુઠો છે જેહ; કાપીને આપો આ વખતે માગું છું હું તેહ. ૪૫ તે વખતે રાજી થઈ આપ્યો અંગુઠો ભીલ્લ રાયઃ ધનુષ્ય ઝલાયું ત્યાર થકી નહીં અફળ થઈ વિધાય. ૪૬ પછી ગુરૂને કરણ પધાર્યા નગ્ર વિશે રાજંન; એટલામાં તો આવી પોહોચ્યો પરીક્ષાનો દીન. ૪૭ પ્રાતસ કાળે કૌરવ પાંડવ ગયા ગુરૂની પાસ, નાના વિધનાં આયુધ ધરીયાં આણીને ઉલ્લાસ. ૪૮ ભીષ્મ પિતાને કૃપાચાર્ય ધૃતરાષ્ટ્ર વિદુર મહાકાય, નગ્ર તણા શ્રીમંતોને દીજ બીજા ઘણા રાજાય. ૪૯ તે સર્વે તૈયાર થયા ત્યાં આનંદ અંગ ન માય; દ્રોણ ગુરૂ સર્વેને તેડી વડની પાસે જાય. ૫૦ ॥ વલણ ॥ કૌરવને પાંડવ તણી જોવાને વિદ્યાયરે; દુર્ગા કહે પછી તે સમે સર્વે જોવા જાયરેરેરે. ૫૧ ॥ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીત મહાભાર્થાંતર ગત આદીપર્વણી કર્ણ વિદ્યા પ્રાપ્તો નામ ષોડશો અધ્યાયઃ ॥ ૧૬ ॥

## કડવું ૧૭ મું.

॥ રાગ મારૂ ॥ બેઠા દ્રોણ ગુરૂ વડ હેઠ, આજુબાજુ શોભે ભુપ શ્રેષ્ઠ; વિપ્ર વાણીઆને શુદ્ર જેહ, બેઠા સર્વે સભા વિશે તેહ. ૧ કર્ણ ભગવત્ત ને શલ્ય રાય, આવ્યા તે પણ ત્યાં જોવાય; હવે દ્રોણ તો બોલ્યા વચંન ઉઠ આ વેળા દુર્યોધન. ૨ એવું સુણીને ગાંધારી બાળ, ઉઠયો આસનથી તતકાળ; ઝાલ્યું ઝડપ લેઈ ચાપ, કુંભ ઉછાળીઓ ભરી આપ. ૩ મંત્ર ભુલી ગયો નિરવાણ, મેલ્યું અણ માપથી

એણે બાણ; શર ઉંચો ગયો છે આકાશ, પડયો હેઠળ કુંભ પ્રકાશ. ૪ વડ વૃક્ષ તણું એકે પત્ર, નવ વિધાયું તે થકી તત્ર; પડયો ઝંખવાણો દુર્યોધન, આવી બેઠો પોતાને આસંન. ૫ એવી રીતે ઉઠયા શત ભ્રાત, બેઠા ખેદ પામીને સાક્ષાત; પછી દરોણને ચઢીયો કાળ, બોલ્યા ગદ ગદ થઇ મુની બાળ. ૬ અરેરે કર્યું આ શું જ ભાઇ, મારી મહેનત તો એળે ખોઇ; જોતાં નગ્રની સરવે સભાય, મારી વગોવી સર્વે વિધાય. ૭ ધિક્ક ધિક્ક મારો અવતાર, ધિક્ક ધિક્ક તમોને કુમાર; જેવું અંધને દર્પણ સાર, તેવી શંઢને પદ્મણી નાર. ૮ ખરને વિષે સાકર જેમ, ઉંટને કદળી ફળ તેમ; જેવો ગીગાને કમળ નિવાસ, તેવો ભુંડને અત્તર વાસ. ૯ વળી ગર્દભને જેવિ ગંગ, તેવું આભ્રણ મર્કટ અંગ; પશુને જેવી સુખ સજયાય, શઠ આગળ જ્ઞાન કથાય. ૧૦ મણી મુરખ આગળ જેવો, દુષ્ટને મંત્ર ગુપ્ત જે કેવો; એ તો સર્વે નિષ્ફળ થાય, નથી લાભ તેમાં તો જરાય. ૧૧ તેવી રીતે ગુરૂ કહે છે આજ, ગઇ તમને ભણાવતાં લાજ; એવાં સાંભળી મર્મ વચન, ઉઠયો અર્જુન કુંતાનો તંન. ૧૨ લાગ્યો આવી ગુરૂજીને પાય, ઝાલ્યું સાયક ચાપ તદાય; વેગ વાયુનો તે સમે ન્યાળ્યો, કાચો કુંભ ભરીને ઉછાળ્યો. ૧૩ પછી મંત્ર ભણી મુકયું બાણ, જેને સાહ્ય છે પુરૂષ પુરાણ; જેમ જેમ ઉંચો શર જાય, તેમ તેમ બીજાં બાણ થાય. ૧૪ અતિ અર્જુન કેરો વિવેક, તેનું બાણ ચાલ્યું પહેલું એક; તેતો બત્રીસ લક્ષણો છેય, તેનાં બાણજ ચાલીયાં બેય. ૧૫ એની કાયા દીસે કૃષ્ણ વર્ણ, તેનાં બાણ થયાં છેજ ત્રંણ; જેનો ઉજ્વળ છે યશ સાર, તેનાં બાણ થયાં છેજ ચાર. ૧૬ જેને આવે

ની આંચ, તેનાં બાણ થયાં છેજ પાંચ; જેને જીતે
ન કોય તેનાં બાણ થયાં છેજ છોય. ૧૭ એ તો શુદ્ધ
રી જાત, તેનાં બાણ થયા છે ત્યાં સાત; જેનો ભક્તિ
ણો ઠાઠ, તેનાં બાણ થયાં છે ત્યાં આઠ. ૧૮ નથી
જેથી પ્રભુ લવ, તેનાં બાણ થયાં છેજ નવ; જેને
સહુ વશ, તેનાં બાણ થયાં છેજ દશ. ૧૯ એવી
ચાં નીરધાર, વીશ ત્રીશ ને ચાળીસ સાર; પચ્ચાસ
સીત્તેર થાયે, એંશી નેવું ને સો બની જાયે. ૨૦
તના એક હજાર, વધ્યાં તે થકી લક્ષ તે ઠાર; કોટી
જને અસંખ્ય બાણ, થયાં તે સમે ત્યાં નિરવાણ. ૨૧
પાંદડાં સંઘાતે સર્વ, મટયો તે સમે દુષ્ટનો ગર્વ;
પેઠું ભાથામાં જેવારે, કુંભ હેઠો પડયો છેજ ત્યારે. ૨૨
રીતે જોતાં સઉ જંન, કર્યું અર્જુને વ્રક્ષ વેધંન; ઘણા
થયા મુનીનાથ, ચાંપ્યો વિજય રૂદીઆ સાથ. ૨૩
ણે દીધી ત્યાં આશીશ, જય પામીશ તું મારા શિષ્ય;
પાસે વિદ્યા છેજ જેહ, થશે સર્વ સફળ તને તેહ.
વું અર્જુનનું જોઇ માન, શોક પામ્યા કુરૂના સંતાન;
લોકે તો તેણીવાર, વખાણ્યો ઘણો કુંતા કુમાર. ૨૫
ઉઠી સભા તેણે ઠામ, આવ્યા પોત પોતાને મુકામ;
કૌરવ પોતાને ઘેર, વધ્યું પાંડવો ઉપર ઝેર. ૨૬
ગુ ॥ વડ વેધન પુરૂં થયું પોહોંચ્યા મનના કોડરે; દુર્ગો
ઉ બોલજો જય જય શ્રી રણછોડરે. ઇતીશ્રી પાંડવ
કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત
ર્વણી અરજુનેન વ્રક્ષ વેધન કૃતો નામ સપ્તદશો અ-
સંપુર્ણ. ૧૭

કડવું ૧૮ મું.

॥ રાગ દેશાખ ॥ વૈશંપાયન કુહે જન્મેજય સાંભળ મારી વાત; જેષ્ટ માસમાં વ્રત આવ્યું એક એકાદશી સાક્ષાત. ૧ અજવાળી એકાદશી તેતો નિર્જળા કેવાય; તેનું વ્રત કરે જે પ્રાણી તેતો મોક્ષે જાય. ૨ કુંતાજી કે નીજ પુત્રોને સાંભળો મારા તંન; આજ કરો એકાદશી સરવે ખાવું નહીં કંઇ અંન. ૩ ભીમસેન કેહે માતા મારી મારાથી નહિ થાય; એક દીવસ અપવાસ કરૂં તો મૃત્યુ તેથી પમાય. ૪ કુંતા કે સો લાંઘણ કરતાં મનુષ્ય મરે નહિ સાર; તે માટે વ્રત કરવું ભાઇ જેથી રીજે કીરતાર. ૫ એકાદસીને દાહાડે જે કોઇ પ્રાણી અંનજ ખાય; તેને નર્ક તણી ગતી થાશે વ્યાસે કહી એ કુથાય. ૬ ભીમ કહે હું નથી કરવાનો વ્રત આવું આ માય; મારા પેટમાં અગની જબરો ભુખ્યું ના રેહેવાય. ૭ કુંતાજી કહે કરી આપીશ હું લાડુ તુજને કાલ; માટે કહ્યું માનું તો દીકરા જાણે તેં કરી ન્યાલ. ૮ ભીમ કહે એક ફેરો ખાઇને કરવું મારે વૃત; કાલે તો લાડુ જમવાના એટલી તેમાં શર્ત. ૯ કુંતા કહે બહુ સારૂ દીકરા શક્તિ પ્રમાણે થાય; ઉઠીને પછી આધણ મુકયું ભીમ ગયો નાવાય. ૧૦ તે તો વનમાં ચાલી આવ્યો સરજુ નદીને તીર; તેમાં જળ ઢીંચણ સમાણું નાવા પેઠો વીર. ૧૧ વાયુ સુત વિચાર કરે કે થોડું જળ નદી માંય, અંગ પુરૂં પલળે નહીં તેથી સુતો વચ્ચે ત્યાંય. ૧૨ નદીને કાંઠે દેવળ છે એક શંકરનું તે ઠાર, ઓંકારેશ્વર નામ તેનું શુભ શોભાનો નહી પાર. ૧૩ નદીનું જળ ઉભરાયું ત્યાંતો પેઠું દેવળ માંય; તે વેળા પાર્વતી બોલ્યાં કહેછે શીવને ત્યાંય. ૧૪ અરે પતી આ જળ પેઠું કયમ

નથી ચોમાસુ આજ, દેવળ તુટી પડશે આપણું થાશે કુડું કાજ. ૧૫-શંકર કહે એક ભક્ત છે મારો આવ્યો નહાવા તેહ; છે સુતો સરીતાની વચ્ચે જાડો તેનો દેહ. ૧૬ તેથી જળ ઉભરાયું અબળા કરીએ એક ઉપાય; હું તો વાઘ બનું આ વખતે તું તો થાજે ગાય. ૧૭ તેની આગળ ઉભી રહેજે ગૌ રૂપે તું નાર, તુજને હણુવા માટે આવીશ હું તો તેણે ઠાર. ૧૮ તે વેળાએ ઉઠશે એતો મુકાવાને કાજ, એટલે જળ સરીતામાં વહેશે નિશ્ચય નારી આજ. ૧૯ એવી રીતે મન-સુબો કરી બન્યાં વાઘ ને ગાય, વાયુ સુતની પાસે આવ્યાં ગૌ રૂપે માતાય. ૨૦ તેની પુંઠળ શંકર આવ્યા વાઘ બની તે વાર, ગૌના ઉપર ચઢીયા તેતો તલ્પ મારી તે ઠાર. ૨૧ તેને જોઈ કુંતા સુત ઉઠયો ક્રોધ કરી રાજંન, વાઘની પાસે આવી ઉભો રક્ત થયાં લોચન. ૨૨ એટલે શાર્દુલ કુદયો ત્યાંથી બેઠો ભીમને શીષ, નખ ભરવીને અંગ ઉઝરડયું ભીમ તણું તે દીશ. ૨૩ શ્રોણીતની ધારા ત્યાં ચાલી કોપ્યો કુંતા બાળ, પગ ઝાલ્યા તે વાઘ તણા વળી ફેરવીયો તત્કાળ. ૨૪ પછાડવા જાયે તે વખતે પ્રગટયા શંકર દેવ, માગ્ય માગ્ય એમ કહેવા લાગ્યા મુખ થકી તતખેવ. ૨૫ ભીમસેન કહે આપો મુજને બળ ઝાઝું શીવરાય, વાગેલું અંગ બને વજરનું વાગે નહીં વળી ઘાય. ૨૬ દેખું એટલું ભક્ષ કરૂં પણ નડે નહીં મહારાજ, પ્રસન થયા હોતો પરમેશ્વર આપો એટલું આજ. ૨૭ શંકર કહે અસ્તુ જા થાશે ત્રણ તને વરદાન, એવું કહીને તર્ત થયા ત્યાં શીવજી અંતરધ્યાન. ૨૮ વાયુ સુત મુકામે આવ્યો ક્ષુધા નડી નીરધાર, કુંતાજી સમજાવે તેને જ્ઞાન કહિ તે ઠાર. ૨૯ એવામાં તો રાત પડી

ત્યાં સુણ જન્મેજય રાય, ત્યારે દુર્યોધને પુછ્યો શકુનીને ઉપાય. ૩૦ મામા ભીમનું મૃત્યુ કરવું તે શી રીતે થાય, કૃપા કરી બતલાવો મુજને શત્રુનો ભય જાય. ૩૧ શકુની કહે ઓ ભાણેજ મારા કાલે કરો વીચાર, વીષ ઘાલીને લાડુ કરાવો સો મણનો નીરધાર. ૩૨ ભીમ ઘણો ખાધાનો લોભી તેથી એ લોભાશે, વીખવાળો લાડુ ખવરાવો તેથી મૃત્યુ થાશે. ૩૩ પછી તેને નાંખીશું નિશ્ચે જુમનાંજીની માંય, તેથી મચ્છ મગર ખાઇ જાશે અંગ વિદારી ત્યાંય. ૩૪ એવો મનસુબો કરી સુતા શકુની દુર્યોધન, પ્રાતસકાળ થયો તે વખતે ઉઠયા સરવેજન. ૩૫ વાયુ સુતે વૃત કીધું છે માટે ઉઠયો વહેલો કુંતાજીને કહેવા લાગ્યો ચુલે આધણ મેલો. ૩૬ એવામાં કૌરવે પડાવ્યો ઉજાણીનો સાદ, ભીમસેને તે શ્રવણ કર્યો કે ઉપજ્યો મન આલ્હાદ. ૩૭ દુર્યોધને રસોઈ કરાવી વાડીમાં નીરધાર, વીખ લાડુનો ઢગલો માર્યો જુદો તેણે ઠાર. ૩૮ કૌરવ સર્વે જમ્યા પ્રથમથી પછી મોકલ્યો એક જંન, તેની જોડે ભીમને કહાવ્યો સંદેશો રાજંન. ૩૯ તે દુતે આવીને કહી ત્યાં કુંતા સુતને વાત, તમને તો જમવા તેડે છે દુર્યોધન સાક્ષાત. ૪૦ ભીમસેન રળીઆત થયો ત્યાં ચીતમાં ચતુરસુજાણ, મનમાં જાણ્યું બીન્યો પાપી મુજથી તો નીરવાણ. ૪૧ તે માટે ભાઇબંધી કરવા તેડયો જમવા રાય, માટે મોદક જઇને ખાઉ થનાર હોય તે થાય. ૪૨ એમ વીચારી આવ્યો તે તો બાગ વીશે બળવાન, દુર્યોધને દીધું ત્યારે ઝાઝું આદરમાન. ૪૩ પછી વીખના લાડુનો ઢગલો દરશાવ્યો તે વાર, ભીમસેન જમવાને બેઠા આણી હર્ખ અપાર. ૪૪ એકે ફેરે દસ લાડુ તે મુકે મોઢામાંય, એવી રીતે સો મણ લાડુ જમીયો

ત્યાંય. ૪૫ એટલે વિખ ચઢયું ત્યાં ભારી લેહેરોથી
યો, શુદ્ધ સાનને ભાનજ ભુલ્યો પ્રથ્વી ઉપર પડીયો.
। વેળા સૌ કૌરવ તેમણે ઉચકયો તેને સાર, પછી જુમ-
નાંખી દીધો ક્ષણું નવ લાગી વાર. ૪૭ શરીર ઘણું
ભીમ કેરૂં તેથી ગયો પાતાળ, એટલે કુંતાએ રાંધીને
વ્યા સૌ બાળ. ૪૮ ભીમસેન આવ્યો નહીં ત્યારે રૂદન
ાતાય, ભુખ થકી કંઇ ભુલો પડીયો હવે વલે શી થાય
ારે ભાઇ ખોળવાને નિકળ્યા જોયાં વનને ગામ, પણ
ભીમસેન જડયો નહી ત્યારે મુકી હામ. ૫૦ આંખ્યો-
આંસુ ચાલે આવ્યા તે તો ઘેર, માતાને કેહે ભીમ
। નહીં દૈવે કીધો કેહેર. ૫૧ ॥ વલણ ॥ કુંતા એવું
ળી પડીયાં ખાઇને લેહેરરે, દુર્ગો કહે પછી ભીમની જળ
ઈ શી પેરરેરેરે. ૫૨ ઇતિશ્રી પાંડવ ચરિત્રે માહાભાર-
ગત આદીપર્વણી એકાદશી વ્રત તથા વીખ લાડુ
ેા નામ અષ્ટદશો અધ્યાય. ૧૮

### કડવું ૧૯ મું.

। રાગ મારૂ ॥ ઉતર્યો ભીમતો પાતાળ માંય, પડયો
જેવો થઈ ત્યાંય; એવે આવ્યા છે નાગ તે ઠાર, દીઠો
। કુંતા કુમાર. ૧ ચુશી લીધું ચઢેલુંજ ઝેર, ત્યારે વળી
ીજ લેહેર; ઉઠી બેઠો થયો પુષ્ટ અંગ, દીઠા તે સમે
ભુજંગ. ૨ પુછયું નાગ લોકે નીરધાર, ભાઇ કેમ
ા આણે ઠાર; સુણી ભીમ કેહે સાંભળો દેવ, કહું વી-
ને તતખેવ. ૩ મારા કાકા તણા શતતંન, જેષ્ટ પુત્ર
ેાધન; તેણે લાડુ જમાડયોજ આજ, હશે તેમાં કપટ-
કાજ. ૪ જમવા બેઠો તો ત્યાં હું ખચીત, વાત એટ-

લી મુને વીદીત; પછી નાગ લોકેએ પ્રકાશ, લીધો પોતાના રાજાની પાસ. ૫ વાસુકી નામે નાગ છે જેહ, સર્વ સર્પ તણો ભુપ એહ; તેને સોંપીયો કુંતા કુમાર, ત્યારે પુછયો તેણે સૈ પ્રકાર. ૬ કહી રાજાની પાસેજ પેર, દીધું દુષ્ટોએ તેહને ઝેર; હમે ચુશી લીધું તે તમામ, ત્યારે ઉગર્યો તે આણે ઠામ. ૭ પછી બોલીયો ભીમ તે વાર, પાંડુરાજા તણો હું કુમાર; મારા કાકાના કુમારે ત્યાંય, નાંખ્યો ઝેર દેઇ નદી માંય. ૮ માટે કૃપા કરી મહારાજ, મોકલો મુજને ઘેર આજ; ત્યારે વાસુકી નાગે તે વાર, પુત્રી પરણાવી પોતાની સાર. ૯ રાખી દ્વાદશ દીવસ રાય, પછી ભીમને કીધો વીદાય; નાગ લોક ધરી નર તંન, મુકવા આવ્યા તેને રાજંન. ૧૦ આવ્યો નગ્રની ભાગોળે જ્યારે, ગયા નાગ પાછા તેણિવારે; હવે ભીમનું પુતળું કરી, ધર્મ રાજાએ ક્રીયા આચરી. ૧૧ હતું બારમું ભીમનું ત્યાંય, આવે પરગામી નગ્રની માંય; બેઠા શ્રાધમાં ધર્મ ભુપાળ, આવ્યા એટલે દીન દયાળ. ૧૨ ઘણા જાદવ લેઇને સાથ, આવ્યા રડવાને રઘુનાથ; કરી કુકવોને બેઠા ઇશ, આપે બીરજ સૌને તે દિશ. ૧૩ પીંડ વેહેરવા માંડયો જે વારે, બોલ્યા શ્રી હરી વાકય તો ત્યારે; કરો એક ઘડી હજુ વાર, પછી વેહેરજો પીંડને સાર; ૧૪ હવે ભાગોળે વાયુ કુમાર, પુછે છાનો માનો નિરધાર; ત્યારે લોક કહે તતકાળ, મુઓ છે ભીમ કુંતાનો બાળ. ૧૫ તેનું બારમું તો વળી આજ, અમે જઇએ જમવા કાજ; થયો પ્રસન્ન વાયુ કુમાર, જાણ્યું મળશે મોદક ત્યાર. ૧૬ તંબુ તાણી રહે ચોકીદાર, તેનો તંબુ લીધો નિરધાર; ઓઢયો મોંઢે માથે ભીમે તેહ, ચાલ્યો નગ્ર વીશે પુષ્ટ દેહ.

૧૭ મેલી પોક ઘણો પ્રેમ લાઇ, કેછે એ મારા દુર્યોધન ભાઇ; આવ્યો રડતો રડતો નીજદ્વાર, બેઠા દીઠા ત્યાં કુરૂ કુમાર. ૧૮ ચઢી તે સમે ભીમને શીસ, જાણે મારી નાંખુ આણે દીસ; ઓળખ્યો ભીમને કૌરવે જ્યારે, નાઠા દોટ મુકી સઉ ત્યારે. ૧૯ આવ્યો ભીમ ત્યાંતો ચડી ચોટ, ઝાલી દુર્યોધન કેરી કોટ; મલ્લ યુદ્ધ થયું તેણે ઠાર, કરે એકએકને પ્રહાર. ૨૦ પગની આંટી નાંખી હેઠા પાડે, સામા સામી ખભા બે અથડાવે; પછી ભીમ ઘણું બળ દાખ્યો, અંધ કુંવરને હેઠો નાંખ્યો. ૨૧ તેના ઉપર બેઠોજ વીર, મારે ઢીકો તાણી રણધીર; કરે કાલાવાલા અંધ તંન. આપું જે માગે તેહ વચંન. ૨૨ પણ માને નહી પુષ્ટ કાય, ત્યારે અરજુન મુકાવા જાય; કહી અરજુને ભીમને વાત, એતો આખર આપણો ભ્રાત. ૨૩ તેને મારતાં અપયશ થાય, ગોત્રઘાતિ તો પ્રાણી કેવાય; ભીમ કહે ઉતરૂં હુંતો જ્યારે, અડધું રાજ લખી આપે ત્યારે. ૨૪ કર્યું દુર્યોધને તે કબુલ, લખ્યું પત્ર વીશે અનુકુળ; ત્યારે ઉતર્યો કુંતા કુમાર, મુકયો જીવતો દુષ્ટને સાર. ૨૫ પછી ચાલ્યો ત્યાંથી મહાકાય; આવિ કુંતાજીને લાગ્યો પાય; મુકયો મુસ્તકે માતાએ હાથ; કહ્યું રક્ષા કરો રઘુનાથ. ૨૬ મળ્યો મોટા ભાઇને તે ઠાર, કહયો પાતાળનો સમાચાર; પછી કૃષ્ણને કીધો પ્રણામ, પુછી કુશળતા તેણે ઠામ. ૨૭ વીત્યો વળતી ત્યાં એક માસ, ગયા પાંચે ભાઇ કાકા પાસ; કહ્યું ધૃતરાષ્ટ્રને તેણે ઠાર, સુણો કાકા તમે આણીવાર. ૨૮ તમારા પુત્રે અઘટીત કીધું, ભીમસેનને તો ઝેર દીધું; માટે ભાગ આપો આણે ઠામ, છેટા રાખો અમારો મુકામ. ૨૯ સુણી ધર્મનાં એવાં વચંન, બોલ્યા ચીત્ર રાજા કેરા તંન; જાયો

ભાઇ તમે આજ સાર, કાલે કરીશ તેનો વિચાર. ૩૦ પછી આવ્યા ઠેકાણે તે ભ્રાત, રવી આથમ્યો ને પડી રાત; ત્યારે ધૃતરાષ્ટ્રે તેડયો તે ઠાર, મીત્ર પોતાતણો નીરધાર. ૩૧ નામ વૈરોચન તેનું કાવે, આવ્યો અંધ પાસે અતી ભાવે; તેને કે ચીત્ર રાજાનો તંન, સુણો ભાઇ તમે તો વચંન. ૩૨ બાંધો ઇંદ્રપ્રસ્થ વીશે મેહેલ, એ તો કાર્ય તમારે છે સેહેલ; કાલે જવા ત્યાં તતબર થાજો, જોઇએ તે સઘળુ લેઇ જાજો. ૩૩ સુણી મીત્ર કે સારૂ રાજંન, પછી આવીને કીધું શયન; થયો એવામાં પ્રાતસકાળ, જાગ્યું નગ્ર બધું તતકાળ. ૩૪ ત્યારે તૈયાર થઇને સાર, ચાલ્યો વૈરોચન નીરધાર, આવ્યો નગ્રની ભાગોળે એહ, લેઇ સાધન પોતાનાં તેહ. ૩૫ જાણી દુર્યોધન એહ વાત, મળ્યો મારગમાં તે સાક્ષાત; કહ્યું વૈરોચનને તે વાર, થયા કયાં તમે કાકા તૈયાર. ૩૬ સુણી બોલ્યો તેતો અભીરામ, જાઉં બાંધવા જુદો મુકામ; પાંડવોને માટે વસવાય, મોકલે છે તમારા પીતાય. ૩૭ ત્યારે દુર્યોધન બોલ્યો વાણ, સુણો કાકા ચતુરસુજાણ; રચજો ઘર લાખનાં એહ, રાળ પુરજો અંદર તેહ. ૩૮ અગ્નિ અડકાડતાં લાહ્ય થાય, જેથી પાંડવ તો બળી જાય; એવું નહી કરો જો આણે દીશ, તો તો છેદીસ તમારૂં શીશ. ૩૯ વૈરોચંન કહે સારૂ રાજંન, બનાવીશ હું લાખાભુવંન; પછી વૈરોચન તેણીવાર, આવ્યો વિદુરજી તણે દ્વાર. ૪૦ કહી વિસ્તારીને સઉ વાત, દુર્યોધન તણી તો સાક્ષાત; બોલ્યા વીદુર આણી ઉમંગ, રાખજે એક મોટી સળંગ. ૪૧ જ્યારે લાહ્ય ભોવનમાં થાશે, ત્યારે પાંડવો ત્યાં થઈ જાશે; એવું સાંભળીને તતકાળ, ચાલ્યો મંત્રી અસુરનો બાળ. ૪૨ ॥ વલણ ॥ વૈરોચન

એવું સુણી ચાલ્યો ત્યાંથી સારરે, દુર્ગા કહે તેતો રચે લાખા ગ્રહ નીરધારરેરેરે. ૪૩ ઇતિશ્રી પાંડવચરીત્રે કવિ દુરગાશંકર વિરચિતે મહાભારથાંતર ગત આદીપર્વણી ભીમ પાતાળાત ગ્રહેઆગતો નામ એકોનવીંશો અધ્યાયઃ ॥ ૧૯ ॥

કડવું ૨૦ મું.

॥ રાગ સોરઠ ॥ વૈરોચન તો આવ્યો ત્યાંથી વેગે તેણી વાર; ઇંદ્રિપ્રસ્તમાં આવ્યો તે તો એક દિવસમાં સાર. ૧ સુંદર મેહેલ બનાવા માંડયા લાખવડે નીરધાર; તેમાં રાળ પુરીને મુકયાં બાખાં તેણે ઠાર. ૨ એવી રીતે મેહેલ કરીને ચિત્ર છબી ચોટાડી; લીલી પીળી રાતી ભુરી લીટી તેમાં કાડી. ૩ છજાં જાળીઆં મેડી બારી તાકાં ગુપ્ત મુકામ; જેવું જોઇએ જે ઠેકાણે તેવું કર્યું તે ઠામ. ૪ રસોઇખાનું બાગ બંગલા હોજ કરયાં તે ઠાર; બે જોજનમાં બાંધિ કચેરી શોભાનો નહીં પાર. ૫ હાંડી ને તખતાની હાર્યો ઝમરૂખ બાંધ્યાં ત્યાંય; અલૌકીક આભાસ તેહનો મુખ દેખાયે માંય. ૬ હાથીખાનાં ને ગૌશાળા ઘોડાર્યો નીરધાર; શીવ વિષ્ણુનાં મંદીર કીધાં દરશન કરવા સાર. ૭ એવી રીતે મેહેલ રચીને આવ્યો વૈરોચન; અંધ ભુપને ખબર કહી તે વિસ્તારી રાજંન. ૮ આ ઠેકાણે કેટલાં કહેછે અજ્ઞાની ઢીજ બાળ; ઇંદ્રપ્રસ્તથી છેટે બાંધ્યું લાખાગ્રહ વીશાળ. ૭ તે સર્વે મીથ્યા બોલે છે શાસ્ત્ર રહિત અન્યાય; ઇંદ્રિપ્રસ્તમાં મેહેલ બાંધીયા એતો સત્ય કથાય. ૮ ધૃતરાષ્ટ્રે પાંડવને કીધી આજ્ઞા તેણીવાર; રાજ્ય તણો વિભાગ કરીને સોંપ્યો સૌ અધીકાર. ૯ શુભ મહુરતમાં પાંડવ નીકળ્યા મળીયા સૌને તેહ; ભીષ્મપિતાને પાયે લાગ્યા નીચો નમાવી દેહ. ૧૦ ગોર ગુરૂને

નમીયા તે તો આણી પ્રેમ અપાર; ત્યાર પછી તે ચાલી આવ્યા વિદુરને દરબાર, તેમની આજ્ઞા લેઇને નીકળ્યા નગ્ર થકી તે બાર; વિદુરજી વળાવા આવ્યા ભાગોળે તે વાર. ૧૨ નીકળતી વેળાએ વિદુરે સેહેદેવને કહી વાત, સળંગમાં થઇ નીકળી જાએ અગ્નિ થએ સાક્ષાત. ૧૩ એટલે દુરયોધન ત્યાં આવ્યો સાથે થયો તૈયાર; ભાઇ અમને ગમે નહી માટે આવીશું તે ઠાર. ૨૪ થોડા દીન ભેગા રહી પાછા આવીશું નીજ ઘેર; એવું મોઢે મીઠું બોલે અંતરમાં અતિ ઝેર. ૧૫ ધર્મરાય રળીયાત થયા બહુ ચાલ્યાં સર્વે સંગ, ઇંદ્રપ્રસ્તમાં વસીયા આવી આણી અતિ ઉમંગ. ૧૬ મેહેલની આગળ ખડકી તેમાં ભીલની રહી એક નાર; તે તો વૃદ્ધ અને વિધવા છે પુત્ર પાંચ નિરધાર. ૧૭ એવામાં એક માસ રહીને દુષ્ટ થયો તૈયાર; પાંચે ભાઇ વળાવા આવ્યા ભાગોળે તે વાર. ૧૮ છેટો જઇ પાપી સંતાયો પાંડવ આવ્યા ઘેર; ત્યાર પછી ત્યાં રાત પડી એટલે શી નીપજી પેર. ૧૯ પાંચે ભાઈ ને કુંતા માતા સુતાં સમરી રામ; એટલે ઘારણ પડીયું તેમને ઉંઘ્યાં તેણે ઠામ. ૨૦ દુર્યોધન આવ્યો મધરાતે સુણ જન્મેજય રાય; ચારે પાસથી અગ્નિ મુકયો એટલે લાગી લાહ્ય. ૨૧ જોર કરીને ઝોળ નીકળે તનખા ઉડે ત્યાંય; તે વખતે કુંતા ને પાંડવ જાગ્યાં ઘરની માંય. ૨૨ નીકળવાનો લાગ મળ્યો નહી ગભરાયાં અતી મન; તે વખતે કુંતાએ ભજ્યા નારાયણ નર તંન. ૨૩ ॥ વલણ ॥ માળા લઇને માનુની ભજતાં શ્રી ભગવાનરે; દુર્ગો કહે તે તો કહું વિસ્તારી આ સ્થાનરેરે. ૨૪ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર સત

આદી પર્વણી લાક્ષાગ્રહ વર્ણનોનામ વીંસતિતમોઅધ્યાયઃ૨૦

## કડવું ૨૧ મું.

॥ રાગ મલ્હાર ॥ કુંતાજી તે વખતે શ્રી હરીની સ્તુતી કરતાં, થર થર કંપે કાયા આંખ્યોમાં આંસુ ભરતાં; દાવાનળને દેખી દીલમાં તો ઝાઝુ ડરતાં, કુંતાજી પોકારેરે હો વ્હારે ધાજો વિઠલારે. ૧ ॥ ટેક ॥ ભુધરજી આ વખતે ભાગે છે ઘરસુત્ર, લાખાગ્રહમાં મારા બળે છે પાંચે પુત્ર; વંશ રાખવા ધોયું તે સુતનું તો મળમુત્ર. કુંતાજી૦ ૨ નથી કર્યો મેં અન્યા ચોરી કે કોઇની ચાડી, નથી તોડાવી પ્રીતી કોઇ પ્રાણીને લડાડી; તેમ કથાની વચે નથી આડી વાતો કાડી કુંતાજી૦ ૩ નથી કોઇને ચડાવ્યું અણઘટતું માથે આળ, નથી વછોડયાં તેવાં પય પીતાં નાનાં બાળ; તેવી રીતે શ્રીજી નથી ભાગ્યુ વેવૈશાળ. કુંતાજી૦ ૪ નથી નીંદા મેં કીધી અપકીરતી કોઇની થાવા, સ્વારથમાં નથી ખાધા સમ ખોટા દોષ છુપાવા; ત્યેમ દગો નથી કીધો પરપંચે દામ કમાવા. કુંતાજી૦ ૫ પતિવ્રતા વ્રત પાળ્યું નબળી દ્રષ્ટે નથી જોયું, પુન્ય પર્વમાં કીધું નથી ટાંકણું એળે ખોયું; તેવું તીરથ વિશે નથી નબળું લુંગડું ધોયું. કુંતાજી૦ ૬ ગીરીધર ગરૂડા ગામી આ વેળા વેહેલા આવો, બાનાનું બર્દ વિચારી અમ ઉપર કરૂણા લાવો; આ અગ્નિમાં બળતાં છોગાળાજી છોડાવો. કુંતાજી૦ ૭ ગ્રાહ થકી ગજ તાર્યો સેવકની લજ્જા રાખી, મહા પાપી રાવણ માર્યો માનુષી લીલા દાખી; તેમ શેષ થઇને શ્રીજી આ ઉર્વિ માથે રાખી. કુંતાજી૦ ૮ જાળંધરની જીત્યા ત્રીયા તેના થઇ સ્વામી, શ્રાપ સહ્યો તમે તેનો

મહાભારત તે બહુ નામી; પણ દેવ તણું દુઃખ કાપ્યું એવા છો અંતરજામી. કુંતાજી૦ ૯ હિરણાકશ્યપ મારી પ્રલ્હાદ તણો કર ઝાલ્યો, સવરીનાં ફળ ખાધાં મહા મંગળ મોક્ષજ આલ્યો; તેવી રીતે તમે શંકરનો શતરૂ બાળ્યો. કુંતાજી૦ ૧૦ અજામેળની અરજી શામળીયાજી શીકારી, સુતને નામે શ્રીજી પીડા તો તેની ઉગારી, ત્યેમ વેદ શુદ્ધ કીધા વળી સંખાસુર સંહારી. કુંતાજી૦ ૧૧ કૃષ્ણ થઇને હમણાં ભોમીનો ભાર ઉતાર્યો, કળી રૂપ પોતાનો મામો તેને તો નિશ્ચે માર્યો; ત્યમ બાળપણામાં વિષ્ણુ ગિરી ગોર-ધન તો ધાર્યો. કુંતાજી૦ ૧૨ એમ તાકત તણાં દુઃખ ભાગ્યાં કેહેતાં તે પાર ન આવે, તે માટે ત્રીકમ મારા કેમ વાર કરોછો હાવે; આ વખતે નહી આવો તો હમને કોણ બચાવે. કુંતાજી૦ ૧૩ એવી અરજી સુણી શ્રીહરીએ કરૂણા કીધી, સહેદેવને પુછવાની બુદ્ધિ તે વેળા દીધી; દુર્ગો કહે એમ દુખમાં શામળીએ શોધજ લીધી. કુંતાજી૦ ૧૪ ॥ વલણ ॥ કુંતાને પરમેશ્વરે આપી બુદ્ધિ અપારરે, દુર્ગો કહે પછી પુછીયું સહેદેવને તે ઠારરેરેરે, ૧૫ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવિ દુરગાશંકર વિરચિતે મહાભાર્થાતર ગત આદીપર્વણી લાક્ષાગ્રહ મધ્યે કુંતા સ્તુતી કૃતો નામ દ્વાવીંશો અ. ॥ ૨૨ ॥

### કડવું ૨૩ મું.

॥ રાગ મારૂ ॥ પુછ્યું કુંતાએ ધીરજ ધારી, સહેદવને ત્યાં તો વિચારી; અલ્યા સહદેવ સાંભળ વાત, પ્રશ્ન જોને આ વેળા સાક્ષાત. ૧ અહીંથી નીકળવાનો ઉપાય, તે તો તું પ્રશ્ન જોઇને બતાવ; ત્યારે સહદેવ કહે સુણ માત, પેલી સળંગ હિસે પ્રખ્યાત. ૨ તેના ઉપર ઢાંકયો પાષાણ, તેને

ાને નીરવાણ; તેમાં થઇને નીશ્ચે જવાય, જાણું એટલો ઉપાય. ૩ ત્યારે કુંતા કહે મારા તંન, કેમ કહેતો નો મા વચંન; સુણી સહદેવ બોલ્યો વાચાય, પુછયા વિના તો કેહેવાય. ૪ પછી ભીમ ઉઠયો તેણીવાર, મારી લાત નીરધાર; ભાગી છાટ પાષાણનિ જ્યારે, દીઠી સળંગ ની ત્યારે. ૫ ચાલ્યા ત્યાં થકી સરવે ભ્રાત, તેની ળ કુંતાજી માત; ધાયો પુંઠળ અગ્નિ તે વારે, ત્રાસ ં કુંતાજી તો ત્યારે. ૬ બોલ્યો ભીમ તે વેળા વચંન, સાંભળને હુતાશંન; એક માતાના શત કુમાર, એવા ત્રણસેં સાર. ૭ તેનું આપીશ હું બળીદાન, માટે જા તું આણે સ્થાન; એવું સાંભળીને ફીજ તંન વળ્યો પછી હુતાશંન. ૮ નીકળ્યા બારણે પાંડુ તંન, ત્યારે તો બોલ્યા વચંન; રહેવું દુષ્ટથી આપણે દુર, જાવું ને માટે જરૂર. ૯ પછી ભીમસેને તો સાક્ષાત, ખભે ડીયાં કુંતા માત; ભ્રાત બેને બગલમાં ઘાલ્યા, બેને હાલેઇને ચાલ્યા. ૧૦ પછી દોટ મુકી રણધીર, આવ્યો નદી કેરે તીર; હતો નાવીક એક તે ઠાર, તેણે ઉતા- નદી પાર. ૧૧ પછી છએ જણાં ચાલ્યાં ત્યાંય, મહાહા- ંનની માંય; વાગે ચર્ણમાં કાંટા અપાર, તપે તાપથી તે ઠાર. ૧૨ એવી રીતે કુંતાને કુંમાર, આવ્યાં હેડંબા ં સાર; ઘણાં ફળ ફુલ છે તેણે ઠામ, કીધો પાંડવોએ ુકામ. ૧૩ રહી એટલે એતો કથાય, કહુ કૌરવોનો મહી- પછી અંધ તણો તો કુમાર, આવ્યો લાખા ગ્રહ સાર. ૧૪ હતાં ભીલ્લનાં હાડકાં જેહ, દીઠાં દુષ્ટે રાખો- તેહ; જાણ્યું મ્રત્યું પામ્યા પાંડુ તંન, પછી આવ્યો

પોતાને સહંન. ૧૫ બેઠો સભા ભરી બળવાન, કહ્યું કર્ણને કૃત્ય નિદાન; કાઢ્યું શસ્ત્ર તણું આજ મુળ, સમો સાચવીયો અનુકુળ. ૧૬ ત્યારે કર્ણ વદો વાણી મર્મ, અલ્યા એમાં શું કીધું સુકર્મ: ભ્રાત પોતા તણા તો પ્રજાળ્યા, દુષ્ટ દગો કરીને તેં બાળ્યા. ૧૭ એવી કર્ણની સાંભળી વાણી, બોલ્યો દુર્યોધન ક્રોધ આણી; અલ્યા કરણ તું દાશી કુમાર, મુને મેં-ણુ દીધું આણીવાર. ૧૮ માટે સત્ય કહું તુને હુંય, મારા રાજ્યમાં રહીશ ન તુંય; એવું સાંભળી સુર્ય કુમાર, ગયો તપ કરવા નિરધાર. ૧૯ કીધું આદીત્યનું તપ ભારી, ચર્ણ અંગુઠે દેહજ ધારી; વિત્યા એવી રીતે માસ ચાર, ત્યારે સુર્ય આવ્યા તેણે ઠાર. ૨૦ થયા પ્રસંન કશ્યપ તંન, માગ માગ તું પુત્ર વચંન. ત્યારે કર્ણ કહે રવિરાય, મારી દેખાડો તમે માતાય. ૨૧ મારા તાત કીયા નીરવાણ, તેનું આજ કરો ઓળખાણ; દાસી પુત્ર એવું લોક કહે છે, તેથી ઉદવેગમાં જીવ રહે છે. ૨૨ એવી કર્ણની સાંભળી વાણી, બોલ્યા આ-દીત્ય પુરૂષ પુરાણી; અલ્યા સાંભળને અભિપ્રાય, તારી માતા તો કુંતા કહેવાય. ૨૩ હતી કુંવારી એ સતી જ્યારે, મારો મંત્ર જપ્યો એણે ત્યારે; કર્યો તેની સાથે મેં વિહાર, થયો તે થકી તું નિરધાર. ૨૪ માટે લેને આ ચુંદડી એક, રાખી મુકજે કરી વિવેક, કુરૂ પાંડુ તણી જેહ નાર, તેને ઓઢાડજે તું કુમાર. ૨૫ નવ દાઝે તેના થકી જેહ, તારી જા ણવી જનુની તેહ; ત્યારે કર્ણ કહે સુણો તાત, મુને શ્રાપ થયો છે સાક્ષાત. ૨૬ થાય યુદ્ધ વિશે મારો કાળ, માટે આ-યુદ્ધ આપો વિશાળ; સુણી સુર્યે આપી શક્તિ એક, પાંચ બાણ કહીને વિવેક. ૨૭ જેના ઉપર મુકે એ બાણ, તેના

જ નિકળે પ્રાણ; પછી આપ્યો મણી તેણે ઠાર,
સોનું ઝરે સવા ભાર. ૨૮ એવી રીતે કરી શુભ કામ,
યો કરણ પોતાને મુકામ; બાંધ્યું નગ્ર જુદુ તેણી વાર,
પુરી નામે નીરધાર. ૨૯ રહયો દુર્યોધન થકી દુર,
ધર્મ ધજા મહાશુર; જાણી પાપીએ વાત જ્યારે,
ધર્મ ધજા પોતે ત્યારે. ૩૦ હવે બેઉનું જોવાને સત્ય,
બ્રહ્મ વિપ્ર જદુપત્ય; આવ્યા દુર્યોધન કેરે દ્વાર, દીધી
શિ તો નિરધાર. ૩૧ પછી ભુપતિને કહે ઇશ, આપો
ની મુને આ દીશ; એક વર્ષ પછી નિરધાર, પાછી આ-
ભુપ કુમાર. ૩૨ ત્યારે દુષ્ટ કહે માહારાજ, બીજું મા-
આપું હું આજ, પણ જુવાની તો ન અપાય, નથી
વી ધર્મ ધજાય. ૩૩ એવું કહીને દુષ્ટે તે ઠાર, છોડી
ધજા નિરધાર; ચાલ્યા એટલે સુંદીર શ્યામ, આવ્યા
પાસે અભિરામ. ૩૪ માગી જવાની આવીને ત્યાંય,
બહુ નામી આસન માંય; ત્યારે કરણ થયો રળીયાત,
જવાની ત્યાં તો સાક્ષાત. ૩૫ લીધું બ્રહ્મ પણું વળી
રે, થયા પ્રસંન ઇશ્વર ત્યારે; કહ્યું કરણને શ્રી કીરતાર,
તું સમો કોઇ દાતાર. ૩૬ તારી ધર્મ ધજાને છે ધન્ય,
પોહોચે નહી કોઇ અન્ય; તારો રહેજો અવિચળ ટેક,
કિર્તિ કળા ને વિવેક. ૩૭ એવું કહીને દીન દયાળ,
આપી જવાની તે કાળ; ગયા આશીશ દેઇ સુરેશ,
દાન કરે છે હમેશ. ૩૮ સોનું આપે એ તો સવા ભાર,
ને ઘેર તેટલીજ સાર, એવો રાખીઓ નિશ્ચળ ટેક, જેનો
માં ઝાઝો વિવેક. ૩૯ ॥ વલણ ॥ દુર્યોધન આવી
કરણ રાયને સારરે, દુર્યો કહે તે તો વળી વર્ણવું આણે

ઠારરેરેરે, ૪૯ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદીપર્વણી કર્ણ વરદાન આપ્તો નામ ત્રયોવીંશતિતમો અધ્યાય. ૨૩

### કડવું ૨૪ મું.

॥ રાગ સામેરી ॥ દુર્યોધન રાજાની પત્નિ ભાનુમતી રાજંન; તેણે વશ કરવા સ્વામીને વાત વીચારી મન. ૧ કોઇ બ્રાહ્મણની પાસે તેણે મંત્ર કરાવ્યો સાર; અષ્ટગંધનું ચંદન કીધું મંત્ર ભણી તે વાર. ૨ તે ચંદન લેઇ જાતાં પડીયું નાગને માથે ત્યાંય; એટલે વશ થઇને તે આવે રાત પડયે ઘરમાંય. ૩ પાંચ સર્પ સંગાતે લાવે સુણ જનમેજય રાય; દુર્યોધન રાજાને અંગે તે સઘળા વિંટાય. ૪ વાસુકી મનુષ્ય થઇને પોઢે સજ્યા માંય; ભાનુમતીને ભોગવે તે તો દેખે ભુપતી ત્યાંય. ૫ અંધ કુંવરને નાગ કહે કોઇ ન જાણે આ વાત; ભય પામી વીદીત કરીશ તો ડંશ કરૂં સાક્ષાત. ૬ એવી રીતે વાસુકી તો આવે ને વળી જાય; દુર્યોધનને ભય બહુ તેનો કોઇને નવ કેહેવાય. ૭ દુષ્ટ તણો તો દેહ સુકાયો ભાવે નહિ વળી અંન; ત્યારપછી તેણે તેડાવ્યો ભાસ્કર કેરો તંન. ૮ એટલે સુર્ય કુંવર તો આવ્યો હસ્તીનાપુરની માંય; દુર્યોધન સામો જઈ મળીયો પ્રેમ કરીને ત્યાંય. ૯ ભુપતિ કેરો દેહ જોઇને બોલ્યો સુર્ય કુમાર; અરે મીત્ર શું કષ્ટ પડયું તે મુજને કહો આ વાર. ૧૦ દુર્યોધન કે મીત્ર માહારા એ તો નવ કેવાય; ત્રીજું માણસ કોઈ જાણે તો મ્રત્યુ મારૂં થાય. ૧૧ કર્ણ કહે ચિંતા છોડીને સાચી કહે તું વાત; તારો જે શતરૂ હોય તેની યુદ્ધ વીશે કરૂં ઘાત. ૧૨ દુર્યોધન કે મુજ વનિતાએ કૃત્ય કર્યું આ દીશ, ચંદન એક બનાવ્યું તે તો પડયું

ગને શીશ. ૧૩ તે નીત્યે મારે ઘેર આવે ધરે મનુષ્યની કાય,
ની બીજા સરપો જે આવે તે મુજને વીંટાય. ૧૪ ત્યાર
ફી તે પન્નગ ભોગવે ભામની સાથે ભોગ; તે કોઇને કહે-
ય નહીં એ પ્રગટયો મુજને રોગ. ૧૫ કર્ણ કહે ચિંતા
ડી દે સત્ય કહું છું રાય; તારા ઘરમાં સંતેને હું આજ કરૂં
ક્ષાય. ૧૬ સાંજ પડી કે સુર્ય કુંવર તો સંતાયો નીરધાર;
ટલે ત્યાં વાસુકી આવ્યો વેગ થકી તે ઠાર. ૧૭ તેને જોઇને
ણી પુત્રે તરત ચઢાવ્યું બાણ; મંત્ર ભણીને મુકયું નિશ્ચે
મ ઉપર નીરવાણ. ૧૮ વાસુકીને બાંધી લીધો વરૂણ
સથી સાર; ત્યારપછી પાસે આવીને બોલ્યો સુર્ય કુમાર.
અરે દુષ્ટ તું કેમ આવે છે કરવાને વ્યભીચાર; આજ
જીવતો નવ મુકું ઠેર હણું આ વાર. ૨૦ નાગ કહે નથી
જ મારો સત્ય કહું રાજન; ભાનુમતીએ વશ કરવાનું
યું છે ચંદન. ૨૧ તે મારા માથાપર પડીયું તેથી આવું
; માટે લોહિ નાંખો મુજ મસ્તક સ્વચ્છ કરી મહાકાય.
જંત્ર લખેલો બાળી મુકો સ્ત્રી પાસે છે જેહ; બાકીનું
દન ઢોળી દ્યો હોય વધેલું તેહ. ૨૩ ફરી થકી જો દેખો
જને ભુપતી આણે ઠાર; તે વેળા ફાવે તે કરજો શીક્ષા મુ-
તે સાર. ૨૪ ત્યાર પછી કર્ણે લોહી નાંખ્યું નાગ ઉપરથી
; વાસુકી તે દીન થકી ત્યાં થયો આવતો બંધ. ૨૫ દુર-
ધન જોઈ કર્ણતણું બળ પ્રસન્ન થયો મંન માંય; શત ગામો
રપાવમાં આપ્યાં રાખ્યો પાસે ત્યાંય. ૨૬ કરણ પુરીથી
વ્યો ત્યાં કર્ણ તણો પરીવાર; ત્યાર પછી શું પાંડવ
। તેનો કહુ વીસ્તાર. ૨૭ ॥ વલણ ॥ હેડંબાના વનમાં
રીયા પાંડુ તંનરે; દુર્યો કે તે માનતા માતા કેરૂં વચનરેરેરે.

૨૮ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહા ભારથાંતર ગત આદીપર્વણી કરણ દુર્યોધનસ્ય સમાગમો નામ ચતુરવીંશો અધ્યાય.૨૪

કડવું ૨૫ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશંપાયન વચંન, તું તો સાંભળનેરે રાજંન; રહે એ વનમાં એક નાર, નામ હેડંબા તેનું છે સાર. ૧ તેતો રાક્ષસ કેરી કુમારી, બળ રૂપ કળા તેમાં ભારી; બાંધ્યો હીંચકો વનની માંય, બેસે હવા ખાવા તેની માંય. ૨ એતો હીંચકો ઉંચો અપાર, તેની શોભા તણો નહી પાર; કોઇ યોધ્ધો તે ઠેકાણે આવે, તેની પાસે હીંચકો નંખાવે. ૩ હાલે નહી જો હીંચકો સાર, ત્યારે કેદમાં નાંખે તે નાર; એવી રીતે કર્યા કેદ ભુપ, તે તો એક હજાર અનુપ. ૪ હવે ફળ ફુલ લેવાને કાજ, ચાલ્યો ભીમસેન મહારાજ; આવ્યો હીંચકા પાસે તે જ્યારે, દીઠો હેડંબાએ તેને ત્યારે. ૫ જોઇ ભીમસેને પણ નાર, જેના રૂપ તણો નહી પાર; બોલી હેડંબા ત્યાં તો વચંન, નાંખો હીંચકો મુને રાજંન. ૬ નહી હાલે જો હીંચકો રાય, તોતો કેદ નાંખુ મહાકાય; સુણી રાક્ષસી કેરાં વચંન, ક્રોધ પામ્યો કુંતા કેરો તંન. ૭ મારી થાપોટ ભીમેજ જ્યાંય, ગયો હીંચકો આકાશ માંય; એક પોહોરે હેઠો પડયો સાર, તેની સંગાથે હેડંબા નાર. ૮ ભાગ્યું હેડંબાનું જ્યારે અંગ, ત્યારે બોલી તે આણી ઉમંગ; કોના પુત્ર તમો છો રાજંન, કેમ નિકળીયા વળી વન.૯ કોણ જાતિ અને કીયો ઠામ, કહો વર્ણવી તે અભીરામ; ત્યારે ભીમ કે સાંભળ નાર, શુદ્ધ ક્ષત્રી તણો હું કુમાર. ૧૦ હસ્તીનાપુર મારો મુકામ, ભીમસેન એવું મારૂં નામ; સુણી હેડંબાએ એવી વાણ,

ારે મોહ પામી નીરવાણ. ૧૧ વ્યાપ્યો કામને વ્યાકુળ થઇ,
ાથ જોડીને ઉભી રહી; પછી મુખથી બોલી વચન, વરો
જને તમે રાજન. ૧૨ હજુ હું તો છું કુવારી નાથ, હેત
ાણીને ઝાલો હાથ; ભીમસેને તો કર્યો વીચાર, નથી માતા-
ી આજ્ઞા આ વાર. ૧૩ સુંદરીનું સ્વરૂપ છે સારૂ, માટે ગુપ્ત
ે વરૂ વારૂ; એવે આવ્યા ત્યાં નારદ રૂષી; તેણે મંત્ર
ણ્યા થઇ ખુશી. ૧૪ હસ્ત મેળાપ કરી તેહ, ગયા સ્વર્ગ
શે દીવ્ય દેહ; પછી ભીમ તણો કર ઝાલી માનુની મેહેલ-
લેઇ ચાલી. ૧૫ રાંધી રસોઇ ત્યાં નીરધાર, પાંચ મણ-
ીધો કંસાર; ભીમ કે' એટલે નહી થાય, માટે રાંધો ફરી
બળાય. ૧૬ એવું કહીને કુંતા કુમાર, આવ્યો કેદખાના
ી સાર; ઘણા ભરડે છે કેદી તમામ, મોટા મોટા ભુપતી
. ૧૭ તેને છોડી મુકયા નીરધાર, ખાધી દાળ ચણાની
ાર; પછી આવીયો નારીની પાસ, કરયું ભોજન આણી
લાસ. ૧૮ ઝાલ્યો જમીને જુવતીનો હાથ, કરયો સંભોગ
તેની સાથ; ત્યારે સાંભર્યાં ભ્રાતને માત, હશે ભુખ્યાં
ુએ સાક્ષાત. ૧૯ કહ્યું કામનીને તેણીવાર, હું તો
ેણું મુકામે નાર; ફળ આપીને આવીશ હુંય, કશી ચિંતા
ાશ નહી તુંય. ૨૦ એવું કહી કુંતાજીનો બાળ, આવ્યો
ાશ્રમમાં તત્કાળ; સર્વે જુએછે ભીમની વાટ, કરે અંતર
ી ઉચાટ. ૨૧ એવામાં દીઠો ભીમને જ્યારે, બોલ્યાં
ાજી તે સમે ત્યારે; અલ્યા લાગી કયાં આવડી વાર, કેમ
ો આવ્યો નીરધાર. ૨૨ ભીમ કે પડયો ભુલો હું માત,
લતાં ચાલતાં પડી રાત; હસ્યા સહદેવ જોશી તહાય, વણ
્યા વિના ન કેહેવાય. ૨૩ ખાધાં ફળ ફુલ સરવે ત્યાંય,

પછી સુતાં પરણકુટી માંય; છાનો માનો એવી રીતે રાય, ભીમ નીત્ય નારી પાસે જાય. ૨૪ રહયો ગર્ભ હેડંબાને સાર, થયો તે થકી ત્યાંતો કુમાર; મહા તેજસ્વી છે તેની કાય, રૂષ્ટ પુષ્ટ શરીરે જણાય. ૨૫ મોટું માથુંને પેટ વિશાળ, ભુરી બાબરીને સ્વેત બાળ; ટુંકા ટુંકા છે હસ્તને પાય, કૃષ્ણ વરણ દીસે બધી કાય. ૨૬ મુખ ફાડીને રડયો તે જ્યારે, ત્રાસ્યાં વનનાં પક્ષીજ ત્યારે; ધ્રૂજી થરથર આખી ધરાય, ગળ્યા આસુરી ગર્ભ તદાય. ૨૭ એવા પુત્રનું દેખી વદન, થઇ હેડંબા અતી પ્રસન્ન; વ્રકોદર પણ તેણે ઠાર, ઘણો ખુશી થયો નીરધાર. ૨૮ એમ કરતાં વીત્યો એક માસ, ભીમ ભોગવે સુખ વિલાસ; રાત્રે છાનોમાનો આવે ત્યાંય, દીવસે રહેછે મુકામની માંય. ૨૯ પછી હેડંબાનો સુત જેહ, થયો દાડે દાડે મોટો એહ; ત્યારે નારદે આવી તે ઠામ; પાડયું ગટો-રગચ્છ એવું નામ. ૩૦ એતો ભીમના કરતાં રાજંન, થયો શત ઘણો બળવન્ન; શીખ્યો રાક્ષસી માયા અપાર, વળી યુદ્ધકળા નીરધાર. ૩૧ સુણી વારતા આ શ્રોતા જન્ન, નવ આણવી શંકાજ મંન; રાક્ષસી કેરી જેહ પ્રજાય, એતો સત્વર શીખે કળાય. ૩૨ એવામાં એહ વનની માંય, થયુ કૌતક તો વળી ત્યાંય; હેડંબા રાક્ષસી કેરો ભ્રાત, હેડંબા સુર નામે પ્રખ્યાત. ૩૩ રહે માખણીયા ગીરી માથે, દસ લાખ દૈત્ય તેની સાથે; તેની કુળદેવી કેવાય જેહ, છત્રેસ્વરી નામે છેજ તેહ. ૩૪ તેણે સ્વપ્ન આપ્યું નિરધાર, હેડંબાસુરને તેણી વાર; આપ્ય શેવક મુજને ભોગ, ટાળુ તર્ત તારૂં દુખ રોગ. ૩૫ બત્રીશ લક્ષણો હોય જે જંન, તેનું કરવું છે મારે ભો-જન; હેડંબાના વન વિશે તેહ, આવ્યા પુરૂષ એવા દીર્ઘ દેહ.

૩૬ તેને લાવીને આપ્ય તું આજ, થશે તે થકી તાહરૂં કાજ; એવું સ્વપ્ન વિચારીને સાર, થયો હેડંબાસુર તૈયાર. ૩૭ આવ્યો વન વિશે તે સાક્ષાત, સુઈ રહ્યા જ્યાં સરવે ભ્રાત; એક ભીમ નથી તેણે ઠાર, હરી ઇચ્છા એતો નીરધાર. ૩૮ વલણ ॥ હરણ કરીને લેઇ જશે પાંચેને મહાકાયરે; દુર્ગા કે' તે તો કહું અદભુત એહ કથાયરેરેરે. ૩૯ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી હેડંબા વીવાહ તથા ગટોરગચ્છ ઉત્પત્તી કથનો નામ પંચવીશમો અધ્યાય. ૨૫

## કડવું ૨૬ મું.

॥ રાગ સોરઠ ॥ હેડંબાસુર આવિ પોહોચ્યો મધરાતે મહાકાય; છાંનો માનો ઉભો એતો જોવાને ચરચાય. ૧ પછી આશ્રમની હેઠળ ઘાલ્યું ત્રીશુળ તો બળવાન; અવનીને ઉકાંશી કાઢ્યું દગડું તેણે સ્થાન. ૨ આશ્રમ સુદ્ધાં માંથે મુક્યું દગડું દૈત્યે ત્યાંય;પાંચે જણનું હરણ કરીને આવ્યો પર્વતમાંય. ૩ દેવીના દેવળમાં મુક્યાં સરવેને તે વાર; દ્વાર વાશીને તાળું દીધું જત્ન કરી નીરધાર. ૪ દેવળ પુંઠે રક્ષા કરવા મુક્યા યોદ્ધા ત્યાંય; ત્યાર પછી દાનવ તો આવ્યો પોતાના ઘરમાંય. ૫ ધારણ મટીયું તે વેળાએ જાગ્યા ચારે ભ્રાત; ડોશી પણ જાગ્યાં તે વખતે દેવળમાં સાક્ષાત. ૬ એક એકના મુખ સામું જુવે ધર્મ નીકુળ સેહેદેવ; કુંતાજી ને અરજુન રડતાં ચોધારે તતખેવ. ૭ સેહેદેવ સૌને ધીરજ આપે સમજાવીને જ્ઞાન; દુઃખ સુખ એ ધર્મ દેહનો છોડાવશે ભગવાન. ૮ એટલેથી એ કથા રહીને ઉગ્યો દીનકર જ્યારે; ભીમસેન ઉઠીને આવ્યો આશ્રમ વિષે ત્યારે. ૯

તે વખતે માતાને ભાઈ હિડાં નહિ તે ઠાર; અંતરમાં તો ચિં-
તા પ્રગટી મુર્છા થઇ તે વાર. ૧૦ શાતા આવી ત્યારે આવ્યો
હેડંબાની પાસ; ગદગદ કંઠે કહેવા લાગ્યો નાંખીને નિશ્વા-
સ. ૧૧ અરે પ્રિયા આ ઠેકાણેથી થઇ મા ભાઇની ચોરી;
દાનવ કોઈ ખાઇ જાશે એમને ટુટી આયુષ્ય દોરી. ૧૨ ગ-
ટોરગચ્છ બોલ્યો તે વખતે સાંભળો મારા તાત; મારો મા-
મો હેડંબાસુર ચોરી ગયો સાક્ષાત. ૧૩ કુળદેવીની આગળ
હણશે તેને તો વળી ત્યાંય; તે માટે ચાલો મુજ સંગે દિન
આથમતાં માંય. ૧૪ એવું સુતનું વાકય સુણીને ભીમ થયો
તૈયાર; હેડંબાને લેઇ સંગાથે ચાલ્યા બેઉ જણ સાર. ૧૫
માંખણીયા પર્વતની પાસે આવ્યો વાયુ તંન; તે પર્વત બે
જોજન ઉંચો સુંવાળો રાજંન. ૧૬ હાથ મુકતાં લપશી જા-
યે તે પર કેમ ટકાય; ભીમ કહે ઓ દિકરા મારા શો કરવો
ઉપાય. ૧૭ ગટોરગચ્છ કેહે માતા મારી રૂપ પ્રકાશે આજ;
માથાની લટ મુક છુટી તેથી થાયે કાજ. ૧૮ તે વખતે હેડં-
બાએ તો ખુબ વધાર્યો દેહ; પર્વત જેટલી ઉંચી થઇને છો-
ડી છે લટ તેહ. ૧૯ પ્રથ્વી સુધી લાંબા તેના કેશ હેઠા રોળા-
ય; તેને ઝાલી ચઢીઓ ઉંચો ગટોરગચ્છ મહાકાય. ૨૦ પ-
ર્વત ઉપર બેશી બોલ્યો પુત્ર એ તો પરમાણ, હું આવ્યો તે
રીતે આવો પીતા તમે નીરવાણ. ૨૧ ભીમસેન ચઢયો તે
રીતે ક્ષણું નવ લાગી વાર; પીતા પુત્ર એમ એકઠા થઇને બે-
ઠા તેણે ઠાર. ૨૨ ગટોરગચ્છ કેહે તાત માયરા જાઓ દેવળ
માંય; કુંતાજીને કાકા મારા મળશે તમને ત્યાંય. ૨૩ મુજ
માતાનો ચોટલો ઝાલી બેસું હું પીતાય; કારણ કે અહીથી
જાયે એહતો શી રીતે ઉતરાય. ૨૪ ત્યાર પછી એકલો ભી-

મ ચાલ્યો દેવળ કેરી પાસ; કોટ કુદીને પડીયો તેમાં મહા બળીયો પ્રકાશ. ૨૫ તે ઠેકાણે જઈ જોયું તો દીઠું વિપરીત કામ; પાંચે જણને કેદ કરેલાં દીઠાં તેણે ઠામ. ૨૬ કુંતાજી ત્યાં ભીમને દેખી બોલ્યાં દુખથી વાણ; અરે પુત્ર શું કરવા આવ્યો ખોવાને અહીં પ્રાણ. ૨૭ ભીમસેન કહે માતા મારી ધીરજ રાખો મંન; હેડંબાસુર લાવ્યો તમને તેનું કરૂં છેદંન. ૨૮ એમ કહિને દેવળ કેરૂ શિખર હતું વળી જેહ; વાયુ પુત્રે ઉખાડીને હેઠળ મુકયું તેહ. ૨૯ પછી પેઠો દેવળની અંદર કુંતાજીનો બાળ; દેવીને દાબીને સુતો લાંબો થઇ તતકાળ. ૩૦ દ્વારે પગ અડકાડી મુકયા ઉઘડે નહી તે કાજ; સુતો સુતો વાટ જુએછે દૈત તણી મહારાજ. ૩૧ એટલે હેડંબાસુર આવ્યો પાપી તેણે ઠાર; જોર કરી ઉઘાડવા લાગ્યો દેવળ કેરાં દ્વાર. ૩૨ તેતો ઉઘડયાં નહી તે વખતે દૈત્ય કરે ચિંતાય; કુળદેવીનો કોપ થયો કયમ આતે શું કેહેવાય. ૩૩ કાલાવાલા કરવા લાગ્યો દેવીને જેવારે; તે વખતે કુંતા સુત બોલ્યો ક્રોધ કરીને ત્યારે. ૩૪ અરે દુષ્ટ કયમ વાર કરૂછું બળીદાનની આજ; હું કહું તેટલું લાવ અત્યારે થાશે તેથી કાજ. ૩૫ સોમણ દુધ ઉકાળેલું વળી સોમણુ મોદક સાર; બે કળશીના લાવ બાકળા ઉછાવળા આ ઠાર. ૩૬ તે સર્વેના ભરી ટોપલા નાંખો ડેરામાંય; ત્યારપછી માણસને લાવો; પ્રસન્ન કરીને આંય. ૩૭ એવું સુણી હેડંબાસુર ચાલ્યો લેવા તેહ; ઘેર આવી તૈયાર કરાવ્યું દેવીએ કહ્યું જેહ. ૩૮ પછી પોતાનો સાથ તેડીને દૈત્યતણો કુમાર; વાજતે ગાજતે આવ્યો તેતો દેવીને દરબાર. ૩૯ મોદકના તો ભરી ટોપલા નાંખ્યા દેવળમાંય; શી

મસેન મોઢામાં મુકે પોશે પોશે ત્યાંય. ૪૦ ત્યારપછીથી દુધ જ રેડયુ દૈત્યોએ જેવારે; કુંતાસુતે મુખ ફાડીને પીધું સર્વે ત્યારે. ૪૧ ત્રપ્ત થઇને કેહેવા લાગ્યો કુંતાનો કુમાર; ઉંચુ જોઇ ઉછાળો હાવે વાલ ચણા આવાર. ૪૨ તે પ્રમાણે અસુરે કીધું પ્રસન્ન થવા માતાય; એટલે દ્વાર ઉઘાડયાં ભીમે પ્રગટ થયો મહાકાય. ૪૩ ॥ વલણ ॥ દેવળમાંથી નીકળ્યો વેગે વાયુકુમારરે; દુર્ગો કહે પછી ઓળખ્યો દૈત્યે તેણીવારરેરેરે. ૪૪ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી ભીમસેન છત્રેશ્વરી સ્થાને પ્રસીદ્ધો નામ ષડવીંશો અધ્યાય ૨૬

કડવું ૨૭ મું.

॥ રાગ મારૂ ॥ ઓળખ્યો ભીમને દૈત્યે જ્યારે, સિંહનાદ કર્યો વળી ત્યારે; થયા અસુર ભેગા તમામ, કરવા માંડયો તેણે સંગરામ. ૧ મારવા માંડયો સર્વે માર, ત્યારે ભીમે કર્યો ત્યાં વીચાર; પેલું શીખર ડેરાનું જેહ; લીધુ ક્રોધ કરી વળી તેહ. ૨ મારે તે થકી કુંતા કુમાર, કીધો દૈતતણો તો સંહાર; કેટલાકના ઝાલીને પાય, ચીરી નાંખી ઉશેટે તહાય. ૩ ઘાલે બગલમાં દશ વીશ, દાબી નાંખે તેને આણી રીસ; એવી રીતે ભીમે કર્યું જ્યારે, બોલ્યો હેડંબાસુર તો ત્યારે, ૪ અલ્યા જાડીઆ જો મારા હાથ, કર યુદ્ધ તું મારી સંગાથ; એવું સાંભળી કુંતા કુમાર, બાઝયો દૈત્યની સાથે તેવાર. ૫ મલ્લ યુદ્ધ કરે બળવાન, દાવ પેચ થકી તેણે સ્થાન; મારે તાણીને બે જણ ઢીક, ભાગે હાડકુ ને આવે હીક. ૬ હેડંબાસુર દૈવત દાખ્યો, ભીમસેનને હેઠળ નાંખ્યો; પછી બેઠો છાતીપર સાર, મારે ગાલમાં ગોદા અપાર. ૭

જોયું અસુરે જેવારે, ઉઠયો ભીમ અચાનક ત્યારે પછી
થા ફરીથી તે ઠાર, મારે દૈત્યને કુંતાકુમાર. ૮ પણ
તો નથી એહ, વજ્રથી વશમો જેનો દેહ; નથી સેહે
ભીમથી માર, દેહ ઢીલો થયો નીરધાર. ૯ ત્યારે છાનો
વાયુ બાળ, આવ્યો હેડંબા પાસે તે કાળ; પુછયું
અસુરનું જ્યારે, બોલી હેડંબા રાક્ષસી ત્યારે. ૧૦
સ્વામી કહ્યું અનુકુળ, આપ્યું શંકરે એને ત્રીશુળ;
રાખે છે તે મહાકાય, તેથી મોત એનું નીસ્ચે થાય.
એવું સુણિને વાયુકુમાર, આવ્યો સંગ્રામમાં નિરધાર;
દૈત્યનું કાઢવા મુળ, થાલ જાળવી લીધું ત્રીશુળ. ૧૨
યો દૈત્યને હેઠો તે વાર, બેઠા ઉપર વાયુકુમાર; ઘાલી
ત્રીશુળ ગળામાંય, મારી ઢીકો અપારજ ત્યાંય. ૧૩
નિકળ્યો દૈત્યનો પ્રાણ, ઝીત્યો ભીમસેન નીરવાણ; હતા
જે રાક્ષસ ત્યાંય, તેને માર્યાં ભીમે રણમાંય. ૧૪
હેડંબાસુરની નાર, નામ કપીલા છે તેનું સાર; તેને
થયું મર્ણ જ્યારે, આવી રણભુમીમાં તેહ ત્યારે. ૧૫
કંથની પાસે તે નારી, કરે વીલાપ કંથ પોકારી; હવે
ર તેણીવાર, આવ્યો ભ્રાતની પાસેજ સાર. ૧૬ કહયો
તણો સમાચાર, વધ હેડંબનો નીરધાર, સુણી સૌને
ત્યાં ઉલ્લાસ, પછી આવ્યાં ગટોરગચ્છ પાસ. ૧૭ દીઠું
ાનું રૂપ ત્યાંય ત્યારે સ્તબ્ધ થયાં મનમાંય; એવે આ-
ત્યાં નારદદેવ, જેને કલેશ કરાવ્યાંની ટેવ. ૧૮ તેણે
યું ઓળખાણ, હેડંબા નારીનું નીરવાણ; પરણ્યો
માનો ભીમ જેહ, કહ્યું ધર્મ કુંતાજીને તેહ. ૧૯ સુણી
થયાં ડોશી ત્યાંય, કુંવર બેસાડયો ખોળામાંય; દીધિ

આશીશ અત્યંત સાર, કર માથે મુકયો નીરધાર. ૨૦ ગટોરગચ્છે પછી તેણીવાર, સૌને ઉતાર્યાં હેડળ સાર; છેલ્લો ઉતર્યો ભીમકુમાર, થયો તે સમે જયજયકાર. ૨૧ ત્યારે હેડંબાએ કામ કીધું, રૂપ પેતાનું સમેટી લીધું; થઇ દીવ્ય હતી તેવી નાર, ત્યારે હરખ્યાં માતા તેણીવાર. ૨૨ પછી ચાલીયાં તે અભીરામ, આવ્યાં પોત પોતાને મુકામ; ખાન પાન કરી ખુશી થાય, નીત્ય આનંદમાં દીન જાય. ૨૩ હવે હેડંબાસુરની નાર, આવી પીયરમાં નીરધાર; હતા કબીરા પોતાના ભ્રાત, તેની પાસે કર્યો આંસુપાત. ૨૪ કહ્યું કપીલાએ તેને સાર, ભાઇ તમને તો છે ધિકકાર; તમ જેવા છતાં રે ભરાત, માર્યો કંથ મનુષ્યે સાક્ષાત. ૨૫ રહે હેડંબા વનમાં એહ, અતી સુંદર છે તેનો દેહ; પાંચ ભ્રાતને એક માતાય, વ્રદ્ધ ડોશી થકી ઓળખાય. ૨૬ એવું સાંભળ્યું કબીરે જ્યારે, ઘણા ક્રોધે ભરાયા તેવારે; શત ભ્રાત કબીરા કેહેવાય, તેને શંકર કેરી કૃપાય. ૨૭ હરણ કરવાનો કરી વીચાર, થયો એક કબીરો તૈયાર; ચાલ્યો વાયુ વેગે એતો વીર, રાખી હૈયામાં અત્યંત ધીર. ૨૮ ॥ વલણ ॥ કબીરો રાતે આવીયો, હેડંબા વનમાંયરે; દુરગો કેહે પછી મુકીયું ધારણ તેણે ત્યાંયરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહા ભારથાંતર ગત આદી પર્વણી હેડંબવધો નામ સપ્તવીંસો અધ્યાય. ૨૭

## કડવું ૨૮ મું.

॥ રાગ સામેરી ॥ વૈશંપાયન એણીપેરે બોલ્યા સુણ જન્મેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું કબીરાનો મહીમાય. ૧ મહા બળવંતો કબીરો તેણે તોડયો મુછનો

વાળ; તે વાળે પાંચેને બાંધ્યાં તાણીને તતકાળ. ૨ સૌનો એકઠો ભારો બાંધી મુકયો માથે સાર; ત્યાર પછી તે લેઇને ચાલ્યો નગ્ર વિશે નિરધાર. ૩ કરણાટક નામે છે તેનું નગ્ર વળી રાજંન; તેમાં તર્ત કબીરો આવ્યો લેઇને કુંતાતંન. ૪ કાળા ગ્રહમાં ભારો મુકયો મગ્ન થઇ મનમાંય; ત્યાર પછીતો સાંકળ વાશી તાળું માર્યું ત્યાંય. ૫ એટલેથી એ કથા રહીને ઉગ્યો દીનકર દેવ; તે વખતે વાયુસુત જાગ્યો ઝબક્રીને તતખેવ. ૬ પોતાના આશ્રમમાં આવ્યો વેગ થકી સાક્ષાત; તે વખતે દીઠાં નહી તેણે ભ્રાતને કુંતામાત. ૭ એવું દેખી આવ્યો પાછો હેડંબાની પાસ; ઉભેથી તે પડીઓ હેઠો નાંખીને નિઃશ્વાસ. ૮ વ્રકોદર વિનતાને કહે છે સાંભળને અબળાય; ભ્રાત ચારને માત માયરી તેતો નવ દેખાય. ૯ કોણ ગયું ચોરી આ વખતે તેમને આણીવાર; તે સઘળું વિસ્તારી કહોને આ વખતે મુજ નાર, ૧૦ હેડંબા કહે હું શું જાણું પાંડુરાયના તંન; મારૂં કહેવું કાંન ધર્યું નહી તેથી થાય વિઘંન. ૧૧ ભીમસેનતો રડવા બેઠા ચાલ્યું નેત્રે નીર; ગટોરગચ્છ તો ધીરજ આપે લક્ષણવંતો વીર. ૧૨ તદપી શોક શમ્યો નહી ત્યારે મનમાં કર્યો વિચાર; એકલા જીવીને શું કરવું બળી મરવું આવાર. ૧૩ કાષ્ટ લાવીને ચિતા બનાવી બળવાને રાજંન; તે વખતે ત્યાં રડવા લાગ્યો હેડંબાનો તંન. ૧૪ ગટોરગચ્છ રાક્ષસી માયાએ નાનો મોટો થાય; હેડંબાના સામું જોતો આંસુ ચાલ્યાં જાય. ૧૫ ત્યાર પછી તે કેહેવા લાગ્યો સાંભળને તું માય; તાતની સાથે હું બળવાનો થનાર હોય તે થાય. ૧૬ તે વખતે હેડંબા ત્રાસી બોલી ભીમની સાથ, બળશો નહી તમને બતલાવું

ચોર તમારો નાથ. ૧૭ કરણાટકપુર મધ્યે રહે છે, મારા ભાઇના સાળા; તેતો બહુ બળીઆ વરસો ભાઇ દુષ્ટ કુકરમી કાળા. ૧૮ ભોજાઇ મારી કપીલા તેણે રૂદન કર્યું તે ઠાર; તે માટે કબીરો લેઇ ગયો ભ્રાત તમારા સાર. ૧૯ મારા ભાઇને માર્યો પણ એમને જીવતો જો આજ; તોતો હું તમને વખાણું બળવંતા મહારાજ. ૨૦ કશા થકી નથી મોત એમનું વાગે નહી વળી ઘાય; શંકરનો હાથો શીર ભારે કોઇથી નવ જીતાય. ૨૧ વાવ્ય એક છે તે ભાગોળે તેમાં જો નંખાય તોતો મ્રત્યુ પામે સર્વે એટલો છે ઉપાય. ૨૨ ભીમસેન કહે કપટ કરીશું તાત તંન બેઉ ત્યાંય; જે તે રીતે નાંખી દેઇશું સઉને વાવની માંય. ૨૩ ત્યાર પછી તૈયાર થયા ત્યાં ગટોરગચ્છને ભીમ; કામ કર્યા વિના નવ આવવું લીધું એવું નીમ. ૨૪ મારગ મધ્યે ભીમે પુછી સુતને તો સ્હલાય; શી રીતે વશ થાશે એતો પુરમાં કયમ પેસાય. ૨૫ ગટોરગચ્છ કહે તાત માયરા તમે બનો શીવરાય; પારવતીનું રૂપ ધરૂં હું તેથી કારજ થાય. ૨૬ આપણને દેખીને એતો તેડી જાશે ઘેર; ત્યાં રહિને ઉપાય કરીશું શત્રુ હણ્યાની પેર. ૨૭ ॥ વલણ ॥ મનસુબો કરી આવીયા પિતા પુત્ર મહાકાયરે; દુર્ગા કહે તેતો પછી શીવ પારવતી થાયરેરેરે ૨૮ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત આદીપર્વણી અસુરેણ કુંતા પુત્રસ્ય હર્ણ કૃતો નામ અષ્ટવીંશો અધ્યાય. ૨૮

## કડવું ૨૯ મું.

॥ રાગ મારૂ ॥ ગટોરગચ્છને વાયુ કુમાર, આવ્યા નગ્ર સમીપ તે વાર; બેઠા વ્રક્ષ તળે બેઉ વીર, કરે વાતો પિતા પુત્ર

ત્ર્બીર. ૧ એવે જાતુંતું પોઠીયું એક, તેને આલ્યું કરીને વિ-
વેક; પછી ભીમે ધર્યું શીવ રૂપ; કહું વિસ્તારીને તે અનુપ.
૨. બાંધી વડવૈયોની જટા સારી, કર્યું તિલક ત્રીરેખા ભારી;
ઘાલી રૂદ્રાક્ષની ગળામાંય, ધર્યું સર્પનું ઉપવિત ત્યાંય. ૩ બાંધ્યો
મુંજ તણો હાડબંધ, ઝોળી ભરવી છે વળી સ્કંધ; વસ્ત્ર
ફાડીને વાળ્યો લંગોટ, રાખ્યું કાચલું માગવા લોટ. ૪ મ-
ગચર્મ ઓઢી લીધું અંગ, ચોળી વિભુતી આણી ઉમંગ;
રાખ્યો ભાંગને ગાંજો તો પાસ, ઝાલ્યો ચીપીઓ મોટો પ્ર-
કાશ. ૫ ઘાલી હસ્તી તણી રૂંઢમાળ, ધર્યું ડાખને ડમરૂ વિ-
શાળ; એવી રીતે કુંતાનો કુમાર, બન્યો મહાદેવજી તેણી
વાર. ૬ થયો પારવતી ભીમ તન, ચારૂ ચંદ્રના જેવું વદન;
ઓઢી ચુંદડી રાતી અપાર, મેંશ નેત્ર વિશે આંજી સાર.
૭ ચોઢયો ચાંહલો સુંદીર ભાળ, વાળ્યો અંબોડો ઓળીને
વાળ; પેહેરી કંચુકી ચીતચોર, ચોઢી ઘાઘરે કસુંબી કોર.
૮ ધર્યા એવી રીતે શણગાર, તેની શોભા તણો નહી પાર;
પછી પોઠીયા ઉપર ત્યાંય, બેસે પાંડુ તણો સુત જ્યાંહ. ૯
બોલ્યો ગટોરગચ્છ તદાય, જોજો પોઠીયું બેશી ના જાય; ત્યા-
રે ભીમ કહે મારા તંન, મુને માલમ છે તેહ મંન. ૧૦ પછી
ભીમના ખોળાની માંય, બેઠો ગટોરગચ્છજ ત્યાંય; હાંકયું
પોઠીયું તો વળી જેહ, આવ્યા નગ્રની ભાગોળે તેહ. ૧૧ ત્યા-
રે ઉતર્યા ત્યાં નીરધાર, બાંધ્યું પોઠીયું વાયુ કુમાર; કર્યો
વ્રક્ષની નીચે મુકામ ધુણી ધીકાવી દીધી તે ઠામ. ૧૨ એવી
રીતે રહિ તેણે ઠાર, તપ કરવા માંડયું અપાર; જાણી કળી-
સાએ એહ વાત, આવ્યા ભાગોળે ભોળો નાથ. ૧૩ તેનું
દર્શન કરવા તે ઠામ, થયા એકઠા ભાત તમામ; લેઇ પુંજા-

પો ને બીલી પત્ર, આવ્યા કબીરા ભાગોળે તત્ર. ૧૪ જોયા કૃત્રિમ શંકર દેવ, ત્યારે પાયે લાગ્યા તતખેવ; ઘટોત્કચની માયા પ્રચુર, તેમાં ભુલા પડયા તે અસુર. ૧૫ ઘણી સ્તુતિ કરી લેઇ નામ, ત્યારે ભીમ બોલ્યો તેણે ઠામ; અચ્ચા હોવેગા તુમેરા કલ્યાણ, જલ્દી કષ્ટ સબી નીરવાણ. ૧૬ સચ્ચા દેખકે તુમેરા ભાવ, આયે મિલનકું અબ બાવ; ત્યારે કબીરા કહે મહારાજ, અમ ઘેર પધારોને આજ. ૧૭ સુણી ભીમ કહે અબ જાઓ, બાજતે ગાજતે ફીર આવો; આવ્યા એટલે કબીરા ઘેર, ચઢાવી સવારી ખુશી ભેર. ૧૮ વાગે ત્રંબાળુને સરણાઇ; ચાલે આગળ તો શત ભાઈ; આવ્યા એવી રીતે ભીમ પાસ, પછી બોલ્યા કબીરા પ્રકાશ. ૧૯ બેસો પાલખીમાં મહારાજ, કરો શેવકનું શુભ કાજ; ત્યારે ભીમ ને હેડંબા બાળ, બેઠા પાલખીમાં તતકાળ. ૨૦ ખમા ખમા બોલે છડીદાર, કબીરા તો થયા ચોબદાર; એવી રીતે આવ્યા નગ્રમાંય, વધાવે નારીસો સૌ ત્યાંય. ૨૧ ખોળા પાથરીને લાગે પાય, કેહે છે જય જય શંકર રાય; હવે કબીરે મેહેલની માંય, પાથરી ગાદી સુંદર ત્યાંય. ૨૨ પછી તેડી લાવ્યા પ્રેમ આણી, બેસાડયા બેઉને શિવ જાણી; પુત્ર પિતાની કળા અપાર, તેથી ઓળખાયા નહીં સાર. ૨૩ થયા વશ કબીરા જેવારે, બોલ્યો કુંતા તણો સુત ત્યારે; અલ્યા સાંભળો સેવક જંન, મોક્ષ પામવાનો કહેદંન. ૨૪ આપું મંત્ર તમોને હું જેહ, ગોખી રાખો તમે આજ તેહ; નગ્ર ભાગોળે વાવનામાંહ, જપનો થઇ એકઠા ત્યાંય, ૨૫ આવશે એટલે ત્યા વિમાન, તેમાં બેસાડસે ભગવાન; આંખ્યો મીચીને જપવો એહ, ત્રણ વાર ફરી ફરી તેહ. ૨૬

જેહ ઉઘાડશો નેત્ર ત્યાંય, પડયા રેહેસે તે પ્રથ્વીની માંહ્ય; થશે મોક્ષ તો નીશ્ચે તમારો, માટે માનો આ બોધ અમારો. ૨૭ સુણી ભીમનાં એવાં વચન, થયા કબીરા સર્વે પ્રસંન; બોલ્યા હાથ જોડી નીરવાણ, કાલે કરો અમારૂ કલ્યાણ. ૨૮ ત્યારે ભીમે મુકયા શિર હાથ, કહ્યું કાલે હું આવીશ સાથ; પડી રાત્રીને સુતા તમામ, જાગે બેઉ જણા તેને સ્થાન. ૨૯ થયો પ્રાતસકાળ જે વારે, ઉઠયા વેલા અસુરતો ત્યારે; નાહી ધોઇને થયા તૈયાર, મોક્ષ પામવાને નીરધાર. ૩૦ લીધો ભીમને તેણે સંગાથ, ચાલ્યા સોએ જણા ઝાલી હાથ; આવ્યા વાવને તોડે તમામ, ઉભા હારો થઇ તેણે ઠામ. ૩૧ ભીમ કે મીચો નેત્ર આવાર, જપો મંત્ર તમે નિરધાર; સોરબકોરથી પામી ત્રાસ, નવ જોવું તમારે પ્રકાશ. ૩૨ એવી રીતે કહ્યું ભીમે જ્યારે, મીચ્યાં નેત્ર કબીરાએ ત્યારે; પછી ભીમે કરયા લાંબા હાથ, એકહાર તણી ભરી બાથ. ૩૩ નાંખ્યા વાવમાં તેને તે ઠાર, બીજી હાર લીધી નીરધાર; થયો પાણીમાં ધીબાકો જ્યારે, એક કબીરે જોયુ તે વારે. ૩૪ દીઠુ વિપ્રીત તો તેણે કામ, કહ્યું નાસજો ભાઈ તમામ; પછી હિલ્લી વીરો આવ્યો એહ, રહયો મલ્લ થઇનેજ તેહ. ૩૫ હવે ભીમસેને પછી ત્યાંય, નાંખ્યા નવાણુ વાવની માંય; હતું શંકર કેરૂ વચન, માટે દુષ્ટ થયા તે પતંન. ૩૬ ॥ વલણ ॥ કુંતા સુત પછી ચાલીયા આણીને ઉલ્લાસરે, દુર્ગો કેતે આવીયો વેજે સુતની પાસરેરે. ૩૭ ઇતીશ્રી પાંડવચરીત્રે કવિ દુરગાશંકર બિરચીતે મહાભારથાંતર ગત આદીપર્વણી ભામેન કબીરા હતો નામ એકોનત્રીસો અધ્યાય. ૨૯

કડવું ૩૦ મું.

॥ રાગ સામેરી ॥ ભીમસેન સુત પ્રત્યેકે છે સાંભળ મારા તંન; સર્વે શત્રુને તો કીધા વાત્ર વિશે પતંન. ૧ ત્યાર પછી કુબીરાની ભગિની કપીલા નામે સાર; તેને દોટ મુકીને ઝાલી બાળકે નીરધાર. ૨ તે વખતે કુંતા સુત બોલ્યો સાંભળ મારા બાળ; સ્ત્રી હત્યા કરવી નહી કયારે મુકી દે આકાળ. ૩ કેટલા કેહે મારી નાંખી તે તો ખોટી વાત; ત્યાર પછી તાળું તો તોડયું કોટડીનું સાક્ષાત. ૪ ભીમે ભારો દીઠો ત્યાંતો ભ્રાત માતનો એક; સર્વને એકઠાં બાંધ્યાં છે પાપીએ તો છેક. ૫ વાયુ પુત્રે તોડી નાંખ્યો વાળ મુછનો જ્યારે; બંધન છુટયું પાંચે જણનુ, મલ્યાં ભીમને ત્યારે. ૬ કુંતાજીએ આસીસ દીધી બેઉ જણને નિરવાણ; ધન્યધન્ય ઓ દીકરા મારા, ઉગાર્યા તમે પ્રાણ. ૭ ત્યારપછી ચાલ્યા સૌ ત્યાંથી સુણ જન્મેજયરાય; એક ઘડીમાં આવ્યા તે તો જ્યાં છે હેડંબાય. ૮ તે ઠેકાણે આવીને પછી બોલ્યા ધર્મ વચન અરે ભાઈ અહીં રેહેવાથી તો થાય ઘણાં વિઘંન. ૯ માટે આપણ ચાલો સર્વે જઇએ બીજે ઠામ; બેશી રેહેવું યોગ્ય નથી અહીં કરવાં છે બહુ કામ. ૧૦ એમ વિચારી હેડંબાને સોંપ્યો તેનો બાળ; તેને કેહે ચિંતા નવ રાખીશ પુત્ર થશે પ્રતીપાળ. ૧૧ હાલ તમે અહીં રેહેજો, નારી બાળક સુદ્ધાં સાર; કોઈ વખતે બોલાવી લેઇશું અમ પાસે નીરધાર. ૧૨ એવું કહીને ચાલ્યા ત્યાંથી પાંચ ભ્રાતને માત; એક ચક્રા નગરીમાં આવ્યાં બે માસે સાક્ષાત. ૧૩ ભાગોળે ઉભાં રહી તેમણે બદલી નાંખ્યો વેશ; કાપડી કેરૂ રૂપ ધરીને કીધો પછી પ્રવેશ. ૧૪ બ્રાહ્મણોને ઘેર આવી ઉતરયાં છએ જણની-

રધાર; તે દ્વીજના ઘરમાં બે માણસ ડોશી ને કુમાર. ૧૫ ત્યાં રહીને વેપાર કરયો પછી પાંડુ પુત્રે જેહ; વૈશંપાયન કેહે જન્મેજય સાંભળને તું તેહ. ૧૬ ધર્મરાયના કરની વીંટી મેલી ઘરેણે ત્યાંય; તેનું તો પછી કાપડ આણ્યું રેશમી સૌ રે- જાય. ૧૭ બે પોટલીઓ બાંધી જુદી બોલ્યા ધર્મ વચન; વે- ચવાને માટે તમે જાઓ ભીમ અને અરજુન. ૧૮ એક વ- સુનો સવા કરીને આપી દેવો માલ; ઓછુ એક તસુ નવ આપવું દગો કરી આ કાળ. ૧૯ ભીમસેન કેહે જેવો થોલ ભાઇ સમયવાત અનુસાર; એમ કહી ગજ ગાંસડી લેઇને બે ઉ થયા તૈયાર. ૨૦ કુંતા સુત નગરીમાં નીકળ્યો માલ ખપાવા કાજ; વણીક તણી ખડકીમાં પેઠો બળવંતો મહારાજ. ૨૧ પાંચ પચીસ ત્રીયા થઈ ભેળી બોલ્યો તે ઠાર; ગાંસડી હે- ઠી મુકી બેઠો કુંતાનો કુમાર. ૨૨ ભાત ભાતના રેજા કાઢયા શોભીતા અપાર; તોયફીટ્ને કોર મોળીયાં બાંટ સાલલાસાર. તેને દેખી ત્રીયાઓનું મન લોભાયું જ્યારે; વાયુ સુત કે, વિનતાઓને હાસ્ય કરી તે વારે. ૨૪ કિંમત આપો પ્રથમ અમારી પછી લ્યોને આ માલ; એવું સાંભળી અબળાઓ તો મુલ લાવી તે કાળ. ૨૫ પૈસા ગજવામાં મુકીને ભીમે કરયો ઉપાય; માલ બધો ખુંચાવી લીધો જબરાઇથી રાય. ૨૬ ત્યાર પછી તેની આંખ્યોમાં નાંખી ધુળ અપાર; ચતુરાને છેત- રી ચાલ્યો એમ વાયુનો કુમાર. ૨૭ એવી રીતે કૃત્ય કરીને આવ્યો નીજ મુકામ; તે વખતે અરજુન પણ આવ્યો, મા- લ વેચી અભીરામ. ૨૮ બેઉ જણને બેસાડી પુછયું ધર્મે તેણીવાર; કેટલો માલ ખપાવ્યો ભાઈ તે તો કહો નીરધાર. ૨૯ અરજુને તો પૈસા મુકયા માલ રહયો નથી પાસ; તેવી

રીતે ભીમે સોંપ્યો માલને દ્રવ્ય પ્રકાશ. ૩૦ તેને જોઇને ધ
ર્મે કીધો અંતરમાં વિચાર; દગો કરીને પૈસા લાવ્યો પુષ્ટ
દેહ આવાર. ૩૧ ત્યારપછી યુધિષ્ઠિર બોલ્યા ન્યાય વચન પ્રમા-
ણ; માલ ખપ્યા વીણ પૈસા કયાંથી લાવ્યો તું નીરવાણ. ૩૨
ભીમસેન કહે એક વસ્ત્રનુ ઉપજ્યું એટલું મુલ; સત્ય વ-
ચન હું કહું છું તમને નથી મારામાં ભુલ. ૩૩ તે વખતે
કુંતાએ દીધો ભીમને ઠપકો ત્યાંય; આપણને અહીં રેહેવા
નહી દે ભુપતી પુરની માંય. ૩૪ એટલામાં રાજાનો ચાકર
આવ્યો દ્વીજને દ્વાર; તેતો કેહે તૈયાર કરો એક માણસ આ-
ણીવાર. ૩૫ વારો આજ તમારો આવ્યો માટે તતપર થા-
ઓ; સાંજ પડે રાક્ષસને સારૂ એક આશામી આવો. ૩૬
એવું સાંભળી દ્વીજની ડોશી રડવા લાગી ત્યાંય; છાતીને
માથું કુટે છે ખેદ કરે મનમાંય. ૩૭ એવામાં સુત આવ્યો
તેનો તેણે જાણી વાત; તે પણ ત્યાં રડવાને બેઠો, કરતો આં-
સુપાત. ૩૮ તે બેજણનું રૂદન સુણીને કંપ્યાં કુંતા મંન;
ત્યાર પછી કેહેવાને લાગ્યાં બ્રાહ્મણીને વચન. ૩૯ અરે બે-
ન શું દુઃખ તમારે, સાચુ કહો આવાર; અમથી બનશે એ-
ટલી તેમાં મદદ કરીશું સાર. ૪૦ ત્યારે પેલી ડોશી કહે-
છે કુંતાને વચંન; અતી સંકટ આવ્યું અમારે, જાશે દેહ પ-
તંન. ૪૧ બકરાક્ષસ નામે એક પાપી દૈત્ય ઘણો બળવાન;
એક દિવસના યોગ વિષે તે આવ્યો આણે સ્થાન. ૪૨ પાં-
ચ પચીસ માણસને માર્યા તેણે આણે ઠારઃ તે વખતે અમા-
રા ભુપે કરી આપ્યો કરાર. ૪૩ શકટ ભરીને મોદક મોટા
દશ મણ પચ પરમાણ; બે કળશીના તેલ બાકળા એક
મનુષ્ય નિર્વાણ. ૪૪ એટલું એને આપવું નિત્યે સાંજ પ-

કે હમેશ; તેમાં જો કદી ચુક થાય તો ઉજડ કરે આદેશ. ૪૫ રાજાએ વારા બાંધ્યા છે માણસના નીરધારઃ તે પ્રમાણે તે તો થાશે, સાંજ પડે તૈયાર. ૪૬ પાંચ પુત્ર મારા તમ જેવા તેમાં રહ્યા આ એક; ચાર પુત્ર પાપીએ હણીયા, જુલમ કરીને છેક. ૪૭ એવું સાંભળી કુંતાજી કેહે છાનાં રહો સુત માત; પાંચ પુત્ર મારા તેમાંથી એક જશે સાક્ષાત. ૪૮ એવી રીતે ધીરજ આપી, કુંતાએ તે ઠાર; પછી પુત્રોને બોલાવીને વાત કહી નીરધાર. ૪૯ ભીમસેન કેહે હું નહી જાઉ મરવા સારૂ માત; ફાવે તેને મોકલજ્યો ત્યાં સત્ય કહું છું વાત. ૫૦ કુંતાજી વિચાર કરો, કે બીજા બાળક રાંક; ભીમ ઘણો તોફાની જેથી વળિઓ આડો આંક. ૫૧ બકરાક્ષસ બહુ બળિઓ, એતો કોઇથી નવ જીતાય; માટે ભીમને મોકલવાનો કરવો કંઇક ઉપાય. ૫૨ ત્યાર પછી કુંતાએ કાઢી સઉના સુણતાં વાત; રાક્ષસ પાસે જાશે તેને જમવાનું સાક્ષાત. ૫૩ સાંભળતામાં સહેદવ બોલ્યો હું જવાનો આજ; સવ્ય સાચવીને નીકુળ કહે છે હમે કરીશું કામ. ૫૪ ત્યારે ભીમ કહે તે વખતે હું જવાનો માય; લાડુ ખાઈ ત્રપ્ત થઇશ ત્યાં થનાર હોય તે થાય. ૫૫ કુંતાજી કેહે તું જાજે ભાઇ મારી છે આજ્ઞાય; બત્રીસ મણનો લાડુ છે તે તુજ વિના કોણ ખાય. ૫૬ ॥ વલણ ॥ જવાનો નિશ્ચે કર્યો ભીમે તેણી વારરે; દુર્ગો કહે પછી શું થયું તેનો કહું વિસ્તારરેરેરેઃ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદીપર્વણી પાંડવ એક ચક્રાનગ્રી પ્રત્યે આગતો નામ ત્રીશો અધ્યાય. ૩૦

કડવું ૩૧ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાય વચંન, સૂણો સત્ય વાદી નૃપ તંન; રવી અસ્ત પામ્યો જેણીવાર, આવ્યો સીપાઇ તેડવા સાર. ૧ ત્યારે વીપ્રને કહે વાયુ બાળ, જાઓ સંગાથે તમે આકાળ; પુઠે આવુંછું હું નિરધાર, લેશ માત્ર ન ડરવું તે ઠાર. ૨ એવી ભીમની સાંભળી વાણી, ચાલ્યો વીપ્ર ઘણો પ્રેમ આણી; ભર્યું સકટ માંહી ભોજન, હાકવા બેઠો દ્વિજનો તંન. ૨ સાથે ચાલે છે સીપાઇ ચાર, એવી રીતે આવ્યો નગ્ર બાહાર; ગાડુ નીકળ્યુ બારણે જ્યારે, વાસ્યો દરવાજો સીપાઇયે ત્યારે. ૪ પછી વીપ્રનો બાળક જેહ, આવ્યો દૈત્યને બંગલે તેહ; નથી દૈત્ય તે વેળાએ ત્યાંય, ગયો ચારો ચરવા વનમાંહ્ય. ૫ બેઠો ગાડુ છોડી વીપ્ર બાળ, એવે ભીમ આવ્યો તતકાળ; તેણે ખેલ ખરેખરો કીધો, વીપ્રને કેડે ઉચકી લીધો. ૬ કોટ કુદીને કુંતા કુમારે, મુકયો વીપ્રને નગ્રમાં ત્યારે; પછી પુષ્ટ વપુ તેણે ઠામ, આવ્યો રાક્ષસ કેરે મુકામ. ૭ પેઠો બંગલા માંહી રાજંન, દીઠુ ઇંદ્રના જેવું સદન; જેની શોભા તણો નહી પર, ગાદી તકીઓ પડયો તેણે ઠાર. ૮ એવી દીઠી શોભા જેણીવારે, કર્યું રમણ ભમણ ત્યારે; પછી લાડુને દુધ તમામ, સર્વે ભક્ષ કરયું તેણે ઠામ. ૯ વળતી વીચારીને મનમાંય, ભરી શકટમાં વેળુ ત્યાંય; તેના ઉપર ઢાંકીને રાય, સુતો બંગલામાં મહાકાય. ૧૦ આવ્યો હેવામાં રાક્ષસ તેહ, જેનો વ્રક્ષ જેવો મોટો દેહ; પેઠો અંદર પાપી જે વાર, દીઠો સુતેલો ભીમ તે ઠાર. ૧૧ તેને રાક્ષસ કહે સર્વથી, અલ્યા કેમ દીવા કર્યા નથી; એવું કહીને રાક્ષસે સાર, મારી ભીમને લાત તે ઠાર. ૧૨ ત્યારે

બેઠો થયો વાયુ બાળ, ચઢયો અંતરમાં અતી કાળ; પેલો રાક્ષસ તો તેણીવાર, આવ્યો ગાડા પાસે નીરધાર. ૧૩ જોયુ તપાશી તેમાં જે વારે; દીઠી ધુળ ભરેલીજ ત્યારે; તેણે સમે ગાજ્યો દુરમતી, કરયા ભીમને હુંકારા અતી. ૧૪ બાઝયો એટલે વાયુકુમાર, કર્યો દૈત્યને મુષ્ટિ પ્રહાર; હેવુ જોઇને આશ્ચર્ય સાર, માર્યો રાક્ષસે ભીમને માર. ૧૫ સામાસામી વઢે બેઉ વીર, મારે ઢિકા તાણી રણધીર; તીષ્ટ તીષ્ટ હેવું મુખે ભાખે, આંટી પાડીને હેઠળ નાંખે. ૧૬ બેસે છાતી ઉપર માહાકાય, ઉધામો મારીને બેઠા થાય; હેવી રીતે બેઉને તે ઠામ, થયો દારૂણ મોટો સંગ્રામ. ૧૭ પછી ભીમ ઘણું મન માહાલ્યો, એક ટાંટીઓ દૈત્યનો ઝાલ્યો; બીજા પગ ઉપર મુકી પાય, ચીરી નાખ્યો પાપીને તદાય. ૧૮ મારયો હેવી રીતે દૈત્ય જ્યારે, વાગ્યાં દેવનાં દુંદભી ત્યારે; કુંતા પુત્રે પછી તેણે સ્થાન, કાપ્યાં દૈત્યનાં નાકને કાન. ૧૯ તેનાં ફરચાડીયાં બેહુ જેહ, મુકયાં દરવાજે અડકાડી તેહ; કુદિ કોટને કુંતા કુમાર, આવ્યો નગ્ર વિશે નીરધાર. ૨૦ લાગ્યો માતાને આવી ત્યાં પાય, વધ દૈત્યનો વર્ણવ્યો રાય; સુણિ ધર્મ બોલ્યા અભીરામ, હાવે રેહેવું નહી આણે ઠામ. ૨૧ પછી વીપ્રને બોલાવી સાર, લીધી જાવાની રજા તે ઠાર તેહ વિપ્રનું વધવાને માન, સોંપ્યાં દૈત્યનાં નાકને કાન. ૨૨ ચાલ્યા ત્યાં થકી પાંડુ કુમાર, ત્યારે રાત્રી હતી ઘડી ચાર; નીકળ્યા તેતો નગ્રની બાર, ચઢયા વનને મારગે સાર. ૨૩ હવે વાંણું વાયું જેણીવારે, જાગ્યા સીપાઇ સર્વે ત્યારે; ઉઘાડયો તેણે દરવાજો જ્યાંય, પડયું એટલે કરક ત્યાંય. ૨૪ તેને જોઇ તે સર્વે સીપાઇ, આવ્યા રાજાને કહેવા વધાઇ; માર્યો દૈત્ય હમે મહારાજ, ચાલો દેખાડીએ તે આજ. ૨૫ સુણી રાજાએ વીચાર કીધો,

પછી તેહને ઉત્તર દીધો; મીથ્યા શીદ પુછો મીયાં ભાઈ, આ-જ સુધી કયાં ગઇ પ્રભુતાઈ. ૨૬ થયુ સઘળુ ઉજડ ગામ, ત્યારે કેમ કર્યું નહી કામ; માટે મીથ્યા તમારૂ વચંન, માર-નારો બીજો કોઇ જંન, ૨૭ સત્ય હોયતો નીશાની લાવો, ના-ક કાન તેનાં બતલાવો; સુણી બોલીયા તેતો સિપાઈ, ગયાં યુદ્ધમાં એતો ખોવાઇ. ૨૮ પછી રાજાએ આણી ઉલ્લાસ, વારીદારને કીધો તપાસ; પેલા વીપ્રને બોલાવી રાય, તેને પુછી બધી વારતાય. ૨૯ ત્યારે વીપ્રે કહી સાચી વાત, આ-પી નીશાની પેલી સાક્ષાત; જેઈ ભુપને ઉપજ્યો ભાવ, આ-પ્યો બ્રાહ્મણને શીરપાવ. ૩૦ દીધી આશીશ વીપ્રે તે ઠામ, પછી આવ્યો પોતાને મુકામ; થયો તે સમે જયજયકાર, ચા-લે વનમાં પાંડુકુમાર. ૩૧ ॥ વલણ ॥ પાંડવ પંથે ચાલતા સમ-રી શ્રી અવીનાશરે દુર્ગા કહે તે આવીયા પંપા સરોવર પા-સરેરેરે; ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મ હાભારથાંતર ગત આદિ પર્વણી બકાસુર વધોમમ એકત્રી-સમો અધ્યાય. ૩૧

## કડવું ૩૨ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; પંપા સરોવર પાસે આવ્યા પાંડુ સુત મહા કાય. ૧ એટલે વ્રક્ષ તળે આવીને આશ્રમ કીધો સાર; વા-યુસુત જળ ભરવા ચાલ્યો ત્યારપછી નીરધાર, ૨ તે ઠેકાણે ગંધ્રવ રહેછે અંગારક રાજન્ન; તેણે વ્રકોદરની કીધિ કાયા તો બંધન્ન. ૯ માર મારવા માંડયો ત્યારે ભીમે કર્યો પોકાર; ધ્રાજો અર્જુન એવું કહીને રૂદન કરયું તે ઠાર; અરજુન તે શા-બ્દ સુણીને કીધો મન વિચાર; દર્ભશળી મંત્રીને મુકી ગં-

ધ્રવ ઉપર સાર. ૫ બાણ થઇને ચાલી તે તો વાયુ વેગે રા-
ય; અંગારકને બાંધ્યો તેથી મંત્રનો એ મહીમાય. ૬ વળી
તે અરજુન ચાલી આવ્યો વાયુસુતની પાસ; નીજ બંધવને
છોડયો પોતે આણીને ઉલ્લાસ. ૭ ત્યારપછી તે બેઉ ભાઈ
મગ્ન થયા મનમાંય; ગંધ્રવને તાડન કરી લાવ્યા ધર્મની પા-
સે ત્યાંય. ૮ કાલાવાલા કરવા લાગ્યો ગંધ્રવ તેણીવારે; યુ-
ધીષ્ઠિરને દયા ઉપજી અંતરમાં તો ત્યારે. ૯ તે સમે ધર્મે
છોડાવ્યો તેને તો રાજન્ન; તેથી તે પાંડવના ઉપર થયો અ-
તી પ્રસંન્ન. ૧૦ ત્યારે તેણે આપી તત્ક્ષણ અરજુનને વિદ્યાય;
તેથી સ્વદેહ જઇ સ્વર્ગમાં પાછું તો અવાય. ૧૧ ગાંજી-
વ ચાપને અક્ષય ભાથો અશ્વમંત્ર વળી જેહ; ગાંધ્રવે એ સ-
ર્વે આપ્યું પ્રસન થઇને તેહ. ૧૨ વળતી પાંડવ ચાલ્યા ત્યાં-
થી કુંતાના કુમાર; ધૌમ્યરૂશીને આશ્રમે આવ્યા એક દી-
સમાં સાર. ૧૩ છેટેથી તે આશ્રમ દીઠો અતી સુંદીર શો-
ભાય; વ્રક્ષવેલી નવ પલ્લવ ખીલી શીત સમીર તો વાય.
૧૪ મધુરા સ્વરથી પક્ષી બોલે થાય વેદનો ઘોશ; એવું
સ્થળ દેખીને પામ્યા પાંડવ મન સંતોષ. ૧૫ ત્યાર પછી
આશ્રમમાં આવ્યા માતા સાથે તેહ; મુનીવરને તો પાયે ન-
મીયા આણી ઝાઝો સ્નેહ. ૧૬ તેને દેખી મુનિએ પુછયું કો-
ના છો કુમાર; નાત જાતને દેશ કીયો તે સત્ય કહો આ વા-
ર. ૧૭ એવું મુનીનું વાકય સુણીને બોલ્યો ભીમ વચન્ન;
બ્રાહ્મણ કેરા પુત્ર હમે સઉ નિકળ્યા દુઃખથી વન્ન. ૧૮ સંગા
થે આ ડોશી છે તે સર્વેની માતાય; તમ સરખા મુનીવરની
હમે ઇચ્છીએ શેવાય. ૧૯ સર્વેને અહીં રેહેવા કેરો મન-
માં છે વિચાર; તે માટે આજ્ઞા આપો તો રહીએ આણે ઠા-

૨. ૨૦ ધૌમ્યરૂષી કેહે રહો ખુશીથી સર્વે આણે ઠામ; ત્યાર પછી ત્યાં પાંડવ રહીને કરતા કેવું કામ. ૨૧ ધર્મરાય તો જ્ઞાન પુછે છે અર્જુન કરે અભ્યાસ; ભીમસેન લુગડાં ધોઇ લાવે સૌનો થઇને દાસ. ૨૨ સહદેવ ગોચરાવા જાએ નીકુળ ગુંથે હાર; એવી રીતે આજ્ઞા પાળે મુનીવરની તે ઠાર. ૨૩ એટલેથી એ કથા રહી તું સુણ જનમેજયરાય; દ્રૌપદીની ઉત્પત્તિ કેરો કહું હવે મહીમાય. ૨૪ એક સમે ઇશ્વર પાર્વતી બેઠાં આનંદમાંય; કામધેનુ તે વખતે આવી ફરતી ફરતી ત્યાંય. ૨૫ તેની પુંઠળ પાંચ વ્રશભ તો દોડે છે નીરધાર; એવું દેખી પાર્વતી તો બોલ્યાં તેણીવાર. ૨૬ અહો પતી આશ્ચર્ય દેખાડું જુઓ તમે શીવરાય; પાંચપતી લઇને નાસેછે વેદતણી માતાય. ૨૭ શંકર કેહે છાનાં રેહો નારી સુરભી પામે રોશ; પશુ જાતિને પાંચ પતિનો નથી શાસ્ત્રમાં દોશ. ૨૮ સુરભીયે તે વાત સાંભળી એટલે આવી પાશ; ક્રોધ કરી ગૌરીને કહે છે ઉત્તર તેહ પ્રકાશ. ૨૯ શંકર જેવો સ્વામી પામ્યાં માટે થયો મદ નાર; નીર્ભય થઇને નીંદા કીધી વણ સમજ્યે આવાર. ૩૦ માટે તમને શ્રાપ દેઉં છું તે ખાલી નવ જાશે; પ્રથ્વીમાં અવતરશો તમે પાંચ પતી ત્યાં થાશે. ૩૧ એવું કહી સુરભી સંચરીયાં થયો સતીને શ્રાપ; તેથી ત્યાં ગૌરીને પ્રગટયો અંતરમાં પરીતાપ. ૩૨ ત્યારે રૂદ્ર કહે રામાને ક્લેશ તજો આવાર; દ્રુપદ રાજાને ત્યાં લેજો યજ્ઞ થકી અવતાર. ૩૩ પાંચ રૂપ લેઇ હું પણ આવીશ પ્રથ્વીમાં નીરધાર; મચ્છવેદમાં તુજને પરણીશ જીતી ભુપ કુમાર. ૩૪ એવુ સુણી પાર્વતીનું મન થયું પ્રસન્ન; ત્યાર પછી દ્રુપદ ઘેર પ્રગટયાં તેતો કહું રાજન્ન. ૩૫ પ્રથ્વી

માં પાંચાળ દેશનો દ્રુપદ નામે રાય; તેને પુત્ર હતો શીખં-
ડી તેતો વ્યંડળકાય. ૩૫ તેથી ભુપતિને મન ચાલે હંમેશાં
ચિંતાય; એક દિવસ પુછવાને ચાલ્યા બ્રાહ્મણને તે રાય. ૩૭
ચ્યવનરૂશીને આવી પુછી દ્રુપદે તો વાત; પ્રજા થાય એવું
બતલાવો વ્રત ઉત્તમ સાક્ષાત. ૩૮ ત્યારે મુનીવર કહે છે
તું તો સાંભળને ભુપાળ; પુત્ર પામવા માટે કરો યજ્ઞ તમે
આ કાળ. ૩૯ એવું સાંભળી દ્રુપદ આવ્યા પોતાને દરબાર;
બ્રાહ્મણને બોલાવી કીધો યજ્ઞ તણો વિચાર ત્યારે જનમેજયે
પુછી મુનીવરને તો વાત; જ્યેષ્ટ પુત્ર કયમ વ્યંડળ થયો ભુપ-
તીનો સાક્ષાત. ૪૧ એટલે વૈશમપાયન બોલ્યા સાંભળ ભુપકુ-
માર: દ્રુપદ પત્નિને પુત્રી આવી પેહેલે ખોળે સાર. ૪૨ તે સ
મે રાણીએ ત્યાંતો ગુપ્તજ રાખી વાત; પુત્ર થયો એવું કેહે
વરાવ્યું સભા વિષે સાક્ષાત. ૪૩ રાજાએ દીકરો જાણીને વે
હેંચી સાકર સાર; ત્યાર પછી તે પાંચ વરસની દીક-
રી થઇ નીરધાર. ૪૪ તેનો કોઇ રાજાની પુત્રી સાથે કર્યો
વિવાય; લગ્ન સમે પરણાવી પુત્રી કન્યા સાથે રાય. ૪૫ એમ
કરતાં પરણેલી કન્યા સાસરે આવી જ્યારે; સ્વામીને તપા-
સી જાતાં અબળા દીઠી ત્યારે. ૪૬ વળતી તે કન્યાએ કી-
ધી પીયેરમાં જઇ વાત; તેથી તેના તાતે તેડાવ્યો જમાઇ-
ને સાક્ષાત. ૪૭ ત્યારે દ્રુપદની પુત્રીએ કીધો મન વિચાર;
મુજને અબળા દેખી કરશે સસરો તો સંહાર. ૪૮ માટે વ-
નમાં જઇને પાડું નીશ્ચે મારો દેહ; એવું સમજી અશ્વે બેશી
ચાલી સુંદરી તેહ. ૪૯ મહાવનમાં આવીને તેણે વ્રક્ષની
હેઠળ રાય; રૂદન કર્યું વિલાપ કરી કે રોયાં પક્ષી તદાય. ૫૦
તે વાતે વડ ઉપર રહે છે યક્ષ એક રાજંન્ન; તે તો પાસે

આવી બોલ્યો ધિરે રહી વચન્ન. ૫૧ અરે બેન તમે કેમ રડો છો દુઃખ તણી કહો વાત; હરી કૃપાથી ભાગુ તારૂ સંકટ તો સાક્ષાત. ૫૨ ત્યારે તે અબળાએ કહ્યો મુળ થકી વિસ્તાર; તેને સાંભળી યક્ષરાજને ઉપજી કરૂણા સાર. ૫૩ અબળાને કહે પુરૂષપણું હું આપું મારૂં જેહ; સાસરે જઇને આવ્યા પુંઠે આપજે પાછું તેહ. ૫૪ એમ કહીને યક્ષે આપ્યું પુરૂષપણું તે ઠાર; અબળાનું સ્ત્રી રૂપ હતું તે લીધું પોતે સાર. ૫૫ તેને લઇને દ્રુપદ સુતા તો સાસરે આવી રાય; ત્યારે તેનો સસરો સાસુ અંતરમાં હરખાય. ૫૬ અબળા ત્યાંય એક માસ રહીને આવી પોતાને ઠામ; ત્યારે યક્ષે માગ્યું પાછું પુરૂષપણું અભીરામ. ૫૭ તે સમે દરૂપદીનિ પુત્રી વાંકુ બોલી સાર; પુરૂષપણું પાછુ નવ આપ્યું યુદ્ધ કર્યું તે ઠાર. ૫૮ વળતી તે યક્ષે ત્યાં દીધો શ્રાપ ભયંકર રાય; દગો કર્યો તે માટે થાશે વ્યંઢળ તારી કાય. ૫૯ તેવો તે શીખંડી થયો સુણ જનમેજય રાય; માટે ભુપતિના મન માંહે રહેતીતી ચિંતાય. ૬૦ ત્યાર પછી દરૂપદ રાજાએ કરવા માંડયો યાગ; તેમાં વિપ્ર ઘણા તેડાવ્યા મુનીવર તો મહા ભાગ. ૬૧ યજ્ઞ કુંડ કરવાને માટે ભુપતિએ તે વાર; સોનાનુ લાંગુળ ઝાલીને પ્રથ્વી ખેડી સાર. ૬૨ તેમાંથી પારવતી પ્રગટયાં પુત્રી રૂપે ત્યાંય; તેને જોઈ રાજાને રાણી મગન થયાં મન માંય. ૬૩ તે પુત્રીનું નામ પાડયું વીપ્રોએ તે ઠાર; યજ્ઞ થકી પ્રગટયાં તે માટે યાજ્ઞસેની નીરધાર. ૬૪ દરૂપદની પુત્રી તે માટે દરૂપદી તો કહેવાય; તેવી રીતે પાંચાળી પણ તેની છે અભીધાય. ૬૫ વળતી ભુપતીએ તો કીધો યજ્ઞ પુરો રાજન; તેથી થોડે દહાડે થયો રાણીને એક તંન.

૧૬ દ્રૌપદીનાથી નાનો એનો ભુપતીનો કુમાર; નામ તેનું રાજાએ પાડયુ દ્રષ્ટદયુમ્નજ સાર. ૧૭ થોડે દીવશે દ્રૌપદી થયાં કન્યા રૂપે રાય; ત્યારે રાજાને મન પ્રગટી વીવાહની ચીંતય. ૧૮ ॥ વલણ ॥ વળતી વસુધાનો પતિ પરણાવે કન્યાયરે દુર્ગો કહે શ્રોતા સુણો તેનો કહુ મહિમાયરેરેરે; ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી દ્રૌપદી ઉત્પત્તિ કથનો નામ બત્રીસો અધ્યાય. ૩૨

કડવું ૩૩ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાય વચંન, તું તો સાંભળ ભુપતી તંન; પુત્રી મોટી થઇ નીરધાર, ત્યારે દ્રુપદે વીચારયું સાર. ૧ આવ્યા હેવામાં વ્યાસ તે ઠાર, તેને ભુપે કરયો નમસ્કાર; પુછી પુત્રી વીવાહની પેર, ત્યારે બોલ્યા મુની ખુશી ભેર. ૨ મચ્છવેધ રચો તમે રાય; જીતે તેનેજ આપો કન્યાય; હેવું કહિને વિપ્ર કુમાર, ગયા રેવાકાંઠે નીરધાર. ૩ ત્યારે ભુપતિએ તેણે સ્થાન, ધરયું વિશ્વકર્મા કેરૂ ધ્યાન; આવ્યા એટલે દેવના ઠાર, જેની કળા તણા નહિ પાર. ૪ આપ્યુ રાજાએ તેને આસન, કર્યું કરજોડીને સ્તવન; પછી સ્વયંવર કેરી વાત, કહી વીસ્તારીને તે સાક્ષાત. ૫ ત્યારે વિશ્વકર્મા કહે રાય, રચુ અદભુત હું રચનાય; પછી દેવના ઠારે તે વાર, રચ્યો મંડપ ત્યાં નીરધાર. ૬ કર્યો ચારજોજનમાં તેહ; સ્થભ સ્ફાટિકના મુકયા જેહ; મધ્યે ચાંદનીઓ બાંધી ત્યાંય, હિરા રત્ન જડયાં તેની માંય. ૭ કંજ કનકનાં લટકાવ્યાં, હાંડી ઝમર સર્વે સોહાવ્યાં; ચોઢી તખ્તાઓની ત્યાંતો હાર, કાઢી ચીત્ર છબી નીરધાર. રચ્યાં સિંહાસન સર્વ આઠ, નાંના મોટી જુદા જુદા ઘાટ; મથાળે લખી ભુ-

પનાં નામ, હારે હારે મુકયાં તે તમામ. ૯ હેવી રીતે મંડપ થ યો જયારે, મચ્છવેદ રચ્યો પછી ત્યારે; સ્થંભ યોજન ઉં- ચો પ્રમાણ, ઘણો સુંવાળો તે નીરવાણ. ૧૦ મધ્ય ભાગ વી- શે સુણરાય, બાંધી સુંદીર એક તુલાય; સ્થંભને માથે છી- દ્રજ પાડી; એક માછલી તેમાં બેસાડી. ૧૧ મુળ ભાગમાં કુંડજ કીધો, તેતો પાણી થકી ભરી દીધો; હેવી રીતે રચી મચ્છવેદ ગયા ત્રિશ્વ કર્મા નીર્વેદ. ૧૨ કર્યું ભુપતીએ પણ જેહ, કહુ વિસ્તારીને હવે તેહ; હોય ક્ષત્રી તણો કુમાર, કરે મચ્છવેદ તેતો સાર. ૧૩ ઝાલી ચાપને સુંદીર બાણ, ચઢે સ્થંભ ઉપર નીરવાંણ ૧૪ ઉભો રહે તે ત્રાજવા માંય, જુવે મચ્છને દ્રષ્ટીથી ત્યાંય; પછી સાયક મુકીને તેહ, વીંધે મ- ધ્યેથી મચ્છનો દેહ. ૧૫ એવી રીતે કરે જેહ કામ, તેને આપવી કંન્યા આ ઠામ; એવો નીમ લેઇ અવનીશ, તેડયા ગોર પોતાના તે દીસ. ૧૬ તેની પાસે લખાવીયા પત્ર, તે- ડયા રાજપુત્રો સર્વત્ર; હસ્તીનાપુર કેરો જે રાય, છત્રપતિ રાજા એ કેહેવાય. ૧૭ તેને પત્ર પેહેલો મોકલાવ્યો, પછી ક્ષત્રીનો સાથ તેડાવ્યો; બધે વીપ્ર તહાય, તેડાવ્યા ત્યાં મોટા મુનીરાય. ૧૮ ધૌમ્ય મુની તપસ્વી છે જેહ, થાય ભુ- પના ભાઇબંધ તેહ; તેને રાજાએ તેડાવ્યા સાર, ઘણા પ્રેમ થકી નીરધાર. ૧૯ ધૌમ્યને પોહોચ્યો પત્ર જે વારે; વાંચ્યો ઉકેલીને તેણે ત્યારે; પછી જાવાને થયા તૈયાર; દેશ પાંચાળ માં નીરધાર. ૨૦ કહેછે પાંડવને મુનીનાથ, ચાલો કાપડી હમારી સાથ; અતી શોભા થશે તેણે ઠાર, આવશે દીજ ક્ષત્રી અપાર. ૨૧ તેનાં દર્શનથી દુઃખ જાશે, ભાઇ કલ્યાણ ત- મારૂ થાશે; સુણી પાંડવ મનમાં મહાલ્યા, ધૌમ્ય રૂશીની સં-

ગાથે આવ્યા. ૨૨ આવ્યા ત્રણ દીવસમાં ત્યાંય દરૂપદ રાજાના નગ્રની માંય. ૨૩ પછી પાંડુ રાજાના કુમાર, પડયા ભાગોળેથી જુદા સાર; ગયા પ્રજાપતી કેરે ઘેર, કર્યો મુકામ ત્યાં ખુશી ભેર. ૨૪ હાવે ધૌમ્યને જાણ્યા જે વારે, આવ્યા ભુપતી સામા તે વારે; મળ્યા મુનીને ભુપતી ત્યાંય, પછી તેડી ગયા પુરમાંય. ૨૫ હાવે આવીયા ભુપતી જેહ, કહુ વીસ્તારીને સઉ તેહ; શીશુપાળને શલ્ય ભુપાળ, સોમદત્ત ભુશર્મા કરાળ. ૨૬ ભુરીશ્રવા ને ભગદત્ત ભુપ શ્રૂત કિર્તિયુયુત્સુ વિરૂપ; રૂકમકેતુ ચીત્રાંગદ જેહ, ચંદ્રસેનને વૈરાટ તેહ. ૨૭ દત્ત વક્રને શાલ્વ નરેશ, આવ્યા જાદવ સાથે સુરેશ; બળભદ્રને સાત્યકી વીર, ક્રતવર્મા મહારણધીર. ૨૮ જરાસંધને જેદ્રથ રાય યૌવનાશ્વ વીકર્ણ કેહેવાય; હેવીરીતે આવે જેજે રાય, તેના સામા તો દ્રુપદ જાય. ૨૯ આપે ઉતરવા ને સદન; પછી પોચાડેછે ત્રણ અંન; ત્રણિ ભીડ થઇ પુર માંય, હૈયેહૈયુ દળાય છે ત્યાંય. ૩૦ હાવે હસ્તીનાપુરમાં સાર કર્યો દુર્યોધને તો વિચાર; કર્ણ શકુની ને નીજ ભ્રાત, તેને બોલાવ્યા પાસે સાક્ષાત. ૩૧ કહ્યું તેહને તો પછી કાજ, જાવું શી રીતે આપણે આજ; સુણી ત્રણે જણ બોલ્યા વાણ, જાવું જાન લેઇ નીરવાણ. ૩૨ પીઠી ચોળાવી થાઓ તૈયાર, બીજા ભુપતિના નથી ભાર; ત્યારે બોલ્યો દુર્યોધન રાય, કદાપી મચ્છવેદ ન થાય. ૩૩ જાય તે સમે આપણી લાજ, માટે જાવું નથી આજ; એવું સુણીને સુર્ય કુંમાર, બોલ્યો ગર્વ આણી તેણે ઠાર. ૩૪ મચ્છવેદ કરી મારા મિત્ર, તને અપાવુ કન્યા વિચિત્ર; તેમાં વાર કરૂં તેણે ઠાર, તે તો પ્રથ્વીતણું પાપ સાર. ૩૫ એવી પ્રતીજ્ઞા ક-

રી તે ઠામ, કર્ણ ગયો પોતાને મુકામ; ત્યારે શકુની દુસ્યાશન જેહ, ગયા તે પણ ત્યાં થકી એહ. ૩૬ ॥ વલણ ॥ કર્ણનું કહેવું સાંભળી, હરખ્યો કૌરવ નાથરે; દુર્ગો કહે પછી સંચરે, મીંઢળ બાંધી હાથરેરેરે. ૩૭ ॥ ઇતિશ્રી પાંડવ ચરિત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભાર્થાતર ગત આદીપર્વણી દરૂપદપુર્યા સર્વ ભુપતિ આગતો નામ તેત્રીસમો અ.

કડવું ૩૪ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જન્મેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું મચ્છવેદ મહિમાય. ૧ દુર્યોધને ગોરને તેડી કીધો કુળ વેહેવાર; ગણપતી પુજા ને ગ્રહશાંતિ કરાવ્યું નીરધાર. ૨ ત્યાર પછી પીઠી ચોળાવી મીંઢળ બાંધ્યું હાથ; એવી રીતે ઠાઠ કરીને ચાલ્યો કૌરવ નાથ. ૩ છત્રીસે વાજાં ત્યાં વાગે, ગાંધ્રવીઓ તો ગાય; ગાંધારી તો મોડ મુકીને પુત્રની પુઠે પળાય. ૪ ભાગોળે આવીને ભુપે તેડયા ગુરૂ દાદાય; કૃપાચાર્યને પણ બોલાવ્યા હૈયે હરખ ન માય. ૫ ત્યારે તે સતીયા ત્યાં આવ્યા અંધ કુંવરની પાસ; એટલે પાપી કહેવા લાગ્યો સર્વેને પ્રકાશ. ૬ દરૂપદે આપણને તેડયા મચ્છવેદમાં સાર; તેમાં જીતે તેને આપે કન્યા તેણીવાર. ૭ મારા વીના કોણ કરે એ ભારે મોટું કામ; તે માટે તમે સાથે ચાલો જાન વિશે આ ઠામ. ૮ એવું સાંભળી ત્રણે સતીયા વિસ્મય પામ્યા મન; ત્યાર પછી તે કેહેવા લાગ્યા પાપીને વચન. ૯ જાન રીતે કેમ જઇએ આપણ વીચારો મન માંય; મચ્છવેદ નવ થાય ત્યારે, ઇજત જાયે ત્યાંય. ૧૦ તે વખતે શકુની કહે છે સાંભળ ભાણેજ વાત; વ્રદ્ધ મનુષ્ય તો વીકળ જેવા બી-

હીકણ બહુ સાક્ષાત. ૧૧ તેની ત્યાં અગત્ય નથી કંઇ છોને રેહેતા ઘેર; સૈન્ય સકળને સાથે લેઇ ચાલો ખુશીભેર. ૧૨ ત્યારે તે વ્રધ્ધો તો આવ્યા પોતાને મુકામ; અંધ કુંવર સૌ સાથને લેઇ ચાલ્યો તેણે ઠામ. ૧૩ દળ વાદળના જેવું ચાલ્યું અક્ષૌણી સાત; રથ પાલખી ને અસ્વે બેઠા ક્ષત્રી તો સાક્ષાત. ૧૪ હાથી ઉપર બેઠા ભુપતી શ્રીફળ લેઈ કર માંય: ઇંદ્રના જેવી ચાલી સ્વારી મેઘ ઘટા ચઢી ત્યાંય. ૧૫ એટલેથી એ કથા રહી તું સુણ જન્મેજય રાય; પ્રાતઃકાળે વેહેલા ઉઠયા દ્રૈપદીના પીતાય. ૧૬ નીત્ય કર્મ પરવારી આવ્યા મંડપમાં મહારાજ; તે વખતે ત્યાં તો તેડાવ્યો ક્ષત્રીનો સમાજ. ૧૭ પોતપોતાનું નામ તપાશી આસને બેઠા રાય: એક બાજુએ બ્રાહ્મણ બેઠા શીષ્યનો લેઇ સમુદાય. ૧૮ તે સમે પાંડવ તો આવ્યા પાંચે સભની માંય; છાનામાના બ્રાહ્મણ ભેગા બેઠા પોતે ત્યાંય. ૧૯ નગ્ર લોક ત્યાં જોવા આવ્યા સ્વયંવર તો સાર; પ્રદેશી લોકો પધાર્યા વર્ણ બધી તે ઠાર. ૨૦ ॥ વલણ ॥ વર્ણ બધી ભેગી થઇ, જોવાને નીરધારરે; દુર્ગો કહે શ્રોતા સુણો; કહુ તેનો વિસ્તારરેરેરે. ૨૧ ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત આદિપર્વણી સ્વયુરાત દુર્યોધન નીશ્રતો નામ ચૌત્રીસમો અધ્યાય; ॥ ૩૪ ॥

## કડવું ૩૫ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; આવી વર્ણ અષ્ટાદશ જેહ, કહું વિસ્તારી સઘળી તેહ. ૧ મોટા મોટા મુનીદેવ રૂપ, તેવા ક્ષત્રી તો સર્વ અનુપ; બ્રિમ્ર વાણીયાને પાટીદાર, સોની સાળવી દરજી

સુતાર. ૩ ભાટ ચારણ ને ભાવસાર, ઘાંચી મોચી કે દોઇ લવાર; કોળી કાછીયા હોજા હજામ, ભાંડ ભવૈયા બરડા તમામ. ૬ સૈહવૈહ સાધુ ખમાર, વાદી શેવડા ગાંધિજ સાર; ઢાળી ધોબી ને ગંધર્વ જેહ, મહારાષ્ટને પુરવી તેહ. ૪ હલવાડી ચીમારા રબારી, જડીયા કડીઆ અફીફીયા લારી; ભાડભુંજાને ગોલાની જાત, ખરાદિને તંબોળી સાક્ષાત; મ્લેચ્છ માળીને આહીર સાર, પારસીને રાવળ નીરધાર. ૫ બામચા ને બજાણીઆ જન્ન, નીચ જાતી તે હોરા યવન્ન; એવી રીતે તો વર્ણ અઢાર, આવી જોવાને માટે તે ઠાર. ૬ વાગે વાજીંત્ર ત્યાં તો રસાળ, બોલે યાચક યશ વિશાળ; હાવે દ્રુપદ રાજ કુમારી, સજે શણગાર અંગ સમારી. ૭ કીધિ ચારચા કુંમકુંમ કેરી, રત્ન જડિત કંચુકી પેરી; ઓઢી ચુંદડી કસબી કોર, ચોઢયાં ચણિએ ચોફેર બોર. ૮ વાળ્યો કેશનો અંબોડો ત્યાંય, સીંચ્યું ફુલેલ ધુપેલ માંય; કાને ઝાલને ઝુમણું શોભે, નેત્ર અંજનથી પ્રગ થોભે. ૯ રંગ્યા દશન તે રાતા ચોળ, ભર્યો મુખ્ખની માંય તંબોળ; નાકે વાળી વેસરની સાર, કંઠે તુશીને કાવળ હાર. ૧૦ હાથે ચુડિને બેરખી બાંધી, તેમાં ઘુઘરી નાજુક નોંધી; પગે સાંકળાં કલ્લાં શોભાય, ફુલ નેપુરનો નાદ થાય. ૧૧ એવી રીતે સજ્યા શણગાર, જેના રૂપ તણો નહીં પાર; રતીરંભાને ઈંદ્રાણી જેહ, કે ગર્વ એનો જોતાં દેહ. ૧૨ મોહ પામે જોઇ મહાદેવ, ચળે ચિત્ત વળી તતખેવ; ઝાલી હાથ વિશે વરમાળા, બેઠી ઝરૂખે જોવાને બાળા. ૨૩ હાવે દ્રુપદ સભાની માંય, જુવે કૌરવની વાટ ત્યાંય; આવ્યો તે સમે અંધકુમાર, જાન લેઇને ભાગોળે સાર. ૧૪ તેણે આણીને

દીલમાં ઉલ્લાસ, કેહેવરાવ્યો સંદેશો પ્રકાશ; ત્યારે તેડવા આવ્યા તે રાય, વાજતે ગાજતે ત્યાં તદાય. ૧૫ તેડી સભામાં આવ્યા જેવારે, કંપ્યા ક્ષત્રી તમામ તો ત્યારે. ॥ વિશ્રામ ॥ દોહરો ॥ દુર્યોધનને દેખીને પામ્યા ક્ષત્રી ત્રાસ; દુર્ગો કહે પરણ્યા તણી મુકી મનથી આશ. ॥ રાગ ટોડી ॥ વાગી વાગી સ્વયંવરમાં હાક દુર્યોધન આવીયોરે; જેથી નગ્ર ચઢ્યુ આખુ ચાક જોડે જાન લાવીયોરે. ટેક. જેને જોઇ ઝાંખા થયા ભુપ દુર્યોધન આવીયોરે; અતી સુંદર ગૌર સ્વરૂપ જોડે જાન લાવીયોરે. ૧૮ જેને માથે મુગટ રવી તુલ્ય દુર્યોધન આવિયોરે; તેમાં મોતિના તોરા અમુલ્ય જોડે જાન લાવિયોરે. ૧૯ જેને કાને કુંડળ શોભે સાર દુર્યોધન આવિયોરે; કંઠે મોતિને હીરાના હાર જોડે જાન લાવીયોરે. ૨૦ હાથે પોંચીને વેઢ વિશાળ દુર્યોધન આવીયોરે; કડુ કેયુર શોભે રસાળ જોડે જાન લાવિયોરે. ૨૧ ધર્યું ખાંધે ધનુશને બાણ દુર્યોધન આવિયોરે; જેની દ્રષ્ટી શનિશ્વર જાણ જોડે જાન લાવિયોરે. ૨૨ જરતારી જામો પેહેરીયો અંગ દુર્યોધન આવિયોરે; ઓઢી શાલ અનોપમ રંગ જાન જોડે લાવિયારે. ૨૩ રતો રેશમી છે સુરવાળ દુર્યોધન આવિયોરે; કેડે કંદોરાનો સારો તાળ જોડે જાનં લાવિયોરે. ૨૪ પગે તોડો સોનાનો શોભાય દુર્યોધન આવીયોરે; ચારે પાસ તો ચામર થાય જોડે જાન લાવિયોરે. ૨૫ ખમા ખમા બોલે ચોપદાર દુર્યોધન આવિયોરે; જશ ગાય છે જાચક સાર જોડે જાન લાવિયોરે. ૨૬ આજુ બાજુ છે નવાંણું ભ્રાત દુર્યોધન આવિયોરે; મામો શકુની સાથે સાક્ષાત જોડે જાન લાવિયોરે. ૨૭ કર્ણ જેવો બાંણાવળી પાસ દુર્યોધન આવિયોરે; આપે

પાનનાં બીડાં ખવાસ જોડે જાન લાવિયોરે. ૨૮ એવે ઠાઠે આવ્યો સભામાંય દુર્યોધન આવિયોરે; બેઠા સીંહાસને જ-ઇ ત્યાંય જોડે જાન લાવિયોરે. ૨૯ ત્યારે બોલ્યો દરૂપદનો ભાટ દુર્યોધન આવિયોરે; ઉઠો ક્ષત્રી મચ્છવેધ માટ જોડે જા-ન લાવિયોરે. ૩૦ એવું સાંભળી દમઘોશ તન્ન દુર્યોધન આવિયોરે; ઉઠયો આસનથી બળવંત જોડે જાન લાવિયો-રે.૩૧ ॥ વલણ ॥ ધનુષબાણ ધારણ કરી શીશુપાળ ભુપા-ળરે; દુર્ગો કહે તે આવિયો સ્થંભ સમીપ તતકાળરે. ઇતિ-શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચિતે મહાભારથાંત-ર ગત આદીપર્વણિ દુરયોધન સભાપ્રતિ આગતો નામ પાં-ત્રીસો અધ્યાય. ૩૫

કડવું ૩૬ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણિપેર બોલ્યા સુણ સતવાદીરાય; શીશુપાળ ચઢવાને ઉઠયો જોતાં સર્વ સભાય. ૧ મહાબળીઓ એ રાજા કાવે પરાક્રમી નીરવાણ; કચ્છ ભીડીને કેડકશી વળી ધરયું ધનુષને બાણ. ૨ સ્થંભે બાથ ભી-ડાવી ચઢીઓ વેગે ચાલ્યો જાય; તેને દેખી ત્રીકમને તો ચિં-તા ઝાઝી થાય. ૩ ચોથે ભાગે ચઢીયો ત્યારે જોયું અશરણા શર્ણ; શીશુપાળ રાજાનું કીધું સામ્રથ સર્વે હર્ણ. ૪ તે વખ-તે દમઘોશ તણો સુત લેંરથકી લડથડીઓ; હાથ વછુટયો હિંમત તુટી પ્રથ્વી ઉપર પડીયો. ૫ વપુ વીષે વાગ્યું બ-હું તેને પામ્યો મન લજાય; નિચું જોઇ આસનપર બેઠો ગ્લાની પામી રાય. ૬ ત્યારપછી તૈયાર થયો ત્યાં દંત વક્ર ર-ણ ધીર; ગર્વ ધરીને ચઢીયો એ તો જાણે રણમલ વીર. ૭ વાયુ વેગે ચઢી એતો પોહોચ્યો અર્ધ ભાગ; તે સમે શ્રી હ-

રીએ સાધ્યો છાંનોમાનો લાગ ૮ પગ બેઉ આકર્ષે કરીયા દૃષ્ટિથી જગદીશ; તેથી યોધ્ધો પડીયો હેઠો ભાગ્યું તેનું શીશ. ૯ એટલે ત્યાં જરાસંધ ઉઠયો મગધદેશનો રાય; શંકરનો એ ભક્ત કહાવે મહાબળીઓ કેહેવાય. ૧૦ તે પણ તેવી રીતે ચઢીયો સ્થંભ ઉપર રાજન્ન; પોણે ભાગે પોહોચ્યો ત્યારે જોયું જગજીવન્ન. ૧૧ તે સમે તે ભુપતિ પડીયો સુણજનમેજયરાય; કીંકરે ઉચક્યો બેસાડયો કચ્ચર થઇ સઉ કાય. ૧૨ એવું દેખી આવ્યો પાસે શલ્યભુપતી ત્યાંય; કેડ કશીને ઝાલ્યું તેણે ધનુષ બાંણ કરમાંય. ૧૩ શીત્તેર મણની ઘંટા જેનાં કાંન વિશે શોભાય; ઇષ્ટદેવનું સ્મરણ કરીને ચઢીઓ તેતો રાય. ૧૪ તુળા સુધી પોહોંચ્યો તે વખતે કીધો મન વિચાર, દરૂપદની પુત્રી હું પરણિશ ભાગ્યતણો નહીં પાર. ૧૬ સર્વે ભુપતી જોતા મારૂ કાર્ય સફળ તો થાશે; આ હાથે આ મોહું મારૂં કાલે કંસાર ખાશે. એવુ કહેતાં હાથ વછુટયો પડીયો પ્રથ્વી માંય; ત્યારપછી દુર્યોધન ઉઠયો કરી ગર્જના ત્યાંય. ૧૭ સર્વેના સાંભળતાં બોલ્યો અભીમાની રાજંન; શું જોઇને ઉઠયાતા તમે કાયર ક્ષત્રી તંન. ૧૮ લાખેણી લજ્જા ખોઇ બેઠા જીવતને ધીકકાર; છત્રપતિ વીના કોણ પરણે કન્યા આણીવાર. ૧૯ જુવો આજ ઝપાટો મારો પુરૂષારથ દેખાડું; મંત્ર ભણીને બાંણ ચઢાવું માછલી હેઠી પાડું. ॥ વિશ્રામ દોહરો ॥ એવું કહીને આવીયો સ્થંભની પાસે રાય; દુર્ગો કહે શ્રોતા સુણો તેનો કહું મહિમાય. ૨૧ ॥ રાગ મારૂ ॥ સ્થંભે ચઢયો દુર્યોધન રાય, જેવો પક્ષી આકાશમાં જાય; જેના બળ તણો નહીં પાર. ઝાલ્યાં ત્રાંજવાં ઝિઝળી સાર. ૨૨ મુ

કચા ગોઠવીને તેમાં પાય, પછી ચઢાવ્યું ચાપ તહાય; એક ત્રાજવામાં તેણે કાળ, ભાર મુકીયો દીન દયાળ. ૨૩ બાણ મુકવા જાય જે વારે, નમ્યું ત્રાજવું નીચુંજ ત્યારે; પડયો એટલે પાપી તે ઠાર, બાણ ખાલી ગયું નીરધાર. ૨૪ વાગ્યું અત્યંત અંગની માંય, હસ્યા ભુપતી સરવે ત્યાંય; ઉઠયો હળવે હળવે અંધ તંન, લાજ પામીને બેઠો આસન. ૨૫ પછી કર્ણને કેહે તતકાળ, મુને આપેલું વચન પાળ; ત્યારે કરણ કહે સુણ રાય, તને અપાવું હું તો કન્યાય. ૨૬ એવું કહિને સુર્ય કમાર, ઉઠવાનો કરે છે વિચાર; ત્યારે શ્રીહરીને થયો ખેદ, નિશ્ચે કરશે એ મચ્છવેધ. ૨૭ એવું વિચારીને મનમાંય, સંભાર્યા રૂશી નારદ ત્યાંય; આવ્યા એટલે મુની તે સ્થાન; તેને શ્રીહરીએ કરી સાન. ૨૮ પછી પરમેષ્ટી કેરા કુમાર, ગયા દ્રૌપદિ હતાં તે ઠાર; તેમને દિઠા સતિએ જે વારે, કરયો પ્રણામ પ્રેમથી ત્યારે બોલ્યા નારદજી તેણીવાર, બાઇ એળે ગયો અવતાર; ગણી અદ્રષ્ટમાં દીસે ખામી, દાશી પુત્ર થશે તમ સ્વામી. ૩૦ મચ્છવેધ કરે કરણ રાય, માટે ત્યાં જઇને કહો નાય; એવાં સુણી મુનીનાં વચન, પ્રેર્યો સભા વિશે એક જન, તેની જોડે કહાવ્યું તે ઠાર, દાશી પુત્રને નહીં વરૂં સાર; પરાણે પરણાવે જો તાત, તો તો પ્રાણ તણી કરૂં ઘાત. ૩૨ એવો સાંભળ્યો સંદેસો જ્યારે, મન ભંગ થયો કરણ ત્યારે; કરમાયું કમળ જેવું મુખ, લાગ્યું મર્મ વચનનું દુઃખ. ૩૩ પછી દ્રુપદને ચઢયો કાળ બોલ્યા ક્રોધ કરી નૃપ બાળ; નથી આ સમે પાંડુના તન્ન મારૂ પાળત એહ વચન્ન. ૩૪ લાખાગ્રહમાં બળ્યા પછી તેહ, નથી ક્ષત્રી કોઇ શુદ્ધ દેહ; થયા કાયર સઉ શા-

આ ધારી; રહી કુંવારીજ કન્યા મારી. ૩૫ ॥ વલણ ॥ ત્યાર પછી સઉ ક્ષત્રીને. મર્મ વચન કહે જેહરે; દુરગો કહે શ્રોતા સુણો વીસ્તારી કહું એહરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી દુરયોધન માનભંગો નામ છત્રીસો અધ્યાય. ૩૬

## કડવું ૩૭ મું.

॥ રાગ ધવળસીંધુ ॥ કોઇ ઉઠો ઉઠો રાય મચ્છવેંધી વરો કન્યાય; મારૂં લીધેલું પણ જાય, તેથી લાગું સર્વેને પાય; કોઇ ઉઠો ઉઠો રાય મચ્છવેંધી વરો કન્યાય ॥ ટેક ॥ ૧ શુરાને સંગ્રાવું તેથી મૃત્યું હોય તો સારૂ; ડાહ્યાને દોલત કાયાથી પુરૂષારથ છે પ્યારૂં. કોઇ ઉઠો. ૧ મણી જેવો મનુશા દેહ પામી યસ નવ લીધો રૂડો; ત્યમ ત્યાગી થઇ પ્રભુ નવ ભજીઆ, પશુનાથી તે ભુંડો. કોઇ ઉઠો. ૨ કડાં ઉતરી કાઢી મુકો હાથે પેરો ચુડી; જરકશીના જામા ઉતારી ઓઢણી ઓઢો રૂડી. કોઇ ઉઠો. ૩ નાકે નીરમળ વાળી ઘાલો નેત્રમાં આંજો મેંશ; ગૈ ગૈને ફોગટ શીદ ફુલ્યા જયમ ચોમાસે ભેંસ. કોઇ ઉઠો. ૪ ક્ષત્રીનો બાળક થૈ જે કોઇ કાયર પોતે થાશે; તેના માત પીતા બગડેલાં નીસ્ચે એવું જણાશે. કોઇ ઉઠો. ૫ પુત્રી મારી લગ્ન વીના રહી લાજ ગઇ આવાર; જાત છુપાવી બેશી રેહે તેને શીર હત્યા ચાર. કોઇ ઉઠો. ૬ એવાં વાકય સુણીને કોપ્યા બળદેવજી તે વારે, હળ મુશળ ઝાલીને ઉઠયા હણવા સારૂ ત્યારે. કોઇ ઉઠો. ૭ મન મધ્યે તેમણે વિચાર્યું દૈવત મારૂં દાખું; દરૂપદ તણી નગરી આ વખતે સાગરમાં જઇ નાંખું. કોઇ ઉઠો. ૮ એવું દેખી અંતર માંહી કંપ્યા કમળા સ્વામી;

હાથ જોડીને કેહેવા લાગ્યા બળદેવને બહુ નામી. કોઇ ઉ- ઠો. ૯ મોટા ભાઈ તમે ક્રોધ તજીને વાક્ય સુણોને મારૂં; આપણે એ કન્યા નથી લેવી જુલમ કરો શા સારૂ. કોઇ ઉઠો૦ ૧૦ પાંચાળી પારવતી છે તે પાંડુ સુતને વરસે; પેલા ગુપ્ત બેઠા પાંચે ભાઇ હમણાં મચ્છવેદ કરશે. કોઈ ઉઠો૦ ૧૧ ત્યાર પછી દરૂપદ તો આવ્યા બ્રહ્મ સભામાં ભાઇ; કર જોડી બ્રાહ્મણને કહે આંખ્યોમાં આંસુ લાઇ. કોઇ ઉઠો૦ ૧૨ બ્રાહ્મણમાં કોઈ બળીઓ હો તો ઉઠોને આ વાર; નહિ તો મારા પ્રાણ તજીશ હું સત્ય કહું નીરધાર. કોઇ ઉઠો૦ ૧૩ ॥ વીશ્રામ દોહરો ॥ ભીમસેન પછી બોલીયો મોટા ભાઇ- ની સાથ; અરજુનને આજ્ઞા કરો ધરે ધનુષ હવે હાથ. ૧૪ ॥ રાગ મારૂ ॥ બોલ્યા તે સમે ધર્મ કુમાર; કહ્યું અરજુનને નીરધાર; ઉઠો મચ્છવેદ કરો ભ્રાત, નમી ધૌમ્ય મુનીને સા- ક્ષાત. ૧૫ એવાં ધર્મનાં સુણી વચન્ન, ઉઠયો સવ્ય સાચી બળવન્ન; મુનીવરને લાગ્યો તે પાય, લીધી તેમની ત્યાં આ- જ્ઞાય. ૧૬ પછી ચાલીયો ત્યાંથી પ્રકાશ આવ્યો ઉતાવળો સ્થંભ પાસ; વસ્ત્ર મેલાંને દુર્બળકાય, પંચકેશમાં જુવો જ- ણાય. ૧૭ દેહ કૃષ્ણને કૃશ વીશેશ, શુદ્ધ દેખાય કાપડી વે- શ; એવો પાંડુ રાજાનો કુંમાર, ચઢયો બાથ ભીડી સ્થંભે સાર. ૧૮ તળે ઉભો વૃકોદર વીર, કહે અર્જુનને મતીધીર; ભ્રાત થાકું કદી આણીવાર, ત્યારે પડજે તું નીરધાર ૧૯ તને ઉછાળું અંતરીઆળ, નાંખુ ત્રાજવામાં તતકાળ; સુણી ભીમનાં એવાં વચન્ન, પામ્યા આશ્ચર્ય સર્વે રાજન્ન. ૨૦ કહે મામાને ગાંધારીબાળ, આતો ભીમ જેવો વીકરા- ળ; કદી જીવતા હશે એ સાર, ત્યારે શું કરીશું નીરધાર.

૨૧ સુણી શકુની બોલ્યો વચન્ન રાખ્ય ધીરજ ભાણેજ મં-
ન્નઃ હશે જો કદી પાંડુનાબાળ, ત્યારે યુદ્ધ કરીશું આકાળ.
૨૨ સર્વે ભેગા ક્ષત્રીરાજ, કંન્યા ખુંચાવી લેઇશું આજ;
હવે અર્જુને તો તેણીવાર, ઝાલ્યાં ઉછળી ત્રાજવાં સાર.
૨૩ મુકયા ગોઠવીને તેમાં પાય, ઉભો સ્થીર થઇ મહાકાય;
આવ્યા આકાશે દેવતા ત્યાંય, બેઠા સર્વે વીમાનની માંય.
૨૪ ઇંદ્રે દીઠો અર્જુનનો વેશ, વસ્ત્ર મલીનને પંચકેશ; ત્યારે
ખેદ પામ્યો મનમાંય, પછી આવીયો પાસેજ ત્યારે. ૨૫
ક્ષૌર કરાવીને નીરધાર, આપ્યા પુત્ર જાણી શણગાર; પેહે
ર્યા પારથે તે ત્રતકાળ, તેથી શોભવા લાગ્યો ભુપાળ. ૨૬ પ-
છી રાજી થઇ નીરવાંણ, ઝાલ્યું હાથમાં ચાપને બાંણ; જે
નું તેજસ્વી ઝાઝુ સ્વરૂપ, જોઇ ઝાંખા થાએ સર્વે ભુપ. ૨૭
જેના મીત્ર સદા ભગવાન પેઉ હાથમાં બળ સમાન; મોહ
પામે જોઇ નરનાર એતો ઇશ્વરનો અવતાર. ૨૮ દીઠો
દ્રૌપદીએ તેને જ્યારે, ચીત્ત ચોટી ગયુંછેજ ત્યારે; રૂપ જો-
ઇ લાગી રઢ ત્યાંય, પછી વીચારયું મન માંહ્ય. ૨૯ મચ્છ એ-
ના થકી જો વીધાય, ત્યારે સ્વામી એ મારો થાય; માટે શ્રી-
હરીની આંણીવાર, હુંતો સ્તુતી કરૂં નિરધાર. ૩૦ ॥ વલ-
ણ ॥ એવું ધારી મન્નમાં પાંચાળી ભજે ઇશેરે; દુરગો કેહે
એ સ્તુતી કરે કરજોડી તે દીશરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે
કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી
અરજુન સ્થંભોપરીસ્થીતો નામ સાડત્રીસો અધ્યાય. ॥ ૩૭ ॥

કડવું ૩૮ મું.

॥ છંદ ભુજંગી ॥ નમો નીગુંણું સચ્ચિદાનંદ રૂપં, ન-
મો વીસ્વકર્તા ત્રીલોકસ્યભુપં ॥ અજસાશ્વતં સર્વવ્યાપી

વીધાતા, નમો ઇંદ્રિયાતિત આનંદ દાતા. ૧ નીજાનંદરૂપં મુનીસીદ્ધધેયં, અભયનામનીત્યં કવીવેદગેયં લલીતારમારા ખિંકાસેવ્યમાનં, મહાકાળશુદ્ધં સ્વરૂપસ્પધ્યાનં. ૨ ધર્યો દેહ તે સંતને શ્રેયકારી, હ્યોઝો ભક્તને કષ્ટમાંથી ઉગારી; કોટી કામઇંદુ વપુ જોઈ લાજે, અલૌકીકશ્રંગાર અંગે વીરાજે. ૩ નીજાશ્રીરને ગાંનકરવા મુરારી, લીલાત્રીગુણી જક્તમાં કીધી ભારી; ભીમક પુત્રી ભર્તા ભુવન ભુપવીરં, પ્રણત કામ કરતા ધરાનાથધીરં. ૪ ચઢયો મચ્છને ભેદવા જે આ ભુપ, તેને દેખીને હું થઈ તદ્રૂપ ચતુર કામની કંથ શુ રોજ ચાહ્ય જેવો મોર વરસાદથી રાજી થાય. ૫ જેને દેખીને ચીત રાજી ન થાય, તેવા પુરૂષ સાથે જનમ કેમ જાય; કાયરકંથ પામે જગતમાં જે નાર, તેનો તો જશે વ્યર્થ આ અવતાર. ૬ અભાગી અને મુરખો જો મળે છે, ત્યારે રોજ અંતર ઉંડુ બળે છે; નથી જે પ્રિયાના ધણીમાંહી ઢંગ, તેવી તે ફરે નીત્ય ઉચાડે અંગ. ૭ મળે સ્વામી શુરો અને ગુણવાન, તેનો ધન્ય સંસાર શોભાય માન; બરોબર કદી હોય જો નરનાર, ત્યારે તેહના ભાગ્યનો નહીપાર. ૮ તે માટે તમે શ્રીહરી કરજો સાહ્ય, મહામચ્છનો ભેદ આનાથી થાય; પીતાએ ઘણું આદર્યું મોટુ કામ, તે માટે તમોને કહુ ધનશામ. ૯ હેવિ અરજી સુણી થયા રાજી ઇશ, મુક્યું પાર્થમાં બળ તેણેજ દિશ; તેને નવ્ય જાણે કોઇ પ્રાણી ત્યાંય, કળા એમ કેશવની જક્તમાંય. ૧૦ ॥ વિશ્રામ દોહરો ॥ દ્રૌપદીએ સ્તુતિ કરી શ્રીહરી કેરી જેહ; દુર્ગા કે તેને સુણે મુક્તિ પામે તેહ. ૧૧ ॥ રાગ ધોળ ॥ બોલ્યા બોલ્યા વૈશમપાય વચનરે, સાંભળ સાંભળ સતવાદી રાજનરે; મુક્યુ મુ-

ક્યુ અરજુનને તે સમે બાણરે, ચાલ્યું એ તો વાયુવેગે નીર્વાણરે. ૧૨ અર્ધ યોજન ઉંચી છે માછલી તેહરે, સુક્ષમ જે નો ભમર જેવડો દેહરે; વાયુ વાયે ચોતરફ ફરતી જણાયરે તેતો ક્રીયા પ્રકારે કરી વિંધાયરે. ૧૩ પેલુ બાણ આકાશ મારગે ચઢીયુરે, મચ્છતણા દેહ વીશે જઈ નડીયુરે; વીંધ્યા તેના ત્રણ ભાગ તેણે ઠારરે, ત્યારે થયો સભામાં જયજયકારરે. ૧૪ દેવતાએ પુષ્પ વ્રષ્ટિ કરી સારરે, દુંદુભીનો નાદ થયો નીરધારરે, પડયુ મચ્છ તે સમે આવીને હેઠુરે, પછે આવી બાણ ભાથામાંહ્ય પેઠુરે. ૧૫ ઉતર્યો વળતિ સ્થંભેથી અરજુન રાયરે, આવી લાગ્યો ધૌમ્ય રૂશી કેરે પાયરે; એટલે આવ્યાં દ્રૌપદી ત્યાં તતકાળરે, અરજુન કેરી કોટે ઘાલી વરમાળરે. ૧૬ ॥ વલણ ॥ ધૌમ્ય મુનીએ ઓળખ્યા પાંડવને તે ઠારરે; દુર્ગો કે' ત્યારે કર્યો પસ્તૈને પોકારરેરેરે. ॥ ઇતી શ્રી પાંડવચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતરગત આદીપર્વણી અરજુનેન મચ્છભેદ કતો નામ અડત્રીસો અધ્યાય. ૩૮

## કડવું ૩૯ મું.

॥ રાગ ગરબી ॥ હુંતો જઇ પડું સાગરમાંયરે વિખ ખાઇને મરૂરે; હેવો પસ્તાવો કરે મુનિ ત્યાંયરે હવે હું તો શું કરૂરે. ॥ ટેક ॥ આળશુને ઘેર ગંગા પધારયાં ત્યારે આળસુ નવ તો નાયોરે; તેવી રીતે આજ મારે થયું ત્યેમ અવસર એળે ગમાયોરે, હવે હું તો શું કરૂરે. ૧ અકરમીને તો ઈદીરા કે' અવ્યા તિલક કરૂ તારે ભાલરે, ત્યારે અભાગીયો કે' ઉભાં રહો હું તો ધોઉંને આવું કપાળરે ॥ હવે હું તો શું કરૂરે૦ ૨ શાકુટને જ્યારે સંત મળ્યા ત્યારે સાંભરયું ઘર કેરૂ કાંમરે;

સંત પુરૂશ તો ચાલી ગયા તારે હાથ ધસ્યા તેણે ઠામરે ॥ હવે હું તો શું કરૂંરે. ૩ દરીદ્રીને હાથે દ્રવ્ય આવ્યું ત્યારે પ્રગટ્યો પીંડમાં રોગરે; ખાનપાન કશુ રૂચે નહી તેથી ભોગવાએ નહી ભોગરે ॥ હવે હું તો શું કરૂંરે. ૪ સતવાદી પાસે શેવા કરાવી કયમ રીઝસે ભગવાનરે; માહા પુરૂષોને મેં નવ ઓળખ્યા બળ્યુ મારૂ તપ ધ્યાનરે. ॥ હવે હું તો શું કરૂંરે. ૫ મનશા દે પામી સંત ન સેવ્યા તેનો બળ્યો અવતારરે, નીર્ભય થઇ જેણે નીંદા કીધિ તેના જીવતને ધિકારરે ॥ હવે હું તો શું કરૂંરે. ॥ ૬ સત સંગીનો જેને સંગ ન રૂચે વાદ કરે તેની સાથરે, તેને તો પશુ જેવો શાસ્ત્ર કહે ત્યમ અવગતી પામે અનાથરે હવે હું તો શું કરૂંરે ૭ ॥ હેવી રીતે અતિ પસ્તાવો કીધો ધૌમ્ય મુનીએ તે ઠાર રે, ત્યાર પછી મલ્યા ધર્મ રાજાને કે કવી દુરગારામરે હવે તો શું કરૂંરે. ૮ વિશ્રામ દોહરો ॥ ત્યાર પછી સૌ ક્ષત્રીએ ઓળખ્યા પાંડુબાળ, એટલે ટુટયા મારવા કૌરવ એકે કાળ. ૯ ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, ત્યારપછી અરજુનને ઘેરી કરે શસ્ત્રથી ઘાય. ૧૦ એટલે વાયુ પુત્રે વિચારયું યુદ્ધ ઘણુ અહીં થાશે. એવામાં કોઇ પાપી પ્રાણી કન્યા તો લેઇ જાશે. ૧૧ તે માટે માતાને જઇને સોંપુ આ વેળાય, વળતી આવી સર્વેનૃપને કરૂં હું તો શીક્ષાય. એવું અંતરમાં સમજીને આવ્યો દ્રૌપદી પાસ, કંન્યાને કેડે બેસાડી ચાલ્યો તર્ત પ્રકાશ. ૧૩ સહદેવ તેની આગળ ચાલ્યા ત્વરા થકી રાજંન, તેણે કુંતામાને કહ્યું આવીને વચંન. ૧૪ માતાજી અમે વસ્તુ લાવ્યા વીજય કરીને આજ, કામ અલૌકીક કીધું ત્યાં તો હરીએ રાખી લાજ, ૧૫ કુંતા

કે સઉ વેંચી લેજો સરખી પાંચે ભ્રાત, કોઇનું દીલ દુભે નહી એવું કરવું શુભ સાક્ષાત. ૧૬ એટલે સહદેવ કેહેવા લાગ્યો આ શું બોલ્યાં માય, હમે તો કંન્યા એક લાવ્યા શી રીતે વંહેચાય. ૧૬ માતા કેહે મુજ વેણ ફરે નહી પશ્ચીમ ઉગ્યે સુર્ય, તે માટે પાંચે જણ વરજો જુવતીને જરૂર. ૧૯ એવામાં વ્રકોદર આવ્યો કન્યા લેઇને સાર, તેતો માતાપાસે મુકી ચાલ્યો તેણીવાર. ૧૯ મંડપમધ્યે આવી કીધો સીંહનાદરાજન, વળતી સ્થંભ ઉપાડયો પેસો ક્રોધ આ આણીને મન, ૨૦ માથા પાછળ ફેરવી તેને મારે છે બળવાન એકે ફેરે પાંચ પચીસને પાડે તેણે સ્થાન. ૨૧ હેવું દેખી નાઠો ત્યાંથી દુર્યોધન ભુપાળ, ભીમતણો ભય પ્રગટયો ભારે પડી પેટમાં ફાળ. ૨૨ બીજા સરવે રાજા નાઠા પામીમનમાં ત્રાસ. વાગેલું તે પ્રથ્વી પડીયા લાંબા થઇ પ્રકાશ; ૨૩ એવી રીતે જીત્યો સઉને કુંતાનો કુમાર, ત્યાર પછે મુકામે આવ્યા પાંચે ભાઇ નીરધાર. ૨૪ વળતી દ્રુપદે વીચાર્યું કરૂ પરીક્ષા આજ, કાપડી હોય તો કન્યા દેતાં જાય જગતમાં લાજ. ૨૫ એવું ધારી પાંચ ઓરડા ખાલી કરાવ્યા ત્યાંય; એકેકી વસ્તુ તો મુકી અકેકાની માંય. ૨૬ ગાદી તકીયો ધનુષ બાંણુ ને મોટી એક ગદાય; પુસ્તકને શણગાર અંગના મુકયા સર્વે રાય. ૨૭ ત્યારપછી પાંડવને તેડયા ભુપે ઘરની માંય; ઉભા થઇને આસન આપ્યું બોલ્યા વળતી ત્યાંય. ૨૮ પાંચે જણને દ્રુપદ કેહે છે સાંભળો ક્ષત્રી બાળ; એકે એકે જાઓ તમે ઓરડામાં આકાળ. ૨૯ જુદી જુદી પાંચે વસ્તુ મુકી તેણે ઠાર; તેમાંથી સૈ સૌને ગમતી લાઓ આણીવાર. ૩૦ ભુપતી કેરૂ વચન સુણીને ઉઠયા તેતો વીર; ઓરડાની અંદર

જઇ ઉભા રાખી મનમાં ધીર ૩૧ ધર્મે લીધો ગાદી તકીઓ અરજુને તો ચાપ; વાયુ પુત્રે ગદા ઉપાડી જેનો ખુબ પ્રતાપ. ૩૨ સહદેવે તો પુસ્તક લીધું નિકુળે શણગાર; એવી રીતે વસ્તુ લેઇ આવ્યા સભામાં સાર. ૩૩ તેને હેઠળ મુકી બેઠા પાંડુ કેરા તન્ન; ત્યારે વેમ મટયો રાજાનો લીધું તર્ત લગન. ૩૪ ॥ વલણ ॥ અરજુનને ચાંલ્લો કરે ભુપતી જેણીવારરે, દુરગો કહે તેણે સમે બોલ્યો વાયુ કુમારરેરેરે. ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી વૌમ્યેન ખેદકતો નામ એકોનચત્વારીસો અધ્યાય. ॥ ૩૯ ॥

## કડવું ૪૦ મું.

॥ વૈશમપાયન બોલ્યા વળતી સુણ સતવાદી રાય, ॥ ભુપતીને તો કે'વા લાગ્યો વાયુ પુત્ર તદાય. ૧ અહો રાયજી તમે સાંભળો વચન કહુ તે આજ, હમને પાંચેને પરણાવો કંન્યા તો માહારાજ. ૨ સહદેવે વધામણી કહી સ્થાનકમાં જે વારે, તે વખતે બોલ્યાં અમારી માતા વણ વીચ્યારે. ૩ સર્વે ભાઇ વેંચી લેજ્યો વસ્તુ એ નીરધાર, તે માટે પાંચેને આપો, કન્યા આણીવાર. ૫ હેવું સાંભળી દ્રુપદ રાજા પામ્યા મન પરીતાપ, પાંચેને કંન્યા દેતાં તો બેશે મુજને પાપ. ૫ અરે પ્રભુ હાવે શું કરવું પાડુ મારો દેહ, એમ વીચારી ઘરમાં આવ્યા શોકાતુર થઇ તેહ. ૬ હેવામાં હરીની ઇચ્છાએ આવી પહોંચ્યા વ્યાસ, તેને દેખી રાજા નમીઆ વળતી બેઠા પાસ. ૭ ગદગદ કંઠે કેહેવા લાગ્યા દરૂપદ તેણીવાર, અહો મુની અતી સંકટમાંથી છોડાવો નીરધાર. ૮ મચ્છભેદ અરજુને કીધો સભા વીશે તો આજ, પણ મારૂ લી-

ઘેલું રાખ્યું કીધું ઉત્તમ કાજ. ૯ હાવે તે વાંકુ બોલે છે તેનો કહુ વીસ્તાર, પાંચે ભાઇને કંન્યા આપો એવું કહે છે સાર. ૧૦ એક પુરૂષને પાંચ પ્રેમદા તદાપી તે શોભાય, પણ એક સ્ત્રીને પાંચ પતી તે દેખીતો અન્યાય. ૧૧ એવું સુણી વ્યાસ વધા ત્યાં પુરવે થએલી વાત, અરૂંધતી એકલીને પરણ્યા સપ્ત રૂષી સાક્ષાત. ૧૨ તે માટે ભુપતી તમે આપો પાંચને કન્યાય, તેનો દોશ નથી કાંઇ તમને ઇશ્વરની ઇચ્છાય. ૧૩ તમારી પુત્રી છે તેતો પારવતીનું રૂપ, પાંડવને પીંનાકી જાણો પાંચે એક સ્વરૂપ. ૧૪ હેવું સુણી ભુપતી કેરો શોક મટયો તતકાળ, પાંડવને રેહેવાને માટે આપ્યો સુંદીર મેહેલ વીશાળ. ૧૫ લગ્ન પેહેલાં દીન ત્રણ રહ્યા કે બેસાડયા ગણેશ, કુળની રીત પ્રમાણે કીધી પુજા તો નરેશ. ૧૬ બ્રાહ્મણને ભોજન કરાવ્યું આપ્યાં દાન અપાર, વળતી લગ્નતણો દીન આવ્યો તેનો કહું વીસ્તાર. ૧૭ ાાવીશ્રામ ાા

દોહરો ાા પાંડવને પીઠી ચઢી દુંદભી ગાજે ત્યાંય, દુર્ગા કે શોભા ધણી વરઘોડાની માંય. ાા રાગ ધોળ ાગોડલીનો ાા જુવે જુવે ત્યાં નગ્રના લોક પાંડવ ઘોડલે ચઢયા, જેની શોભા તણો નહી પાર; પાંડવ ઘોડલે ચઢયા. ાા ટેક ાા પાંડવ પાંચે શોભતા માથે મુકયા ખુપ, અલંકાર સર્વે ધર્યા રે જેનાં કામના જેવાં સ્વરૂપ, પાંડવ ઘોડલે ચઢયા. ૧ તીખા તોરંગ નાચતા મદઝર ડોલે તોય, રથ પાલખી મેના ઘણારે બેઠા ક્ષત્રીના,બાળક માંય, પાંડવ ઘોડલે ચઢયા. ૨ વાજાં વીવીધ વાગતાં માનુની મંગળ ગાય, જાચક જન જશ બોલતારે એ તો આપે ઘણી ઉપમાય, પાંડવ ઘોડલે ચઢયા. ૩ ગગને જોવા આવી આવી બુધ લેઇ વીમાન, તે તો પુષ્પે વધાવતારે કરે

ગાંધ્રવીઓ સહુ ગાન, પાંડવ ઘોડલે ચઢયા. ૪ નીરખે નગ્રની નારીયો નાંખે અબીલ ગુલાલ, હરખીને લે ઓવારણાંરે ઘણું જીવો કુંતાજીના બાળ, પાંડવ ઘોડલે ચઢયા. ૫ શ્રી હરી ચાલે સાથમાં જાદવને લેઇ સંગ, તેને દેખી દેવતારે ઘણા દેછે પાંડવને તો રંગ. પાંડવ ઘોડલે ચઢયા. ૬ હેવી રીતે આવીયા તોરણ આગળ સાર, બાજઠ ઉપર ઉભા રહ્યારે જોઇ મોહ પામ્યાં નરનાર, પાંડવ ઘોડલે ચઢયા. ૭ રાણી આવ્યાં પોંખવા રાંમણ દીવો હાથ, માંથે મોંડ રળીયામણો રે ઘણી ગાનારી ગોરીઓ સાથ, પાંડવ ઘોડલે ચઢયા. ૮ ધુશાળ મુશળ લેઇ પોંખતાં શરીયો સંપુટને ત્રાક, પીંડીપીડી ઉછાળીનેરે તાંણ્યાં પાંચે જણનાં નાક. પાંડવ ઘોડલે ચઢયા. ૯ વળતિ વરતો આવીઆ સુંદિર મંડપમાંય, એટલે આજ્ઞા ત્યાં કરીરે સર્વેને જમવાની ત્યાંય પાંડવ ઘોડલે ચઢયા૦ ૧૦ ॥વલણ॥ જમવા બેઠી જાન ત્યાં નીકલ્યાં ભોજન જેહરે દુર્ગો કે' શ્રોતા સુણો વીસ્તારી કહું એહરેરેરે ॥ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદિ પર્વણી વરઘોડો વર્ણનો નામ ચત્વારીશો અધ્યાય. ૪૦

## કડવું ૪૧ મું.

॥ રાગ મારૂ ॥ છાયા મેવાડાની મુનીવર બોલીયારે, સાંભળને તું ભુપતિ; બાજઠ નાંખીયારે, રાજાએ ત્યાંતો અતી. ૧ થાળી હેમનીરે, વાડકીઓ રૂપા તણી; જળપાત્રનીરે, ચીત્ર વીચીત્ર શોભા ઘણી. ૨ ભોજન નીકળ્યાંરે, બેઠેલી પંકતીના જન્નમાં; જમતાં ઉપજેરે પ્રીતીને સ્વાદ આનન્નમાં. ૩ પુરણ પોળીનેરે, બુંદીના લાડુ ત્યાં વળી; ઘેબર ઘારીઓરે, સુત્રફેણી જલેબી કળી. ૪ મોહનડારનેરે મગસ

મોતિ ચુર છે; અમ્રતપાકનેરે; હલવો તેતો ભરપુર છે. ૫ પેં-ડા બરફીનેરે, મગદળ કોપરાપાક છે; ગુંદરપાકનેરે; સુખડી સ્વાદ અથાક છે. ૬ બાસુદી પુરીરે, શીખંડને સંજોરીયો; ચમપાકનેરે, માલપુડા કચોરીયો. ૭ કેળાં રોટલીરે, દહીમાં બોળેલાં વડાં ખરાં; શીરો શેવછેરે, લાવશીને દળ દહીથ-રાં. ૮ કુરકેસરીરે, તેની જોડે કઢયું દુધ છે; દાળ ભાતનેરે, વાલ વટાણા વીશુદ્ધ છે. ૯ કઢી તક્રનીરે, તેમાં મશાલો નાં-ખ્યો ઘણો; ચણા મઠ તળ્યારે, સ્વાદ અલૌકીક તે તણો. ૧૦ મુળા મોગરીરે, શાક બધાં સુધરીયાં; કોળાં તુરી-યાંરે, તેલને હીંગે વઘારીયાં. ૧૧ વાલોર વંકડીરે; કંકોડાં ને ચોળાફળી; ભીંડા ડોડંકારે, ગીલોડાંને ગલકુ વળી. ૧૨ પર્વર પાપડીરે, તડબુચુ તેતો રસાળ છે, સુરણ રતાળુરે, બટાકાનો સારો તાલ છે. ૧૩ મઠો મેવાનોરે, રાયતુ રઇ નાં-ખી કર્યું; ભાજી તમામરે ભજીયાંથી મનડુ હર્યું. ૧૪ દુધીકા-રેલારે, વંત્યાકમાં નાંખી વડી; પાપડ અથાણુરે, કાચલી તો બૌ ફાંકડી. ૧૫ જાંન જમવારે, બેઠી બધી તેણે સમે; પ્રભુ પીરસેરે; જેને જગત આખું નમે. ૧૬ એમ સૌ જમ્યુરે, ચી તમાં આનંદ વાપીઓ; વળતી દરૂપદેરે, મુખવાસ સર્વને આપીયો. ૧૭ પછી આવીયોરે મંડપમાં સર્વે વળી; જોવા તે સમેરે, મેહનીતો ઝાઝી મળી, ૧૮ ભણે બ્રાહ્મણોરે, અ-ષ્ટકના હોકાશન; ગીત ગાયછેરે, રામાઓ રાગ સુધારીને. ૧૯ પછી પધરાવીરે, ભુપતિએ કંન્યા તદા; વર્તેમંગળરે, તેણે સ મે તો સર્વદા. ૨૦ ॥ વિશ્રામ ॥ દોહરો ॥ મંગળ વરતે તે સમે ભુપતિ આપે દાન, દુર્ગો કહે તેતો લહે કુંતાના સંતા-ન. ૨૨ ॥ રાગ ધોળ ॥ ત્યાંતો પેલું મંગળ વરતાય. હરેકે

ત્યાં તો શાંશાં તે દાંન અપાય, શોભા ઘણેરીરે; ત્યાંતો ગાયો નાં દાન અપાય, હરેકે સર્વે માનુની મંગળ ગાય, શોભા ઘ-ણેરીરે. ૧ આપે દાંનતો દરૂપદ રાજંન, હરેકે દાંન લેછે કુંતા કેરા તંન, શોભા ઘણેરીરે; ત્યાંતો ગોત્રનો ઉચ્ચાર થાય, હ-રેકે માગે બ્રાહ્મણતો દક્ષણાય, શોભા ઘણેરીરે. ૨ ત્યાંતો બી-જુ મંગળ વરતાય, હરેકે ત્યાંતો દાશીનાં દાંન અપાય, શો-ભા ઘણેરીરે; ત્યાંતો ફરેછે વરને કંન્યાય, હરેકે ત્યાં હસ્ત મે-ળાપ થાય, શોભા ઘણેરીરે. ૩ ત્યાંતો દેવતાની પુજા થા-ય, હરેકે ત્યાંતો અગ્નીની સાક્ષી અપાય, શોભા ઘણેરીરે; દાં-ન આપે છે દ્રુપદ ભુપાળ, હરેકે દાંન લેછે કુંતાજીના બાળ, શોભા ઘણેરીરે. ૪ ત્યાતો ત્રીજું મંગળ વરતાય, હરેકે ત્યારે ભોમીનાં દાંન અપાય, શોભા ઘણેરીરે; બોલે જાચક યશાવી-શાળ, હરેકે વાગે વાજાં વીવીધ રસાળ, શોભા ઘણેરીરે. ૫ ત્યાંતો દાપાં તમામ ચુકવાય, હરેકે સાંમાસાંમી આપીને રા-જી થાય, શોભા ઘણેરીરે; આપ્યા આપ્યા હાથીને તોખાર, હરેકે આપ્યા કુંચી સહીત ભંડાર, શોભા ઘણેરીરે. ૬ ત્યાંતો ચોથું મંગળ વરતાય, હરેકે ત્યારે કંન્યાનું દાંન અપાય, શો-ભા ઘણેરીરે. ત્યાંતો સૌભાગ્યવતી કહે સાર, હરેકે એતો માગે શ્રીફળ સઉ નાર, શોભા ઘણેરીરે. ૭ ત્યાંતો આનંદ ઔા-ચ્છવ થાય, હરેકે જુવે ધ્રુવતારો વર કંન્યાય, શોભા ઘણેરીરે; ત્યાતો ગોત્રજ પુંજવા જાય, હરેકે રમે એકી બેકી વળી રા-ય, શોભા ઘણેરીરે. ૮ ॥ વલંણ ॥ વર કંન્યા પરણી ઉઠયાં વરત્યા મંગળચારરે, દુર્ગો કહે ચાંલ્લા તણો સમો થયો નીર-ધારરેરેરે; ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વીરચીતે મહા-ભારથાતર ગત આદી પર્વણી વર કંન્યા પરણનો નામ એ-કચત્વારીશો અધ્યાય. ૪૧

## કડવું ૪૨ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણી પેર બોલ્યા સાંભળ ભુપ કુમાર; વર કંન્યા પરણીને ઉઠયાં વરત્યો જયજયકાર. ૧ પાંચ દીવસ પાંડવને રાખ્યા ત્યાર પછી રાજંન; મન ગમતાં સર્વેને કરાવ્યાં ભુપતીએ ભોજન. ૨ છઠે દીવસે પાંડુ કેરા પુત્ર થયા તૈયાર; તે વખતે પેરાંમણી આપી રાજાએ નીરધાર. ૩ દ્રૌપદીને વળાવ્યાં સાથે મનમાં આંણી પ્રેમ; વળતી ભાગોળ સુધી આવ્યાં રાંણી રાજા તેમ. ૪ ઈંદ્રપ્રસ્તને મારગે ચાલ્યા પાંડવ જેણીવાર; એટલે ભુપતિ પાછા વળીયા લેઇ સઘળો પરીવાર. ૫ ત્યારપછી મારગમાં નીપજ્યું પાંડવને વીઘંન; તે સર્વે વિસ્તારી કહું સાંભળ ભુપતી તંન. ૬ રાજા સર્વે ભેગા થઇને બેઠા મારગ માંય; દુર્યોધનને કર્ણ શકુની તે પણ છે વળી ત્યાંય. ૭ તે ઠેકાણે આવી પોંચ્યા પાંડુના કુમાર; તેને જોઇને રાજાએ તો તર્ત ગ્રહ્યાં હથીયાર. ૮ ભીરૂએ ભીરૂ થઈ લડતા માહારથી તેણે ઠાંમ; સાંમાસાંમી યુદ્ધ થયું ત્યાં દારૂણ રણ સંગ્રામ. ૯ સુર્ય કુંવરના સામો અરજુન મુકે જેજે બાંણ; તેનેતો છેદી નાંખે છે મહા બળીઓ નીરવાણ. ૧૦ ત્યારે કુંતા પુત્રે માર્યાં સાયક એક હજાર; તેથી કર્ણ તણી સેન્યાનો કીધો ત્યાં સંહાર. ૧૧ હેવું સુર્ય કુંવરે ત્રીશુળ એક નીવેધ્યું; તેણે જઇને સવ્ય સાચીનું રહય ત્વરાથી ભેદયું. ૧૨ બેઉમાં કોઈ પાછા નથી હઠતા વીદ્યાએ ભરપુર; સરખે સરખા ઉતર્યાં એતો યુદ્ધ વિશે અતિશુર. ૧૩ હેવામાં ભીમે ઉપાડયાં વ્રક્ષ પાંચ વીસાળ, તેને માથા પાછળ ફેરવી માર્યાં ત્યાં તતકાળ, ૧૪ એકે ફેરે પાંચ પચીસને પો-

ચાડે યમ દ્વાર, હેવી રીતે સૌને પમાડયા વાયુ પુત્રે હાર, ૧૫ તે વખતે અરજુને દાખ્યું બળ બીજુ રાજન, સુર્ય કુંવરને મુરછા કીધી ક્રોધ આણીને મન. ૧૬ બે બાંણે શુસરમા પાડયો રથથી હેઠો રાય, સાત બાણ મુકીને વીંધ્યો જરા સંધ મહા કાય. ૧૭ ત્રણ બાણથી કર્યો ગાભરો શીશુપાળ, ભુપાળ, પંદર બાંણે પાડયો હેઠો શલ્યને તેણે કાળ, ૧૮ હેવું દેખી અંધતણા સુત નાઠા બીહીને મન, તેની પુઠળ નાઠો પોતે વાયુ કેરો તન. ૧૯ જોર કરીને ઝાલ્યા ભીમે ઘાલ્યા બાથની માંય, ધર્મની પાશે લાવ્યો વળતી તાડન કરતો ત્યાંય. ૨૦ ત્યારે યુધિષ્ઠિરને ઉપજી અંતરમાં કરૂણાય; કૌરવને છોડાવ્યા ત્યાંથી કરી કાલાવાલા. ૨૧ વાયુ પુત્રે વસ્ત્ર કાઢી લેઇ કીધા નગ્ન સ્વરૂપ, વળતી તેને મુકી દીધા સર્વેને સુણ ભુપ, ૨૨ તેતો છાનામાના આવ્યા રાત પડયે પુર પાસ, ગુપ્ત જગ્યાએ સંતાયા પછી નાંખીને નિશ્વાસ, ૨૩ સરવે સુતુ ત્યારે કીધો પેસવાનો વિચાર, દરવાજે આવીને ઉભા અંધતણા કુંમાર. ૨૪ વળતી તેણે પેસવા માંડયું દરવાજામાં જ્યારે, એટલે ત્યાં શીપાઇએ ખાળ્યા તસ્કર જાણી ત્યારે. ૨૫ મારમારવા માંડયો જ્યારે પાપીને તે ઠાર, તે વખતે શીપાઇને કેછે દુરીયોધન નિર્ધાર. ૨૬ અરે ભાઈ હું ભુપ તમારો જાવા દોને ઘેર, પાંડવથી હારીને આવ્યા નીપજી હેવી પેર. ૨૭ સીપાઇએ ઓળખીને આપ્યાં વસ્ત્ર પેરવા ત્યાંય, તેને પેહેરી સોએ ભાઇ આવ્યા ઘરની માંય. ૨૮ તે સમે ભાનુમતી બોલી દુરયોધનની નાર, અહોપતી ક્યાં મેલી મારી સોકય તમે આવાર. ૨૯ હેવું વાકય સુણીને લાજ્યો અંધતણો કુમાર, હેવામાં ત્યાં આવી પોહોંચ્યા શકુની સુ-

ર્ય કુમાર. ૩૦ પાંડવ પાંચાળી લેઇ આવ્યા ઇંદ્રપ્રસ્તની માં-
ય, બીજા રાજા સરવે ગયા પોત પોતાને ત્યાંય. ૩૧ અર્ધ
ભાગ પોતાનો લીધો પાંડવે રાજન, ત્યારે ઘણો પાંમ્યો
ત્યાં પાપી દુરયોધન. ૩૨ વારે અડધુ રાજ્ય કરેછે પાંડુના
કુમાર તેથી માગ્યા મે વરસે છે સઉને સુખ અપાર. ૩૩
હેવામાં બહુ હાડે આવ્યા મળવાને મોહન, તેને દેખી સરવે
હરખ્યા પાંડવ પોતે મન. ૩૪ સામા સામી પુછી વળતી કુ-
શળતા તે ઠાર, ત્યાર પછી શ્રી કૃષ્ણ રહ્યા ત્યાં ત્રણ માસ
નિરધાર. ૩૫ તે સમે શ્રી હરીને પુછી યુધીષ્ઠિરે વાત, એક
પત્નીને પાંચે પરણ્યા સત્ય થકી સાક્ષાત. ૩૬ હાવે એ કોને
ત્યાં રહે તે તો કોહો કીરતાર, કોના ઘરનું કામ કરે વળી કેમ
ચાલે વેહેવાર. ૩૭ ત્યારે કૃષ્ણે વારા બાંધ્યા સુણ જનમેજય
રાય, બોહોતેર બોહોતેર દીન રહે તે સઉને ત્યાં અબળાય.
૩૮ એકને ત્યાંથી દ્રૌપદી જાએ બીજાને ત્યાં જ્યારે, અગ્ની-
માં પેશીને નીકળે તેણીવારે. ૩૯ ॥ વલણ ॥ હેવી રી-
તબાંધીઆ વારા સતીના પાંચરે. દુરગો કે' તેને ભજ્યે ટળ-
શે જમની આંચરેરેરે. ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગા-
શંકર વીરચીતે માહાભારથાંતરગત આદીપર્વણી પાંડવ
ઈંદ્રસ્તે આગતો નામ દ્વીચત્વારીસો અધ્યાય. ॥ ૪૨ ॥

કડવું ૪૩ મું.

॥ રાગ આશાવરી ॥ વૈશમપાયન એણી પેર બોલ્યા
સુણ સતવાદીરે રાય; પાંચાળીએ બાંધ્યો પાટો પ્રભુને તે-
નો કહું મહીમાય. ૧ એક દીવસના યોગ વીશે ગયા ઉ-
જાણી કરવા રાજન્ન; તેની જોડે સઉ સાથ ગયો વળી હ-
યાળુ દેવકી તન્ન. ૨ તે બાગમાં સાંઠો છોલતાં બેઠી છોય

પ્રભુનેજ સાર; જમણા હાથની આંગળીમાંથી નીકળી શો-ણીત ધાર. ૩ તેને દેખી સતી દ્રૌપદીએ કીધો મન્ન વીશે તો વિચાર; ચીર ફાડી પછી પાટોરે બાંધ્યો પ્રભુને તો નીરધાર. ૪ બેઠાં બેઠાં તેના બહુ નમીએ ગણ્યા ત્રાગડા તો વળી જેહ; નવસેંને નવાણું સંખ્યા થઇ તેની તેમાં નહીંરે સંદેહ. ૫ ત્યાર પછી સર્વે ઘેર આવીને નીંદ્રા કીધી તેણે ઠાર; એકલા ઇશ્વર જાગે તેમાં એ તો વીશ્વના સરજન હાર. ૬ તે સમે ભીમને કૃષ્ણે જગાડીઓ વારતા કહેવા પ્રકાશ; વ્ર-કોદર સાવચેત થયો ત્યારે બોલ્યા શ્રી અવીનાશ. ૭ અહો ભીમ સુણ વાત કહું એક તુજને તો આણીવાર; તારા ઘ-રમાં છે તારૂણી તે તો કાળી તણો અવતાર. ૮ ખપ્પર જો-ગણી એતો કહાવે બ્રહ્માંડને ખાઇ જાય; તે માટે મુળ થકી કરવો તેનો આપણે તો ઉપાય. ૯ કાલે સવારે તું રીસાજે ફોગટ જમતી વખતે રાય; મનાવે તે વખતે એક માગવું વચન ત્યાંતો તદાય. ૧૦ ભીમ કહે કેમ માનું હુંતો વળી સાચું એતો મહારાજ; તે માટે નીશાની તેની બતાવો ની-શ્ચય થવાને આજ. ૧૧ કૃષ્ણ કહે જળ ભરવા જાએ રાત્રી વીશે તુજ નાર; તે સમે તું તેની પુંઠળ જાજે છાંનોમાંનો નીરધાર. ૧૨ સરીતાના ત્રઠ ઉપર સુંદર વ્રક્ષ છે એક વીશા-ળ; તે તો ઘણું મુળ થકીજ પોલું વીતી ગયા બહુ કાળ. ૧૩ તેમાં જઇને તું સંતાઇ રેહેજે ભુપતી કેરા કુમાર; તે વખતે સતી તે પર ચઢીને ઉરાડશે વ્રક્ષ સાર. ૧૪ ક્ષીપ્રા ન-દીકેરે કાંઠે તો એક છે ગંધર્વ નામે મસાંણ. ૧૫ તે ઠેકાંણેએ ઉતરશે વળી વ્રક્ષ સુધાં નીરવાણ. ૧૫ જોગણીઓ સઉ પ્રથમથી આવી બેઠી હશે ત્યાં રાજન્ન; તે ઠેકાણે તારી તા-

રૂણી જાશે બદલી બીજું તન્ન. ૧૬ તેને દેખી તેહ જોગણીઓ દેશે ઉભી થઇનેજ માંન; ત્યારે સૌ ગરબા ગાશે પુંહડી ફરી તે સ્થાંન. ૧૭ તે સમે તું વ્રક્ષમાં થકી નીકળી નદિ વીશે ઉભો રહેજે; વળતી તુંને શીખવાડું હું તેવું વચન માગી લેજે. ૧૮ તારા ખપ્પરમાં આવે નહીં કદી પાંડવને કીરતાર; એવું વચનમાં માગજે તું તો ધીરજ રાખી તે ઠાર. ૧૯ તે વખતે તને લે એવું કેહેશે ક્રોધ થકી તો સાક્ષાત; એટલે નીકળશે તેના મુખ થકી અગ્નીની જ્વાળ અગાધ. ૨૦ તે માટે વચન માગીને મારવી ડુબકી જળમાં રાય; નીકર બળીને ભસ્મ થશો એવી કાળી તણી પ્રભુતાય, ૨૧ ત્યારપછી બેઉ સુઇ ગયા ત્યાં તો ભીમ હરી ખુશી ભેર; પ્રાતસકાળ થયો તે વખતે નીપજી ત્યાં શી પેર. ૨૨ જમતી વખતે રીસાઇને બેઠો વાયુતણો તો કુમાર; દ્રોપદી કેહે ઉઠો સ્વામી મારા કયેમ કરો હાવે વાર. ૨૩ તોપણ ભીમ ઉઠયો નહીં તે સમે દ્રૌપદી તો લાગ્યાં પાય; કરજોડીને કહે કયમ રીસાયા કંથ તમે આ વેળાય. ૨૪ ભીમ કહે એક વચન આપો ભાંમીની મુજને આજ; તે તો કોઈ વખતે હું માગીસ પડશે જ્યારે કાજ. ૨૫ એવું સુણી સતીએ પછી આપ્યું વચન તો તેણે ઠાર; ત્યારપછી જમવાને ઉઠયો કુંતાતણો તો કુમાર. ૨૬ રાત્રી પડી ત્યારે સર્વે સુતુ નગરતણી તો પ્રજાય; છાંનોમાંનો ભીમ સુઇ રહયો પણ જાગતો છે એ તો રાય. ૨૭ એટલે દ્રૌપદી નીકળ્યાં ત્યાંથકી એકું લઇ નીરધાર; તેની પુઠે પુઠે ચાલીઓ એતો વ્રકોદર તેણીવાર. ૨૮ દ્રૌપદીના પેહેલો વ્રક્ષ વિશે જઇ સંતાયો તે બળવાન; એટલે પાંચાળી આવી પોહોંચ્યાં ત્યાં

બેઠું લઈ તેણે સ્થાંન. ૨૯ વળતિ સતિ વ્રક્ષ ઉપર ચઢીને ઉડીયાં તેતો આકાશ, મશાણમાં આવી ઉતરીયાં એતો ક્ષીપ્રા નદી કેરી પાસ. ૩૦ તે વખતે નીજ રૂપ પ્રકાસ્યું કાળીએ ત્યાંતો કરાળ; તેને જોઇ ભીમ તો ભય પામ્યો કુંતાજી કેરો બાળ. ૩૧ જોગણીઓ સહુ ઉઠી ઉભી થઇ લાગી કાળીકાને પાય; વળતી ગરબો ચાલતો કીધો તે વખતે સુણ સચ. ૩૨ એટલે વાયુતણો સુત નીકળ્યો વ્રક્ષ થકી પછી બ્હાર; સરીતાની મધ્યે આવીને ઉભો બીહીતો બીહીતો તેણે ઠાર. ૩૩ ત્યારપછી તેણે શક્તિ પાસે માગ્યું લીધેલું પેલું વચન્ન, તારા ખપ્પરમાં આવે નહીં કદી કૃષ્ણને કુંતાના તંન્ન. ૩૪ એવું સુણી મહાકાળી કહે અલ્યા લેને તું તો નીરધાર; તે વખતે મુખમાં થકી નીકળી જ્વાળા અગ્ની તણી સાર. ૩૫ ત્યારે વાયુસુત ડુબકી મારીને સંતાયો જળમાંય; જ્વાળા મટી એટલે નીકળ્યો તેહ સરીતા થકીજ ત્યાંય. ૩૬ વ્રક્ષના પોલાણમાં પાછો પેઠો તે પાંડુ રાજા તણો બાળ; એટલે ગરબો પુરી આવ્યાં દ્રૌપદી તો તતકાળ. ૩૭ વ્રક્ષના ઉપર બેશી તે આવીયાં પાછાં પોતાને મુકામ; ત્યારપછી જળ ભરીને ચાલ્યાં નગ્ર વિશે અભીરામ. ૩૮ ભીમસેન પણ વ્રક્ષથી નીકળ્યો આવ્યો પોતાનેજ ઘેર; તે દીનથી દ્રૂપતીને ન ખીજે લીલા કરે ખુશી ભેર. ૩૯ જક્ષપતિ પછી તતખર થયાને ધર્મની લીધી રજાય; ત્રણ દિવસમાં આવી પોહોંચ્યા તેતો દ્વારીકાંમાં જદુરાય; એટલે પાંડવે એકઠા થઇને કીધો ત્યાં એક ઠરાવ; તેમાં ઘણા સમ આકસા ખાધા ઇશ્વનો એ બનાવ. ૪૧ જેના મુકામમાં પાંચાળી સંચરે રેહેવાને માટે રાજન્ન, તેની આજ્ઞા વીના ત્યાં ન-

વ જાવું ઉચાળી તેનું સહન્ન. ૪૨ જાણે અજાણેથી જે કોઇ જાશે આજ્ઞા વીના તેણે ઠાર; તેને માથે બ્રહ્મહત્યાનું પ્રાશ્ચીત બેસસે તર્તજ સાર. ૪૩ તે માટે દ્વાદશ વર્ષ સુધી રહે વન્ન વીશે અભીરામ; તમામ તીર્થમાં સ્નાન કરે ત્યારે પાછું અવાય આ ઠામ. ૪૪ એવી પાંચે મળી પ્રતીજ્ઞા કરી કઠીણ ઝાઝી કેહેવાય; ત્યારપછી સૌ મુકામે આવ્યા પોતપોતાને તહાય. ૪૫ ॥ વલણ ॥ એટલામાં બ્રાહ્મણ તણી આવી ત્યાં ફરીયાદરે, દુર્ગો કહે અર્જુન ઉઠયો સાંભળી તેનો સાદરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી કૃષ્ણેન ભીમસ્ય દરૂપદ્યામુળ સ્વરૂપ દર્શીતો નામ ત્રયચત્વારીસો અધ્યાય. ॥ ૪૩ ॥

કડવું ૪૪ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વેશમપાયન વાંણ સુણો ભુપતી ચતુર સુજાણ; નૈમીશારણ્યના વાશી જેહ, આવ્યા વીપ્ર તમાંમજ તેહ. ૧ તેને અરજુને પુછયો પ્રકાર; કયેમ આવ્યા મુનિ આંણે ઠાર; ત્યારે વીપ્ર કહે સુણો રાય, હમારા દુઃખનો મહીમાય. ૨ એક રાક્ષસ પિડે અપાર, ગાયો હર્ણ કરે નીરધાર; તેનો વધ કરે દુષ્ટ એહ, નથી જેવાતું અમોથી તેહ. ૩ માટે ચાલો તમે મહારાજ, કેરો પરમારથ જાણિ કાજ; ત્યારે અરજુન સુણો દેવ, લાવું આયુધ હું ત્તતખેવ. ૪ રહો ત્યાં સુધી ઉભા આ ઠાર, તજી ચીત્તથી ચિંતા વીચાર; હેવું વિપ્રને કહી વચંન; ચાલ્યો ઉતાવળો ઇંદ્રિતંન. ૫ હતાં આયુદ્ધ ભીમને ત્યાંય, તેથી આવ્યો તેના ઘર માંય; તેણે સમે પતિ પ્રિયા સાર, હતાં એકાન્તમાં નિરધાર. ૬ પુછયા વિના પેઠો અરજુન, લીધાં આયુદ્ધ આદ-

રી મંન; થયો બ્રાહ્મણ સાથે તૈયાર, આવ્યો નૈમીશારણ્યમાં સાર. ૭ થયું હૈત્યને જાણ તે જ્યારે, આવ્યો ઉતાવળો તેણીવારે; મેલ્યું તે સમે અર્જુને બાંણ, લીધા તે થકી પાપીના પ્રાણ. ૮ ત્યારે વીપ્રે મળીને તેણે ઠાંમ, દીધી આશીશતો અભીરાંમ; પછી ચાલીઓ પારથ સાર, આવ્યો નગ્ર વીશે નીરધાર ૯ ત્યારે વ્રકોદરે તેણીવાર, કહયો પ્રતીજ્ઞા કેરો પ્રકાર; પુછયા વિના પેઠા માહારે ત્યાંય, માટે જાઓ ભાઇ વનમાય ૧૦ હેવું સાંભળીને અરજુન, થયો ચિંતાતુર અતિ મંન; વન વીશે જવા તેણિવાર, થયો તતખર ઇંદ્ર કુમાર. ૧૧ ભ્રાત માતને વંદિને તેહ, નીકળ્યો નગ્રથી નરદેહ; આવે તીરથ જેજે મુકાંમ, કરે ત્યાં ત્યાં પોતે વિશ્રામ. ૧૨ હેવી રીતે બધે ફરતે સાર, વીત્યાં વરસતો અગીયાર; વર્ષ બારમું બેઠું જેવારે, આવ્યો સીંધુ કાંઠે તેણીવારે. ૧૩ ત્રંબાવટી પુરી પાસે રાય, મહીસાગર સંગમ થાય; અંગીરા રૂશી કેરો મુકાંમ, અતી સુંદર શોભા તે ઠાંમ. ૧૪ તેની પાસે આવ્યો કુંતા બાળ, નમ્યો મુનીવરને ત્રતકાળ; દીધું મુનીએ આદરમાંન, રહયો સવ્ય સાચી તેણે સ્થાન. ૧૫ જ્ઞાન ગોષ્ટી કરેછે હમેશ, પુછે વેદાંત શાસ્ત્રનો દેશ; ગયો એક સમે નાવા કાજ, મહીસંગમમાં મહારાજ. ૧૧ પેઠો પાંણિ વીશે એતો જ્યારે, આવી ઉભયમગરી ત્યારે; ઝાલ્યા ચર્ણ તેના જળમાંય, પછી ખેંચવા લાગીએ ત્યાંય. ૧૭ પડી પારથને ત્યારે ફાળ; પગ ઉપાડયો અંતળીઆળ; દીઠી મગરી નજરે જ્યારે; તેને ચીરીને ઉશેટી ત્યારે. ૧૮ તેવી રીતે બીજીનો તે ઠાર; કર્યો સવ્ય સાચીએ સંહાર; સ્પર્શ અરજુનનો થતાં સાર, થઈ મગરીઓ બેઉ નાર. ૧૫ લાગી પા-

રથને તે તો પાય, સ્વામી કરોને કૃપાય ત્યારે અરજુને પુછી ત્યાં વાત, કોની પુત્રી તમે તો સાક્ષાત. ૨૦ કેમ પામ્યાં આ જળચર દેહ, કહો વીસ્તારી સઘળું તેહ; ત્યારે સુંદરીએ બોલી વાણ, સુણો ભુપતી વાક્ય પ્રમાણ. ૨૧ હમે અપ્છરા જાતી કેવૈયે, ઈંદ્ર રાજાનિ પાસેજ રહીયે થયો તેહનો અમને શ્રાપ, છુટયાં આજ તમારે પ્રતાપ. ૨૨ ઉલુપી ને ચીત્રાંગદા સાર; હેવાં નામ વળી નીરધાર; જોઈ તમારૂ રૂપ રાજંન, થયું વ્યાકુળ હમારૂ મન. ૨૩ માટે અમારી સંગાથે આજ, કરો વીશય ભોગનું કાજ; હેવાં સુણી સ્ત્રિઓનાં વચંન મોહ પામીયો ત્યાં અરજુન. ૨૪ ભુલ્યો ભાંન પોતે નર નાથ, કર્યો સંગ તે સુંદરી સાથ; રહયો ગર્ભ તે સ્ત્રિયોને રાય, એનો ઇશ્વર કેરી ઇચ્છાય. ૧૫ આવ્યો આશ્રમે અરજુન જ્યારે, બોલ્યા અંગીરા રૂશી તે વારે; અલ્યા ક્ષત્રીના બાળક સાર, લાગી આવડી ત્યાં કયમ વાર. ૨૬ સુણી બ્રાંહ્મણ કેરૂં વચન્ન, લાજ પામ્યો ઘણો અરજુન; પછી ચાલ્યો ત્યાં થકી રાય, અંગીરાની લેઇને રજાય. ૨૭ થોડે દાહાડે ફર્તો ફર્તો એહ, આવ્યો પ્રભાસમાં નરદેહ; હતું તે સમે મહોટા પર્વ, આવ્યા નાહાવાને ભુપતી સર્વ. ૨૮ લેઇ જાદવનો પરીવાર, આવ્યા કૃષ્ણ પણ તેણે ઠાર; ત્યારે યોગી રૂપે ત્યાં પારથ, બેઠો આસન વાળી સમર્થ, ૨૯ જોયું શ્રીહરીએ તે સ્વરૂપ, ત્યારે હસ્યા ત્રીભુવન ભુપ; છાંના માંના મળ્યા જગતાત, પછી વચન કહ્યું સાક્ષાત. ૩૦ અમે દ્વારકાં પોંચીએ જ્યારે. આવજે તું તો પુંઠળ ત્યારે; લેઇ સંન્યાસી કેરોજ વેસ, કરજે નગ્ર વીશે ઉપદેશ. ૩૧ બળદેવ તેડે તેને ઘેર, ત્યારે કરજે તું એક પેર; બેન સુભદ્રા અમારી જેહ,

તેને લઇ જજે નરદેહ. ૩૨ તેમાં ભીતી ન ધરેશ તુંય, અંત્યે ઉગારી લેઇશ હુંય; હેવું કહીને દીન દયાળ, આવ્યા દ્વારીકાંમાં તતકાળ. તેની પુંઠળ કુંતાનો તંન, આવ્યો થોડે દાડે અરજુન; બળદેવના બાગની માંય, કરયો મુકામ આવીને ત્યાંય. ૩૪ હતો આંધળો માળી તે ઠાર, તેને પાસે તેડયો નીરધાર; પછી ભુપતી લેઇને ત્યાંય, ઘાલી માળી તણા નેત્ર માંય; ૩૫ તેથી સુઝીયુ તેને પ્રકાશ, થયો અંધ પણા કેરો નાશ; તેથી માળી નમ્યો તેણે સ્થાન, જાણ્યા અરજુનને ભગવાન. ૩૬ આવ્યા નગ્રમાં તે નીરવાંણ, કર્યાં સંન્યાસી કેરાં વખાંણ; જાણી બળદેવજીએ તે વાત, ત્યારે તેડવા ચાલ્યા સાક્ષાત. ૩૭ દીઠા દુરથી સંન્યાસી જ્યારે, ડંડવત કર્યા તેણીવારે; જોઈ તજને રેવતી ઇશ, થયા વિસ્મય તો તેણે દીશ. ૩૮ ॥ વલણ ॥ ત્યાર પછી કરજોડીને સ્તુતી કરે બળરાંમરે, દુર્ગા કહે તેતો કહુ શ્રોતાજન અભીરાંમરેરેરે; ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદીપર્વણી અરજુન વન વાસન દ્વારીકાંપતી આગતો નાંમ ચતુશ્ચત્વારીસો અધ્યાય. ૪૪

## કડવું ૪૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; સંન્યાસીને બળદેવ કહે જે કરજોડી વાચાય. ૧ મહારાજ પુર માંહી પધારો સઉને કરો પાવંન; હેવું સાંભળી તેની સાથે ચાલ્યો કુંતા તંન. ૨ વાજતે ગાજતે આવી પોચ્યા નગ્ર વીશે નીરધાર; ધર્મશાળામાં અરજુન ઉતર્યો મનમાં આણી પ્યાર. ૩ નરનારી સઉ નગ્ર તણાં ત્યાં આવે છે હમેશ; સન્યાસી તો કથા કરીને આપે છે ઉપદેશ. ૪ હેવા-

માં બળદેવે દીધુ નોતરૂ તેણે ઠાર; ત્યાર પછી મુકામે આવ્યા શેષ તણો અવતાર. ૫ સુભદ્રાને આવિ કહિ તે તો સઘળી પેર; ભીક્ષા લેવા સારૂ આવશે ડંડી આપડે ઘેર. ૬ તે માટે રસોઇ કરો તમે ભગની મારી આજ; જે થકી પુન્ય થશે આપણને ત્રપ્ત થશે મહારાજ. ૭ એવામાં શ્રી કૃષ્ણ પધાર્યા બળદેવને દરબાર; સંન્યાસીના નીમંત્રણનો સાંભળ્યો સર્વ પ્રકાર. ૮ એટલે ક્રોધ કરી તે કહે છે બળદેવ ને ભગવાન; મોટા ભાઇ તમને શું કહીએ છેક ભુલો છો ભાંન. ૯ પરવતનીને ત્યાગી તેનો શો કરવો વીશ્વાસ, તેને તો તમે ઘેર બોલાવો આણુને ઉલ્લાસ. ૧૦ તેમાંથી કોઇ દહાડો થાશે આપડી ખોટી વાત; એવું કહીને કૃષ્ણ ગયા પછી રીસૈને સાક્ષાત. ૧૧ ત્યાર પછી શંકરશણ આવ્યા અરજુન પાસે સાર; તેને જમવા તેડી લાવ્યા પોતાને દરબાર. ૧૨ આસન આપી બેસાડયા પછી ડંડીને ઘરમાંય; એવામાં એક અનુચર આવ્યો તેડવા તેમને ત્યાંય. ૧૩ અનુચર કે તમને તે ડેછે ઉગ્રસેન ભુપાળ; તે માટે બળદેવ પધારો મુજ સાથે તતકાળ. ૧૪ ત્યારે સુભદ્રાને કહીને સંષેણ મહાકાય; ઉગ્રસેનની પાસે આવ્યા અનુચર સાથે રાય. ૧૫ સુભદ્રાએ પીરસ્યુ વળતી અરજુનને નીરધાર; ત્યારે ત્યાં જમવાને બેઠા કુંતાનો કુંમાર. ૧૬ અરજુન કેરી આકૃતિ નીરખી સુભદ્રાએ જ્યારે, તેથી બહુ વ્યાકુળ થઇ મનમાં મોહ થકી તે વારે. ૧૭ ॥ વિશ્રામ દોહરો ॥ નજરે નજર ભેગી થઇ એટલે હસીયાં તેહ, દુરગો કહે શ્રોતા સુણો વિસ્તારી કહુ એહ. ૧૮ ॥ રાગ મલ્લાર ॥ કુંતાસુતની કાન્તી શ્રીહરિની બેને જોઇ; નર એના જેવો તો નથી જુગમાં બીજો કોઇ; તેથી એ તો તત્ક્ષણ

મુખડું દેખીને મોહિ, સંન્યાસીને જોઈરેરેરે હો મોહ પામ્યાં માનુનીરે ટેક. ૧૯ અલખ ઉપાશી એવો જયમ આભ થકી ઉતરીયો, રશીક પુરૂષ આનંદી ગુણ લક્ષણ કેરો દરીઓઃ તેવો ભુપતી ભારે ચતુરાના ચીત્તમાં ઠરીયો, સંન્યાસી. ૨૦ ડંડ કમંડળ શોભે વળી ભગવું લુગડું ધાર્યું, વાઘ ચર્મથી બાંધી પુસ્તક બગલમાં માર્યું; તેમ મુની થઈ બેઠો શ્રી હરીનું વેણ વીચાર્યું. સન્યાસી. ૨૧ યોગ સમાધી જાણે વળી આત્માને ઉપાસે, પ્રેત ભુતને પાપી તેતો જેનાથી ત્રાસે; એવું દીઠે દુખડું પ્રાંણીનુ પળ નાસે. સંન્યા. ૨૨ તત્વ દરષીને ત્યાગી વૈરાગ્ય મોજમાં માંણે, ભ્રમર ગુફાનો ભોગી પરમાત્માને પ્રમાણે; તેવી વાતો છાંની વણ કીધે સર્વે જાણે. સંન્યા. ૨૩. અંબુ ઉપર ચાલે અગ્ની અડકયે નવ દાઝે, એમ વેદ કળાને વીધા તે અંતરમાં વીરાજે; શુરવીર સમ દરષી શત્રુના સાંમો ગાજે. સંન્યા. ૨૪ અશુભ કર્મનો ત્યાગી નવ જાયે કોઈનો કુળીયો, મુસ્તક મેરૂનું મરડે મહાદેવ સરીખો બળીઓ નોળી કરમનો કર્તા નથી એવો કોઇ સાંભળીયો. સંન્યા.. ૨૫ મુખડુ ઈંદુના જેવું ને આંખ્યો બેઉ અણીયાળી, નાસા નીરમળ શોભે શુક પક્ષીથી રૂપાળી; વાંકી ભ્રકુટી તેવી તે ભારે ભુરકી વાળી, સંન્યા. ૨૧ રદય ઘણું રઢીઆળુ સ્તન ભાસે નહિ વળી જયાંહી, ઉદર પોરણી જેવું ત્રિવલી રેખા છે ત્યાંહી, એવો સુંદર ખાડો તે નીર્મળ નાભીમાંહિ સંન્યા. ૨૭ હસ્ત હાથણિ કેરી સુંઢા ડંડ જેવા સારા, ચર્ણકમળ બહુ કોમળ નખ નીશ્ચે જાણે તારા; તેમ કટી સીંહ સરખી અવયવતો સર્વે ન્યારા, સંન્યાસીને જોઈરેરેરે હો મોહ પામ્યાં માનુનીરે. ૨૮ ॥ વલણ ॥ એવા અરજુનને જોઇ અબળા હરખી મંનરે દુ-

ગો કહે તેણે સમે બોલ્યાં તતં વચંનરેરેરે. ઇતી શ્રી પાંડવ ચ-રીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદિ પર્વણીસંન્યાસી સ્વરૂપવર્ણનોનામ પંચચત્વારીશો અધ્યાય.

કડવું ૪૧ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણુરાય, સુભદ્રા હર્ણનો મહિમાય; બોલ્યાં સુંદરી ત્યાંતો વચંન, સુણો સંન્યાસી પ્રાણજીવંન. ૧ મારૂ ચીત ચોટયું તમ માંય. માટે આવું તમે જાશો ત્યાંય; મારા ભ્રાત તણો રથ જેહ, નામે હીદોળીઓ શુભ તેહ. ૨ તેમાં બેશીને કરીયે પ્રયાણ, કોઇ જાણે નહી નીરવાણ, હેવો કરીને મન વીચાર, બેઠાં બે જણ રથમાં સાર. ૩ હાંકયો વાયુ વેગે રથ રાય, આવ્યા બળદેવ ઘેર તદાય; પેઠા ઓરડામાં જેણીવારે, દીઠુ વિપ્રીત કામજ ત્યારે. ૪ સંન્યાસીને ભગીનિ તો જેહ, નવ દિઠાં મુકામમાં તેહ; ત્યારે મનમાં કીધો વિચાર, થયું કપટ તો આણીવાર. ૫ અતી અન્યાય તે આજ થયો, સંન્યાસી બેનને લેઇ ગયો; માટે મારૂં એ ડંડીને ઠેર, લાવું સુભદ્રા બેનને ઘેર. ૬ હેવો ક્રોધ થી કરી વીચાર, તેડયા જાદવ સો તેણે ઠાર; આવ્યા તે સમે ક્રષ્ણ કૃપાળ, બોલ્યા ભ્રાતની સાથે દયાળ. ૭ અરે ભાઇ કહ્યું તું મેં જેહ; થયુ દેવ કૃપાએજ તેહ; બેઠું કલંક કુળમાં માઠું, જેવું પીઠના ઉપર પાઠું. ૮ ચાલો તેહનો કરીએ સંહાર, હેવું કહી થયા ક્રષ્ણ તૈયાર; ધર્યાં આયુદ્ધ યોદ્ધાએ સર્વ, બેઠા વાહને તજીને ગર્વ. ૯ વાગે ત્રંબાળુ ત્યાંતો રસાળ, ચાલ્યું જાદવ દળ તતકાળ; થોડી વાર વિશે નીરધાર. ઝાલી પાડયાં તેને તેણિવાર. ૧૦ દીઠુ દળ તે અરજુને જ્યારે, રથ ઉભો રાખ્યો તેણીવારે; ધરયું આદીત્ય કેરૂજ ધ્યાન,

ત્યારે સુર્ય આવ્યા તેણે સ્થાન. ૧૧ આપ્યું તેમણે ધનુશ બાણ, પછી પધારીયા નીરવાણ; વળતિ વિજયે કરી વિચાર, ઉતર્યો હેઠાં સુભદ્રા નાર. ૧૨ હતું વ્રક્ષ ત્યાં એક વીશાળ, તેની તળે મુકયાં તતકાળ; તેણે સમે પછી અરજુન: ઉભો ચાપ ધરીને રાજંન. ૧૩ આવી એવામાં સેન્યા તમામ, થયો તેહની સાથે સંગ્રામ; મુકે જાદવ બાણ અપાર, તેને છેદેછે કુંતા કુમાર. ૧૪ પોહોચે એકલો સર્વને વીર, ઘણી રાખે છે હૈયામાં ધીર; એક ઘટીકામાં નીરધાર; પાછા હઠાવ્યા જાદવ સાર. ૧૫ ત્યારે બળદેવને ચઢી રીસ, હળમુશળ ઝાલ્યું તે દીશ; દીઠું દામોદરે તેહ જ્યારે, આવી હાથ જોડ્યા તેણીવારે. ૧૬ કહે બળદેવને જગતાત, મારી વાત સુણો તમે ભ્રાત; આ તો અરજુન કુંતાનો બાળ, એને ઓળખ્યો મેં આણેકાળ. ૧૭ તેને મારતાં બેશેજ પાપ; જુવો વીચારીને તમે આપ; તાત તણો એ ભાણેજ થાય, માટે પ્રાણ થકી ન હણાય. ૧૮ બેનને ઘેર લાવતાં આજ, જાય જગતમાં વળી લાજ; હર્ણ કરેલી કંન્યાને સાર, નહીં વરે ક્ષત્રીનો કુમાર. ૧૮ માટે યુદ્ધ રહેવા દેઇ બંધ, બાંધો એહની સાથે સબંધ; ધર્મ શાસ્ત્ર વિષે એવો ન્યાય, કન્યાદાન ભાણેજને થાય. ૧૯ એવાં કૃષ્ણનાં સુણી વચન, થયા શિતળ રોહિણી તંન; યુદ્ધ પડતું મુકી ખુશી ભેર, આવ્યા અરજુન સહીત ઘેર. ૨૦ તેડ્યા આચાર્યને તેણે ઠાર, લગ્ન જોવરાવ્યું નીરધાર; પછી ધર્મના ઉપર રાય, લખી કંકોતરી તો તહાય. ૨૧ આપી બ્રાહ્મણને શુભ એહ, તંને લેઇ ચાલ્યો વિપ્ર તેહ; ચાલ્યો ઉતાવળો એતો ત્યાંય, આવ્યો ઇંદ્રપ્રસ્તપુરમાંય. ૨૨ રાજ સભામાં આવી તત્ર, આ-

પ્યો ધર્મના હાથમાં પત્ર, કહ્યો બનેલો સર્વ પ્રકાર, ત્યારે રાજી થયા નૃપસાર. ૨૩ ઉઠી ઉભા થયા તેણે સ્થાન, વળતી ભેગી કરી સૌ જાન; ચાલ્યા વિપ્રની સંગાથે રાય, તેડી પુરની સર્વ પ્રજાય. ૨૪ ત્રણ્ય દિવસે થઇને તેહ, આવ્યા દ્વારીકાંમાં સત્ય દેહ; ભાગોળે ઉભા રહી રાજંન, બોલાવી લીધો ત્યાં અરજુન. ૨૫ વળતી બળદેવજીએ તે ઠાર, કર્યું સામૈયું નીરધાર; સાંમાસામી મળ્યા સૌ ત્યાંય, પછી તેડી લાવ્યા પુર માંય. ૨૬ આપ્યો જાનીવાસાનો મુકામ, મુકયા શેવકને તેણે ઠામ; રાજી થઇને રોહિણી તંન, ભાત્યભાત્યનાં કીધાં ભોજન. ૨૭ જાન જમવા બેઠી જે વારે, પ્રભુ પીરસવા રહ્યા ત્યારે; જમી ઉઠયા પછી તેણે ઠાર, વર કંન્યા વર્યા નીરધાર. ૨૮ કુળાચાર પ્રમાણે તે સ્થાન, દીધું બળદેવે કંન્યાનું દાન; આપી પેહેરામણી વળી જેહ, કહું વિસ્તારીને હવે તેહ. ૨૯ હાથી શણગારેલા શત સાત, ત્રણ્ય સહસ્ત્ર અશ્વ સાક્ષાત; રથ બારસેં સુંદીર સાર, દાશી ત્રણ સેં મોહોર હજાર. ૩૦ આપી એટલું દ્રવ્ય તદાય, લાગ્યા બેઉ ભાઈ ત્યાંતો પાય; પછી બોલીયા શ્રી જુગદીશ, સુણો ધર્મ તમે અવનિશ. ૩૧ આપ્યો સુતરનો તાર જેહ, કરો અંગીકાર તમે તેહ; પછી પાંચ દિવસ તે ઠાર, રાખ્યા પાંડવને નીરધાર. ૩૨ છઠે દાહાડે યુધિષ્ઠિર રાય, થયા ત્યાં થકી પોતે વિદાય; સુભદ્રાને વળાવી સંગાથ, ઘણું રાજી થયા વિશ્વનાથ. ૩૩ ॥ વલણ ॥ અરજુન પરણી આવીયા, દ્વાદશ વરશે ઘેરરે, દુર્ગો કહે પછે શું થયું, તેતો કહું ખુશીભેરરેરેરે ॥ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતરગત આદી પર્વણી સુભદ્રા હર્ણ ક-

થીતો નામ ષટ્ચત્વારીશો અધ્યાયઃ ૪૬

કડવું ૪૭ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય; અભીમન્યુની ઉત્પત્તીનો કહુ હવે મહિમાય. ૧ સુભદ્રા દશ માસ રહ્યાં પછી ઈંદ્રિપ્રસ્તની માંય; તેને તો વળી પતિ ઇચ્છાએ ગર્ભ રહયો છે ત્યાંય. ૨ ત્યાર પછી પ્રભુ તેડી લાવ્યા દ્વારામતીમાં સાર; આનંદમાં દીન જાએ તેના શોક રહિત નીરધાર. ૩ હાવે તો એક દૈત્ય રહેછે પાતાળે રાજન્ન; તેનો સુમાળીનો દીકરો નામે અઇલોચન. ૪ એક દિવસ તે રમવા ગયો તો ગેડીદડો ગુણવાન; ત્યાંનો એક ડોશીને વાગ્યું રમતાં તેણે સ્થાન. ૫ ત્યારે તે ડોશીએ દીધું મેણું તેણે ઠાર; અલ્યા દુષ્ટ જોરાવર હોતો તુજ શતરૂને માર. ૬ એવું સાંભળી અઇલોચન કે સાંભળો ડોશી માત; મારો વેરવી કીયો છે તે બતલાવો સાક્ષાત. ૭ એટલે ડોસી કહેવા લાગી સાંભળને તુ બાળ; દ્વારમતીના પતીએ કીધો તુજ પીતાનો કાળ. ૮ વસુદેવ જાદવ કેરો દીકરો ક્રષ્ણ એવું છે નામ, તેને જ્યારે મારૂ ત્યારે સાચી તારી હામ. ૯ એવું સાંભળી અઇલોચન તો તર્ત થયો તૈયાર; વનમાં જઈ તપ કરવા માંડયું શંકરનું તે વાર. ૧૦ ઝાઝે દીવસે પ્રસન થયા પછી પારવતીના ઇશ; વળતી તેનો કેવા લાગ્યા ક્રપા કરી તે દીશ. ૧૧ માગ માગ એમ કેવા લાગ્યા શંકર મુખથી જ્યારે; એટલે અઇલોચન તો બોલ્યો સ્તવન કરી તે વારે. ૧૨ અહો શીવ માગુ તમ પાશે ક્રષ્ણને મારૂ ઠેર; ઈંદ્રદીકનો નાશ કરૂ વળી કોને હેવી પેર. ૧૩ ત્યારે શીવ કહે બદરીવ્રક્ષની પેટી કર નીરધાર; તેમાં ક્રષ્ણને ઘાલી દેઇ વાશી દેજે સાર.

૧૪ મુજ વાણી મીથ્યા નહી થાએ કહુછુ સત્ય પ્રકાશ; એ પેટીમાં જેને ઘાલુ તેનો થાએ નાશ. ૧૫ એવું કહી અંતરધ્યાન પામ્યા શિવજી આનંદભેર; ત્યાર પછી ઐલોચન આવ્યો પોતા કેરે ઘેર. ૧૬ વળતી તે પાપીએ કરાવી પેટી શુભ તૈયાર; તેને માથે મુકી આવ્યો મ્રત્યુલોકમાં સાર. ૧૭ અંતરજામીએ તે જાણી રાક્ષસ કેરી વાત; તે સમે બહુ નામી બનીઆ બ્રાહ્મણ તો સાક્ષાત. ૧૮ મારગ વચ્ચે બેઠા આવી ટીપણું કાઢી ઇશ; એટલે ત્યાં ઐલોચન આવ્યો પેટી જેને શીશ. ૧૯ તેને પ્રભુએ પુછવા માંડયું કયાં ચાલ્યા રાજંન; ક્રીયા નગર વીશે વસોછો કોનાછો વળી તંન. ૨૦ એવું સાંભળી ઐલોચન કહે સુમાળી મુજ તાત; પાતાળે નીવાસ માહરો દાનવ કેરી જાત. ૨૨ કૃષ્ણ કહે સુમાળી કેરો કહોને સમાચાર; જીવે છે કે નાશ થયો તે વર્ણવો આણેઠાર. ૨૩ ત્યારે દૈત્ય કહે મુજ પીતા પામ્યા સ્વર્ગ નીવાસ; ત્રણ વરસ તેને તો થયાં ઉપર વીત્યો માસ. ૨૪ એવું સાંભળી પ્રભુએ મુકી તાણીને ત્યાં પોક; પાપીને છેતરવા માટે છબીલો પામ્યા શોક. ૨૫ ઓ મ્રારા જજમાન કહીને રૂદન કરે ચોધાર, એટલે ઐલોચને પુછયું પ્રભુને તેણે ઠાર. ૨૬ મારા તાતની સાથે તમારે આવો કયાંથી સ્નેહ; તે સંશય ટળવાને માટે વિસ્તારી કહો એહ. ૨૭ કૃષ્ણ કહે કુળ ગોર તમારો થાઉં હું રાજંન; તેતો તાત તમારો જાણે મુજ ઉપર બહુ મંન. ૨૮ ત્યારે ઐલોચનને આવ્યો બ્રાહ્મણનો વિશ્વાસ; એટલે પેટી હેઠી મુકી બેઠો પ્રભુની પાસ. ૨૯ પુરૂષોતમે પેટી દેખી પુછયું તેને ત્યાંય; અરે ભાઇ આને લેઇને ગમન કરોછો કયાંય. ૩૦ ત્યારે તે એ-

લોચન કહેછે સાંભળો મારા ગોર; આ પેટીમાં ઘાલી હણ-
વો નટવર નંદકીશોર. ૩૧ કૃષ્ણ કહે હું મહુરત આપું તે-
થી થાશે કામ, હમણાં વેળા માઠી માટે કરો જરા વિશ્રામ.
૩૨ વળી તુજને હું ચેતાવું છું સાંભળ મારી વાત; આ પે-
ટી વિશે કેમ માશે નંદકુંવર સાક્ષાત. ૩૩ દૈત્ય કહે પેશી
દેખાડું તમને હું મહારાજ; એમ કહી પેટીમાં પેઠો મેળે મ-
રવા કાજ. ૩૪ દૈવગતીથી પેઠો એ તો પાપી પેટી માંય;
એટલે હરીએ ઢાંકણું વાસી તાળુ માર્યું ત્યાંય, વામ દેવના
વચન થકી થઇ પેટી વજ્રસમાન, અકળાઇને મહી મ્રત્યુ પા-
મ્યો પાપી તેણે સ્થાન; ત્યારપછી તે પેટી લેઇ કેશવ આ-
વ્યા ઘેર, સુભદ્રાને સોંપીને પછી બોલ્યા આનંદભેર; બેની
આ પેટી કોઈ કાળે ઉઘાડવી નહિ સાર, એવું કહીને કુંચી
સોંપી ચાલ્યા વીશ્વાધાર, કૃષ્ણ તણી સ્ત્રીઓએ જાણી તેતો
સઘળી વાત; ત્યારે તે સુંદરીઓ આવી બેન કને સાક્ષાત;
રૂક્ષમણી કે છે નણંદ તમારા બંધવ લાવ્યા જેહ, તે વસ્તુ
બતલાવો હમને, ટળવાને સંદેહ, એવું સાંભળી સુભદ્રાએ પે-
ટી બતાવી સાર, ત્યારે તે અબળાઓ કે'છે ઉઘાડો આ વા-
ર; સુભદ્રા કે ભાભી ભઇએ તેની કહી છે નાય, તે માટે જો
ઉઘાડુ તો સંકટ પેંદા થાય; ત્યારે તે સ્ત્રીઓ રીસાઈ બોલી
મર્મ વચન, તેથી સુભદ્રાને લાગ્યું માઠુ ઝાઝુ મંન ૪૩ વેહે-
લાં વેહેલાં ઘરમાં જઇને કુંચી લાવ્યાં તેહ, ત્યારપછી પે-
ટી ઉઘાડી ક્રોધ કરીને એહ. ૪૪ તે સમે રાક્ષસનો નીકળ્યો
પેટીમાંથી પ્રાણ, તેતો સુભદ્રાના મુખમાં પેસી ગયો નીરવા-
ણ. ૪૫ સવ્ય સાચીથી ગર્વ રહયો તો સુભદ્રાને જેહ, તેની
મધ્યે પ્રભુ ઇચ્છાએ પેઠો પાપી તેહ. ૪૬ કૃષ્ણ તણી સ્ત્રી-

ચોયે દીઠું કરંક પેટી માંહ્ય, એટલે ભય પામીને નાઠી ભામનીયો સહુ ત્યાંય. ૪૭ હાવે ગર્ભ સુભદ્રા કેરો દૈત્ય રૂપ છે જેહ, શુકલપક્ષના શશી પ્રમાણે વ્રદ્ધી પામે તેહ. ૪૮ પુરા માસ થયા તે વખતે સુભદ્રા કષ્ટાય, ઐલોચન પાપી દુખ દે છે પ્રસવ કયમે નવ થાય. ૪૯ ત્યારે કૃષ્ણે કેહેવા માંડી ચક્રાવ્યુંહ કથાય, તેને સુણતાં સુભદ્રાને આવી ગઇ નીંદ્રાય. ૫૦ છેલા કોઠા કેરી રચના કે'વા માંડી જ્યારે એટલે ત્યાં હોકરો દીધો દૈત્યે તેણીવારે. ૫૧ શ્રી હરીએ તેને ઓળખીઓ સાંભળી તેનો સાદ, ત્યારે કેહેવું બંધ રાખીને કીધો ત્યાં સીંહ નાદ. ૫૨ વળતિ તે પાપી અવતરીઓ વરત્યો જયજયકાર, કૃષ્ણ વીના સરવેને ઉપજ્યો આનંદ અપરંમપાર ૫૩ ॥ વલણ ॥ સુભદ્રાને સુત અવતરીઓ પોંચી મનની આશરે, દુરગો કેહે ત્યાં વેંહેચતા સાકર શ્રી અવીનાશરેરેરે. ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી અભિમન્યુ ઉત્પત્તી કથનો નામ સપ્તચત્વારીંશો અધ્યાય. ૪૭

## કડવું ૪૮ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સુણ સત્યવાદી રાય; ઇંદ્રપ્રસ્તમાં ખબર મોકલી શ્રી હરીએ તદાય. ૧ ત્યારે પછી અભીમન્યુ તે તો વ્રદ્ધી પામે સાર; એવી રીતે વીત્યા વળતી માસ બાર તે ઠાર. ૨ એટલે કુંતાજીએ કીધી વાયુજને આજ્ઞાય; સુભદ્રાને તેડવા જા તું નીશ્ચે આ વેળાય. ૩ આ સમે વ્રકોદર તેતો તરત થયો તૈયાર; જયમંગળ હાથી શણગાર્યો શોભાનો નહીં પાર. ૪ તેના ઉપર બેશી ચાલ્યો દ્વારામતીમાં રાય; ત્રણ દીવસમાં પહોંચ્યો

તેતો ભીમસેન મહાકાય. ૫ શ્યામ શમીર સુત મળીયા ત્યા-
રે વરત્યો જયજયકાર; ત્યાર પછી કુશળતા પુછી સામા
સામી સાર. ૬ જમવાને ઉઠાડયા વળતી ભીમસેનને ત્યાંય;
તેતો નહીં બાજઠપર બેઠા રાય રસોડા માંય. ૭ જેટલું પી-
રશે કૃષ્ણની નારી તેટલું તેતો ખાય; ઉઠ બેશ કરી અબ-
ળા થાક્યાં ભીમ કહે નહીં નાય. ૮ રસોઇ સર્વે ખુટી ત્યારે
વીસ્મય પામ્યાં નાર; હરીના સામું જોયું ત્યારે સમજ્યા સ-
રજન હાર. ૯ ત્યારે ભીમને કૃષ્ણ કહેછે સાંભળોને ભુપાળ
પ્રભુતા સૌ સ્ત્રીયોએ જાણી ક્ષમા કરો આ કાળ. ૧૦
એટલે હાસ્ય કરીને ધોયા ભીમે તો કર સાર; વળતી હરી-
એ બીડું આપ્યું પાન તણું નીરધાર. ૧૧ એવી રીતે ભી-
મ રહ્યા ત્યાં સુણ જનમેજય રાય; ત્યારે બેનને મોકલવા-
ની કરી પ્રભુએ ઇચ્છાય. ૧૨ ભાણેજને ભગીની તેને કર્યા
નવીન શણગાર, રત્ન મણીના શોભે તેતો કીંમતનો નહીં
પાર. ૧૩ વળતી ભીમની સાથે મોકલ્યાં બેનને તેણે દીશ;
વળાવીને પાછા આવ્યા પુર મધ્યે જગદીશ. ૧૪ ભીમસે-
ન તેડીને આવ્યો ઇંદ્રપ્રસ્તની માંય; સુભદ્રા તો પાયે લા-
ગ્યાં કુંતાજીને ત્યાંય. ૧૫ પુત્ર પોતાનો આપ્યો વળતી ડો-
શીને તે ઠાર; કુંતાએ ખોળામાં લેઇ ચુંબન કીધું સાર. ૧૬
ધર્મરાય પણ પુત્ર જોઇને રાજી થયા મન માંય; ત્યાર પછી
ગુરૂને તેડાવી નામ પડાવ્યું ત્યાંય. ૧૭ જન્મકાળનું લગ્ન
તપાસ્યુ ગુરૂએ તેણે ઠામ; તે પ્રમાણે પુત્રનું પાડયું અભીમન્યુ
તો નામ. ૧૮ પછી પાંડવને યુદ્ધ થયું અતી કૃષ્ણ જોડે નિર-
ધાર; તેમાં જાણી જોઇને હાર્યા વીશ્વતણા કીરતાર. ૧૯ એવુ-
સાંભળી જનમેજય કહે વાકય સુણો મહારાજ, પાંડવે શ્રી

હરીનિ સાથે યુદ્ધ કર્યું શે કાજ. ૨૦ ॥ અર્ધ વીશ્રામ ॥ ત્યા-
રે મુનીવર બોલીયા, સાંભળને ભુપાળ; પાંડવને પ્રભુ કે-
મ લડ્યા તે તો કહું આ કાળ. ૨૧ ॥ રાગ મારૂ ॥ એક
સમે દુરવાસા મુનીશ, બેઠા સમાધીમાં તેણે દીશ; તેને વી-
તિયાં વરસ હજાર, દેહ કૃશ થયો નીરધાર. ૨૨ તેણે સમે ઇં-
દ્રિયો તમામ, મુરતિમાન થઈ અભીરામ; બાહાર નીકળીને
બોલી ત્યાંય, મુની નહીં રહીએ તમ માંય. ૨૩ ત્યારે બો-
લીયા ત્યાં રૂશીરાજ, કહો જાવાનું કારણ આજ; સુણી ઇં-
દ્રીઓ બોલી પ્રમુખ, નવ દીઠું તમારામાં સુખ. ૨૪ અતી
કષ્ટ ઘો છો રૂશીરાય, માટે આપો અમોને રજાય; એવી
ઇંદ્રીઓની સુણિ વાણિ, બોલ્યા દુરવાશા તો પ્રેમ આણી.
૨૫ તમે કહો તે ઠેકાણે જાઉં, મોઢે માગો તે સુખ અપા-
વું; ત્યારે ઇંદ્રીઓ કેહે રૂશીરાય, ચાલો ઇંદ્રને ત્યાં આ વે-
ળાય. ૨૬ બેસો ઇંદ્રાસને તમે જ્યારે, અમે ત્રપ્ત થઇએ તે
વારે; એવું સાંભળીને તતકાળ, ચાલ્યા સ્વર્ગમાં અત્રીના
બાળ. ૨૭ હતિ સુરપતિ કેરી સભાય, ઉભા ત્યાં જઇને રૂ-
શીરાય; દીઠા પુરંદરે રૂશી જ્યારે, દીધું આદરમાન તે વારે.
૨૮ પછી ઇંદ્ર કહે મુનીરાજ, કેમ કૃપા કરી તમે આજ; એ-
વું સુણી બોલ્યા દ્વીજ બાળ, આપો ઇંદ્રાસન આણેકાળ.
૨૯ થશે ઇંદ્રીઓ ત્રપ્ત અમારી, ત્યારે સોંપીશું ગાદી તમા-
રી; ત્યારે ઈંદ્રે થઇને પ્રસંન, આપ્યું વિપ્રને રાજ્ય આસન,
૩૦ બેઠા દુરવાશા આસને જ્યારે, નૃત્ય થવા લાગ્યુ તેણીવારે,
ઉરવશી નામે અપ્છરા જેહ, તેણે દીઠા મુની વ્રદ્ધ દેહ. ૩૧
તેથી ગર્વ કરી નીરધાર, જેવી તેવી નાચી તેણે ઠાર; ત્યારે
ક્રોધે ભરાયા મુનીશ, દીધો શ્રાપ તેને તેણે દીશ. ૩૨ સુણ

ઉર્વશી તું મારી વાત, મુને મુરખ જાણ્યો સાક્ષાત; માટે અશ્વની થાજે તું નાર, મ્રત્યુલોક વીશે નિરધાર. ૩૩ એવો શ્રાપ દીધો વીપ્રે જ્યારે, આવ્યો ઇંદ્રિ તે ઠેકાણે ત્યારે; તેણે કાલાવાલા કર્યા અતિ, ત્યારે બોલ્યા મુની મહામતી. ૩૪ ફ- રી નૃત્ય કરાવોને રાય, જેથી ઇંદ્રિયો ત્રપ્તજ થાય, ત્યારે અનુગ્રહ કરૂં હુંય, સત્ય માનજે સુરપતી તુંય. ૩૨ પછી ઇંદ્રના કહેવાથી ત્યાંય, નાચી ઉર્વશી આનંદ માંય, સ્વર ગાતાં તાણ્યો શુદ્ધ મંન, થયા તે સમે વિપ્ર પ્રસંન. ૩૬ બોલ્યા દુર્વાશા આણી ઉમંગ, ધન્ય તારૂણી તુજને રંગ; પ- ડો પ્રથ્વી વીશે હાલ નાર, ધરો અશ્વનીનો અવતાર. ૩૭ સુર્ય અસ્ત થશે જેણીવારે થશો નારી નિરંતર ત્યારે; વ- જ્ર સાડાત્રણ ભેગાં થાશે, ત્યારે શ્રાપ તમારો મુકાશે. ૩૮ કાશી નગ્ર કેરો જેહ ભુપ, મોહ પામશે જોઇ સ્વરૂપ; તેને ઘેર જજો તમે નાર, થશે તે થકી અંતે ઉદ્ધાર. ૩૯ એવું કહીને દુર્વાશા દેવ, આવ્યા આશ્રમમાં તતખેવ; વળતી ઉ- ર્વશી અપ્છરા જેહ, પડી અશ્વની થઇને તેહ. ૪૦ કાશીરાજા- ના નગ્રની પાસ; કર્યો ગંગાની તીરે નીવાસ. ॥ વલણ ॥ કાશી નગ્ર તણો પતી, ગુણ નીધી ડાંગવ રાયરે; દુર્ગો કહે તેનો કહું વિસ્તારી મહીમાયરેરેરે. ૪૨ ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી ઉર્વશી શ્રાપ પ્રાપ્તો નામ અષ્ટચત્વારીશો અધ્યાય.

## કડવું ૪૯ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, ડાંગવ રાજા કેરા અસ્વો નદી કિનારે જાય. ૧ ત્યાં પેલી અશ્વનિ દેખીને પાશે પુઠળ સાર, ત્યારે તે ઉર્વશી

જાએ છેટી તો નીરધાર. ૨ અશ્વ ઘણા દોડી થાકે પણ આ-
વે નહી તે હાથ, હેવામાં તો સુર્ય આથમે કસ્યપ સુત સા-
ક્ષાત. ૩ તે સમે ઘોડી નો થાએ સોળ વર્ષની નાર, ત્યાંથી
અશ્વ વળે છે પાછા તજી ત્રષ્ણા તે વાર. ૪ વીરહથકી સુકા-
યા તેતો ચંદી ત્રણ નવ ખાય, હેવું દેખી રક્ષકને નો પુછે
ડાંગવ રાય. ૫ અશ્વ આપડા કેમ સુકાયા કહોને સાચી વા-
ત, ત્યારે તે સેવકે કહી હકીકત નો સાક્ષાત. ૬ તેને સાંભળી
જોવા ચાલ્યા ડાંગવસેન રાજન, પાંચ પચીસ સેવકને લીધા
સંગાથે નૃપતન્ન. ૭ વન્ન વિશે આવ્યા તે વખતે દીઠી અશ્વ-
ની તેહ તેને જોઈ રેવંત પળાયા તેમાં નહી સંદેહ. ૯ રાત
પડી તે વખતે થઇ અસ્વની સુંદીર નાર, ત્યારે તેની પાસે
આવ્યા ભુપતી તો નીરધાર. ૯ ઉર્વશી કેરો દેહ દેખીને મો-
હ પામ્યા રાજંન, વળતી વીનતા સાથે બોલ્યા પ્રેમ થકી વ-
ચન. ૧૦ અરે પ્રિયા ચાલો આ વખતે પ્રસંન થઇ મુજ ઘેર
ખાનપાન ખુબ સુખ ભોગવો રાખુ રૂડી પેર. ૧૦ હેવું સાં-
ભળી સુંદરી બોલી ભુપતી કેરી સાથ, વચન એક આપીને
વળતી ઝાલો હેતે હાથ. ૧૧ તે સમે રાજા કે' સુંદરી સાંભ-
ળો મોટે માપ, તું કહે તે હું નવ પાળુ તો પ્રથ્વી કેરૂ પાપ.
૧૨ અબળા કે તમ પાસે માગે મુજને કોઇ રાજંન, તદપી
નવ કોઇને આપવી માગુ એહ વચંન. ૧૩ ભુપતી કે' કોઈ
કાળે ન આપું જ્યાં સુધી જીવું હુંય, મારો દેહ પડયા પછી
કરજે મનગમતું વળી તુય. ૧૪ એવી રીતે કહી તે સ્ત્રીને
ડાંગવ લાવ્યા ઘેર, વળતી તેની જોડે કરતા ભુપતી લીલા
લેહેર. ૧૫ એવામાં નારદે કીધો અંતરમાં વિચાર, દ્વારામ-
તીમાં આવી પોચ્યા બ્રહ્માના કુમાર. ૧૬ શ્રી હરીએ નારદ-

ને દેખી આપ્યું ત્યાં આસંન; ભલે પધાર્યા બ્રહ્મકુંવર એ-
મ બોલ્યા હરી વચંન. ૧૭ ત્યારે નારદજી કહે કરો ઉર્વશી
ના ઉદ્ધાર, વજ્ર એકઠાં થાએ એવી કળા રચો ક્રીરતાર. ૧૮
એવું કહીને મુનીવર ચાલ્યા વીદીત કરીને ત્યાંય, ત્યાર પ-
છી ત્રીકમ તો આવ્યા રાજ સભાની માંય. ૧૯ જાદવના સાં-
ભળતાં બોલ્યા બહુ નામી વચન, અરે ભાઈ ડાંગવ રાજાને
મળીયું એક રતન. ૨૦ દીવસે દીવસે અશ્વની થાએ રાતે
રાતે નાર, ડાંગવ તેને ભોગવે નીત્યે વળી થાએ અસ્વાર.
૨૧ તે વસ્તુ તેને શોભે નહી અણુઘટતી છે વાત, માટે સ-
ર્વે કેતા હોતો પત્ર લખુ સાક્ષાત. ૨૨ સાંભળી સર્વે જાદવ બો-
લ્યા એના શાછે ભાર, અશ્વની નવ આપે તો તેને મારવો તેણે
ઠાર. ૨૩ એવી સૌની મરજી લેઇને હરીએ લખીયો પત્ર; તે-
કાગળ કીંકરને આપી મોકલીયો પછી તત્ર. ૨૪ અનુચર તેને
લેઈ ચાલ્યો મન વીશે તે માલ્યો; કાશી નગર વીશે
આવીને પત્ર રાયને આલ્યો. ૨૫ તેને ઉકેલીને વાંચ્યો રા-
જાએ જે વારે; તે વખતે બહુ ચીંતા પ્રગટી અંતરમાં વી-
ચારે. ૨૬ દ્વારામતીથી પત્ર લખ્યો છે લખીતંગ જાદવરા-
ય; ડાગવ અશ્વની આપી જાઓ, જેથી રેહે શોભાય. ૨૭
નીકર લડવા માટે થાઓ તરત તમે તૈયાર; તેમાં વાર ક્ષણુ
નવ કરશો કાશી રાજકુમાર. ૨૮ ॥ વલણ ॥ એવું વાંચી-
ને થઈ, ભુપતીને ચીંતાયરે; દુર્ગા કહે ડાંગવ પછી શરણે
રહેવા જાયરે. ૨૯ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર
ાવરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી ડાંગવોપક્રી કૃ-
ષ્ણેન પત્ર લીખીતો નામ એકોન પંચાશતમો અધ્યાયઃ

❧❧❧❧❧❧❧❧❧❧❧

## કડવું ૫૦ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણ રાય, શરણે રહેવાને ડાંગવ જાય, સોંપ્યો પુત્રને સઉ અધીકાર, થયો ઘોડી ઉપર અસ્વાર. ૧ ગયો પાતાળ વીશે ભુપાળ, શેશનાગ પાસે તતકાળ, કહ્યું શરણે રાખો મહારાજ, નાઠો કૃષ્ણ થકી હુંતો આજ. ૨ સુણી શેશ કહે અલ્યા રાય, કૃષ્ણનો ચોર કોણે રખાય, એને આધીન છે દેવ સહુ, તને રાખીને હું કયાં રહું. ૩ ત્યારે ડાંગવ થઇ નીરાશ, ગયો કાળીનાગ કેરી પાસ, તેને કહે સુણો અહીં રાય; રાખો શરણે મુને આ વેળાય. ૪ ભય કૃષ્ણનો પ્રગટયો મંન, હુંતો સત્ય કહુછુ વચન, સુણી કાળીનાગ બોલ્યા વાણ, મારૂ ગજુ નહી નીરવાણ; હતો નાનો એ કૃષ્ણ તો જયારે, મારા ઉપર નાચ્યો તે વારે; થયાં ગાત્ર તે કહાડાનાં ભંગ, તેથી શીથીળછે બધુ અંગ, ૬ એવું સુણીને તતબર થયો, ક્ષીરા સીંધુને શરણે ગયો, સુણી રાજાની સીંધુએ વાત, ત્યારે ત્રાસીને બોલ્યો સાક્ષાત, અલ્યા અજ્ઞાની ડાંગવ રાય, લાગ્યા શ્રી હરીને તું તો પાય, મુને વલોવીને લીધાં રત્ન, તેની આગે શું તારૂ પ્રયત્ન. ૮ એવાં સુણી સીંધુનાં વચન્ન આવ્યો ઈંદ્રની પાસે રાજન્ન, કહયો ઈંદ્રને સૌ સમાચાર, ત્યારે બોલ્યો અદીતી કુમાર. ૯ નવ રખાય તુને મેં રાય, કોટી કલ્પે ન કૃષ્ણ જીતાય, જયારે નાંના હતા કીરતાર, ત્યારે વ્રષ્ટિ કરીતી મેં સાર. ૧૦ તેણે સમે કોપ્યા વ્રીજરાજ, તોળ્યો આંગળીએ ગીરીરાજ, મારો ઉતાર્યો ગર્વ તે ઠાર, માટે અશ્વની આપો આ વાર. ૧૧ એવો ઇંદ્રનો જોઇ અભીપ્રાય, આવ્યો હસ્તિનાપુરમાં રાય, પછી રાજ સભા માંહી ગયો, જોઈ શોભાને વીસ્મય

થયો. ૧૨ માની રાજા દુર્યોધન જેહ, તેને આવીને નમીઓ તેહ; પછી ડાંગેવ કે' મહારાજ, રાખો શર્ણે તમે મુને આજ. ૧૩ મારી કેડે પડયા યદુરાય, તેથી શર્ણે ન કોએ રખાય, સુણી દુર્યોધને ધાર્યું મન્ન, વાટે જાતુ આ લેવુ વીત્રન્ન. ૧૪ માટે મોકલું પાંડવ પાસ, વઢશે અરજુનને અવીનાશ, તેથી પાંડવનો નાશ થાય, ટાઢે પાણીએ લુખસ જાય. ૧૬ એવું ધારીને અંધનો તન્ન, બોલ્યો ડાંગવ સાથે વચંન, મારે સગપણ ક્રૃષ્ણનુ થાય માટે શી રીતે યુદ્ધ કરાય. ૧૬ એક બતાવું તુને ઉપાય, કરશે પાંડવ તાહરી સાય; ધર્મ રાજા છે દયાળુ દેહ, તેથી રાખશે તુજને એહ. ૧૭ એવાં દુષ્ટનાં સુણી વચન્ન, આવ્યો ધર્મના પાસે રાજન્ન; કહી વીસ્તારી સઘળી પેર, થયુ ક્રૃષ્ણ સંઘાતે જે વેર. ૧૮ સુણી ધર્મ બોલ્યા અભીરામ, નથી રાખ્યાની હમારી હામ; કોટી બ્રહ્માંડ કેરો એ રાય, તેને ઉભી શી રીતે રે'વાય. ૧૯ એવાં ધર્મનાં સુણી વચન્ન, કરયું ડાંગવે ઝાઝું રૂદન્ન; પછી આવ્યો નદી કાંઠે સાર, બળી મર્વાનો કીધો વીચાર. ૨૦ કાષ્ટ ચીતા બનાવીને ત્યાંય, કર્યું સ્નાન સરીતાની માંય; એવે આવ્યાં સુભદ્રા તે ઠાર, દીઠો બળતો ભુપ કુમાર. ૨૧ ત્યારે મોકલી દાશી તદાય, પાસે બોલાવ્યો ડાંગવરાય, તેને પુછી સુભદ્રાએ વાત, કેમ રાજા કરો આપઘાત. ૨૧ સુણી ડાંગવે કહી સઉ પેર, અશ્વની માટે મરૂ હું હેર; ત્યારે સુભદ્રા બોલ્યાં સાક્ષાત, અલ્યા ડાંગવ તુ મારો ભ્રાત. ૨૨ તને રાખ્યો મેં આજથી શર્ણ, હાવે નાશી ગયું તુજ મર્ણ; એવું કહીને સુભદ્રા નાર, તેડી ડાંગવને ચાલ્યાં સાર. ૨૩ આવ્યાં ભીમ તણે ઘેર એહ, મલ્યાં દ્રૌપદીને આણી સ્નેહ, કહી ડાંગવ રાખ્યાની વાત,

કર્યો હતો વળી જેહ ઘાત. ૨૪ માટે ભીમને કો' તમે આજ, રાખે ડાંગવ ભુપની લાજ; સુણી દ્રૌપદીએ તેણે ઠાર, કહ્યો વાયુજને સમાચાર. ૨૫ ત્યારે ભીમ આવ્યા તેણે ઠામ, કે'છે સુભદ્રાને રાખી હામ, રાખ્યો ડાંગવને મેં તો શર્ણ, હાવે ઉગરયું એહનું મર્ણ. ૨૬ જાવો સુખે તમે વહુ ઘેર, મારે માથે શ્રી કૃષ્ણનું વેરઃ તમે રાખી ક્ષત્રી કેરી લાજ, માટે કરવું મારે એ કાજ. ૨૭ એવી રીતે આણીને ઉલ્લાસ, રાખ્યો ડાંગવને ભીમે પાસ; ગયાં સુભદ્રા પોતાને ઘેર; જાણી જાદવે તે સઉ પેર. ૨૮ ત્યારે એકઠા થયા તમામ, કૃષ્ણ સાત્વકીને બળરામ; પછી કે'વરાવવાનો વીચાર, કર્યો તમામે તેણેજ ઠાર. ૨૯ ॥ વલણ ॥ જાણ થયું જગદીશને ભીમે રાખ્યો રાયરે, દુર્ગા કે' પછી મોકલે મનમથને જદુરાયરેરેરે. ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકરે વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી ભીમેન ડાંગવ રક્ષીતો નામ પંચાશતમો અધ્યાય. ૫૦

## કડવું ૫૧ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, વીસ્તારી સંભળાવું હાવે પાવન પુન્ય કથાય. ૧ શ્રી કૃષ્ણે સભામાં તેડયો પુત્ર પોતાનો કામ, તેણે આવી તતક્ષણ કીધો પીતાનો પ્રણામ. ૨ ત્યારે પ્રભુ કે' પુત્ર પર્વરે પાંડવ કેરી પાસ, ત્યાં જઇને સમજાવો તેને આણીને ઉલ્લાસ. ૩ કેજો ચોર હમારો તેને શરણે રાખ્યો આજ, તેને મોકલો મારી સાથે જો ઇચ્છો તમ લાજ. ૪ એવું કહીને વે'લા આવો પ્રદ્યુમન આ ઠાર, ત્યાર પછી સંગ્રામને માટે તર્ત થવું તૈયાર. ૫ તે વખતે પ્રદ્યુમન ચાલ્યા ત્રષ્ટિ કરવા સાર, ઈં-

દ્રમસ્તમાં આવી પોંચ્યો રૂક્ષમણિનો કુમાર. ૬ પ્રથમ એ તો આવી પોંચ્યો વાયુસુતની પાસ, ત્યારપછી સંદેશો કીધો શ્રી હરીનો પ્રકાશ. ૭ તેને સાંભળી વાયુસુતને લાગી નખશીખ જ્વાળ, લાલચોળ આંખ્યો થઈ બેઉ જાણે કોપ્યો કાળ. ૮ વ્રકોદર કે'છે એ મુરખ કયમ આવ્યો આ ઠામ, નાશી જારે અહીંથી નીકર થાશે ખોટું કામ. ૯ મારા આગળ સક્રષણને શામળીઓ કોણ માત્ર, એવું સાંભળી પ્રદ્યુમ્નનાં ધ્રુજયાં થરથર ગાત્ર. ૧૦ ત્યારે ત્યાંથી આવ્યો નાશી ધર્મની પાસે તન્ન, તેને દેખી યુધીષ્ઠીર કે' આવો પ્રદ્યુમન. ૧૧ કૃષ્ણ તણી કુશળતા પુછી ભુપતીએ તે વારે, સાંભળીને પ્રદ્યુમન બોલ્યો ગદ્દગદ્દ કંઠે ત્યારે. ૧૨ અરે રાય શું હાસ્ય કરો છો શાંની કુશળતાય, ભીમે ચોર હમારો રાખ્યો ભુપતી ડાંગવ રાય. ૧૩ તેને કે'વા સારૂ ગયો હું ત્યારે કોપ્યો તેહ, મુજને હણવા માટે લીધી ઘોર ગદા તો એહ. ૧૪ ત્યાંથી નાસીને હું આવ્યો તમ પાસે રાજન્ન, માટે ચોર હમારો આપો કાવ્યું જગજીવન્ન. ૧૫ એવું સાંભળી કુંતા પ્રત્યે ધર્મ વદ્યા નિર્વાણ, ભીમસેનને સમજાવો તો રીઝે સારંગપ્રાણ. ૧૬ એટલે કુંતાજીએ મોકલ્યો નીકુળને નીરધાર, તે તો કે'વા માટે આવ્યો ભીમ તણે દરબાર. ૧૭ છેટેથી વાયુજનો દીઠો નીકુળે તો દેહ, લાલચોળ આંખ્યો છે જેની રોશ ભરેલી જેહ. ૧૮ એવું દેખી બીતો બીતો નીકુળ આવ્યો પાસ, ભીમે સામું જોયું ત્યારે તનમાં પડીઓ ત્રાસ. ૧૯ નીકુળે વીચાર્યું મનમાં ભીમની જુદી વાત, કુંતાનો સંદેશો કે'તાં કરશે મારી ઘાત. ૨૦ એવું સમજી ભીમસેનને નીકુળ કહે શાબાશ, ક્ષત્રીવટ રાખી આ વખતે ડુબાવ્યા

શ્રી અવીનાશ. ૨૧ ડાંગવને નવ આપવો હવે જ્યાં સુધી ઘટમાં પ્રાણ, જુદ્ધ વિશે જાદવને હણવા લાજ તજી નીરવાણ. ૨૨ ત્યારે વાયુનો સુત બોલ્યો આવો મારા ભ્રાત, એટલે નીકુળ જઇને બેઠો નીર્ભયથી સાક્ષાત. ૨૩ ત્યાર પછી સહદેવ તો આવ્યા સમઝાવા તે દિશ, ૨૫ ભયાનક દેખી ભાઇનું નાન્યું તેણે શીશ. ૨૪ સહદેવ કહે ભાઇ સારૂ કીધું રાખ્યો ડાંગવરાય, હવે જાદવથી ડરીએ તો કુળમાં ખાંપણ થાય. ૨૫ સાંભળીને વાયુ સુત બોલ્યો બેસો તમે સહદેવ, જાદવને જીતું હું પળમાં શંકરની કરી સેવ. ૨૬ એવામાં કુંતાજી આવ્યાં વાયુજને કે'વાય, તેને દેખી વહેલાં વહેલાં દ્રૌપદીએ વિસ્તાર, સુભદ્રા ડાંગવને લાવ્યાં તે સઘળુ નીરધાર. ૨૮ ત્યારે તો કુંતાજી આવ્યાં ભીમસેનની પાસ; તેને દેખી વાયુનો સુત નમીયો તર્ત પ્રકાશ. ૨૯ કુંતા કહે છે દીકરા મારા કુળનો રાખ્યો ટેક, હવે કૃષ્ણ થકી ડરીએ તો હાંસી થાએ છેક. ૩૦ ભીમસેન કે' માતાજી તમ પ્રતાપે નીરધાર, રણમાં સૌને હાર પમાડું જીતુ નંદકુમાર. ૩૧ એટલે માતાજી ત્યાં બેઠાં પુત્રતણા ગુણ ગાય, પ્રદ્યુમન અકળાયો ત્યારે આતે શું કહેવાય. ૩૨ ત્રણે જણ પાછાં નવ આવ્યાં લાગી ઝાઝીવાર, માટે આજ્ઞા આપો હવે ધર્મ તમે આવાર. ૩૩ એવામાં ત્યાં અરજુન આવ્યા તેણે જાણી પેર, તેને ધર્મ કહે તમે જાઓ ભીમસેનને ઘેર. ૩૪ કૃષ્ણની સાથે કરવો પડશે સગા થઇ સંગ્રામ, માટે જઇ સમજાવો એને આપણું એ નહી કામ. ૩૫ અરજુન કે' એતો નહિ માને આદરી બેઠો મર્ણ, ડાંગવને આપે કયમ હવે જેણે રાખ્યો શર્ણ. ૩૬ મારૂ કહ્યું એ નવ માને તો પ્રગટે મુજને રીસ,

કૃષ્ણ તણી નીંદા બોલે તો છેદી નાખું શીશ. ૩૭ ત્યારે ધ-
ર્મ કહે આ વખતે નથી બીજો ઉપાય, માટે શાન્તી રાખી
ને ભાઇ સમજાવો એ ન્યાય. ૩૮ એવું સાંભળી અરજુન
આવ્યા ભીમ તણે દરબાર, તે તો કુંતાએ જાણ્યું કે ઉઠીને
આવ્યાં બાર. ૩૯ અરજુનને દેખીને બોલ્યાં માતાજી સાક્ષા-
ત, ભીમતણો નથી દોશજ રાયે; સાંભળ મારી વાત. ૪૦ ગં-
ગાતીરે બળતોતો એ દુઃખથી ડાંગવરાય, તે વખતે તારી
તરીયા ત્યાં ગઇ હતી નાવાય. ૪૧ તેણે બળતો દેખી ઉગાર્યો,
આપ્યું જીવતદાન; ત્યાર પછી લાવીને સોંપ્યો નૃપને આ-
ણે સ્થાન ૪૨ હવે તેને કાઢી મુકતાં લાજે કુળ નીરધાર, તુ-
જપત્નિ કુંવરને લેઇ બળી મરે આવાર. ૪૩ કુંતાજીનાં વચ-
ન સુણીને વિજય થયા રળીઆત, ભીમસેનને મળીઆ
આવી પ્રેમથકી સાક્ષાત. ૪૪ અરજુન કહેછે વીરવ્રકોદર
રાખી કુળની લાજ, માટે ધર્મની પાસે ચાલો આપણ સર્વે
આજ. ૪૫ તે વખતે ચારે ભાઇ ચાલ્યા નીશ્ચય કરીને મન,
આવીને યુધીષ્ટીર પ્રત્યે બોલ્યા સત્ય વચન. ૪૬ મોટા ભાઇ
ડાંગવને રાખો શર્ણે આણીવાર, કુળની લજ્જા છોડી દેતાં
સારૂ નહિ નીરધાર. ૪૭ તે વખતે કુંતાજી બોલ્યાં સાંભળ
પાટવી તન્ન, ડાંગવને પાછો તેડો તો માને મારૂ મન્ન. ૪૭
એવું વાકય સુણી માતાનું બોલ્યા ધર્મકુમાર; આજ થકી
શરણે રાખ્યો મેં ડાંગવને નીરધાર. ૪૮ તે વખતે પ્રદ્યુમન
ઉઠયો ક્રોધ કરી બળવાન; દ્વારામતીમાં આવ્યો તે તો જ્યાં
બળદેવ ભગવાન. ૪૯ ॥ વલણ ॥ વાત કહી પાંડવ તણી
વર્ણવી તેણે ઠારરે, દુર્ગા કહે તે સાંભળી કોપ્યા જગદાધાર
રેરેરે, ૫૦ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીર-

ચીતે મહાભારથાંતર ગત આદિ પર્વણી પ્રદયુમનેન વ્રષ્ટીક્રતો નામ એક પંચાશતમોઅધ્યાયઃ ૫૧

કડવું ૫૨ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; કહેવું કામનું સાંભળી ઇશ, તેડયા જાદવોને જુગદીશ. ૧ ક્રતવર્માને સાત્વકી જેહ, આવ્યા અક્રુરજી વળી તેહ, કર્યો તે સઘળાએ પ્રણામ; બેઠા આસને ત્યાં અભીરામ. ૨ ત્યારે બળદેવ કે' સુણો સર્વ, થયો પાંડવને અતી ગર્વ; માટે થાઓને તમે તૈયાર, કોટી છપ્પન સાથે આ વાર. ૩ કરવો તેહની સાથે સંગ્રામ, મુકી મરજાદાને તેણે ઠામ; લોપી આપણી એમણે લાજ, માટે સંબંધી શાના એ આજ. ૪ એવી બળદેવની સુણી વાત, થયો સાત્યકી ઉભો સાક્ષાત; કરયું સૈન્ય બધું સાવધાન, ધર્યાં આયુદ્ધ ત્યાં તો નીદાન. ૫ રહી એટલેથી એ કથાય, હવે પાંડવ એકઠા થાય; કર્યો પાંચે મળીને વિચાર, કેમ જીતાશે નંદકુમાર. ૬ ચક્ર ચતુરભુજનું જેહ, નવ પાછું ફરે વળી તેહ; તેને હઠાવાને અનુકુળ, જોઇએ શંકર કેરૂ ત્રીશુળ. ૭ ત્યારે ભીમ તો બોલ્યો વચન્ન, કરૂં કપાળીને હું પ્રસન્ન; એવું કહીને વાયુકુમાર, ગયો શીવને પુજવા સાર. ૮ પેઠો દેવળમાં રણધીર, બેઠો આસન વાળી ત્યાં વીર, કરે મુખ થકી સ્તુતી એહ, વશ રાખીને ઇંદ્રીયો દેહ. ૯ જયજય પીનાકી સુરેશ, જયજય જટીલ જોગેશ; ધર્યાં મુસ્તક ઉપર ગંગ, રાખ્યાં પારવતી અરધંગ. ૧૦ અરધ ચંદ્ર શોભે જેને શીશ, તમે કેવાવો ઇશના ઇશ; વાઘાંબર દીસે વીકરાળ, ત્રણ લોક તણા પ્રતીપાળ. ૧૧ તમ પ્રતાપે ઘાલી મેં હામ, કરવો કૃષ્ણ

સાથે સંગ્રામ; ક્ષત્રી ધર્મ તણી રાખો લાજ; ભયભંજન છો મ-
હારાજ. ૧૨ એવી સ્તુતી સુણી તતકાળ, થયા પ્રસન્ન ત્યાં
પશુપાળ, માગમાગને સેવક તુંય, આપુ આ સમે તુજને હુંય.
૧૩ ત્યારે ભીમ કહે મહારાજ, આપો ત્રીશુળ તમારૂં આજ;
જીતી યુદ્ધમાં કૃષ્ણને ઇશ, પાછું આપીશ હું જગદીશ. ૧૪
ત્યારે શંકરે આણીને હેત, આપ્યું ત્રીશુળ મંત્ર સમેત; પછી
પાંડુ તણો સુતસાર આવ્યો નગ્ર વીશે નીરધાર. ૧૫ કહા-
વ્યું દ્રુપદ રાજાને ત્યારે આવજો સૈન્ય લેઇ આવારે; એમ ઘ-
ટે ત્યાં લખીને પત્ર, તેડ્યા મારથી સારથી તત્ર. ૧૬ એ-
વી રીતે થઇને તૈયાર, બેઠા પાંડુ રાજાના કુમાર; હવે દ્વા-
રીકાં થકી તદાય, ચાલ્યા ફોજ લેઇ યદુરાય. ૧૭
ગાજે ગૌમુખ ત્રંબાળું ત્યાંય, ચળકે આયુદ્ધ હાથની માંય,
મોટા માતંગની ચાલે હાર, રથ રેવંતનો નહિ પાર. ૧૮ સીં-
હ નાદ કરે ઘણા શુર, દળ ચાલેછે સાગર પુર; પદરજ થ-
કી નીરવાણ, થયો આકાશે ધુંધળો ભાંણ. ૧૯ એવી રીતે
વળી તેણે દીશ, આવ્યા ઇંદ્રપ્રસ્ત પાસે ઇશ; કર્યો મેદાન
વીશે મુકામ, તંબુ ચોઠી દીધા તેણે ઠામ. ૨૦ પછી ધર્મને
જાણવા માટ, મોકલ્યો મધુસુદને ભાટ; ગયો ધર્મની સભા-
માં તેહ, કહ્યો કૃષ્ણનો સંદેશો એહ. ૨૧ જેવું શ્રી હરીએ
કાવ્યું સાર, તેવું સર્વ કહ્યું નીરધાર, થયું પાંડવને ત્યારે
જાણ; આવ્યા યુદ્ધ માટે રમા પ્રાણ. ૨૨ વળતી યુધિષ્ઠીરે
તેણિવાર; કાવ્યું કૌરવને નીરધાર; ગયો કીંકર દુષ્ટની
પાસ; કહ્યો સંદેશો ત્યાં તો પ્રકાશ. ૨૩ એવામાં ભાટ ધ-
ર્મનો જેહ, આવ્યો દુર્યોધન પાસે તેહ; બેઉ જણા તણો
સમાચાર, સુણ્યો સંગાથે કૌરવે સાર. ૨૪ ત્યારે બો-

હ્યો દુરયોધન રાય, અમારે છે બેઉ સરખાય; માટે યુદ્ધમાં હારે જે સુર, તેની સાહ્ય કરીશું જરૂર. ૨૪ એવો ઉત્તર સુણી પ્રકાશ, ચાલ્યા બેઉ જણા કેરા દાસ; પોત પોતાના ભુપને સાર, કહયો કૈરવનો સમાચાર. ૨૬ પછી પાંડવ લેઇ સેનાય, આવ્યા મેદાનમાં લડવા રાય, કરયો પાંચે જણે સીંહનાદ, ઉઠયા જાદવ સુણી તે સાદ. ૨૭ સામા સામી ઉભી ફોજ ત્યાંય, મારૂ રાગ આલાપે તે માંય; થયા માહારથી ભીરૂ તે ઠામ, કહું વિસ્તારી તેહનાં નામ. ૨૮ સાત્વકીને યુધિષ્ઠિર રાય, કૃષ્ણ સામા કીરીટી કેહેવાય; બળદેવને વાયુકમાર, સહદેવ સામા કામ સાર. ૨૯ અનીરૂદ્ધને દ્રુપદ તંન, કૃતવર્મા નીકુળ બળવન્ન એમ ભીરૂ થઇ તેણે ઠાર, યુદ્ધ કરવા લાગ્યા અપાર. ૩૦ ॥ વલણ ॥ દારૂણ યુદ્ધ તે તો કરે ઉછળે બાણ ગદાયરે; દુરગો કેહે તે તો જુવે ગગને સુરપતિ રાયરેરેરે. ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી શ્રી કૃષ્ણ ઈંદ્ર સૈન્ય સહિત પ્રસ્તે આગતા નામ દ્વીપંચાશતમો અધ્યાય. ૫૨

કડવું ૫૩ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય, અરજુનને નારાયણ કે છે કરોધ કરી માહાકાય. ૧ સવ્યસાચી તું સબળે જીતુ યુદ્ધ વિશે નીરધાર, પણ આ વખતે મુજને હડાવું તોતો ધન્ય અપાર. ૨ એવું વાકય સુણીને બોલ્યો અરજુન હરીની સાથ, તમારી ઇચ્છા પ્રમાણે થાશે વૈકુંઠનાથ. ૩ ત્યાર પછી અરજુને મુક્યાં સાયક પાંચ તદાય, તેતો વાયુ વેગે જઇને લાગ્યાં પ્રભુને પાય. ૪ એટલે હરીએ મંત્ર ભણીને બાણ મુકયું તે દિશ, તે-

ણે જઇ મઘનાના મતને હણી ત્યાં આશીશ. ૫ વળતી બે-
ઉ કોપે ચઢીઆ અરજુનને ભગવાન, સામાસામી આયુધ
મુકે મંત્ર ભણીને સ્થાન. ૬ અરજુને ઇશ્વરના ઉપર મુકયું
અગ્નિબાણ, તે થકી વન્હી પ્રગટયો દળમાં: થઇ અતિ ઘુમ
રાણ. ૭ તે દેખી ત્રીકમે મુકયુ વરૂણાસ્ત્ર તતખેવ, અગ્નિને હોલ
વીયો વળતી વરસાવી જળદેવ, ફરી અરજુને બાણ મુ-
કયું અર્ધ ચંદ્ર પ્રખ્યાત, તેનો જઇ વીઠલને વાગ્યું ભાલ વી-
શે સાક્ષાત. ૮ ત્યારે ત્યાં ત્રીકમે મુકી શક્તી એક વીકરાળ,
તેણે જોર કરીને ભેદયુ પારથકેરૂ ભાળ ૧૦ એવું કૃષ્ણનું કૃત્ય
જોઇને કોપ્યો ઇંદ્ર કુમાર, વર્ષગામીની વીધા કરીને મુકયાં
બાણ અપાર. ૧૧ એક તણાં અનેક થઇને વાગે પ્રભુને તે-
હ; તોપણ ક્ષોભ જરા નવ પામે માયા માનુશ દેહ. ૧૨ પ્ર-
ભુએ પણ તે વખતે કીધો સેન્યાનો સહાર, કુંતા સુતને ક-
રયો ગાભરો રણમાં તેણીવાર. ૧૩ એવુ બળ ઇશ્વરનું દેખી
બોલ્યો પારથવાણ, હાવે મારા હાથ દેખાડું તમને પુરૂષ પુરા-
ણ. ૧૪ બાણરૂપી પુસ્પોની પુજા માની લેજો ઇશ, એવું
કહીને ભાલો મુકયો પ્રભુ ઉપર તે દીસ. ૧૫ કેશવે તે કાપી
નાંખ્યો ક્ષણુ નવ લાગી વાર, એવી રીતે નર નારાયણ વ-
ઢતા અપરંમપાર. ૧૬ બળદેવને ભીમસેન વઢે છે મુકીને
મરજાદ; એક એકને મેણાં મારે કાઢી મોટા સાદ. ૧૭ શંકર
શણ કે વ્રથા પુષ્ટ તું સાંભળને વચન, મારા હળના માર થકી
તો પડશે તારૂ તન. ૧૮ ભીમ કહે શીદ ફોગટ ફુલે ગર્વ ક-
રી બળવીર, ગદા ઘાતને ખમે એવું નથી તારૂં શરીર. ૧૯
તે સમે બળદેવે લીધુ હળમુશળ પ્રચંડ, ક્રોધ કરી મારયું
તે કાળે કરકડીયું બ્રહ્માંડ. ૨૦ વાયુ સુતને વાગ્યું તે નો મુર-

છા પામ્યો વીર, તીમીર આવ્યાં નેત્ર વીશેરે શીથીળ થ-
યું શરીર. ૨૧ એક ઘડીએ શાતા આવી ત્યારે ઉઠયો રાય,
બળદેવને હણવાને માટે મુકી તરત ગદાય. ૨૨ તે તો જઇને
લાગી તનમાં શંકરશણને જ્યારે એટલે લોચન લાલ કરી
ફરી ઉગામ્યું હળ ત્યારે. ૨૩ એવું દેખી ભીમસેનને ઉપજી
અહકી રીસ, હળના ઉપર ગદા પછાડી કટકા કીધા વીશ.
૨૪ તેવી રીને ધરમરાયને વઢે સાત્વકી વીર, બન્યો જણ બ-
હુ બળીયા કાવે ઇંદ્રિ સમા રણધીર. ૨૫ બાણ તણી બહુ વ્ર-
ષ્ટી કરતા મેઘ તણી જયમ ધાર, કોટીક યોદ્ધા મ્રત્યુ પામ્યા
તે થકી તેણીવાર. ૨૬ ક્રતવર્મા જે નીકુળ તે પણ કોપ્યા તે-
ણે દિશ, એક એકનાં શિર કાપી નાંખે આણી અહકી રીશ.
૨૭ સહદેવને પ્રદયુમન કેરાં શાં કરૂં વખાણ, બાણ તણી વ્ર-
ષ્ટીએ છાયો આકાશે તો ભાણ. ૨૮ દારૂણ યુદ્ધ થયું તે વે-
ળા મુખે કહ્યું નવ જાય; શોણિતની તો સરીતા ચાલી મુસ્ત-
ક માંહી તણાય. ૨૯ કાગ સીચાણા ગરધવ તે તો કરે માંસ-
નો હાર, પ્રેત રૂધીરનું પાન કરે છે શ્વાન રડે નીરધાર. ૩૦ તે
સમે ત્યાં પારથ બોલ્યો સાંભળો શ્રી જુગદીશ, મીત્ર તમે
છો માટે ઝાઝી નથી લાવનો રીસ. ૩૧ નીકર દેહ બદલાવું
નીશ્ચે આ વખતે ભગવાન, એવું કહી પારથે મુકયું બાણજ
તેણે સ્થાન. ૩૨ ત્યારે કેશવ કોપે ચઢીયા પ્રલયકાળસમ તે-
હ, પાંડવ ઉપર મુકી દિધું ચક્ર સુદરશન જેહ. ૩૩ તેને આ-
વતું દેખી ભીમે સમર્યા શંકરદેવ, મંત્ર ભણીને મકયું સામુ
ત્રીશુળતો તતખેવ. ૩૪ ચક્રના ઉપર ચાલ્યું તે તો વેગ થ-
કી વિશાળ, ત્યારપછી તે વઢવા લાગ્યા વરત્યો પ્રલેકાળ,
૩૫ વઢતાં વઢતાં ચઢીયાં એતો આકાશે નીરવાણ, તેમાંથી

અગ્ની ઝરે છે વડવાનળ સમ જાણ. ૩૬ ધરતી સઘળી ધ્રુજી ત્યારે ખળભળ્યાં પાતાળ, શેશ સળકયો મેરૂ હાલ્યો ડોલ્યા દશ દીગપાળ. ૩૭ એવું દેખી સરવે પ્રાણી વીસ્મય પામ્યા મન, દેવ કહે હવે શું કરવું કોપ્યા જુગજીવન. ૩૮ ચક્ર ત્રીશુળ બે વજ્ર બરોબર નથી હઠવાના એહ, ત્રણ્ય લોકનો અંત આવીયો તેમાં નહી સંદેહ. ૩૯ એવું ધારી દેવ મળ્યા સઉ શીવ બ્રહ્માદીક સાર, કરજોડી કેશવની તે તો સ્તુતી કરતા નીરધાર. ૪૦ ॥ વલણ ॥ આકાશે રહીને કહે કેશવને સઉ દેવરે, દુર્ગાના સ્વામી કરો ક્ષમા હવે તતખેવરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદી પર્વણી કૃષ્ણ પાંડવયો યુદ્ધવર્ણનો નામ ત્રી પંચાશતમો અધ્યાય. ૫૩

## કડવું ૫૪ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાંણ સુણો ભુપ ચતુર સુજાણ; કરી ત્રીદશે સ્તુતી જેવારે, થયા પ્રસન્ન પ્રભુજ ત્યારે. ૧ કહે દેવને દેવકી તન્ન, તમે ધીરજ રાખોને મન્ન; હાવે કરૂંછું એનો ઉપાય, જેથી સર્વને શાંન્તી પમાય. ૨ એવું કહીને કેશવે સાર, સંભાર્યા અંજનીના કુમાર; આવ્યા એટલે ત્યાં હનુમાન; નમ્યા શ્રીહરીને તે નીદાન. ૩ પછી કૃષ્ણને કેહે મહાવીર, કેમ બોલાવ્યો શ્યામ શરીર; રાજચંદ્રની કૃપાથી આજ, કહો તેવું કરૂં હું તો કાજ. ૪ ત્યારે કૃષ્ણ કેહે વાયુકુમાર, વછોડો ચક્ર ત્રીશુળ સાર; એવું સુણીને અંજની તન્ન, ઉડયો હોકારો કરી ગગન્ન. ૫ જેનો દેહ ઘણો વિકરાળ, ફાળ ઉપર મારે છે ફાળ; રાંમ રાંમ જપે મન માંય, ઝાલ્યાં ઉછળી આયુદ્ધ ત્યાંય. ૬ પ-

છી ઉતર્યો હેઠળ વીર, બોલ્યો કૃષ્ણ સાથે મનીધીર; મહા-
રાજ સુણો એક વાત, પડતું મુકુંછું હું તો સાક્ષાત. ૭ ત્યા
રે ફાટશે પ્રથ્વી આ કાળ, ત્રણે વજ જાઇશું પાતાળ; માટે
ધરનારો લાવોને આજ, જેથી થાય ઘણું રૂડું કાજ. ૮
એવું સુણીને સુંદિર શ્યામ, આવ્યા અરજુન પાસે તે ઠામ;
ત્યારે અરજુન બોલ્યો તે દીશ, શસ્ત્ર વિના આવ્યા ક્યમ
ઇશ. ૯ સુણી કૃષ્ણ વધા તેણે ઠાર, યુદ્ધ બંધ થયું આણી
વાર; કહું તેહનો તુને પ્રકાર; સુણ એક ચીત્તે આણીવા-
ર. ૧૦ ઘોડી પાંડવ પાસે છે જેહ, ઉર્વશી નામે અપ્છરા એ-
હ; તેને દુર્વાશાએ દીધો શ્રાપ, પડી પ્રથ્વીમાં તે થકી આ-
પ. ૧૧ વજ સાડાત્રણ ભેગાં થાય, ત્યારે શ્રાપ થકી એ મુ-
કાય; તેને માટે કર્યો છે સંગ્રામ, ત્રણ વજ મળ્યાં આણે ઠા
મ. ૧૨ ચક્ર ત્રીશુળને હનુમાન; એનો ત્રણે અતી બળવા-
ન; પડતાં પ્રથ્વી વીશે નીરધાર, થાય દુનીયા કેરો સંહાર.
૧૩ માટે ભીમનો અડધો દેહ, અડધું વજ ગણાય છે તેહ;
તેને કુહો તમે આણીવાર, ઝીલે આવતાં વજ એ સાર. ૧૪
ત્યારે અરજુને આણી ઉલ્લાસ, ભીમસેનને બોલાવ્યો પા-
સ; આપી આજ્ઞા તેને રાજન્ન, ઝીલો આવતો અંજની ત-
ન્ન. ૧૫ સુણી અર્જુનનો અભીપ્રાય, ઉભો નીચો નમી પુ-
છકાય; પછી વાંનરને કહે વાત, પડ મારા ઉપર તું ભ્રાત.
૧૬ એટલે કરી ગર્જના અતી, પડ્યો ભીમ ઉપર મહામતિ
મળ્યાં વજર સાડાત્રણ જ્યારે, છુટ્યો ઉર્વશીનો શ્રાપ ત્યારે.
૧૭ મટી અશ્વનીને થઇ નાર, પ્રભુ કૃપાએ પામી ઉદ્ધાર;
નમી કૃષ્ણને કાંમીની તેહ, ગઇ સ્વર્ગે બની દીવ્ય દેહ. ૧૮
તેણે સમે ત્યાં ડાંગવરાય, લાગ્યો શ્રીહરીને આવી પાય; પ-

છી જાહવને તેડી ત્યાંય, આવ્યા પાંડવ નગ્રની માંય. ૧૯ થયો તે સમે જયજયકાર, વાગ્યાં દેવનાં દુંદુભી સાર; આદી પર્વતણી આ કથાય, કૃષ્ણ પાંડવ કેરી લીલાય. ૨૦ તેને સાંભળે ભાવથી જેહ, ફરી પામે નહીં તે તો દેહ; બ્રહ્મ હત્યાદિ પાતક જાય, તેમાં સંશય નહીં જરાય. ૨૧ ॥ વલણ ॥ આદ્ય પર્વ પુરૂં થયું પ્રભુએ રાખ્યો ટેકરે, દુર્ગા કહે તેને ભજો દ્રઢતા રાખી એકરેરેરે. ઈંતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત આદિ પર્વણી કૃષ્ણેન ઉર્વશ્યાઃઉદ્ધારકતો નામ ચતુઃપંચાસતમો અધ્યાય. ૫૪

॥ આદ્યપર્વ સંપુર્ણ. ॥



# સભા પર્વ.

અથ સભા પર્વ પ્રારંભ્યને ॥ શ્રીગણેશાયન નમઃ શ્રી શારદાય નમઃ ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સાંભળ ભુપ કુમાર; વીસ્તારી તુજને સંભળાવું સભા પર્વ નીરધાર. ૧ સભા પર્વનો મહીમા મોટો પાવન પુન્ય કથાય; ભાવ કરીને જે સાંભળશે તેનાં પ્રાશ્ચીત જાય. ૨ દ્વારામતિમાં કેશવ આવ્યા સેન્યા લઇને સંગ; પાંડવ લીલા લહેર કરે પછી આણીને ઉમંગ. ૩ એક દીવસના યોગ વીશે તો યુધીષ્ટીર ભુપાળ; સભા કરીને બેઠા પોતે કુંતાજી ના બાળ. ૪ એટલામાં ત્યાં નારદ આવ્યા બ્રહ્માના કુમાર; તેને દેખી આસન આપ્યું યુધીષ્ટીરે સાર. ૫ ત્યાર પછી મુનીવરને પુછયું કરજોડી રાજંન; અહો મુનીવર કેમ પધાર્યા બોલો સત્ય વચન. ૬ નારદ કહે નરનાથ તમારા પીતા નર્કની માંય; તેણે એક સંદેશો કાહાવ્યો ગયો હતો હું ત્યાંય. ૭ પાટવી પુત્ર છે ધર્મ માહારો તેને કહેજો વાત; મુજને છોડાવાને માટે યજ્ઞ કરે સાક્ષાત. ૮ એવું વાક્ય સુણીને કેહે છે મુનીવરને ભુપાળ; કેવી રીતે યજ્ઞ કરવો તે સત્ય કહો આ કાળ. ૯ નારદ કહે છે નરપતિ એ તો રાજસુયજ્ઞ કેહેવાય; તેમાં શી શી વસ્તુ જોઇએ તેનો સુણ મહીમાય. ૧૦ કૃષ્ણચંદ્રને જીતી લાવવા પ્રથમ પોતાને ઘેર; ત્યાર પછી બીજા કારજની બનશે સારી પેર. ૧૧ વળતી લંકા નગરીમાંથી કંચન લાવવું સાર; તે ઠેકાણે ચોકી ફરે છે અંજની-

ના કુમાર. ૧૨ જરાસધને ઘેર પડયા છે બંધીખાને રાય; તેને જઈ છોડાવો ત્યારે સફળ કાર્ય તો થાય; વળી પાતાળે પન્નગ જીતી કરવું મોટું કામ, મણી મંડપ અતી સુંદર તે તો લાવવો આણે ઠામ. ૧૩ તેવી રીતે વરૂણ પાસેથી કામ ધેનુ જો આવે; તો તો વીધ વીધ કેરાં ભોજન તરત એતો નીપજાવે. ૧૫ એવાં મુનીનાં વાકય સુણીને ભુપે કર્યો વીચાર; આ તો સર્વે કામ કઠીણ છે શુ કરવું આ વાર. ૧૧ નારદજી અંતરધ્યાન પામ્યા સભા થકી જે વારે; એટલે સર્વે ભ્રાતને તેડયા યુધીષ્ઠીરે ત્યારે. ૧૭ સવ્યસાચી ને સમીર કુંવર વળી નીકુળ ને સહદેવ; ચારે ભાઈ ઉતાવળા આવ્યા સભા વીશે તતખેવ. ૧૮ તે સર્વેને તાત તણું દુઃખ કીધું ધર્મે પ્રકાશ; માટે યજ્ઞ કરીને આપણ આપીએ સ્વર્ગ નીવાસ. ૧૯ કૃષ્ણ મારૂતી જરાસંધ ને નાગ લોક નીરધાર; એ ચારે જીતવા પહેલા વળતી બીજો વીચાર. ૨૦ એટલે સહદેવ બોલી ઉઠયો સાંભળો મારા ભ્રાત; કૃષ્ણચંદ્રને જીતવા મારે યુદ્ધ વીશે સાક્ષાત. ૨૧ અરજુન કેહે કુપીવરને જીતી લાવીશ દ્રવ્ય અપાર; ત્યારે ભીમ કહે છોડાવીશ રાજાઓ નીરધાર. ૨૨ નીકુળ કેહે હું મંડપ લેવા પરવરૂં પાતાળ; એવાં વાકય સુણીને હરખ્યા યુધીષ્ઠિર ભુપાળ. ૨૩ ધર્મ કહે ધેનુને માટે ધ્યાન ધરીશ હું ભ્રાત; એટલે જળપતી આપી જાશે સુરભી તો સાક્ષાત. ૨૪ એવી રીતે પાંચે ભાઇએ વેંચી લીધાં કામ; ત્યાર પછી ત્યાં કહેવા લાગ્યા યુધીષ્ઠીર અભીરામ. ૨૫ પેહેલા પરમેશ્વરને જીતી લાવવા આપણે ઘેર; વળતી બીજા કાર્યતણી તો કરવી સુંદર પેર. ૨૧ તે માટે સહદેવને આપી જાવાની આજ્ઞાય; ત્યાર પછી

મુકાએ ગયા સર્વે તે વેળાય. ૨૭ સહદેવ ટીપણું કાડી જુએ મહુરત નો હંમેશ; પણ સારો દાહાડો નવ આવે તેથી પામે કલેશ. ૨૮ ઘણા દીવસ વીત્યા એમ કરતાં ધર્મે જાણી પેર; ત્યારે કરોધ કરીને આવ્યા સહદેવ કેરે ઘેર. ૨૯ યુધીષ્ટીર કહે સહદેવ તુજને શું કહું આણીવાર, પીતા નર્કમાં દુઃખ પામે તું મહુરત ખોળે સાર. ૩૦ તે માટે તૈયાર થઇને વહેલા જાઓ આજ; જે તે રીતે તાત તણું તો કરવું આપણે કાજ. ૩૧ તે વખને સહદેવે તપાસ્યું ટીપણું તેણીવાર; સનમુખ જોગણીનું ઘર આવ્યું પશ્ચીમમાં નીરધાર. ૩૨ તદપી ધર્મ તણા કહેવાથી તરત થયા તૈયાર; રથમાં બેશી ચાલ્યા ત્યાંથી માદ્રીના કુમાર. ૩૩ ॥ વલણ ॥ જગપતીને જીતવા ચાલ્યા સહદેવ ત્યાંયરે; દુર્ગા કહે તેને મળી જોગણી મારગ માંયરેરેરે. ૩૪ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત સભા પર્વણી નારદેન ધર્મસ્ય યજ્ઞોપદેશ કતો નામ પ્રથમો અધ્યાય. ॥ ૧ ॥

કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કેહે શુણ રાય, સહદેવ તણો મહીમાય; મહાવનમા આવીયો તેહ, સુત માદ્રી તણો વળી જેહ. ૧ આવી યોગીણીઓ તેણે ઠાંમ, પછી કેહેવા લાગી તે તમામ; અલ્યા બેશી તું સાંભળ વાણ, કેમ ભુલ્યો તું આજ અજાણ. ૨ તોડી મર્યાદા અમારી રાય, કૃશ્નચંદ્રને જીવતા જાય; માટે માનો કહ્યું ક્ષત્રીરાજ, કરો યુદ્ધ તમે વળી આજ. ૩ સુણી સહદેવ બોલ્યા વચન, કરી વીચાર પોતાને મન; અરે માત શું બોલો અન્યાય, સ્રીઓ સગાંથે કેમ લડાય. ૪ તમને જીતે નથી જશ વારૂ, હાર પામ્યા-

થી મરવું સારૂં, બેઉ વાતે નથી લાભ લેશ. માટે કરવો ઘ-
ટે નહીં કલેશ. ૫ ત્યારે જોગણીએ તેણીવાર, માર મારવા
માંડ્યો અપાર; એવું દેખીને સહદેવ વીર, કોપ્યો કામની
ઉપર ધીર. ૬ બાણ મુકવા માંડ્યાં અપાર, જાણે ચોમાસે
મેઘની ધાર; વાગે જોગણીને આવી તેહ, તેથી શ્રવે છે રૂ-
ધીર દેહ. ૭ રક્ત બીંદુ પડે ભિરનીમાંય, થાય એટલી યોગ
ણી ત્યાંય; કોટી કામનીઓ થઇ સાર, મારે સહદેવને ઘણો
માર. ૮ ત્યારે સહદેવે કીધો ઉપાય; અગ્નીબાણ મુકયું મ-
હાકાય; વસ્ત્ર જોગણી કેરાં જેહ, બાળી ભસ્મ કરયાં સહુ તે-
હ. ૯ થઇ નગ્ન તે નારીઓ જ્યારે યુદ્ધ બંધ કરયું તેણી
વારે; ઉંધુ ઘાલી બેઠો રથમાંય, ત્યારે દેવીઓએ પુછયું
ત્યાંય, અહ્યા કેમ તજ્યો તેં સંગ્રામ, થયો કાયર શું
આણે ઠામ; સુણી બોલીઓ સહદેવ ભુપ, બાઇ તમે છો ન-
ગ્ન સ્વરૂપ. ૧૧ માટે નીચું જોયું મેં સાક્ષાત, ફરી વસ્ત્ર પે-
હેરી આવો માત; એવાં વીરનાં સુણી વચન, જોયુ જોગ-
ણીઓએ રાજન. ૧૨ નગ્ન દીઠી પોતાતણી કાય. ત્યારે
વીસ્મય મનમાં થાય; સહદેવ તણું જાણ્યું કામ, તેથી પ્ર-
સન્ન થઇ તે ઠામ, ૧૩ પછી બોલીઓ તે તેણે સ્થાન, મા
ગ પુત્ર તું તો વરદાન; ત્યારે સહદેવ કેહે સુણો માય, આ-
પો તમારી મુને વિધાય. ૧૪ રક્તબિંદુ શ્રવે યુદ્ધ માંય, થા-
ય એટલા સહદેવ ત્યાંય; આપો મુજને એ વરદાન, જેથી
જીતું જઇ ભગવાન. ૧૫ ત્યારે યોગણી કેહે સુણ ભુપ, થ-
શે યુદ્ધમાં ઝાઝાં સ્વરૂપ; આપી એવી રીતે વરદાન, થઇ
યોગણી અંતરધ્યાન. ૧૬ પછી પાંડુરાજાનો કુમાર, આ-
વ્યો દ્વારીકામાં નિરધાર; ભાગોળે ઉભો રહીને રાય કર્યા

એક તે સમે ઉપાય. ૧૭ દુત મોકલ્યો નગ્રની માંય, કાહા-
વ્યો ક્રષ્ણને સંદેશો ત્યાંય; સામા આવી લાગો સઉ પાય,
નિકર નિકળજો લડવાય. ૧૮ એવી રીતે કાહાવ્યું રાજન,
આવ્યો દુત જ્યાં જુગજીવન: કહી ક્રષ્ણને તેણેજ વાત, ત્યારે
ખુશી થયા જગતાત. ૧૦ પછી આવીયા સભાની માંય, કર-
યું જાગુ તમામને ત્યાંય; સુણી જાદવને ચડી રીશ, બોલ્યો
સાત્વકી તો તેણે દીશ. ૨૦ આપણે આશરે પાંડુ બાળ, પા-
મ્યા જગતમાં કિર્તિ વિશાળ: વાધ્યો તે થકી ગર્વ અપાર,
નથી ગણતા કોઇને લગાર. ૨૧ નડે પોતાના થઇ એહ, સ-
ર્પ શત્રુની માફક તેહ; માટે કરવું યુદ્ધ આચાર, નવ રાખ-
વી દયા લગાર. ૨૨ એવો નિશ્વય કરી તમાંમ, થયા તૈયા-
ર સઉ તે ઠામ: પેર્યાં બખ્તર પાખર સાર, ગ્રહ્યાં હાથ વિ-
શે હથિયાર. ૨૩ ચઢયા વાહન માથેજ વીર, સીંહનાદ કરે
રણધીર; એવી રીતે લઈ દળ અતિ, આવ્યા સહદેવ સામા
શ્રીપતિ. ૨૪ જોઈ આવતી સેના અપાર, કર્યો સહદેવે ચા-
પ ટંકાર; એવે આવી પોહોંચ્યા ઘનશ્યામ, કહ્યું સહદેવ-
ને તેણે ઠામ. ૨૫ અલ્યા જોશી શું આવ્યો વિચારી. ભુલ્યો
મહુરત જોતાં તું ભારી; અમારી જોડે લડતાં પ્રકાશ, નવ
રાખીશ જીવ્યાની આશ. ૨૬ ત્યારે બોલીયો માદ્રીનો તન,
સુણો વારતા જુગજીવન; સુરા હોય છે જે કોઈ પ્રાણી, ન-
થી બોલતા તે ગર્વ વાણી. ૨૭ વગર બોલ્યા વઢે રણમાંય,
ઓળખાણ ન કાઢેજ ત્યાંય: એવું કહીને મર્મ વચન, મુ-
ક્યું સાયક આહરી મન. ૨૮ વાગ્યું શ્રીક્રષ્ણને આવી તેહ,
પેઠું ભાથામાં ભેદીને દેહ; ત્યારે ક્રષ્ણે મુક્યું અગનાસ્ત્ર, સા-
મું સહદેવે મુક્યું મેઘાસ્ત્ર. ૨૯ તેના ઉપર દામોદરે સાર, અ-

નીલાસ્ત્ર મુકયું નીરધાર; ત્યારે સહદેવે વિચારી ત્યાંય, પ
ર્વતાસ્ત્ર મુકયું રણમાંય. ૩૦ એવું દેખી કોપ્યા યદુબાળ, વ
જ્રબાણ મુકયું વિકરાળ; એમ યુદ્ધ વિશે તેણે સ્થાન, ઉ
તર્યા બેઉ જણ સમાન. ૩૧ ત્યારે જાદવ મળી તમામ, અ
પત યુદ્ધ કરયું તેણે ઠામ; કોપ્યા બળદેવ તે પણ ત્યાંય
મારે મુશળ મુસ્તક માંય. ૩૨ સહદેવ ઉપર તદાય, પડે એ
કે કાળે કોટી ઘાય; શ્રવે દેહથી શોણિતધાર, રક્તબીંદુ ૫
ડે છે અપાર. ૩૩ થયા તેટલા સહદેવ ત્યાંય કોટી સત્તાવ
ન રણમાંય; મારે સામટા તેટલાં બાણ, વાળ્યો જાદવનો સં
ઘરાણ. ત્યારે બળદેવને કહે શ્યામ, સુણો ભ્રાત તમે અ
ભીરામ; વધ્યા જાદવથી સહદેવ, કંઇ કારણ છે સત્યમેવ
૩૫ હવે શી રીતે એતો જીતાય, માટે લાગીએ એહને પા
ય; પછી યુદ્ધ રેહેવા દેઇ સાર, ગયા સહદેવ સાંમા મોરાર
૩૬ ॥ વલણ ॥ કરજોડી કેશવ કહે સહદેવને નિરધારરે; કુ
ષ્ણ કેહે તેનો કરૂં શ્રોતાજન વિસ્તારરેરેરે. ૩૭ ઇતીશ્રી ૫
ડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગ
સભાપર્વણી સહદેવ ક્રષ્ણસ્ય વિજીતો નામ દ્વિતીયો અ
ધ્યાય. ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુ
જનમેજય રાય; સેવકનો મહિમા વધવાને શ્રીહરી લાગ્ય
પાય, ૧ ક્રષ્ણ કહે માદ્રીના દીકરા તુજને તો શાબાશ; 
હાર્યો ને તું તો જીત્યો માટે પુર આશ. ૨ માગ માગ મુખ
થી આ વખતે આપું હું વરદાન; એવું સુણી સહદેવ બે
લ્યા હાસ્ય કરી તે સ્થાન. ૩ તમને હું પ્રસંન થયોછું દે

ફ્રીનંદન આજ; તે માટે જે ઇચ્છા હોય તે માગોને મહારાજ. ૪ કૃષ્ણ કહે પહેલો હું માગું તુજ પાસે રાજંન; ત્યાર પછી તું માગી લેજે પાંડુ કેરા તંન. વળતી સહદેવ પાસે માગે જગપતી જદુરાય; આજ પછી કરવી નહીં રણમાં વધવાની વિધાય. ૬ સાંભળીને સહદેવ બોલીયો બહુ સારૂં જુગદીશ; હવે હું માગું તે આપો કૃપા કરીને ઇશ. ૭ પાંડુના સુત પાંચેમાંથી એકનું મ્રત્યુ થાય; તે વખતે મરણું તમારે માગું એ જદુરાય. ૮ કૃષ્ણ કહે ધન્ય ધન્ય તુંને ભાઇ ચાલો હવે ઘેર, મુજને તેં તો બાંધી લીધો ખરે ખરો ખુશીભેર. ૯ એમ કહીને તેડી લાવ્યા નગ્ર વિશે નિરધાર; ત્રણ દિવસે રાખી સંગાથે કૃષ્ણ થયા તૈયાર. ૧૦ ઇંદ્રપ્રસ્થમાં સહદેવ આવ્યા પ્રભુને લેઇને સંગ; સર્વને શ્રીકૃષ્ણ મળ્યા ત્યાં આણીને ઉમંગ. ૧૧ યુધિષ્ઠિરે કીધી વળતી યજ્ઞકાર્યની વાત; તે સાંભળીને પ્રસન્ન થયા ત્યાં પુરૂષોતમ સાક્ષાત. ૧૨ એવામાં અગ્નિ આવ્યો ત્યાં બ્રાહ્મણનો ધરી દેહ; પીંડ રોગીને પીળો વપુએ વ્રદ્ધ સરીખો તેહ. ૧૩ પાંડવ ને શ્રી કૃષ્ણને નમીયો અગ્નિ તેણીવાર; વળતી આશીષ દેઇને પોતે કહેવા લાગ્યો સાર. ૧૪ કર જોડી કૃશાનું કહે છે ઉગારો રાજંન કૃપા કરી આ રોગ મટાડો માગું એહ વચંન. ૧૫ દ્વાપરયુગમાં મરૂતરાયે કીધા યજ્ઞ અપાર; હસ્તી સુંઢ પ્રમાણે હોમી મારામાં ધૃત ધાર. ૧૬ મારાથી તે ખાઇ ન શકાયું તેથી બગડી કાય; તેને મટવા માટે હું તો જાણું એક ઉપાય. ૧૭ ઇંદ્રતણું વન ખાંડવ તેમાં ઔષધીઓ અપાર; તે સર્વેનો ભક્ષ કરૂં તો વ્યાધી મટે આવાર. ૧૮ પણ તે સુરપતિ કેરો મુજને ભય લાગે છે મન્ન, માટે મુજ સંગા

થે આવો પાંડુ કેરા તન્ન. ૧૯ એવાં વાક્ય સુણીને અરજુન તર્ત થયા તૈયાર; શ્રીહરીને સંગાથે લેઇ ચાલ્યા તેણીવાર. ૨૦ ખાંડવ વનમાં આવી આપી અગ્નીને આજ્ઞાય; ત્યારે તેણે બાળવા માંડી ઔષધી સર્વે રાય. ૨૧ ઇંદ્રતણા સેવકે જાણી જ્યારે તેતો વાત; ત્યારે તે પુરૂહુતના આગળ પ્રસીદ્ધ કરયું સાક્ષાત. ૨૨ એટલે સુરપતિ કોપે ચડીઓ મેઘ બોલાવ્યા બાર; તેને કેહે અગ્નિના ઉપર વરસો મુસળધાર. ૨૩ તે વખતે સર્વે મેઘ ચઢીયા ચમકે છે ચપળાય; ઘોર ગર્જના થાય કારમી વાયુ ભયાનક વાય. ૨૪ એવું દેખી અરજુને ત્યાં મુકયાં સાયક ચાર, તેનાં અગણિત બાણ થઇને ગુંથાયાં નીરધાર. ૨૫ દ્વાદશ યોજન કેરો બનીયો ખુંપડો ઉંચો ત્યાંય; મુશળ ધારે મેઘ પડે પણ બીંદુ ગરે નહીં માંય ૨૬ અગ્નીએ વન સર્વે બાળ્યું હેવામાં તે ઠામ; મેઘતણું બળ કંઇ નવ ચાલ્યું આવ્યા પછી મુકામ. ૨૭ મયનામા એક દૈત્ય રહેતો તો ખાંડવ વનમાં સાર; તેવો તે મહીં બળવા લાગ્યો ત્યારે કર્યો પોકાર. ૨૮ તેનો શબ્દ સુણીને અરજુને કાઢયો તેને બાહાર; ત્યારે તેતો કેહેવા લાગ્યો દૈત્ય તણો કુમાર. ૨૯ અહો ભુપત્તી મુજને આવડે ચીત્રતણી કળાય; જળ ઠેકાણે સ્થળ દેખાડું સ્થળમાં જળ જણાય. ૩૦ મુજને બળતો રાખ્યો તેથી કરૂં તમને ઉપકાર; સભા એક રચી આપું મોટી શોભાનો નહીં પાર. ૩૧ એવામાં વાસવ ત્યાં આવ્યો લાગ્યો બેઉને પાય; મુખથી કેહે અપરાધ મારો ક્ષમા કરો યદુરાય. ૩૨ પુરૂહુતને નરનારાયણ બેઉ મળીયા તેણે ઠાર; વળતી ઇંદ્ર મુકામે આવ્યો દેવતણો સરદાર. ૩૩ વીશ્વનરનો રો-

ગ હણાયો થયો વપુએ લાલ; તેથી તેણે બે વસ્તુઓ આ-પી ત્યાં તતકાળ. ૩૪ અભંગરથને અખુટ ભાથો આપી લાગ્યો પાય; ત્યાર પછી નીજ ઘેર પધાર્યા અરજુનને જદુ-રાય. ૩૫ ॥ વલણ ॥ એવી રીતે કાપીયું અગ્નીકેરૂં દુઃખ રે; દુરગો કહે તેને ભજે તેથી થાય સુખરેરેરે. ૩૬ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત સભા પર્વણી કૃષ્ણ અરજુનને જાત વેહસ્ય અજીર્ણ ના-શ ક્રતો નામ ત્રતીયો અધ્યાય. ॥ ૩ ॥

કડવું ૪ થું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સુ-ણ સત્યવાદી રાય; વળતી મયનાંમે રચી આપી પાંડવને સભાય. ૧ તેમાં ચીત્ર અલૌકિક કાઢયું શોભાનો નહી પા-ર; પાણી કેરા હોજ બનાવ્યા પુષ્પ ઝાડ તે ઠાર. ૨ વળતી સોનું લેવા માટે વીજય થયા તૈયાર; તેની જોડે ચાલ્યા બે-ઉ ભીમ અને ક્રીરતાર. ૩ સીંધુ કેરે કાંઠે આવ્યા ત્રણે જ-ણ બળવાન; ત્યારે અરજુન પ્રત્યે બોલ્યા પોતે શ્રી ભગવા-ન. ૪ નારાયણ કહે સવ્ય સાચી હવે શો કરવો ઉપાય સો યોજનનો સીંધુ આવ્યો તે શી રીતે તરાય. ૫ અટલે અ-રજુન કહેવા લાગ્યો ધીરજ રાખો ઇશ; બાણતણો સેતુ બાં-ધીને જઇશું શ્રી જગદીશ. ૬ એવું કહીને ચાંપ તાણીયું કીધો ત્યાં ટંકાર; તેનો શબ્દ સુણીને આવ્યા અંજનીના કુમાર. ૭ વાયુપુત્રે પુછયું આવી કયાં જાઓછો રાય; આ ઠેકાણે કેમ ઉભા છો તેનો કહો મહીમાય. ૮ ત્યારે પાં-ડુ પુત્ર કહેછે સાંભળો અંજની બાળ; લંકામાં સોનું લે-વાને જાવું છે આ કાળ. ૯ બાણતણો સેતુ બાંધીને આવી-

શું તે ઠાર; જેવી રીતે રાઘવ પામ્યા અર્ણવ કેરો પાર. ૧૦ એવાં વચન સુણીને બોલ્યો કપીવર આણી રીસ; તારો સેતુ તોડી નાંખું ક્ષણમાં આણે દિશ. ૧૧ અરજુન કહે ત્રણ ફેરા તોડું જો તું મારો પાજ; તો તો મારે બળી મરવું અહીં ચીતા બનાવી આજ. ૧૩ વાયુસુત કહે ત્રણ ફેરા આ સેતુ નવ તોડાય; ત્યારે તારો દાસ થઇને સાચવું નીત્ય શ્રજાય. ૧૩ એવી રીતે હરીના સુણતાં કીધી પ્રતીજ્ઞા વીર; વળતી વીજયે બાણ ચઢાવ્યું રાખી મનમાં ધીર. ૧૪ ગુરુનું સ્મરણ કરીને મુકયું સાયક તે નીરવાણ; તેના મંત્ર પ્રતાપે બનીયાં અસંખ્ય કોટી બાણ. ૧૫ તેથી ત્યાં સેતુ બંધાઈ સંપુરણ રાજન્ન; એટલે તેના ઉપર કુદયા અંજની કેરા તન્ન. ૧૬ સાયક સહુ વીખરાયાં તેથી તુટયો સેતુ સાર; ત્યારે બીજે ફેરે બાંધી સેતુ ત્યાં નીરધાર. ૧૭ તે પણ કપીએ તોડી નાંખી એક ક્ષણુંની માંય; ત્યારે કેશવ કશ્યપ બનીયા સાગર જળમાં ત્યાંય. ૧૮ ત્રીજે ફેરે કુંતા પુત્રે બાંધ્યો જ્યારે પાજ, એટલે તેની નીચે આવ્યા અવીનાશી વ્રજ રાજ. ૧૯ કપીવર કુદાકુદ કરે પણ નવ હાલે જરાય; ત્યારે પર્વત ઉપર ચઢીયા ક્રોધ કરી મહાકાય. ૨૦ ત્યાંથી હોકારો કરી પડીયા સેતુ ઉપર વીર; તદપી તે નવ તુટી ત્યારે મુકી મનની ધીર. ૨૧ ગર્વ મટયો મારૂતી કેરો આવી લાગ્યા પાય; કરજોડીને સ્તુતી કીધી નરહરીની તદાય. ૨૨ પછી ત્રણેને તેડી લાવ્યા લંકામાં નીરધાર; વીભીષણને મળીયા ત્યારે વરત્યો જયજયકાર. ૨૩ મંદોદરી તેણે સમે લાગ્યાં લક્ષમીવરને પાયે; ભાવ કરીને કીધી વળતી ઇશ્વરની પુજાય. ૩૪ ભાતભાતની રસોઇ બનાવી કરાવ્યું ભોજન;

વળતી બાગમાં ફરવા નીકળ્યા ભીમને અંજની તન્ન. ૩૫ વાડીમાં જઇ ફળ પુલ ખાધાં સુણ જનમેજયરાય; તે ઠેકાણે ભીમે દીઠું સરોવર એક તદાય. ૩૬ તેમાં નાહાવા સારૂ પડીઓ કુંતાનો કુમાર; મધ્યે જાતાં બુડવા માંડયો થાકયો અપરમપાર. ૩૭ ત્યારે બુમો પાડી બોલ્યો વાયુ કેરા તન્ન; કાઢ કાઢ ઓ મારૂતી મુંજને થાશે દેહ પતન્ય. ૩૮ એવું સાંભળી અંજની પુત્રે પુચ્છ વધારયું સાર; તેણે વળગી બાહાર નીકળ્યો કુંતાનો કુમાર. ૩૯ વળતિ મારૂતિને કેહે છે પાંડુ કેરા બાળ; ઘણાં ઘણાં નવાણ જોયાં પણ સરોવર આ વીશાળ. ૩૯ એવું સાંભળી હશીને બોલ્યો વજ્ર દેહી તે ઠાર, ભીમને કહે છે ને હોય સરોવર; ખોટું જળ નીરધાર. ૩૧ કુંભકરણના મુસ્તક કેરી ખોપરી આ કહેવાય; તેમાં ચોમાસાનું પાણી આવી ભરાયું રાય. ૩૨ એવું સાંભળી ભીમ કહે તું સાંભળ અંજની તન્ન; મુખથી તું મીથ્યા બોલે છે માને નહીં મુજ મન્ન. ૩૩ ત્યારે મારૂતીએ વધારયું ફરીથી પુચ્છ તે ઠાર, ખોપરી પાછળ વીંટાળી તે ઉંધી પાડી સાર. ૩૪ તેથી જળનો રેલો ચાલ્યો નદીના જેવો ત્યાંય; ખોપરી દેખી કુંતાનો સુત સ્તબ્ધ થયો મનમાંય. ૩૫ વળતી ત્યાં વ્રકોદર બોલ્યો સાંભય વાંનર વાત; તારા જેવો બળીયો તો મેં નવ દીઠો સાક્ષાત. ૩૬ એવું સાંભળી અંજની સુત કેહે નથી તુજને ઓળખાણ, તું તો મારો ભ્રાત થાય છે સત્ય કહું નીરવાણ. ૩૭ વાયુ કેરા મંત્રથી પ્રગટયા તુંને હું બે વીર, તે માટે આપણ ભાઈ થઇએ સત્ય કહું રણધીર. ૩૮ કુંભકરણની ખોપરી દેખી ભીમે કીધો કયાસ, આનામાં બળ કેટલું હશે કેવડો દેહ પ્રકાશ. ૩૯ એવું

સમજી અંતર વીશે થયો ગર્વનો નાશ, વળતી બેઉ જણ આવ્યા ત્યાંથી કૃષ્ણ કીરીટી પાસ. ૪૦ વીભીષણે આપ્યું ત્યારે સોનું તેણે ઠાર; તેને લેઇ નરહરીને ભીમ તર્ત થયા તૈયાર. ૪૧ મારૂતીએ પોંચાડયા પછી ઇંદ્રપ્રસ્થની માંય; એવી રીતે વિજય કરીને અરજુન આવ્યા ત્યાંય. ૪૨ તેને થોડા દાહાડા વીત્યા પછી રાજન, ભીમસેન તૈયાર થયો પછી હીંમત રાખી મન. ૪૩ તેથી જોડે ચાલ્યા બેઉ અરજુનને જદુરાય; મગધ દેશમાં આવ્યા તેતો ત્રયણે જણ માહાકાય. ૪૪ ભાગોળેથી ધરીયાં ત્રયણે બ્રાહ્મણ કેરાં રૂપ; જરાસંધને ઘેર પધાર્યા કળા કરી અનુપ. ૪૫ તે વખતે પુજામાં હતો જરાસંધ ભુપાળ; ત્રયણે જણ ત્યાં બેઠા આવી આશીશ દેઈ ત્રતકાળ. ૪૬ ત્યારે તેના સામુ જોઇ બોલ્યો ભુપ સુજાણ, શી ઇચ્છા છે વીપ્ર તમારે તેતો કહો નીરવાણ. ૪૭ એવું સાંભળી કૃષ્ણ બોલીયા જેની ઝાઝી બુદ્ધ; ભુપતી અમને ત્રયણે જણને આપોને તમો યુદ્ધ. ૪૮ ત્યારે જરાસંધે કીધો અંતરમાં વીચાર; આતો કોઇ કપટી દીસે છે ક્ષત્રીના કુમાર. ૪૯ તોપણ બ્રાહ્મણ થઇને માગ્યું માટે કરૂ સંગ્રામ; એવું મન વીશે વિચારી બોલ્યો તેણે ઠામ. ૫૦ અવિનાશીને કેહે છે એતો ઓળખીઆ મહારાજ વસુદેવના પુત્ર તમે છો નથી તમને કાંઇ લાજ. ૫૧ સત્તર ફેરા હારી નાઠા મારાથી જુગદીશ; તે માટે તમ સાથે હુંતો નથી લડવાનો ઇશ. ૫૨ વળી આ અરજુન ઇચ્છા રાખે યુદ્ધ તણી મુજ સાથ; પણ એનાથી નવ ખમાયે રણમાં મારા હાથ ૫૩ એક પોર લડે મુજ સાથે એવો વાયુ તંન; તેની સાથે યુદ્ધ કરીશ હું સત્ય કહું વચન. ૫૪ એવી રીતે કહીને

ઉઠયો લડવાને નીરધાર; એંસી મણની ગદા ગ્રહીને નીકળ્યો પુરથી બહાર. ૫૫ પોત પોતાની હદ આંકીને ઉભા બે બળવાન; મેરૂને મંદરાચળ જેવા દીસે તેણે સ્થાન. ૫૬ ॥ વલણ ॥ લોહતણી સાંકળ વડે પછી બંધાયા કાયરે દુર્ગો કે દારૂણ વઢે તેનો કહુ મહીમાયરેરેરે. ૫૭ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત સભાપર્વણી ભીમેન જરાસંધ યુદ્ધેન આગતો નામ ચતુર્થો અધ્યાય. ॥ ૪ ॥

કડવું ૫મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણરાય, જરાસંધ તણો મહિમાય; ભીમસેન તણા અંગ માંય, મારે ઉછળીને ગદા ત્યાંય. ૧ વાયુપુત્ર વળી તેણે દીશ, મારે ગદાઓ આણીને રીસ; સામાસામી ગદા અથડાય, ત્યારે તેમાંથી અગ્નિ ઝરાય. ૨ પડયા પૃથ્વીમાં ખાડા તે ઠામ, વઢે એવી રીતે રાખી હામ; જરાસંધની વાગે ગદાય, તેથી ભીમનું અંગ પીડાય. ૩ ભીમસેન તણી ગદા જેહ, વાગે ફુલ બરાબર તેહ વઢતાં ચાર ઘડી થઇ જ્યારે, તોડી સાંકળ ભીમેજ ત્યારે. ૪ નાસવાનો જ્યાં કર્યો વિચાર, ત્યારે પાસે આવ્યા કીરતાર; આપી ધીરજ ત્યાં દીનાનાથ, દેહ ઉપર ફેરવ્યો હાથ. ૫ થઇ તે થકી સાવધ કાય, બળ આપીયું ઝાઝું તદાય; ત્યારે હોકારો કરી તે ઠાર, ઢુટયો લડવા વાયુકુમાર, ૬ મ્રત્યુ આદરીને પછી મન્ન, કર્યું દારૂણ યુદ્ધ રાજન્ન; લડે રાત્રીને દિવસ શોય, નથી પામતા વીશ્રામ કોય. ૭ વિત્યા છવીસ દિવસ જ્યારે, પૃથ્વી કંપ થયો તેણી વારે જરાસંધને મારતાં માર, ભાગી ભીમની ગદાઓ ચાર. ૮ તોય લેખવતો નથી એહ, જેનો વજૂથી વસમો દેહ; ગભરાયો તેથી વાયુ તન્ન, તેણે

નાસવાનું ધારયું મન્ન. ત્યારે પ્રભુએ આવી તે પાસ, કહ્યું કાનમાં સત્ય પ્રકાશ; હવે છોડશો નહીં તમે ટેક, એનું આયુષ્ય છે દીન એક. ૧૦ કાલનો દીન વિતશે જ્યારે, બતાવીશ હું ઉપાય ત્યારે, માટે ધીરજ રાખીને મન્ન, કરો શત્રુતણું તો છેદન ૧૧ ત્યારે ભીમને હિંમત આવી, બાઝયો યુદ્ધ વિશે ગદ્દા લાવી; કરે ક્રોધ કરીને પ્રહાર, જરાસંધના ઉપર સાર. ૧૨ એવો કરતાં ઘોર સંગ્રામ, થયા દિવસ પુરા તે ઠામ; સત્તાવીશમે દિવસ રાય, જોયું કૃષ્ણ સામું પુષ્ટકાય. ૧૩ ત્યારે શ્રીહરીએ કરી સાંન, ચીરી દેખાડયો પોતે સ્થાન; તેને દેખીને કુંતાકુમાર, થાલ સાચવી ઉભો તે ઠાર. ૧૪ આવ્યો મારવા ભુપતી જ્યારે, બેઉ ચર્ણ ઝાલ્યા તેના ત્યારે; ચીરી નાંખ્યો પછી નિરધાર, ત્યારે વરત્યો જયજયકાર. ૧૫ તેનાં ફરચાડીયાં લેઇ ત્યાંય, નાંખ્યા ઉછાળીને દીશા માંય; તેને એક ક્ષણું થઇ જ્યારે, આવી ભેગાં થયાં તેણી વારે. ૧૬ થયો સાવધ દેહ તહાય, ત્યારે ઉઠયો જરાસંધરાય; તેને જોઇને વાયુનો તન્ન; બોલ્યો કૃષ્ણની સાથે વચન્ન. ૧૭ સુણો વાત તમે જુગદીશ, નથી જાવાનો હું આણે દીશ; સુણી કૃષ્ણ કહે તેને ઠામ, ચીરી નાંખી કરો એક કામ. ૧૮ બનાવો વેણુના શીવરાય, જેને સાચવો પહોર સવાય, તેથી આવશે તેનો અંત, એવું બતાવીયું ભગવંત. ૧૯ ત્યારે ભીમ ઘણો બળ હાખ્યો, ફરી રાજાને ત્યાં ચીરી નાંખ્યો; કર્યા માટી તણા પંચસ્કંધ, ત્યારે મ્રત્યુ પામ્યો જરાસંધ. ૨૦ આવી એટલે જેની નાર, કર્યો વિલાપ ઝાઝો તે ઠાર; તેને શ્રીહરીએ કરયું જ્ઞાન, શોક સમાવીયો ભગવાન. ૨૧ પછી પુત્ર હતો તેનો સાર, સહદેવ

નામે નિરધાર; તેની પાસે પ્રભુએ તે ઠાર, કરાવ્યો દાહ કેરો સંસ્કાર. ૨૨ પછી સોંપીયું તેહને રાજ, કરવું એવી રીતે શુભ કાજ; હતા કેદખાનામાં જે ભુપ, તેને છોડાવ્યા સ્યામ સ્વરૂપ. ૨૩ તેનાં ક્ષૌર કરાવી તે ઠાર; આપ્યા પેહેરવાને અલંકાર; વળતી જમાડી સૌને તદાય; કર્યાં વાહન સાથે વિદાય. ૨૪ પછી ત્રણે જણા તેણી વાર, ચાલ્યા ત્યાં થકી તો નિરધાર; આવ્યા ઈંદ્રપ્રસ્ત પુરમાંય, મળ્યા ધર્મરાજાનેજ ત્યાંય. ૨૫ ॥ વલણ ॥ જરાસંધને જીતીને આવ્યો વાયુ તનરે, દુર્ગા કહે તેણે સમે નીકુળ વિચારે મનરેરેરે. ૨૬ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વિરચિતે મહાભારથાંતરગત સભાપર્વણી ભીમેન જરાસંધ વીજીતો નામ પંચમો અધ્યાય.

કડવું ૬ ઠું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સુણ સતવાદી રાય; વળતી મણીમંડપ લેવાને નિકુળ તતપર થાય. ૧ તે વખતે ભગવાને લખીયો પત્રજ તેણી વાર; અંપ્રીક કેરૂં નામજ લખીયું મથાળે નીરધાર. ૨ ધર્મ ભીમનું લખીતંગ કરીને નિકુળને આપ્યો એહ; તેણે લેઇને કોરે બાંધ્યો પત્રજ સુંદીર તેહ. ૩ વળતી માદ્રીનો સુત નીકળ્યો નગ્ર થકી તતકાળ; વાયુ વેગે રથમાં બેશી પરવરીયો પાતાળ. ૪ નાગ લોકની પાસે આવી બોલ્યો મુખ વાણ; મણી મંડપ આપો તમારો નહીં તો ખોશો પ્રાણ. ૫ પાંડુરાયનો આત્મજ હું છું નીકુળ મારૂં નામ; રાજસુ નામે યજ્ઞ કરવો છે સત્ય કહું આ ઠામ. ૬ ત્યારે નાગ હસીને બોલ્યા સાંભળ બાળક વાત; જો જીવ્યાનો ખપ કરૂં તો નાશી જા સાક્ષાત. ૭ એટલે નીકુળ કોપે ચઢીયો કર્યો ધનુષ્ય

ટંકાર; નાગની ઉપર મુકવા માંડયાં સાયક તિવ્ર અ-
પાર. ૮ એવું દેખી પન્નગને તો પ્રગટયો ઝાઝો કાળ; ની-
કુળજીના ઉપર નાંખી ભારે વીશની જ્વાળ. ૯ ઝેર ચઢયું
હળાહળ તેથી પડીયો કુંતા તન્ન; પ્રાણ વાયુ બ્રહ્માંડે ચઢી
યો કરમાયું વહન્ન. ૧૦ તે ઠેકાણે રમતો રમતો આવ્યો
બબ્રીકબાળ; તેણે માદ્રી સુતને દીઠો સુતેલો તતકાળ. ૧૧
પાસે આવી જોવા લાગ્યો ભીમતણો કુંમાર; અરે પ્રભુ આ
કોણ હશે એમ કરતો મન્ન વીચાર. ૧૨ એવામાં કોશે બાં-
ધેલો દીઠો સુંદીર પત્ર; તેને લેઇ બબ્રીકે વાંચ્યો મુળથકી
સરવત્ર. ૧૩ નામ પોતાનું નીકળ્યું ત્યારે આવ્યો માતાની
પાસ; પત્ર વીશે જે વાત હતી તે કીધી સર્વે પ્રકાશ. ૧૪ ભી-
મ ધર્મનું નામ સુણ્યું કે નાગણી થઇ રળીયાત; વળતી પુ-
ત્રને તેડી આવી ઉતાવળી સાક્ષાત. ૧૫ પોતાના દીયેરને
ઓળખ્યો ત્યાંતો આનંદભેર; ત્યારે નાગણીએ તો સર્વે ચુશી
લીધું ઝેર. ૧૬ એટલે નીકુળ જાગી ઉઠયા ચેતન આવ્યું
સાર; તે વખતે ઉભેલાં દીઠાં કામનીને કુંમાર. ૧૭ તે
સમે ત્યાં નાગણી કેહે છે સાંભળો દીયેર વાત; ભીમસેનની
અબળા હું છું પુત્ર તેનો આ સાક્ષાત. ૧૭ વાયુસુતને વીષ
ખવરાવી નાંખ્યા જળમાં જ્યારે; તે સમે એ અહીં આવ્યા તો
સત્ય કહું આવારે. ૧૮ ત્યારે મારા તાતે મુજને પરણા-
વી રાજન્ન; તે માટે ચાલો મુંજ સાથે પાંડુરાયના તન્ન. ૨૦
નાગતણો જે રાજા તેતો મારો છે પીતાય; મણિ મંડપ
અપાવું તેને કહીને આ વેળાય. ૨૧ એવું કહી નીકુળને તે
ડી નાગણી આવી ઘેર; ત્યાર પછી પીતાને કહી વીસ્તારી સ-
હુ પેર. ૨૨ એટલે વાસુકીએ આપ્યો મણીમંડપ તે ઠાર, તેને

લેઇ ચાલ્યો ત્યાંથી માદ્રીનો કુમાર. ૨૩ ધર્મરાયને આવી નમીયો એક ક્ષણુમાં તેહ; વળતી મણીમુખ આગળ મુકયો આણેલો તો જેહ. ૨૪ તે સમે યુધીષ્ઠીર હરખ્યા વરત્યો જય જયકાર; ત્યારપછી ભુપતિએ કીધું વરૂણ ઉપાસન સાર. ૨૫ તેથી ત્યાં તતકાળ થયા વળી જળના દેવ પ્રસન્ન; કામધેનુ લેઈ આપવા આવ્યા કશ્યપ કેરા તન્ન. ૨૬ પાંચે કાર્ય થયાં એ રીતે સુણુ જનમેજયરાય; વળતી ચારે બાંધવ પોતે દીશા જીતવા જાય. ૨૬ દક્ષીણુ દીશા વિશે ચાલ્યા નીકુળજી બળવાન; ઉત્તરમાં સહદેવ સંચર્યા ત્વરાથકી તે સ્થાન. ૨૮ પુર્વ દીશાને જીતવા માટે ચાલ્યો ઇંદ્રકુમાર; પશ્ચિમ માંહી તર્ત પ્રવર્યો વ્રકોદર તેવાર. ૨૯ જ્યાં જ્યાં જાએ ત્યાં તો લાગે ભુપતિ સર્વે પાય; ઘટે તેવિ ભેટ આપીને ત્યાંથી કરે વીદાય. ૩૦ એવી રીતે પાંડુ પુત્રે જીત્યા દેશ તમામ; વળતિ તેતો આવી પોહોચ્યા પોતાને મુકામ. ૩૧ ॥ વલણુ ॥ ત્યારપછી તતખર થયા જાવાને કીરતારરે; દુર્ગો કેહે તેણે સમે બોલ્યા ધર્મકુમારરેરેરે. ૩૨. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતરગત સભા પર્વણી નીકુળેન મંડપઆનીતો નામ ષષ્ટો અધ્યાય. ॥ ૬ ॥

## કડવું ૭ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કેહે સુણરાય, કહું યજ્ઞ તણો મહીમાય; કૃષ્ણ તતખર થયા જે વારે, બોલ્યા ધર્મરાજા તેણીવારે. ૧ વેહેલા આવજો વીઠલનાથ, તેડી જાદવનો સૌ સાથ; પછી ચાલીયા દીનદયાળ, આવ્યા દ્વારીકામાં જગપાળ. ૨ હવે યુધીષ્ટીરે તેણે ઠાર, તેડાવ્યા વીપ્ર મુની અપાર; અત્રી ચ્યવનને ભારદ્વાજ, કાગ ભુશંડી કણ્વ મહારાજ. ૩

પૈલ પારાશર અને વ્યાસ, ઉદાલકને શ્રંગી પ્રકાશ; જમદ-અીને અંગીરાદેવ, વૌમ્ય નારદ સુમંતુ એવ. ૪ વીશ્વામીત્ર અને ફરસુરામ, વળી વશીષ્ટ આવ્યા તે ઠામ; પછી ધર્મ-રાજાએજ ત્યાંય, લખી પત્રીઓ રજવાડા માંય. ૫ દેશ બો-હોતેરમાંહી તદાય, દુત મોકલ્યા તેડવા રાય; ધૃતરાષ્ટ્ર કેરા જેહ બાળ, તેને તેડાવીયા તતકાળ. ૬ ગુરૂ દાદાને આચાર્ય જેહ, પ્રેમ આણીને તેડાવ્યા તેહ; ત્યારે બ્રાહ્મણોએ તેણે ઠાર, કુંડ મંડપ કીધા તૈયાર. ૭ કીધા સ્થાપન દેવ તે માંય, પુજા ચાલુ કરી પછી ત્યાંય; આવ્યા એવામાં ત્યાં કીરતાર, તેડી જાદવનો પરીવાર. ૮ દેશ દેશ તણા જે ભુપાળ, આવ્યા તે પણ ત્યાં તતકાળ; સ્વયંભુને શંભુ આદી દેવ તે પણ આવી પોહોચ્યા તતખેવ. ૯ વળતી ધર્મે આણીને ઉલ્લાસ, સૌને સોંપીયાં કામ પ્રકાશ; તેનો સુણોને શ્રોતા પ્રકાર, કહું વીસ્તારીને નીરધાર, ૧૦ ધર્મરાયને દ્રોપદી જેહ, રહ્યાં દેવપુજનમાં તેહ; ત્યમ અરજુનજી મોટે માપે, આવે તેને ઉતારાજ આપે. ૧૧ કર્ણ બતાવે દાન પ્રકાર, બેઠા આપવા અંધકુમાર; એક મહોર કહે કર્ણ જેને, દશ આપે દુર્યોધન તેને. ૧૨ એના હાથમાં છે પદ્મસાર, માટે ખુટે નહી તેણે ઠાર; ને ભીમ દ્રવ્યનો ઢગલો કરે, ત્યમ ચોકી નીકુળજી ફરે. ૧૩ સહદેવ કરાવે અહાર, કાઢે પતરાળાં નંદકુમાર; થયો ચાલ તો યજ્ઞ તે ઠાર, હોમે આહુતિ વીપ્ર અપાર. ૧૪ પુર્ણાહુ-તીસમો થયો જ્યારે, કહે ધર્મને આચાર્ય ત્યારે; કરો કૃષ્ણની પેહેલી પુજાય, જેથી યજ્ઞ તો સફળ થાય. ૧૫ ત્યારે ધર્મ આવ્યા સભા માંય, લેઈ સંપુટ કંકુનું ત્યાંય; જરાસંધ તણો પુત્ર જેહ, નામે સહદેવ ડાહયો છે તેહ. ૧૬ તેને પુછી

યુધીષ્ઠીરે વાત, દેવ આવ્યા અહીં સર્વે સાક્ષાત; તેમાં
ત્રણ દેવ મોટા કહેવાય, જેથી વીશ્વ પેંદા નાશ થાય. ૧૭ તે-
માં સુણો જરાસંધ તન્ન, પેહેલું કરવું કોનું પુજન્ન; સુણી
બોલ્યો જરાસંધ બાળ, ત્રણે પુજવા યોગ્ય આ કાળ. ૧૮
થયા કૃષ્ણની નાભીથી જેહ, એવા સ્વયંભુ છે બ્રહ્મ દેહ;
વળી વીષ્ણુના ચર્ણનું વારી, તેને માથે મુક્યું શુભ ધારી.
૧૯ એવા શંકર આતો કેહેવાય, તેમને પણ મુખ્ય પુજાય;
સર્વે દેવતાનાં દેવરૂપ, એવા કૃષ્ણ છે શ્યામ સ્વરૂપ. ૨૦ જે-
નો પામે નહીં કોઇ પાર, થાકે શેષને શારદા સાર; એવા
પ્રભુ પણ મુખ્ય પુજાય, માટે ફાવે તેમ કરો રાય. ૨૧ એવું
બાળનું સુણી વચન્ન, કર્યું કૃષ્ણનું પેહેલું પુજન્ન; તે-
વું દેખી શીશુપાળ રાય, ઉઠી ઉભો થયો મહાકાય. ૨૨ સભા
સાંભળતાં બોલ્યો એહ, નીંદા કૃષ્ણની કરીને તેહ; અરેરે
ગયો વિવેક આજ, થયું અણઘટતું અતિકાજ. ૨૩ શીવ બ્ર-
હ્મા જેવા મુકી દેવ, કરી ભરવાડની પેહેલી સેવ; કુળહીણ
ને કામી કહેવાય, તેની પુજા પહેલી કયમ થાય. ૨૪ એવા
ટુંકારા કીધા સો જયારે, કોપ્યા જગતપતી તેણીવારે; મુક્યું
ચક્ર ચલાવી તે દીશ, છેદ્યું શિશુપાળ કેરૂં શિષ. ૨૫ તેનું
ચેતન્ય નિકળ્યું જેહ, પેઠું કૃષ્ણના મુખમાં તેહ; થયો તે સ-
મે જયજયકાર, પુષ્પ વ્રષ્ટી કરી દેવે સાર. ૨૬ શીશુપાળ
પામ્યો ગતી સારી, તેની વાત સુણો નરનારી; હતો પુરવે પ્ર-
ભુનો દાસ, દ્વારપાળ સદૈવ પ્રકાશ. ૨૭ સનકાદીકને શ્રાપે
એહ, ત્રણ જન્મ સુધી રહયો તેહ; પેહેલે જન્મે પ્રહલાદનો
તાત, બીજે જન્મે રાવણ દ્વીજ જાત. ૨૮ ત્રીજે જન્મે શીશુ-
પાળ થયો, વૈરભાવથી મુક્તીએ ગયો; કરી પુર્ણાહુતી પછી

રાય, આપી બ્રાહ્મણને દક્ષણાય. ૨૯ તોય આકાશથી નીર્ધાર,
શંખ નાદ થયો નહીં સાર; ત્યારે યુધિષ્ટિરે આણી ખેદ, પુ-
છ્યું શ્રીહરીને નિરવેદ. ૩૦ મારા યજ્ઞમાં બાકી શું ઇશ, શં-
ખ વાગ્યો નહીં આણે દીશ; સુણી બોલીયા કૃષ્ણ વચન્ન,
એક આવ્યા નથી હરી જન્ન. ૩૧ મુની તાપસ તેહનું નામ
જેનું પરમારથ અતી કામ; અહીંથી દ્વાદશ યોજન સાર, રેહે
છે વન વિશે નીરધાર. ૩૨ તે જો આવે આણીને આલ્હાદ,
ત્યારે શંખતણો થાયનાદ; એવું યુધિષ્ટીરે સુણ્યુ જ્યારે, મોક-
લ્યોભીમને તેણીવારે. ૩૩ ગયો તેડવા વાયુકુમાર આવ્યો તા-
પસ બેઠા તે ઠાર; રહીને કીધા પ્રણામ, પછી કેહેવા લાગ્યો
અભીરામ, કરો મુની મારાપર મેર, ચાલો યજ્ઞમાં મારે ઘેર;
ત્યારે મુનીવર બોલ્યા વચન્ન, કીયા ભુપતીનો છું તું તન્ન.
૩૫ સુણી ભીમ વદ્યો તતકાળ, પાંડુ રાજા કેરો હું તો બાળ;
મુની કેહે તેને ઓળખતા નથી, તેનો તાત કહો સરવેથી. ૩૬
તેણે સમે ભીમે નીરવાણ, પડાવ્યું બ્રહ્મનું ઓળખાણ; દશ
પેઢી કહી વળી જ્યારે, પડયું ઓળખાણ મુનીને ત્યારે.
૩૭ વિપ્ર કહે શુણ ભુપ કુમાર, મને તપ કરતાં આણે ઠાર;
વીત્યાં વરસ હજાર વીશ, તે દાડાનો ભજું જુગદીશ.
૩૮ એવું સાંભળીને તેણેઠાર, પામ્યો આશ્ચર્ય કુંતાકુમાર;
પછી મુનીને તેડીને ત્યાંય, આવ્યો વૃકોદર પુરમાંય,
૩૯ તેને જોઇને સરવે પ્રજાય, આવી પ્રેમ થકી લાગે પાય;
ધર્મ દ્રૌપદીએ પુજા કરી, કરજોડીને સ્તુતી ઓચરી. ૪૦
મળ્યા મુનીને શ્રી ભગવાન, થયો આનંદ અતિ તે સ્થાન;
બેઠા જમવા જ્યારે મુનીશ, શંખ નાદ થયો તેણે દીશ. ૪૧
છુટયા નર્કથી પાંડુ ભુપાળ, ગયા સ્વર્ગ વિશે તતકાળ, કેહે

છે કેટલા અજ્ઞાની જંન, કર્યું સ્વપ્નમાં આવી ભોજંન. ૪૨
ત્યારે શંખ વાગ્યો ત્યાં સાક્ષાત, એતો કેવળ કલ્પીત વાત;
તાપસ મુની તણો ઇતિહાસ, વ્યાસ વાણીમાં સત્ય પ્રકાશ.
૪૩ એમ કરતાં પડી ત્યાંતો રાત, ત્યારે સર્વે સુતાં સાક્ષાત;
બીજે દિવસે ધર્મ કુમાર, વહેલા ઉઠયા ત્યાં તો નીરધાર.
૪૪ મયનાંમાની રચેલી જેહ, સુધર્મા નામે રચેલી તેહ; તે
માં બેસીને કીધો ઠરાવ, આપ્યા રાજાઓને સીરપાવ. ૪૫
ત્યારે સંકર્શણે સુણ રાય, કર્યો પુત્રીનો ત્યાંતો વિવાય, અ-
ભીમન્યુને ચાંહલો કીધો, સભા વિશે એવો લાભ લીધો.
૪૬ કોઇ પુરાણમાં એ કથાય, કહું વિસ્તારી તે તો શ્રોતાય;
સુબળ નામનો જાદવ એક, હતો દુર્બળ દ્રવ્યથી છેક. ૪૭
તેને પુત્રી હતી અભીરામ, નામે સુરેખા રૂપનું ધામ; તેનાં
મર્ણ પામ્યાં માત તાત, રહી એકલી કન્યા સાક્ષાત. ૪૮ તેને
બળદેવ લાવીયા ઘેર, સોંપી રેવતીને ખુશી ભેર; ઉછેરી મો-
ટી કીધી કંન્યાય, તેનો બળદેવે કીધો વિવાય. ૪૯ હવે જા-
ચક આવ્યા તે સ્થાન, તેને આપવા સારૂજ દાન; તેડાવ્યો
ભુપે દુરજોધન, આવ્યો ઉતાવળો અંધ તંન. ૫૦ ભુલ્યો
ધોળે દાડે ગર્વ ધારી, કોરી જમીનમાં દીઠું વારી; લીધાં લુ-
ગડાં ઉંચાં તે ઠાર, ચાલ્યો ત્યાં થકી આગળ સાર. ૫૧ આ-
વ્યાં હોજ કેરાં પાણી જ્યાંય, પડયો પાપી પોતે તેની માંય;
હસ્યાં તે જોઈ દ્રૌપદી નાર, કહ્યું અંધના અંધ કુમાર. ૫૨
તાળી ભીમસેને પાડી ત્યાંય, થયું જાણ તે સભાની માંય;
લાગ્યું તે સમે દુષ્ટને દુઃખ, ઉતરી ગયું કોમળ મુખ. ૫૩
નાઠો ત્યાં થકી રીસાવી એહ, લેઇ સાથ પોતા તણો તેહ;
આવ્યો હસ્તીના પુરમાં રાય, જાણી ધર્મ એતો વરતાય;

ત્યારે ઠપકો દીધો તે ઠાર, ભીમ દ્રૌપદીને નીરધાર; પ્રભુ ઇચ્છાથી બની એ પેર, થયું તે દીનથી ઘણું વેર. ૫૪ પછી આવેલા પ્રાણી તમામ, ગયા પોતપોતાને મુકામ; કૃષ્ણ બળદેવને બીજા રાય, થયા તે પણ ત્યાંથી વિદાય. ૫૬ થઈ પુરણ યક્ષ કથાય, બોલ્યા શ્રોતા શ્રીરણછોડરાય; તેને સાંભળે રાખી શ્રદ્ધાય, તેનાં પ્રાશ્ચીત સર્વે પળાય. ૫૭ ॥ વલણ ॥ યજ્ઞ કથા જે સાંભળે પ્રાણી નરને નારરે, દુરગો કહે તેતો વળી પામે પદારથ ચારરેરેરે. ૫૮ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત સભા પર્વણી ધર્મેણરાજસુયજ્ઞ કૃતો નામ સપ્તમો અધ્યાય. ૭

કડવું ૮ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય; દુર્યોધનને તે દીવસથી આવે નહીં નિંદ્રાય. ૧ દુશ્યાશનને કર્ણશકુની તેને તેડયા પાસ; વળતી તેને કહેવા લાગ્યો દીલમાં થઇ ઉદાસ. ૨ માનભંગ દ્રૌપદીએ કીધો, મેણું માર્યું સાર; માટે તેની લજ્યા લેવી શી રીતે આવાર. ૩ સાંભળીને શકુની કહે છે ગુજ પાસે ઉપાય; દયુત રમાડો ધર્મરાયને તેથી કારજ થાય. ૪ સવળા પાસા પડે તથાપી કરી નાંખું અવળાય; મુજ દ્રષ્ટી આગળ નવ જીતે સત્ય કહું વાચાય. ૫ દુષ્ટ કહે કંઈ કપટ કર્યાથી આવે આણે ઠામ; ત્યારે તેને છેતરીને પછી રમાડીએ નીરધાર. ૬ એવું સાંભળી દુર્યોધને પત્ર લખ્યો પછી ત્યાંય; ગોત્રયાગનુ કારણ લખીયું મિથ્યા તેની માંય. ૭ તે માટે પાંચે ભાઈ આવજો પત્ર દેખતાં આજ; તમો વીના ગમતું નથી મુજને રૂચે નહીં આ રાજ. ૮ એવી રીતે પત્ર લખીને દુતને આપ્યો તે-

હ; પછી તેને મોકલીયો દુષ્ટે તેમાં નહીં સંદેહ. ૯ દુતે આ-
વી ધર્મરાયને પત્ર આપીયો જ્યારે; તેને લેઇને યુધિષ્ટિરે
વાંચ્યો પોતે ત્યારે. ૧૦ તે વખતે સ્ત્રીઆત થઇને તેડયા
ચારેભ્રાત; તેને દુર્યોધનનો કાગળ સંભળાવ્યો સાક્ષાત. ૧૧
ત્યારે અર્જુન કેવા લાગ્યો સાંભળો બાંધવ તમે; એવો એ પા-
પી ત્યાં નડસે દુષ્ટ હઠથી હમે. ૧૨ એવું સાંભળી યુધિષ્ટિ-
ર કેહે વેભીછું તુંવીર; થવા કાળ કોઇનો નથી હાથમાં માટે
રાખવી ધીર. ૧૩ કુળદેવીને જે નવ પુજે સંસારી થઇ જે-
હ; તેને મનમાં સુખ નવ આવે પીડા પામે દેહ. ૧૪ તે કા-
રણ ભાઇ પીત્રે મળીને લાગવું દેવીને પાય; પરંપ-
પરાની રીત આપણી તજવી નહીં એ ન્યાય. ૧૫ માટે ભા-
ઇ ચાલો મુજ સાથે સત્ય કહું છું વાત; એવું કહી તેયાર થ-
યા ત્યાં યુધિષ્ટિર સાક્ષાત. ૧૬ ચારે ભઇને સાથે તેડી ની-
કળ્યા પુરની બહાર; તે સમે આડો સર્પ ઉતર્યો શ્વાન ર-
ડયાં નિરધાર. ૧૭ તોપણ ધર્મ વળ્યા નહીં પાછા થવા કા-
ળ બળવાન; હસ્તીનાપુર માંહી પધારયા પાંચે ભાઇ નીદા-
ન. ૧૮ દુરયોધનને ખબર થઇ કે સામો આવ્યો રાય; પ્રેમ-
કરીને તેડી લાવ્યો પાપીતો છળવાય. ૧૯ ગોત્ર દેવીનુ પુ-
જન કીધું ત્યાર પછી તે ઠાર; વળતી પાંડવ કૌરવ બેઠા
જમવાને નિરધાર. ૨૦ જમી ઉઠીને થયા એકઠા ચાર જ-
ણા ચાંડાળ; કર્ણ શકુની દુર્યોધનને દુઃસાસન વિકરાળ. ૨૧
યુધિષ્ટિરને ત્યાં બોલાવ્યા એકાંતે રાજન; પછી દુર્યોધન
કહેવા લાગ્યો નમ્રપણે વચન. ૨૨ આજ તમારી ઇચ્છા હો-
ય તો જુગટું રમિયે ભ્રાત; રમતાં રમતાં દિવસ નિર્ગમે હા-
ર જીતનું કાજ. ૨૩ યુધિષ્ટિર કહે બહુ સારૂ ભાઇ લાવો

બાજી સાર; તેમાં કોઇકોઇને નવ બોલવું જુઠું આણીવાર. ૨૪ ત્યારે પાપી દુર્યોધન કહે કરો પ્રતિજ્ઞા ભ્રાત; જે હારે તે સર્વસ આપે જર જુવતી સાક્ષાત. ૨૫ ફરી હારે તો વનમાં જાયે દ્વાદશ વર્ષ પ્રમાણ; તેરમા વર્ષમાં છાના રહેવું તે સમે નિર્વાણ. ૨૬ તેમાંથી જો પ્રસિદ્ધ થાય તો ફરીથી વનમાં જાય; એવી રીતે કરી પ્રતિજ્ઞા રમવા બેઠા રાય. ૨૭

॥ વલણ ॥ ભાવીયે ભુલાવીયા, યુધિષ્ટિરને ત્યાંયરે; દુર્ગો કહે પછી શું થયું, રાજસભાની માંયરેરેરે. ૨૮ ॥ ઇતી શ્રી પાંડવ ચરિત્રે કવિ દુર્ગાશંકર વીરચીતે મહાભારર્થાતર ગત સભા પર્વણી કુરૂ પાંડવયોઃ દ્યુત આરંભ કતો નામ અષ્ટમો અધ્યાયઃ ॥ ૮ ॥

કડવું ૯ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, બેઠા રમવા પાંડુના તંનઃ મામો શકુની તો તેણીવાર, પેઠા ધર્મના પાસામાં સાર. ૧ પડે પોબાર ધર્મના જ્યારે, કરે અવળા વિદ્યાથી ત્યારે; દુર્યોધનના સવળા થાય, એવી મામાની માયા કેહેવાય. ૨ હાર્યા તે સમે કુંતા કુમાર, જીત્યો દુર્યોધન તેણે ઠાર; હાર્યા હાર્યા તે દ્રવ્ય ભંડાર, વળી હારીયા દ્રોપદી નાર. ૩ બીજે ફેર રમ્યા વળી જ્યારે, દૈવ કોપ થયો તેણીવારે; વળતી દુર્યોધન બોલ્યો વાત, નથી રમવું હવે સાક્ષાત. ૪ ત્યારે દુઃશાસને ધાંટો કાઢી હાર્યા હારયા કહી બુમો પાડી; જાણી અરજુન ભીમે એ વાત, ત્યારે કરવા લાગ્યા આંસુપાત. ૫ અતિ દીલમાં થઇ ઉદાશ, આવ્યા ધર્મરાજા કેરી પાસ; હવે દુર્યેધને તેણે ઠાર, એક કીંકર બોલાવ્યો સાર. ૬ આપી આજ્ઞા તો તેહને ત્યાંય, લાવો દ્રોપદીને સભા માંય; એ

નો એ દાસ છે હરી જંન, તેણે વીચારીયું નીજ મંન. ૭ નવ જાઉં જો હું આણે દીસ, ત્યારે છેદે પાપી મારૂં શીશ; એવું સમજીને મનમાંય, ચાલ્યો ઉતાવળો દુત ત્યાંય. ૮ આવ્યો ઇંદ્રપ્રસ્થ વિશે તેહ, જેને પ્રભુ સાથે ઘણો સ્નેહ; દ્રૌપદીને આવી લાગ્યો પાય; પછી બોલીયો સત્ય વાચાય. ૯ સુણો માતાજી મારૂં વચન, તમને તેડે પાપી દુર્યોધન; હાર્યા રમતાં તમારા સ્વામી, આવી આભ જેવી મોટી ખામી. ૧૦ અન્ન દુષ્ટનું ખાધું મેં માત, માટે આવવું પડયું સાક્ષાત; સુણી દુતનાં એવાં વચંન, કર્યું પાંચાળીએ ત્યાંરૂદન. ૧૧ તેણે સમે પોતે નીરધાર, હતાં રજશ્વળા દેહે સાર; કહે કીંકરને પછી વાત આ શું બોલ્યો તું તો મારા ભ્રાત. ૧૨ હજુ સીંધુએ તો આણીવાર, નથી મરયાદા લોપી લગાર; તેવા તેજસ્વી પુર્ણ દીનેશ, એ તો ઝાંખો થયો નથી લેશ. ૧૩ વળી સીંહ ચુકયો નથી ફાળ, કેમ કરે તું આવો ઉચ્ચાર; રજો દોષમાં છું આ વેળાય, માટે બારણે નવ નીકળાય. ૧૪ બ્રહ્ન બેઠા છતાં વળી આજ, હાવું કેમ થવા માંડયું કાજ; ભાઇ આવડે તુજને જેવો, દેજે પાપીને ઉત્તર તેવો. ૧૫ એવી સતીની સાંભળી વાણી, ચાલ્યો દાસ દયા દીલ આણી; વીના દ્રૌપદી એકલો એહ, આવી ઉભો સભા વીશે તેહ. ૧૬ બોલ્યો દુર્યોધન તેણીવાર, લાલચોળ થઇ નીરધાર; અલ્યા કીંકર શું કર્યું કાજ, કેમ એકલો આવ્યો તું આજ. ૧૭ ત્યારે બોલીયો દાસ વચંન, સુણો ભુપતી દુરયોધન; ગંગા સ્નાને પાતક ન જાય, વદે ધરમ અસત્ય વાચાય. ૧૮ રામચંદ્ર કરે વ્યભિચાર, ત્યારે મારાથી આવે એ નાર; એવી સાંભળી દુતની વાત, મારી દુર્યોધને ઉઠી

ભ્રાત. ૧૯ પછી ભ્રાત પોતા તણો જેહ, દુષ્ટ દુશ્યાસન નામે તેહ; તેને પાપીએ આપી રજાય, તેથી ચાલ્યો તે સત્વર રાય. ૨૦ આવ્યો અધરમી સતી પાસ, ઉભો સોટી ગ્રહીને પ્રકાશ; તેને દેખીને દ્રૌપદી નાર, થયાં નીસ્તેજ આંખાં અપાર ૨૧ જેયમ સ્વર ભાનુથી શશી સુર, વળી અંજાર દેખી મયુર; થાય ક્ષીણ કળા થકી સાર, એવી રીતે બન્યાં બોત નાર. ૨૨ વળતી દુશ્યાસન બોલ્યો ત્યાંય, ચાલ રંડા તું સભાની માંય; એવી રીતે કહી તેણે રીશ, ઝાલ્યો ચોટલો આણીને શીસ. ૨૩ નેત્ર સોટીથી મારતો માર, લીધાં મારગમાં નીરધાર; આવ્યો તેહીને સભામાં જ્યારે, ત્રાહ ત્રાહ કરે સઉ ત્યારે. ૨૪ ભીષ્મ દ્રોણ કૃપાચાર્ય જેહ, પોંચા કર્ડવા લાગ્યાજ તેહ; બોલ્યો તે સમે યુયુત્સુ રાય, ઉભો થઇ સભામાં તહાય. ૨૫ અલ્યા દુરીયોધન મતી દુષ્ટ, તારા ઉપર પ્રભુ થયા રૂષ્ટ; જેણે જોયા સતી કેરા વાળ, થાશે તેહનો રણમાં કાળ. ૨૬ એવું સાંભળી અંધ કુમાર, કહે છે યુયુત્સુને તેણે ઠાર; અલ્યા કેમ લોપી મારી લાજ, માટે જાને તું અહીંથકી આજ. ૨૭ મારા રાજ્યમાં જો તું રહીશ, તો તો છેદીશ હું તારૂં શીશ; વસ્ત્ર તાણવાનો પછી સાર, કર્યો પાપીએ મનમાં વિચાર. ૨૮ આપી દુશ્યાસનને રજાય, ત્યારે ઉઠયો તે અધરમી કાય, એવું દેખીને આચર્ણ ત્યાંય, ભીમસેન ક્રોધે ચઢયો ત્યાંય. ૨૯ કેહે છે અર્જુનને સુણ ભ્રાત, લાવ્ય અગ્ની આ વેળા સાક્ષાત; બાળું ધર્મના હાથ હું આજ, જેનાવડે થયું આવું કાજ. ૩૦ મારૂં કૌરવને હું તો ઠેર, પછી પત્ની લેઇ જઇએ ઘેર; દેખી આદીત્ય કેરી કળાય, સુર્ય કાન્ત મણી ન છુપાય. ૩૧

જ્યારે અસુર દેવને દમે, ત્યારે વિષ્ણુ ઢાંક્યા કેમ રહે; તેમ તારૂણીનિ લેતાં લાજ, કીયો બેશી રહે પતી આજ. ૩૨ એવાં ભીમનાં સુણી વચંન્ન, બોલ્યો હાથ ગ્રહી અરજુન; ભાઇ સત્યે રહ્યું આ આકાશ, તપે સત્યથી તરણી પ્રકાશ. ૩૩ તેવી રીતે મોટા ભાઇ જેહ, પાંડુરાજાને ઠેકાણે તેહ; તેનું વચન જો વ્યર્થ જાય, ત્યારે પ્રથ્વી રસાતાળ જાય. ૩૪ એવું સમજાવી અરજુને સાર, શાન્ત પમાડયો વાયુ કુમાર; ત્યારે સતીએ કરી રૂદન, જોયું સ્વામીના સામું રાજંન. ૩૫ દીઠા તેમને નીસ્તેજ જ્યારે, પ્રભુ સંભારીઆ તેણીવારે; જા-ણ્યું અંતરમાં નીરધાર, નથી એ વીના બીજો આધાર. ૩૬ ॥ વલણ ॥ પાંચાળી પ્રભુને કરે, અરજી તેણે ઠાર્રે; કુવેં કહે તેને સુણો, જેમ આવે કીરતારરેરેરે. ૩૭ ॥ ઇતિ શ્રી પાં-ડવ ચરિત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત સભા પર્વણી દુષ્યાસનેન દ્રૌપદી સભા પતિઆનીતા નામ નવમો અધ્યાયઃ ॥ ૯ ॥

કડવું ૧૦ મું.

॥ રાગ દેવગંધારા ॥ કમળાના સ્વામી આ સમે કરૂ-ણારે કરજો, નારાયણ નામી આ અરજી ઉરમાં ધરજોરે કમ-ળાના સ્વામી આ સમે કરૂણારે કરજો. ટેક. આ અવસર એળે અલબેલા જુગજીવન જો જાશે, તો તો સો માણીની વચ્ચે દેહ ઉઘાડા થાશેરે. કમ૦ ૧ પ્રાણજીવન પતી મારા તે તો સત્ય થકી બંધાયા, દગો કરી દુષ્ટે કોતરીયા તે થકી આજ વહાયારે. કમ૦ ૨ એક વસ્ત્ર મેહેરીને ઉભી દેખે કા-ઢી મુવાલી, નેરવી સઉ વીટઇ બેઠા જયમ હાથણી કેડમાં ઝાલીરે. કમ૦ ૩ અબળાને આવું દુઃખ પડતાં મરવું સો-

હુન સારૂ, જયમ નિરધનને નગ્રમાં રેહેતાં વનમાં વસવું પ્યારૂંરે. કમ૦ ૪ રજશ્વળા રામાને ઘરમાં ગુપ્ત જગાએ રહેવું, મુજનેતો સભામાં આણી આતે સંકટ કેવુંરે. કમ૦ ૫ કોટીક જીવ તમને સંભારે ત્રીકમ અંતરજામી, મારાતો મનમાં એક તમે નર્ક નિરવાણ નામીરે. કમ૦ ૬ ઝાજુ તમને શું કહું શ્રીજી જસોદાજીના જાયા, જ્યાં જ્યાં ભક્ત ને ભીડ પડી ત્યાં વાહરે વિઠલ ધાયારે, કમ૦ ૭ મચ્છરૂપ ધરી મનુને રાખ્યા વેદ બ્રહ્માના વાળ્યા, કચ્છરૂપથી સીંધુ વલોવ્યો સુર સઘળાને પાળ્યારે. કમ૦ ૮ તેવી રીતે સુકર થઇને વસુધાજળથી આંણી, ત્યારપછી પ્રલ્હાદ ઉગાર્યો નરહરી થઇ નિરવાણીરે. કમ૦ ૯ વામન રૂપે બળીને છળીયો સંપત્તી સઉ લીધી, તેમ તમે દ્વીજ દેહ ધરી નક્ષત્રી પ્રથ્વી કિધીરે. કમ૦ ૧૦ રામરૂપ ધરી રાક્ષસ મારયા રાવણ રણમાં રોળ્યો, કૃષ્ણ કૃપાનિધી કંસ નીકંદન ગીરી ગોવરધન તોળ્યોરે. કમ૦ ૧૧ વિપત વખતમાં વેહેલા આવો સમરથ સારંગ પાણી, વિશ્વનાથ નાવલંબ કરો મુને સુભદ્રા સરખી જાણીરે. કમ૦ ૧૨ આ અરજી સાંભળી પ્રભુ ધાયા ભોજન પડતું મેલી, ગરુડે ચઢી ગોવીંદ પધારયા રઘુપતી રાંકના બેલીરે. કમ૦ ૧૩ અંત્રિક્ષે અલબેલો ઉભા વસ્ત્ર ગાંસડી સાથે, દ્રૌપદીએ તેને દેખીને નમન કરયું બે હાથે રે, કમ૦ ૧૪ પછી પાંચાળી રૂપે બનીયા સરવ કર્મના સાખી; અબળાને પક્ષીપતી ઉપર અંત્રિક્ષે તો રાખીરે. કમ૦ ૧૫ વસ્ત્ર તાણવા લાગ્યો વળતી દુસ્યાસન જે વારે, તે વખતે ફરવા લાગ્યા પ્રભુ ફરકડી માફક ત્યારેરે. કમ૦ ૧૫ એક એકને વળગેલું અંબર નવું નવું નીકળી આવે, દુસ્યા-

સનના હાથ દુખ્યા એ માયા પ્રભુની કાહાવેરે. કમ૦ ૧૭ એવાં એવાં વસ્ત્ર નિકળ્યાં નવસેંને નવાણું; ત્યારે પાપી ઉઠયો ત્યાંથી કામ અલૌકીક જાણ્યું રે. કમ૦ ૧૮ એમ પ્રભુએ લજ્જા રાખી વાત વિશ્વમાં ચાલી; દુર્ગા કેહે તે પ્રભુને ભજવા કરમાં માળા ઝાલીરે. કમળા. ૧૯ ॥ વલણ ॥ લજ્જા રાખી ઇશ્વરે પુર્યાં ચીર તહાયરે; દુર્ગા કહે તે દેખીને કૌરવ વિસ્મય થાયરે. ૨૦ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતરગત સભાપર્વણી ઇસ્વરેણ દ્રૌપદિ લજ્જા રક્ષિતો નામ દશમો અધ્યાયઃ

## કડવું ૧૧ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન બોલ્યા વળતી સુણજનમેજયરાય; કૌરવ સર્વે વિસ્મય પામ્યા આતે શું કેહેવાય. ૧ વસ્ત્ર તાણતાં હાથ દુખ્યા પણ નગ્ન થઇ નહીં નાર; કેવળ ચિતરણું અંગે એનું ઢીંગલીરૂપે નાર. ૨ પછી દુર્યોધન સતીને કેહે છે સાંભળ સુંદરી શાણિ; મુજ ખોળામાં બેસો આવી પ્રેમે કરૂં પટરાણી. ૩ તે વખતે પાંચાળી કેહે છે સુણો દુર્યોધનરાય; કોઇ વખતે તમ ખોળે પડશે ભીમ તણી ગદાય. ૪ વળતિ અંધકુંવરે કિધિ પાંડવને આજ્ઞાય; પાંચે ભાઇ વનમાં જાઓ નગ્રમાં નવ રેહેવાય. ૫ એવું વાકય સુણીને ઉઠયા કુંતાના કુમાર; નિજ માતાની પાસે આવ્યા ક્ષણું નવ લાગી વાર. ૬ પાંચે ભાઈ કરજોડી કેહે છે માતાને વચન્ન; આ વખતે આજ્ઞા તમે આપો જાવું અમારે વન્ન. ૭ માતાજીએ જાણી એવી વન જાવાની વાત; ત્યારે મુરછા ખાઇને પડીયાં કિધાં આંસુપાત. ૮ યુધિષ્ટીર કેહે માજી ચાલો વીદુરને દરબાર, દ્રોપદીને સુભદ્રા સાથે ત-

મે રહ્યા તે ઠાર. ૯ એવું વાકય સુણીને બોલ્યાં પાંચાળી વચન્ન; અરે પતી આવું શું બોલો અઘટિત પ્રાણજીવન. ૧૦ સુર્ય કિર્ણને જળ લહેરી એ કયમ કરી જુદાં થાય; ત્યમ ત્રિઆને પતિ વીયોગે પળયુગ જેવી જાય. ૧૧ અબળાને સુખ દુઃખમાં રહેવું સ્વામી કેરી સાથ; તે માટે હું સાથે આવીશ સત્યે કહું છું નાથ. ૧૨ ત્યારે ધર્મ કહે વન વિસે દારૂણ દુઃખ અબળાય; વાઘ વરૂ જીવ જંતુ પજવે રાક્ષસ તો ખઈ જાય. ૧૩ ભોંય સુવુંને ફળ ફુલ ખાવું વલ્કલ પહેરવાં સાર; શિતળ જળથી નાવાનું ત્યમ તજવી નીંદ્રા નાર. ૧૪ દ્રૌપદી કહે તે સહન કરીશ હું તમે કહ્યું સહુ તેહ; પણ મુજને સંગે નહીં લ્યો તો પાડીશ મારો દેહ. ૧૫ એવું સાંભળી કુંતાજીએ આપી ત્યાં આજ્ઞાય; ભઈ એને સાથે લેઈ જાઓ જાળવશે જદુરાય. ૧૬ ત્યાર પછી સરવે જણ આવ્યા વીદુરને દરબાર; કાકાને પાંચેજણ નમીયા પ્રેમ થકી તે ઠાર. ૧૭ અભીમન્યું કુંતા સુભદ્રા તેને સોંપ્યાં ત્યાંય; વળતી મળવા માટે આવ્યા ગુરૂદાદો છે જયાંય. ૧૮ તે સર્વેને વંદન કરીને પાંડુના કુમાર, પાંચાળીને સાથે લેઇને નીકળ્યા પુરની બાહાર. ૧૯ દ્રોણભીષ્મને વીદુર આવ્યા વળાવા રાજન્ન, તેતો સર્વે કહેવા લાગ્યા ગદગદ થઈ વચન્ન. ૨૦ થોડા દીનમાં દુઃખ હણાશે સુખીયા થાશો બાળ, છેવટ ભાગે થાશે નીશ્ચે કપટી કેરો કાળ. ૨૧ તે સમે દ્રૌપદીએ કીધો સુર્યને નમસ્કાર, વળતી ત્રણ ચપટીયો મુકી રેણું શીરમાં સાર. ૨૨ તેનું કારણ એવું તે તું સુણ જનમેજયરાય, ત્રણ ફેરા હસ્તીનાપુરી નીશ્ચે ઉજડ થાય. ૨૩ પછી સર્વેને નમીને ચાલ્યા કુંતા કેરા તન્ન; મહાવન કેરો મારગ આ-

લ્યો સત્ય વીચારી મન્ન. ૨૩ ॥ વલણ ॥ પાંડવ વનમાં સંચર્યા વરત્યો હાહાકારરે; દુરગો કહે પુરૂં થયૂં સભા પર્વ આઠારરેરેરે. ૨૫ ઇતીશ્રી પાંડવ ચરીતરે કવી દુરગાશંકર વીરચીતે મહા ભારથાંતર ગત સભાપર્વણી પાંડવ વન મધ્યે ગતો નામ એકાદશો અધ્યાયઃ ॥ ૧૧ ॥



# વનપર્વ.

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી શારદાએ નમઃ ॥ અથ વનપ-
ર્વ પ્રારભ્યતે. ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણી પેરે બો-
લ્યા સુણ સતવાદી રાય; વીસ્તારી સંભળાવું તુજને વન
પર્વ મહીમાય. ૧ પાંડવ પોતે ચાલ્યા ત્યાંથી કામ્યક વનની
માંય; એક સરોવર ઉપર ઉતર્યા તરૂવર નીચે ત્યાંય. ૨ પર્ણ
કુટી બાંધી ત્યાં વશીયાં છોયે જણ નીરધાર; તે જગ્યાએ
વસ્ત્ર ઉતારી વલ્કલ પહેર્યાં સાર. ૩ ભુપતી ભીક્ષુક રૂપે બની-
યા દૈવગતી કહેવાય; ઇશ્વર કેરી અકળ કળાછે તેને ઓળ-
ખ રાય. ૪ જેને ખાવા ખટરસ તેને ફળ ફુલ કેરો આહાર;
પુષ્પ તણી શય્યાને બદલે ભોંય પથારી સાર. ૫ એવી રીતે
દુઃખ વડે ત્યાં વનમાં પાંડુ બાળ; તે ઠેકાણે આવી પોહોંચ્યો
માયાસુર તતકાળ. ૬ છેટે રહીને કરી ગર્જના તેણે તો રા-
જન્ન; વળતી તેણે ખુબ વધાર્યું પર્વત જેવું તંન્ન. ૭ તેને
દેખી ભીમસેન તો આવ્યો તેની પાસ; ત્યારે પાપી કહેવા લા-
ગ્યો માયાસુર પ્રકાશ. ૮ અલ્યા ભીમ તું સઘળે જીત્યો અસુ-
ર હણ્યા બળવાન; પણ આ વખતે ઉતારૂં હું તારો તો અભી
માન. ૯ એવું વાકય સુણીને કોપ્યો કુંતાનો કુમાર; ત્યાર
પછી તે દૈત્યની સાથે વઢવા લાગ્યો સાર. ૧૦ બેઉજણ શુ-
રા બળમાં પુરા નહીં ખાંપણને ખોડ; મેરૂ ને મંદરાચળ જે-
વા ઐરાવતની જોડ. ૧૧ મલયુદ્ધ તે કરવા લાગ્યા કળા
થકી મહાકાય; પ્રથ્વી ઉપર પડીને પાછા સત્વર ઉભા થાય.

૧૨ એકએકને ઉછાળે ઉંચા આણી અહકી રીસ; મુસ્તક મધ્યે ઢીંકો મારે તાણીને તે દીશ. ૧૩ ભીમસેનના મારથકી ગભરાયો પાપી એહ; ત્યારે માયાસુરે કીધો અજગર કેરો દેહ. ૧૪ વળતી તેણે વદન વીકાસ્યું દીસંતુ વિકાળ; તેમાં વાયુસુતને મુકી ગળી ગયો તતકાળ. ૧૫ એવું દેખી અરજુન આવ્યો અસુર કેરી પાસ; તેને પણ ગળીયો તે રીતે પાપીએ પ્રકાશ. ૧૬ એવી રીતે પાંચે ભાઇને ગળીયા જેણી વારે એટલે દ્રૌપદી રડવા લાગ્યાં પ્રથ્વી કંપી ત્યારે. ૧૭ સતીએ શ્રીહરીને સંભાર્યા ધ્યાન ધરી તે ઠાર; ત્યારે ત્રીકમ આવી પોહોચ્યા ઉતાવળા નીરધાર. ૧૮ તેને દેખી માયાસુરે જોર કર્યું રાજન્ન; પરમાત્માને મુખમાં મુકી બીડયું તર્ત વદન્ન. ૧૯ એટલે હરીએ દેહ વધાર્યો યોજન એક વીશાળ; તે થકી તાળવું ફાટયું વળતી અસુર તણું તતકાળ. ૨૦ માયાસુર એમ મ્રત્યું પામ્યો પાપી તેણે ઠાર; પછી તેને ચીરીને કાઢયા પ્રભુએ પાંડવ બહાર. ૨૧ પાંડુ પુત્રે પ્રભુને દેખી કીધો નમસ્કાર; વળતી સામાસામી મળીયા વરત્યો જયજયકાર. ૨૨ ॥ વલણ ॥ પાપીકેરા પેટમાં નવ પચીયા ભુપાળરે; દુર્ગા કહે એવી કૃપા કેશવનીજ વીશાળરેરેરે. ૨૩ ઇતિશ્રી પાંડવ ચરીતરે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વન પર્વણી કષ્ણેન કામ્યકવને માયાસુર હતો નામ પ્રથમો અધ્યાયઃ ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન્ન, મળ્યા પાંડવને નંદ તન્ન; સામા સામી પછી તેણે ઠાર, પુછી કુશળતા નિરધાર. ૧ આવ્યા એવામાં દ્રુપદરાય, તેડી પોતાની સર્વે

પ્રજાય; તેને આવતા દેખી રાજન્ન, થયા પાંડવ કૃષ્ણ પ્રસન્ન. ૨ ઉભા થઇ પછી તેણે ઠામ, પુછી કુશળતા અભીરામ; દ્રૌપદીને જોયાં તેણે ઠાર, રોયાં માતા તેની નિરધાર. ૩ ત્યારે પાંચાળીને ઓછું આવ્યું, તદપી નીર નેત્રે થોભાવ્યું; બોલ્યો તે સમે દ્રુપદ બાળ, નામ શિખંડી જેનું વિશાળ. ૪ ભીષ્મપિતા છતાં વળી આજ, કર્યું કૈરવોએ કુડું કાજ; માટે કોઇ સમે જુગદિશ, છેદીશ ગાંગેવનું હુંતો શિશ ૫ ધૃષ્ટધુમ્ન બોલ્યો તેણીવાર, કરીશ દ્રૌણનો હુંતો સંહાર, સુણી ભીમ વધો આણી ક્રોધ, લેવિ કૈરવોની મારે શોધ. ૬ ત્યારે અરજુંન બોલીયો વાણ, કર્ણાદિકના લેઇશ હું પ્રાણ; તોય દ્રૌપદીની માત જેહ; નથી છાનાં રહેતાં વળી તેહ. ૭ વળતી બોલ્યા ત્યાં નંદકુમાર; હુંતો યુદ્ધ વિશે નિરધાર; થઇશ સારથી અરજુન કેરો, રથ હાંકીશ વેગે ઘણેરો. ૮ નિર્દય પ્રથ્વીની નાંખીને જાળ, કરાવીશ હું સર્વનો કાળ; એવાં કૃષ્ણનાં સુણી વચન, પામ્યાં રાણીજી સંતોષ મન્ન. ૯ પછી બોલીયા દ્રુપદરાય, હવે આપોને ધર્મ રજાય; રેહેજો વન્ન વિશે હુશિયાર, જેમ વિધ્ન ન થાય લગાર. ૧૦ પછી બોલ્યાં દ્રૌપદીની માય, બેન કરજો કંથ સેવાય; પતિવ્રતાને પોતાનો ધણિ, જાણવો શુદ્ધ પારસમણી. ૧૧ પતિને ખોટું લગાડે જેહ થાય વનમાં વાંદરી તેહ; પતીના પેહેલું ભોજન કરે, તેતો નર્કમાં નિષ્ચે સંચરે. ૧૨ પતી વિના પેહેરે શણગાર, તેતો સાપણી થાય છે નાર; પતી પહેલું કરે જે શયન્ન, તેનું રોગીષ્ટ રહે છે તન્ન. ૧૩ માટે પુત્રી વિચારીને ન્યાય, કરજો કંથની નિત્ય સેવાય; એવી શિખામણ દઇ સાર, થવાં રાણીને રાજા તૈયાર.

૧૪ ઘણે અંતરમાં કરી ખેદ, આવ્યો પોતાના નગ્રમાં તેહ; તેણે સમે આપી ઘણી ધીર, થયા વિદાય શ્યામ શરીર. ૧૫ રહ્યા પાંડવ વનમાંય, સરોવરના કાંઠાપર ત્યાંય; જાણી દુર્યોધને એહ વાત, ત્યારે બોલાવ્યો કર્ણ સાક્ષાત. ૧૬ શકુનિને વળી દુસ્યાશન, તેને બોલાવ્યા મોકલી જન્ન; પછી બોલીયો અંધકુમાર, મારી સંગાથે થાઓ તૈયાર. ૧૭ જઇએ કામ્યક વનની માંય, પાંડુ પુત્ર રહ્યા છેજ ત્યાંય; સારા પહેરૂં હું તો શણગાર; જેથી મોહ પામે તેની નાર. ૧૮ દ્રૌપદી જ્યારે લાવીએ ઘેર, ત્યારે વળે સઉ મારૂં વેર; એવું કહીને અંધકુમાર, થયો જાવાને માટે તૈયાર.૧૯ ભાનુમતી આદીનારી જેહ, લીધિ સંગાથે સર્વે તેહ; લીધી ફોજ ઘણી નિરવાણ, ગજ રથ ને ઉંટ કેકાણ.૨૦ એવે ઠાઠે ગાંધારીનો બાળ, આવ્યો વન વિશે તતકાળ; તંબુ તાણી પડયો તેણે ઠાર, પર્ણકુટી પાસે નિરધાર. ૨૧ ચાલે વર્ણાગી કરીને એહ, જુવે દ્રૌપદીના સામું તેહ; તોય લેખવતાં નથી નાર, યોગ માયાતણો અવતાર. ૨૨ જેને બ્રહ્માદિક નવ કળે, તેતો દુષ્ટથકી કયમ ચળે; પછી કૌરવને કૌરવની નાર, તેણે કેફ કરી નિરધાર. ૨૩ વળી પડયાં સરોવર માંય, જળક્રિડા કરવાને ત્યાંય; સામાસામી છાંટે જળ સાર, નગ્ન રૂપ થઇ નરનાર. ૨૪ એવું નિર્લજ અત્યંત કામ, દીઠું ઇંદ્રિના ગણે તે ઠામ; ત્યારે પેઠો સરોવર માંય, ભારા નરનારીના બાંધ્યા ત્યાંય. ૨૫ તેને લેઇને ઉડયો આકાશ, દીઠું યુધિષ્ઠિરે તે પ્રકાશ; ત્યારે અર્જુનને કહે ધર્મ, ભાઇ થયું આ અઘટીત કર્મ. ૨૬ મારી નજરે જોતાં સાક્ષાત, ચિત્રકેતું ચાલ્યો લેઇ ભ્રાત; માટે મુકીને બાણ આ કાળ, છોડાવો ધૃતરાષ્ટ્રના બાળ. ૨૭

સુણી ભીમ વદ્યો સત્ય વાત, મોટા ભાઈ મુકોએ પંચાત; તેને કર્મે તેને લેઈ જાય; તેની આપણે શી છે ચીંતાય. ૨૮ ત્યારે ઝાલ્યું યુધિષ્ટીરે ચાપ, જેનો રૂદ્રના જેવો પ્રતાપ; જોઇ અરજુને વિચાર્યું મન્ન, નહીં માને એતો ધર્મ તન્ન. ૨૯ એવું વિચારીને કામ કીધું, ધર્મ પાસેથી ધનુષ્ય લીધું; પછી તેહનો કરી ટંકાર. મુક્યાં ઉભય બાણ તે ઠાર. ૩૦ ચાલ્યાં આકાશ મારગે તેહ, વીંધ્યો ચિત્રકેતુ કેરો દેહ; હાથ શરાયા તેહના જ્યારે, ભારા નાંખી દીધા તેણીવારે. ૩૧ પડયા હેઠળ તેહ પ્રકાશ, ત્યારે ભીમ આવ્યો ભારા પાસ; એકે એકે તાણી કાઢી સાર, પછે ઉશેટયા અંધકુમાર. ૩૨ ભાન આવીયું દુષ્ટોને જ્યારે; નાઠા ત્રાસ પામી તેણીવારે; જાણ્યું વ્રકોદર લેશે પ્રાણ, માટે ઘેર જવું નિરવાણ. ૩૩

॥ વલણ ॥ એ રીતે કૌરવતણું, માન ઘટયું વળી ત્યાંયરે, દુર્ગો કહે પછી આવીયા હસ્તીનાપુર માંયરેરેરે. ૩૪ ઇતિશ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત વનપર્વણી દુર્યોધન માનભ્રષ્ટો નામ દ્વિતીયો અધ્યાયઃ ॥ ૨ ॥

### કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાંણ, સુણો ભુપ ચતુર સુજાણ; પછી પાંડવે કીધો વિચાર; હવે રેહેવું નહીં આણે ઠાર. ૧ એવું વિચારીને ચાલ્યા તેહ, તપે તાપથી પંથમાં દેહ, વાગે ચર્ણમાં કાંટા અપાર, બોલે બીહામણાં પક્ષી સાર. ૨ એવું ભોગવતા કષ્ટ દેહ, આવ્યા ધોમ્યને મુકામે તેહ; મળ્યા મુનીને પાંડુકુમાર; કહયો દુખ પડયાનો પ્રકાર. ૩ રહ્યા ત્યાર પછી તેણે ઠામ, સુણે જ્ઞાન કથા અભી-

રામ; થોડા દીન રહી તેણે ઠાર, થયા જાવાને ત્યાંથી તૈયાર. ૪ ધૌમ્ય મુનીને કહે ધર્મ રાજ, આપો રૂશી હમોને રજાયે; તમતણો મહારાજ સ્નેહ, નથી વીસરતો ક્ષણું એક. ૫ પણુ કરવી અમારે જાત્રાય, જોવી તિરથ કેરી જગાય; 'એવાં ધર્મનાં સુણી વચન, થયા ગદગદ વિપ્રના તંન. ૬ પછી કહેવા લાગ્યા તેણે ઠાર, સુણો પાંડુ રાજાના કુમાર; સત સંગ જેવો લાભ એક, નથી જક્તમાં બીજો વિશેક. ૭ તાપ ત્રિવીધીના જે કહેવાય, તેતો સત સંગથી છોટા થાય; અતી અધમ તે ઉંચ થાશે, અંતકાળે પ્રભુને પમાશે. ૮ તમારા સંગથી ધર્મરાય, નીત્ય આનંદ મુજને થાય; માટે મળજો કોઈ દીન ભુપ, કૃપા કરી મારાપર અનુપ. ૯ વળતી મુનીને લાગીને પાય, ચાલ્યા પાંડવ ત્યાંથી તદાય; આવ્યા દ્વૈતવન વીશે તેહ; જેને વહાલા છે સ્યામળ દેહ. ૧૦ ઈંદ્રેશ્વર મહાદેવ પાસ, બાંધી આશ્રમ કીધો નીવાસ; આવ્યા એવામાં નારદ દેવ, તેને પાયે નમ્યા તતખેવ. ૧૧ પછી હાથ જોડી તેણે ઠાર, બોલ્યાં પાંચાળી તો નીરધાર; સુણો દેવ રૂશી મારી વાત, દુઃખ ભાગો આ વેળા સાક્ષાત. ૧૨ અન્ન વીના જશે હવે પ્રાણ, માટે મંત્ર આપો નીરવાણ; એવું સતીનું સુણીવચન્ન, થયા પ્રસન્ન બ્રહ્માના તન્ન. ૧૩ આપ્યો સુર્યનો મંત્ર તે ઠાર, બતાવ્યો જપવાનો પ્રકાર; ગયા બ્રહ્મલોકે પછી એહ, જપે જુવંતી તો મંત્ર તેહ. ૧૪ થયા આદીત્ય તેથી પ્રસન્ન, બોલ્યા દ્રૌપદી સાથે વચન્ન; માગ માગને તું અબળાય, આપું જે કહું તે આ વેળાય. ૧૫ ત્યારે દ્રૌપદી કહે મહારાજ, ક્ષુધા પીડે હમોનેજ આજ, દુઃખ તેહ તણું નાશ થાય, એવો બતાવો કંઇક ઉપાય. ૧૬ સુણી સૂર્યે દયા

કરી સાર, આપ્યું અક્ષય પાત્ર તે ઠાર; એહ પાત્રનો ગુણ અથાક, ધારે તેવો નીકળે છે પાક. ૧૭ જમે કોટીક નરને નાર, તોય ખુટે ન અન્ન લગાર; જ્યારે દ્રૌપદી તો પોતે ખાય, ત્યારે બંધ પડે સુણ રાય. ૧૮ બીજે દિવસે થાતાં પ્રભાત, પાછું ચાલતું થાય સાક્ષાત; એવું આપીને પાત્ર તે સ્થાન, થયા આદીત્ય અંતરધ્યાન. ૧૯ પછી પાંડવ પામીયા સુખ મટ્યું અન્ન વસ્ત્ર તણું દુઃખ; નીત્ય જમાડે વીપ્ર પચાશ, આપે દક્ષણા આણી ઉલ્લાસ. ૨૦ જાણી દુર્યોધને એહ વાત, ત્યારે પામીયો ખેદ સાક્ષાત; તજ્યો નીંદ્રા ને ખાવાનું અન્ન, થયું નીસ્તેજ તેથી વદન્ન. ૨૧ પુછ્યું શકુનીએ તેણીવાર, કયમ સુકાયો તું નીરધાર; ત્યારે બોલીઓ પાપી પ્રમુખ, પામ્યા પાંડવ વનમાં સુખ. ૨૨ જાણી ખબર મામા મેં તેહ, તેથી સુકાય છે મારો દેહ; આવ્યા એવામાં દુર્વાશા રૂશી, તેને જોઇને થયા ખુશી. ૨૩ તેની સંગાથે તો નીરધાર, વીદ્યારથી છે એક હજાર; બોલ્યા મુનીવર પછી વચન્ન, કરાવો આજ અમને ભોજન્ન. ૨૪ હવે શકુની કહે રૂશીરાય, એક બતાવું સેહેલો ઉપાય; થશે રાંધતાં અમને વાર, માટે જાઓ પાંડવ પાસે સાર. ૨૫ અક્ષય પાત્ર મળ્યું મહારાજ, તેથી તર્ત જમાડશે આજ; માટે કહ્યું માનો રૂશીરાય, જેથી ક્ષુધા તમારી હણાય. ૨૬ ॥ વલણ ॥ એવું સુણીને ચાલીયા દુર્વાસા મુનીરાયરે; દુર્ગો કહે તેનો વળી પાંડવ પાસે જાયરેરેરે. ૨૭ ઇતીશ્રી પાંડવ ચરીતરે કવી દુરગાશંકર વીરચીતે માહાભારથાંતર ગત વનપર્વણી પાંડવ દ્વૈતવને અક્ષયપાત્ર પ્રાપ્તોનામ ત્રતીયો અધ્યાયઃ ॥ ૩ ॥

કડવું ૪ થું.

॥ રાગ સામેરી ॥ વૈશમ્પાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વળતી વ ામાં પાંડવ પાસે મુની આવ્યા તહાય. ૧ તેને દેખી પાયે લાગ્યો કુંતાનો કુમાર; આસન આપી પુજા કીધી પ્રેમ થકી તે ઠાર. ૨ ત્યારે ત્યાં દુર્વાસા બોલ્યા સુણો યુધિષ્ટિરરાય; ભોજન આજ કરાવો અમને જેથી તૃપ્તી થાય. ૩ એવું સાંભળી પાંડવને તો પડી પેટમાં ફાળ; અક્ષય પાત્ર થકી નહીં નીકળે ભોજન તો આ કાળ. ૪ ના કહીશું તો દુર્વાસા મુની દેસે ભારે શ્રાપ; તે માટે હાવે શું કરવું બેઉ વાતે સંતાપ. ૫ એવું ધારી યુધિષ્ટિર કહે મુનીવરને તે ઠાર; સ્નાન કરીને જમવા આવો અત્રિના કુમાર. ૬ એટલે નહાવા માટે ચાલ્યા મુની મહાનુભાવ; તે પછી પાંચે ભાઇએ કીધો એક ઠરાવ. ૭ દુર્વાસાનો સેહેવો પડશે ભારે ભયંકર શ્રાપ; તે માટે બળી મરીએ આપણ જયમ લાગે નહીં પાપ. ૮ વાયુસુત પછી વીણી લાવ્યો કાષ્ટ ઘણાં તે ઠાર; તેની તર્ત બનાવી ચીતા બળવાને નીરધાર. તેમાં ૯ અગ્ની મુકયો વળતી સુણ જનમેજયરાય; ત્યારપછી ફરવાને લાગ્યા સંભારી જદુરાય. ૧૦ અંતરજામીયે તે જાણી બળવા કેરી વાત; ત્યારે તેની પાસે આવ્યા ઉતાવળા જગતાત. ૧૧ તેને દેખી પાંડુ પુત્રે કીધો નમસ્કાર; વળતી દુર્વાસા આવ્યાના કીધા સમાચાર. ૧૨ ત્યારે ત્રીકમ સતીને કેહે છે લાગી મુજને ભુખ; તે માટે કાંઇ ખાવા આપો જેથી થાયે સુખ. ૧૩ પાંચાળી કહે તેને સારૂ બળી મરીએ મહારાજ, અક્ષય પાત્ર થકી નવ નીકળે તલપુર ભોજના આજ. ૧૪ જદપતી કહે શું બોલો છો પાંચાળી અ-

વાર; પાત્ર તમારૂ દેખાડોને મુંજને તો નીરધાર. ૧૫ ત્યા-
રે સતીએ આણી આપ્યું ભોજન કેરૂં પાત્ર; તે લેઇને જો-
વા લાગ્યા સુંદીર સ્યામળ ગાત્ર. ૧૬ કીંચીત મહીં ચોટેલું
દીઠું તુલસીદળ રાજન્ન; તે તો મુખમાં મુકી ખાધું પોતે પ્રા-
ણજીવન્ન. ૧૭ તેથી આખું વીશ્વ પામીયું તૃપ્તી તેણે ઠાર
બ્રાહ્મણ તો તરફડવા લાગ્યા નદી કાંઠે નીરધાર. ૧૮ વળ-
તી તેને તેડવા સારૂ મોકલ્યો વાયુ તન્ન; તેતો વેગે આવી
પહોંચ્યો જ્યાં દ્વીજ કેરા તન્ન. ૧૯ ભીમને દેખી બ્રાહ્મણ
ભડકયા ત્યાંથી તર્ત પળાય; અલબેલે અમી મુકી છે તેથી
બહુ અકુળાય. ૨૦ વીપ્રની પાછળ નાઠો વળતી કુંતાનો
કુંમાર; આગળ જઇને આંતરીયા પછી સર્વેને તે ઠાર. ૨૧
વાયુસુત કહે જમવા ચાલો રસોઇ ટાઢી થાય; આવું કરવું
તુંતો અમને કહેવીતી વળી નાય. ૨૨ બ્રાહ્મણ કહે જાવા-
ધો અમને પાંડુના કુમાર; ઉદર અમારૂં તૃપ્ત થયું કંઈ કા-
રણથી આ વાર. ૨૩ એવું સાંભળી ચાલ્યો ત્યાંથી વાયુ કેરો
બાળ; પોતાને મુકામે આવ્યો ક્ષણમાં તેણે કાળ. ૨૪ બ્રા
હ્મણ કેરી વાત કહી ત્યાં વિસ્તારીને રાય; તે વખતે યુધિ-
ષ્ટિર સમજ્યા કૃષ્ણ તણી લીલાય. ૨૫ ત્રણ દીવસ ત્યાં ર-
હીને ચાલ્યા વળતી વીશ્વાધાર; દ્વારામતીમાં આવ્યા તે તો
સમરથ સરજનહાર. ૨૬ ॥ વલણ ॥ લજ્યા રાખી ભક્ત-
ની એ રીતે ભગવાનરે, દુર્ગો કહે તેને ભજો છોડીને અભી-
માનરેરેરે. ૨૭ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વી-
રચીતે મહાભારથાંતર ગત વન પરવાણી કૃષ્ણેન દુરવાસા ભ-
યાત પાંડવ રક્ષીતો નામ ચતુર્થો અધ્યાય. ॥ ૪ ॥

કડવું ૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેરે બોલ્યા સુણ સતવાદી રાય; બળદેવે હવે વીવા કીધો તેનો કહું મહીમાય. ૧ કૌરવે પાંડવને કાઢયા કપટ કરીને વન્ન; તેને સુણી રોહીણી પુત્રે વીચાર્યું વળી મન્ન. ૨ દુર્યોધન રાજાનો દીકરો લક્ષમણો કહેવાય; તેની સાથે સુરેખાનો જઇને કરૂં વીવાય. ૩ તે વારતા વીઠલે જાણી ત્યારે આવ્યા પાસ; મોટા ભાઇને કેહેવા લાગ્યા ન્યાય વચન પ્રકાશ. ૪ અરે ભાઈ તમે આ શું ધાર્યું દેખાતો અન્યાય; વાચદત કરેલી કંન્યા અન્યને કેમ અપાય. ૫ તોપણ બળદેવે નવ માન્યું તર્ત થયા તૈયાર, હસ્તીનાપુર માંહી આવ્યા કૌરવ કેરે દ્વાર. ૬ ભાણેજનો વીવા ભાગીને કીધો તેને ઘેર; લક્ષમણાને શ્રીફળ રૂપીયો આપ્યો આનંદ ભેર. ૬ ત્યાર પછી નીજ ઘેર આવીને લગ્ન લીધું રાજન્ન; મંડપ રૂડો બાંધ્યો ત્યાં તો ચિત્રાવ્યું સદન્ન. ૮ સુભદ્રાને કુંતા તેણે જાણી એતો વાત; ત્યારે બહુ કલ્પાંત કરીને કીધાં આંસુપાત. ૯ નિશાળેથી આવ્યો જ્યારે અભેમન્યું કુમાર; તે સમે ત્યાં રડતી દીઠી માતાને નીરધાર. ૧૦ એટલે બાળક કહેવા લાગ્યો માતાને વચન; મુજ છતાં શું દુઃખ તમારે કેમ કરો રૂદન. ૧૧ સુભદ્રા કહે વીવા તારો મામે કીધો ફોક; તે કારણથી દીકરા મુજને પડીયો આઝો શોક. ૧૨ તુજ પીતાનો કાકા તેને વનમાં જાણી સાર; લક્ષમણાની સાથે કીધો વીવા આણીવાર. ૧૩ એટલે અભેમન્યુંના થયાં નેત્રતો લોહીત વર્ણ; માતાને કેહે ચાલો સાથે કરૂં કંન્યાનું હર્ણ. ૧૪ એવું કહી તૈયાર થયો ત્યાં અર્જુન કેરો બાળ; આયુધ લેઇને રથમાં બેઠો ક્રોધે જેવો

કાળ. ૧૫ સુભદ્રા પણ સાથે ચાલ્યાં સુણ જનમેજય રાય; મારગ મધ્યે ભુલાં પડીયાં તેનો કહું મહીમાય. ૧૬ અવળે રસ્તે ચડીયાં એનો પડી અંધારી રાત; હેડંબાના વનમાં આવ્યાં સુત માતા સાક્ષાત. ૧૭ વ્રક્ષતણી ઝાડી બહુ ત્યાં- તો દારૂણ વન દેખાય; તેને દેખી અર્જુન પુત્રે ધનુષ્ય ધર્યું મહાકાય. ૧૮ અગ્નિ કેરો મંત્ર ભણીને મુકયું વળતી બાંણ તે થકી ઝાડી બળવા લાગી વ્રક્ષ બધાં નિરવાણ. ૧૯ ત્યાર પછી વરૂણાસ્ત્ર મુકીને વ્રષ્ટી કીધી રાય; તે પુઠે રથ હાંકી ચા- લ્યો વાયુ વેગે જાય. ૨૦ ગટોરગચ્છને જાણ થયું તે આવ્યો કોઈ રાજંન; તેણે વિશ્વાનળ વરસાવી બાળ્યું મારૂં વંન. ૨૧ તે માટે સંગ્રામ કરીને છેદુ એનું શીશ; એવું ધારી પાસે આવ્યો પાડી મોટી ચીસ. ૨૨ અભીમન્યું તે શ્રવણ કરી કે- હે સાંભળોને માતાય; અસુર કોઈ લડવાને આવ્યો નીશ્ચે આ વેળાય. ૨૩ તેની સાથે યુદ્ધ થશે અહીં સત્ય કહુંછું વા- ત; તે માટે તમે ધીરજ ધરજો અંતરમાં સાક્ષાત. ૨૪ એ- વામાંતો ગટોરગચ્છે લીલા કરી રાજંન; આકાશેથી થાવા લાગ્યા પત્થર પતન્ન. ૨૫ લોહી મુત્રને અસ્તી તેની વ્ર- ષ્ટિ થઈ અપાર; ત્યારે અભિમન્યુએ મુકયું રૂદ્ર બાણ તે ઠા- ર. ૨૬ તેણેનો રાક્ષસની કીધી માયા સર્વે નાશ; વળતી મંત્ર ભણીને મુકયાં સાયકતો પચાસ. ૨૭ તે સમે હેડંબા કુંવર કોપ્યો અપરંપાર; મંત્ર થકી કલ્પીને બનાવ્યા રાક્ષસ એ- ક હજાર. ૨૮ સર્વ મળીને અભીમન્યુને મારવા માંડયો અ- તિ; તોપણ સુભદ્રા સુત નવ હઠે જેની મોટી ગતી. ૨૯ માયાવીજે દૈત્ય થયાતા તેનો કીધો નાશ; વળતી ભીમ ત- ણા દીકરાને વીંધ્યો ત્યાં પ્રકાશ. ૩૦ તેથી તેને રીસ ચઢી

બહુ દૈવગતી અનુકુળ; અભીમન્યુના મુસ્તક વીશે માર્યું તિવ્ર ત્રિસુળ. ૩૧ મર્મ જગ્યામાં વાગ્યું તેતો જોર થકી નીરધાર. તેથી મુર્છા પામી પડીયો અરજુનનો કુમાર. ૩૨ એવું દેખી સુભદ્રાતો પડીયાં ખૈને લેહેર; અરે દેવ તમે આ શું કીધું વરત્યો કાળોકેર. ૩૩ વળતી ઘટોરગચ્છે લીધા બાળના શણગાર; તેને લઇને રાક્ષસી પાલ આવ્યો ભીમ કુમાર. ૩૪ અભીમન્યુ મર્ગાની કીધી હેડંબાને વાત ત્યારે તે જોવાને આવી વન વિશે સાક્ષાત. ૩૫ ॥ વલણ ॥ સુભદ્રાની તે સમે વળી જ્યારે મુર્છાચરે; દુર્ગા કહે પછી તે રડે દેખી સુતની કાયરેરેરે. ૩૬ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગા શંકર વીરચીતે મહાભાર્થાતર ગત વન પર્વણી અભીમન્યુ મુર્છા પ્રાપ્તોનામ પંચમો અધ્યાયઃ ॥ ૫ ॥

કડવું ૬ ઠું.

॥ રાગ વેરાડી ॥ મારા લાડકવાયા તન્ન, અભીમન્યું બોલો હો બાળા; હવે ધીરજ કયમ ધરૂં મન્ન, મને લાગે બીહામણું વન્ન, અભીમન્યું બોલો હો બાળા ટેક. દીકરા તુજ પાખે મુને પળ જુગ જેવી જાય, હૈવે કરી મુને વાંઝણી રે નથી આ સમે તારો પીતાય. અભીમન્યુ૦ ૧ હવે જીવી હું શું કરૂં અન્ન પાણીનું નીમ, અરે કુંવર તુને દેખીનેરે ઘણા ખુશી થતા કાકો ભીમ. અભીમન્યુ૦ ૨ તારૂં મ્રત્યુ સાંભળી નહીં જીવે કુંતા ડોશી, ઉત્તર શો દેઇશ હું વળી જ્યારે પુછશે સહદેવ જોશી. અભીમન્યું૦ ૩ તું માટે મેં વોહરીયાં નવાં નવાં પટકુળ, તે પહેરી તું શોભતોરે જેવો વર્ણાગીરૂપે નીકુળ. અભીમન્યું૦૪ નડી નથી હું કોઇને કીયા જનમનાં કર્મ, આવો અનર્થ જાણીનેરે કેમ ધીરજ ધરશે ધ-

ર્મ. અભીમન્યું૦ ૫ આજનો દીન વેરી થયો વરત્યો કાળો કેર, ચાલોને હવે દીકરારે જઇએ દારૂણ વનથી ઘેર. અભીમન્યુ૦ ૬ કેઈ જગાએ જઈ રહયો ઉંડી ઉઠાડી આગ, બાપુ દીવસ ઉદે થયોરે હાવે ખાવાનું મુજ પાસે માગ. અભીમન્યુ૦ ૭ નથી ટુંકારો મેં કર્યો નથી માર્યો વળી માર, રીસાયો કેમ રાજવીરે નથી ઘટતું તુંને લગાર. અભીમન્યુ૦ ૮ બાળપણામાં દીકરા ધર્યું ધનુષ્યને બાણ, ડાહાપણ તારૂં બહુ વળીરે તેવો સર્વ કળા કેરો જાણ. અભીમન્યુ૦ ૯ તારા જેવો પુત્ર તો મુજને નથી મળનાર; ઉગતો આંબો મોરીયોરે ટુટયો આભનો ટેકો આવાર. અભીમન્યુ૦ ૧૦ જ્ઞાન વિના બુદ્ધી બળી દયા વિના આચાર, તેમ પુત્ર વીના સર્વસ બળ્યુંરે આખો ઉજડ દીસે સંસાર. અભીમન્યુ૦ ૧૧ આ વખતે નથી ફાટતું હૈયુ તો નીરવાણ, ગોઝારો વપુમાં થયોરે નથી નિકળતો મારો પ્રાણ. અભીમન્યુ૦ ૧૨ એવી રીતે બહુ કર્યો કામનીએ પોકાર, તેતો સર્વે સાંભળ્યોરે હેડંબાએ તેણે ઠાર. અભીમન્યુ૦ ૧૩ ॥ અધ વિશ્રામ દોહરો ॥ રાક્ષસીએ પછી ઓળખી અરજુન કેરી નાર, ત્યારે પાસે આવીને કહેવા લાગી સાર. ૧૪ ॥ રાગ મારૂ ॥ હેડંબા કહે સુણો જેઠાણી, હુંતો ભીમસેન કેરી રાણી; આણે ઠેકાણે મારો નીવાસ, ગટોરગચ્છ આ કુંવર પાસ. ૧ પુત્ર તમારાએ બાળ્યું વન્ન, તેથી કોપે ચઢયો મારો તન્ન; તેણે મારીયો તમારો બાળ, હવે જીવતો કરૂં આકાળ. ૨ મારી પાસે છે અમ્રત નીર, માટે રાખો હવે તમે ધીર; એવું કહીને રાક્ષસી એહ, આવી મુકામમાં વળી તેહ. ૩ લીધી અમ્રતની શીશી નાર, ચાલી ઉતાવળી નિરધાર; લાવી છાંટી

ચું પુત્રને અંગ, રહયો તે થકી તો વળી રંગ. ૪ અભીમન્યું ઉઠયો તેણે કાળ, પછી કહેવાને લાગ્યો તે બાળ; માજી યુદ્ધમાં આવી નીંદ્રાય, શતરૂ નાશી ગયો આ વેળાય, ૫ ત્યારે સુભદ્રા બોલ્યાં સાક્ષાત, નોંય શતરૂ એતો તારો ભ્રાત, કર્યો અજાણપણે સંગ્રામ, માટે ચાલો એહને મુકામ. ૬ જો આ ભીમની નારી કેહેવાય, એતો પુત્ર તારી કાકી થાય; એવી રીતે પાડયું ઓળખાણ, ત્યારે ક્રોધ મટયો નીરવાણ. ૭ પછી હેડંબાતો પ્રેમ લાવી, નીજ મુકામે તેડીને આવી; અભીમન્યુંને ભીમ કુમાર, થયા એકઠા ભ્રાત તે ઠામ. ૮ થયો બે જણને પછી સ્નેહ, ભેગા બેસે ઉઠે વળી તેહ; હેડંબાએ પુછી પછી વાત. કેમ નીકળ્યાં વનમાં સાપ્રત. ૯ ત્યારે સુભદ્રાએ તેણે ઠાર, કહયો વીવાહ ભાગ્યાનો પ્રકાર; સુણી બોલ્યો ગટોરગચ્છ બાળ, કાકી ધીરજ રાખો આ કાળ. ૧૦ અમે જઇશું ત્યાં બેઉ ભાઇ, છેતરીશું માયા બતલાઈ; કન્યા હરણ કરીને લાવીશું, તમ કૃપાએ વહેલા આવીશું. ૧૧ હવે હસ્તીનાપુરથી સાર થયા કૌરવ સર્વે તૈયાર; રૂડી રીતે લેઇ જાન એહ આવ્યા દ્વારીકાંમાં દુષ્ટ દેહ. ૧૪ જાણી બળદેવે વાત એ જ્યારે, આપ્યો ઉતારો સર્વેને તૈયાર; રૂડી રીતે સમે આવ્યા ત્યાં રાજંન, ગટોરગચ્છ ને અરજુન તંન. ૧૩ વાડી કૃષ્ણની હતી જે ઠાર, તેમાં ઉતર્યા બેઉ કુમાર; છાનામાના બેઠા એહ બાળ, જેની કાંન્તી ને બુદ્ધી વીશાળ. ૧૪ ॥ વલણ ॥ જાણ્યું તે જગદીશ્વરે રાજી થયા મનમાંયરે; દુર્ગો કહે માયા કરે ભીમ કુંવર પછી ત્યાંયરેરેરે. ૧૫ ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભાર્થંતર ગત આદીપર્વણી અભીમન્યુ ગટોરગચ્છ દ્વારીકાં પ્રતિ

આગતો નામ ષષ્ટો અધ્યાય. ॥ ૬ ॥

કડવું ૭ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; ભીમ કુંવરે માયા કીધી તેનો કહું મહીમાય. ૧ પ્રાતઃકાળે વહેલો ઉઠી બન્યો સોદાગર એહ, અશ્વ હાથી સૌ કર્યા કારમા પંદરસે વળી તેહ. ૨ કૌરવના ઉતારા પાસે તંબુ તાંણ્યા સાર; ત્યાર પછી ત્યાં પશુ બાંધીને બેઠો ભીમકુંમાર. ૨ દ્વારામતીમાં સર્વે જાણી સોદાગરની વાત; ત્યારે સર્વે જાદવ આવ્યા જોવાને સાક્ષાત. ૪ એવામાં ત્યાં કૌરવ આવ્યા સર્વે તેણે ઠાર; અશ્વ હાથી દેખીને મોહ્યા અંધતણા કુમાર. ૫ દુર્યોધન પછી કહેવા લાગ્યો સોદાગરને વાણ, અશ્વતણી કીંમત કહો ભાઇ ખરેખરી પ્રમાણ. ૬ ત્યારે ભીમતણો સુત કહેછે તમથી નવ્ય રખાય; પાંડવ હોય તો વાર કરે નહી જેની બહુ પ્રભુતાય. ૭ એવું વાકય સુણીને બોલ્યો અભેમાની ભુપાળ; બધાં જનાવર આપો મુજને કીંમત લેઇ આકાળ. ૮ ગટોરગચ્છ કહે ગજ લેઇ ભરતાં કીંમત થાયે જેહ; તે પહેલી હય આગળ લાવો તેમાં નહીં સંદેહ. વળતી મુલ તણો ત્યાં કીધો નીશ્ચય તેણે ઠાર; તે પ્રમાણે કૌરવ લાવ્યા ક્ષણુ નવ લાગી વાર. ૧૦ દામ રોકડા દેઇને લીધો સોદાગરનો માલ; ત્યાર પછી મુકામે આવ્યા કૌરવ તો તતકાળ. ૧૧ એટલે પેલા હાથી ઘોડા શબ્દ કરે માંહ માંહ; ઉભેથી પ્રથ્વીપર પડીને મ્રત્યુ પામ્યા ત્યાંય ૧૨ એવું દેખી અંધ કુંવર કહે આતે શું કહેવાય; ઠગ આપણુને છેતરી ગયો હવે શો ઉપાય. ૧૩ ભીમસુતે મુકામે જઇને બદલ્યું બીજું રૂપ; વસ્ત્ર તણા અંગુઠાને ધરેણું કીધું ત્યાં

અનુપ. ૧૪ કૌરવ કેરાં ઐરાં પાસે આવ્યો તે રાજન્ન; ગાંસડીઓ છોડીને બેઠો ધીરજ રાખી મન્ન. ૧૫ તે વખતે કૌરવની સ્ત્રીઓ આવી તેની પાસ; વેપારી શું વેચવા લાવ્યા એમ પુછે પ્રકાશ. ૧૬ ત્યારે હેડંબાના દીકરે કળા કરી નીરધાર; હીરાને મોતીની જણશો દેખાડી તે ઠાર. ૧૭ તેને દેખી લલનાઓનું લલચાયું છે મન્ન; વેપારીને કહેવા લાગી વળતી તેહ વચંન. ૧૮ સાચે સાચી કીંમત બોલો વેપારી આ વાર; તે પ્રમાણે આપી તમને માલ વહોરીએ સાર. ૧૯ ગટોરગચ્છ કહે જુની લેઇ નવી આપીએ અમે; તે પ્રમાણે ગમતું હોય તો લોને જણસો તમે. ૨૦ એવું સાંભળી કામનીયોએ કીધો મનમાં ક્યાસ; વેહેપારી ગાંડા સરખો છે બુદ્ધીહીન પ્રકાશ. ૨૧ તે માટે છેતરીએ એને એવું મન્ન વિચારી; મણી માણેકને સોના કેરી જણશો તર્ત ઉતારી. ૨૨ તે તો ગટોરચ્છને આપી નવી લીધી અભીરામ; ત્યાર પછી અબળાઓ આવી પોતાને મુકામ. ૨૩ એવી રીતે કપટ કરીને ચાલ્યો ભીમ કુંમાર; સત પડયે કૌરવની સ્ત્રીઓ સુતી ત્યાં નિરધાર. ૨૪ તે વખતે ત્યાં અલંકારના બન્યા વીંછી ને સાપ; તેતો કરડવા લાગ્યા તનમાં માયાને પ્રતાપ. ૨૫ વસ્ત્ર વિનાની થઇ અબળાઓ ત્રાહ ત્રાહ પોકારે; ઉતારામાં અહીંથી તહીંથી દોડે તેણે વારે. ૨૬ આખી રાત્રી એવી રીતે દુઃખ પામી અબળાય; વળતી ઘટોતકચને દીકરે કીધી ત્રીજી કળાય. ૨૭ પ્રાતઃકાળે થયો કાછીયો વાણોતર બે ચાર; શાક ભાજીને ફળ ફુલ કીધાં અલૌકીક તે ઠાર. ૨૮ ત્યારપછી ચૌટાની વચ્ચે બેઠો પોતે વીર; તરેહવાર ફળ ફુલ વ્યંજનના ઢગલા કીધા ધીર. ૨૯ તે દેખી જાદવને પ્રભુએ

સમજાવી એક વાત; આ લીલાનાં ફળ પુલ આપણે લેવાં નહીં સાક્ષાત. ૩૦ વેપારી કોઇ ઠગ સરખો છે કરયું કારમું શાક; તેને લેતાં અંત્યે આપણ ચઢીએ સર્વે ચાક. ૩૧ એવામાં ત્યાં કૌરવ આવ્યા ફરતા ફરતા દુષ્ટ; નવીન જાતનાં ફળ દેખીને પામ્યા મન સંતુષ્ટ. ૩૨ મોંની માગી કીંમત આપી પાપીએ તે ઠાર; શાકભાજીને ફળ પુલ વળતી રાખ્યાં તેણિવાર. ૩૩ તેને લેઇને મુકામે આવ્યા અંધ ભુપના બાળ; ત્યારે ભીમતણો સુત ચાલ્યો વાડીમાં તતકાળ. ૩૪ વળતી કુરૂના પુત્રે કીધો ફળપુલનો આહાર; શાક સુધારી ચુલે મુકયું જોઇએ તેટલું સાર. ૩૫ તે સર્વે માયાથી બનીયું બીહામણું રાજન્ન; ફળ ખાધેલાં કરડે અંદર પીડા થાએ તન્ન. ૩૬ સુધારેલું શાક હતું તે ઉછળે વાસણ માંય; ભોંય પડેલુ ડોળા કાઢે મુસ્તક બનીને ત્યાંય. ૩૭ કોળાં કુદાકુદ કરે છે આવીને અથડાય; એવું દેખી સર્વે જનને પ્રગટી છે ચીંતાય. ૩૮ કર્ણ શકુની વિસ્મય પામ્યા મનમાં તેણિવાર; આતે શું કેહેવાયે ભાઇ દૈવકોપ નીરધાર. ૩૯ ॥ વલણ ॥ એવી રીતે દુખ દે રાક્ષસીનો કુમારરે; દુર્ગા કહે પછી શું થયું તેનો કહું વિસ્તારરેરે. ૪૦ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત વનપર્વણી ગેટારગચ્છેન માયાકૃતં નામ સપ્તમો અધ્યાય. ॥ ૭ ॥

## કડવું ૮ મું.

॥ રાગ મારૂ ॥ વેશમપાયન કહે સુણ રાય; સુરેખા હર્ણનો મહીમાય; ત્રીજે દિવસે ભીમ કુંમાર, બન્યો દુર્યોધન કેરી નાર. ૧ માયા રાક્ષસની વિસ્તારી, બીજી સ્ત્રીઓ જેવી કરી નારી; તેને સંગાથે લેઇ તદાય; ખાવું આપવા-

ને માટે જાય. ૨ કૌરવોની સ્ત્રીઓ હતી જેહ; નીંદ્રાવશ કરી સઉ તેહ; પછી ગાતાં ગાતાં નીરધાર, આવ્યો બળદેવ કેરે દ્વાર. ૩ ત્યારે રેવતીએ જાણી પેર, જાણે વેવાણ આવીયાં ઘેર; તેને બેસવાને તેણે ઠાર, નાંખ્યું પાથરણું નીરધાર. ૪ તેમાં બેઠો જઈ ભીમ તંન, ભાનુમતીને રૂપે રાજંન; આપ્યું ખાવું કથરોટમાં કાઢી, પછી કન્યાને ખોળે બેસાડી. ૫ ગયાં ઘરમાં રેવતી જ્યારે, સુરેખાને લેઇ ચાલ્યો ત્યારે; હતું ખંડેર એક ત્યાં ધામ, આવ્યો ઉતાવળો તેણે ઠામ. ૬ સુરેખાને સંતાડી ત્યાં ભુપ, બીજી બનાવટ કીધી અનુપ; તેને મુકી બળદેવને દ્વાર, પછી ચાલીયો ભીમ કુમાર. ૭ થયા બપોર ત્યાં વળી જયારે, જાગી કૌરવોની સ્ત્રીયો ત્યારે; ઉઠી બેબાકળી સઉ નાર, નાહી ધોઇ પહેર્યા શણગાર. ૮ લીધી ખાવાની કથરોટ હાથ, ચાલી સુંદરીઓ સઉ સાથ; આવી બળદેવને ઘેર જ્યારે; બોલ્યાં રેવતીજી હશી ત્યારે. ૯ આવો પધારો વેવાણ મારી, આજ કેફ કરી તમે ભારી; જાતાં લાગી નથી જરા વાર, ફરી આવ્યાં પાછાં નીરધાર. ૧૦ સુણી ભાનુમતી લાજ્યાં મંન, બોલ્યાં વેવાણ સાથે વચંન; બાઇ ટીંખળ કરો શું આમ, વહેલાં વહેલાં આવ્યાં આણે ઠામ. ૧૧ પછી આસન આપ્યું તે ઠાર, તેમાં બેઠી કૌરવની નાર; લીધી સુરેખાને ખોળા માંય, થયું કૌતક તે સમે ત્યાંય. ૧૨ ઘટોરગચ્છે મુકયો ઘણો ભાર, તેથી દુખીયો ખોળો તે ઠાર; એવું દેખી રાણીએ વિચારી, સુરેખાને ખોળેથી ઉતારી. ૧૩ બોલ્યાં તે સમે રેવતી વાણ, સુણો બાઇ ચતુર સુજાણ; ગમ્યું નહીં મારી પુત્રીનું મુખ, આગળ કેવું દેશો તમે સુખ. ૧૪ પછી કૌરવની અબળા-

ય; આવી મુકામ માંહી તહાય; પડી રાત્રી એવામાં તો જયારે, વર ઉધલાવ્યો તેણીવારે. ૧૫ પુત્ર દુર્યોધન કેરો જે હ, ચાલ્યો પરણવાને માટે તેહ; રામણદિવો લઇ તેણે ઠા-ર, પુઠે ચાલે ભાનુમતિ નાર. ૧૬ ફર્યો વરઘોડો નગ્રની માંય, પછી આવ્યો બળદેવને ત્યાંય; ઉતર્યો વરરાજા તે ઠાર, ત્યારે પોંખી લીધો નીરધાર. ૧૭ બેઠો તે જઈ માંયરા માંય, પછી કન્યાને પધરાવી ત્યાંય; વિપ્ર મંત્ર ભણે છે હોકારી, ગીત ગાય ત્યાં જાદવની નારી. ૧૮ ત્યારે સુરેખા રૂપે રા-જંન, બીવરાવે વ્રકોદર તંન; મુખ કુતરીના જેવું કરી, જો-યું લક્ષમણા સામું ફરી. ૧૯ તેને દેખી દુર્યોધન બાળ, બો-લ્યો હોકારો પાડી વિશાળ; મામા શકુની સુણોને વાત, આતો કુતરી રાંડ સાક્ષાત. ૨૦ મામો કહે બેશ મુરખા આ-જ, લોક સાંભળતાં જશે લાજ; બીજે ફેરે ગટોરગચ્છે સાર, ગર્ધભી મુખ કીધું તે ઠાર. ૨૧ ત્યારે વરરાયે બુમ ત્યાં પા-ડી, આતો કન્યા છે રાંડ ગધાડી; ત્રીજે ફેરે કળા રચી રાય, વાંદરી જેવી કન્યા જણાય. ૨૨ બોલ્યો તે જોઇ દુષ્ટ કુમાર, મામા વાંદરી છે આતો નાર; ચોથે ફેરે તો ચીતડું હરયું, મુ-ખ ભુંડણીના જેવું કરયું. ૨૩ ત્યારે દુર્યોધન કેરો બાળ, ઉઠી ઉભો થયો તતકાળ; તેણે સમે ગટોરગચ્છે સાર, ઝાલ્યો ચપશી હાથ તે ઠાર. ૨૪ રગો તણાઇ તે થકી ત્યાંય, આ-વ્યાં અશરૂ તો નેત્રની માંય; પછી ભીમાત્મજે રાખી હામ, સાંઢ્યો વંટોળાયો તેણે ઠામ. ૨૫ ઉડાડી કાંકરી દુઃખદાઇ, તેથી સર્વની આંખો પુરાઇ; ત્યારે મંડપ લેઇ વિશાળ, આ-વ્યો વાડીમાં રાક્ષસી બાળ. ૨૬ સુરેખાને સંતાડીતિ જેહ, લાવ્યો ખંડેરમાં થકી તેહ; એવું પ્રાક્રમ દેખી અતિ, બો-

હ્યો અભીમન્યુ મહામતી. ૨૭ ધન્ય ધન્ય તને મારા ભ્રાત, બળ બુદ્ધિ તારામાં અગાથ; તું તો માયાવી સાચો કહાવ્યો, વેરી વ્રંદથી કન્યાને લાવ્યો. ૨૮ હવે વંટાળીઓ સમ્યો જ્યારે, આંખો ઉઘડી સર્વની ત્યારે; નવ દિઠી કન્યા તેણે ઠાર, ત્યારે વરતીયો હાહાકાર. ૨૯ બોલ્યા તે સમે શ્રી ભગવાન, દૈવગતી ઘણી બળવાન; કર્યું કોઇ ભુપે કુડું કાજ, લીધિ જાદવકુળની લાજ. ૩૦ માટે થાઓને બધા તૈયાર, શત્રુ ખોળીને કરીએ સંહાર; દેવાં દુષ્ટને દંડ વિશાળ, જાદવ દોરા લાગે આણે કાળ. ૩૧ ॥ વલણ ॥ ત્યાર પછી તતપર થયા જાદવ કૈરવ જોત્રરે; દુર્ગા કહે તે તો કરે શતરૂ કેરી શોધરેરેરે. ૩ ॥ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભાર્થંતર ગત વન પર્વણી ગટોરગચ્છેન સુરેખા હર્ણ કૃતં નામ અષ્ટમો અધ્યાયઃ ॥ ૮ ॥

### કડવું ૯ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન બોલ્યા વળતી સાંભળ ભુપકુમાર; બળદેવજી સૈન્યા લઇ ચાલ્યા ખોળવા તેણીવાર. ૧ અભીમન્યુ ને ગટોરગચ્છે જાણી એ તો વાત; ત્યારે વાડી બારણે આવ્યા લડવાને સાક્ષાત. ૨ ધનુષ બાણને ત્રિશુળ આદી ધરી ઉભા હથીયાર; તેને તો છેટેથી દિઠા જાદવે નિરધાર. ૩ તે સમે દુર્યોધનં બોલ્યો પેલા ચોર જણાય; તેની સાથે યુદ્ધ કરીને લાવીએ કન્યાય. ૪ એવો સવાલ કરી આવ્યા કુંવર કેરી પાસ; બાળકને દેખી ત્યાં બોલ્યા બળદેવજી પ્રકાશ. ૪ અરે દુષ્ટ શું કરવા કીધું કુડું આવું કામ; જાણી જોઇને મ્રત્યુ માગ્યું જાહોંચાડું જમ ધામ. ૫ એવાં વાક્ય સુણીને બોલ્યો સુભદ્રાનો તન્ન; આપા

તમને હાથ દેખાડું કરૂં કાયા છેદન્ન. ૭ એમ કહિ અરજુનને દિકરે કીધો ત્યાં ટંકાર; તેનો સ્વર્ગસુધિ સંભળાયો નાદ વળી નીરધાર. ૮ ચાપ ઉપર પછી બાણ ચઢાવ્યું ક્રોધ કરી રાજંન, તેણે જઇ સર્વેના કીધા મુગટ તો છેદંન. ૯ ત્યારે એકે કાળે છુટયા જાદવ કૌરવ સાથ; તેના મળતું જેવું તેવું યુદ્ધ કરે જદુનાથ, ૧૦ સર્વે મળી અભીમન્યુ ઉપર મુકે બાણ અપાર; તેથી ગગને રવી ઢંકાયો સુજે નહીં લગાર. ૧૧ બાળક બહુ રણ પંડીત તેથી હૈવત ઝાઝું દાખે, સર્વનાં શર એકે બાણે આવતાં છેદી નાંખે. ૧૨ એવું દેખી કર્ણે મુકયું ક્રોધ કરીને બાણ; તેણે આવી અરજુન સુતનું ભાળ ભેદયું નીરવાણ. ૧૩ તે સમે ગટારગચ્છ ગાજ્યો ચીસ પાડીને ત્યાંય; મોટા મોટા પર્વત લાવી નાંખ્યા સેનામાંય. ૧૪ રથ સુદ્ધાં જોદ્ધાને લેઇને ઉડે અંતરીયાળ; વળતિ તેને પડતા નાંખે ઉંચેથી તતકાળ. ૧૫ એવી રીતે ભાઇઓએ કીધો બહુ સંહાર; ત્યારે બળદેવે ઉગામ્યું હળમુશળ તે ઠાર. ૧૬ તે સમે ત્રીકમજી લાગ્યા મોટા ભાઇને પાય; કરજોડીને કહે છે વળતિ શાસ્ત્રતણો તો ન્યાય. ૧૭ અરે ભાઇ વીચારો મનમાં ભાણેજ કેમ હણાય; વળી તેની હરેલી કંન્યા અન્યને કેમ અપાય. ૧૮ ભગીની સુતને કન્યા દેતાં નથી આપણને લાજ; તે માટે વીરૂદ્ધ જાવા દેઇ આચરો રૂડું કાજ. ૧૯ કૃષ્ણ તણી મરજી સમજીને રોહીણીના કુંમાર, હળ મુશળ હેઠું મુકીને શાન્ત થયા તે ઠાર. ૨૦ કેટલા એક અજ્ઞાની કહેછે વણ સમજ્યે આ ઠામ; હરીએ ચક્ર ચઢાવ્યું ત્યારે શાન્ત થયા બળરામ. ૨૧ પણ તે સર્વે દંત કથા છે સાચુ નવ મનાય; મોટા ભાઇની આમન્ય કેમ તોડે વૈકુંઠરાય.

૨૨ ત્યારે પછી ભાણેજને તેડી બળદેવને કીરતાર; નગ્ર વીશે આવ્યા તે વખતે વરત્યો જયજયકાર. ૨૩ એવું દેખી દુર્યોધનને ઉપજી અદકી રીસ; પોતાનું કુટુંબ લેઇને ચાલ્યો તેણે દીશ. ૨૪ હસ્તીનાપુર માંહી આવ્યો વીલે મોઢે તેહ; લક્ષમણો કુંવારો રહયો હરીની ઈચ્છા એહ. ૨૫ વળતી બળદેવજીએ મોકલ્યો કીંકર તેણે ઠાર; સુભદ્રાને હેડંબા તેને તેડયાં નીરધાર. ૨૬ તે સમે વીધીથી આપી ભાણેજને કંન્યાય; ત્યાર પછી પેરામણી દીધી કાંચન મુદ્રીકાય. ૨૭ ગટોરગચ્છ ને હેડંબા પછી ત્યાંથી થયાં વીદાય; અભીમન્યું સુભદ્રા રહ્યાં તે ઠેકાણે રાય. ॥ વલણ ॥ સુરેખા કંન્યા વર્યો અરજુન કેરો તંનરે; દુરગો કહે પછી શું કરે રાજા દુર્યોધનરેરેરે. ૨૯ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વન પર્વણી સુરેખા હરણ સંપુર્ણો નામ નવમો અધ્યાય.

## કડવું ૧૦ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુરસુજાણ; અંધ કુંવરને નીરધાર, હતી દીકરી એકજ સાર. ૧ નામે લક્ષમણી તે કહાવે, રૂપ વીશે રતીને લજાવે; અંધ કુંવરે તેહનો ત્યાંય, રચ્યો સ્વયંવર પુરમાંય. ૨ તેડયા દેશ દેશના ભુપાળ, આખી ઉર્વિ તણા ક્ષત્રિબાળ; આવ્યા તે સઘળા રાજન્ન, સાથે લેઇને સેવક જન્ન. ૩ તેણે સમે શ્રીકૃષ્ણનો બાળ, સ્યામ કુંવર કાન્તી રસાળ; આવ્યો તે પણ ત્યાં નીરધાર, તેડી જાદવ કેરો કુમાર. ૪ ઘણી શોભા થઇ પછી ત્યાંય, બેઠા ભુપતી સભાની માંય; વાગે વાજીંત્ર રૂડાં તે સ્થાન, ગુણકાઓ કરે નૃત્ય ગાન. ૫ આપે યા-

ચક્રોતો ઉપમાય, વીપ્ર આશીષ દે છે તહાય: એવામાં શ્રીહ-
રીના કુમારે, કંન્યા હરણ કરી તેણીવારે. ૬ તેને બેસાડી રથ-
ની માંય, ચાલ્યો સ્યામ ઉતાવળો ત્યાંય; જાણી દુરયોધને
એહ વાત, ત્યારે ક્રોધે ભરાયો સાક્ષાત. ૭ ઉઠયો આસનથી
સુરવિર, ફોજ ભેગી કરી રણધીર, કર્ણ શકુનીને લેઇ સા-
થ, ચાલ્યો ઉતાવળો નરનાથ. ૮ ત્રણ ગાઉ જતાં આલ્યો
બાળ, પછી આંતરીયો તતકાળ; ત્યારે કૃષ્ણ કુમારે તે ઠાર,
કરયો કોડંડ તાણિ ટંકાર. ૯ મુકયાં કૈરવ ઉપર બાણ, મે-
ઘ વ્રષ્ટી પેરે નીરવાણ; કર્ણ દુર્યોધને પછી ત્યારે શર વ્રષ્ટી
કરી તેણીવારે. ૧૦ થયું દારૂણ તે સમે યુદ્ધ કેતાં થાકે કવી
કેરી બુદ્ધ; વળતી કર્ણે મુકી નાગ પાસ, બાંધ્યો કૃષ્ણ કુંવ
રને પ્રકાસ. ૧૧ તેને લેઈ આવ્યા પુર માંય, પછી નાખ્યો
કારા ગ્રહમાંહ; એવું દેખીને નારદ દેવ, ચાલ્યા દ્વારીકામાં
તતખેવ. ૧૨ આવ્યા યાદવની સભામાં તેહ, કહિ ખબર
આણીને સ્નેહ; બોલ્યા મર્મથી બ્રહ્મ કુમાર, અલ્યા જાદવ
તમને ધીક્કાર. ૧૩ કરયું કૈરવોએ કુડું કાજ, લીધી છપન
કોટીની લાજ, સ્વયંવર થકી આ વેળાય, સ્યામકુંવરે હરી
કન્યાય. ૧૪ તેને નાંખીયો કેદમાં સાર, નિત્ય ઉંચો બાંધી
મારે માર, એવાં સુણી મુનિનાં વચંન, ક્રોધે ભરાયો રોહિ-
ણી તંન. ૧૫ હળમુશળ લેઇ તે ઠાર, ઉઠી ઉભા થયા નિર-
ધાર, તેડી જાદવ કેરી સેનાય, હસ્તીનાપુર પ્રત્યે પળાય. ૧૬
ત્રણ દીવસમાં તતખેવ, આવ્યા ઉતાવળા બળદેવ, કરયો
મુકામ બાગની માંય, પછી મોકલ્યો શેવક ત્યાંય. ૧૭ કહા-
વ્યું કૈરવને જાણ થાય, તમને તેડે છે બળભદ્રરાય; સામા
આવી કરો શુભ કાજ, પુત્રી શામને પરણાવો આજ. ૧૮

એવું હુતે કર્ણું આવી જ્યારે, બોલ્યો દુરીયોધન તેણીવારે. બીધ્યા મનમાં લગાડી દુઃખ, આવ્યા બળદેવ શું લેઇ મુખ. ૧૯ કુંવરે કરયું શું રૂડુકામ, માટે સામા તેડે આણે ઠામ; એવી સાંભળી વાણી પ્રકાશ, આવ્યો કીંકર બળદેવ પાસ. ૨૦ કહી કૌરવની વારતાય, ત્યારે કોપીયા શેષાંશ કાય; કર્યો અંતર માંહી વીચાર, દીલ્હી ઉંધી કરૂં આણીવાર. ૨૧ એવું અંતરમાં આણી ઝેર, હળે અગ્રે ચઢાવીયું શેહેર; જાણી ભીષ્મ પીતાયે તે વાત, ત્યારે દુષ્ટને કહે છે સાક્ષાત. ૨૨ અહ્યા મુરખ ધ્રતરાષ્ટ્ર બાળ, આવ્યો આસમે સર્વેનો કાળ; કોપ્યા સંકર્ષણ મહાકાય, હવે નથી જીવ્યાનો ઉપાય. ૨૩ માટે ચાલ તું માયરી સાથ, પાય લાગીએ જોડીને હાથ; એવો ઠરાવ કરી તે ઠામ, આવ્યા બળદેવ પાસે તમામ. ૨૪ સ્તુતિ ભીષ્મે કરી અતિ જ્યારે, થયા શીતળ બળદેવ ત્યારે; હળ ઘાલ્યું તુ પ્રથવીમાં જેહ; પાછું કાઢી લીધું પછી તેહ ૨૫ તે હાહાડાનું વાંકુ થયું ગામ, હજી નીશાની છે તેણે ઠામ વળતિ કૌરવો આનંદભેર, આવ્યા બળદેવને તેડી ઘેર. ૨૬ છોડયો કેદથી શામ કુંમાર, પછી લગ્ન લીધું તેણે ઠાર; પુત્રી પોતાની લક્ષમણી જેહ, આપી વીધીયે કરીને તેહ. ૨૭ ત્રણ દીવસ રાખી તે ઠાર, વહેંચી પેહેરામણી નીરધાર; વળતી વર વધુને તેડી ત્યાંય, આવ્યા બળદેવ દ્વારીકા માંહ્ય. ૨૮ લક્ષ્મણી હર્ણ કેરી કથાય, કહી બીસ્તારી તુજને રાય; તેને સાંભળે જે નરનાર, તેતો પામે પદારથ ચાર. ૨૯ ॥ વલણ ॥ દુર્યોધન સુતા તણો વરણ્યો લગ્ન પ્રકારરે; દુર્ગો કહે પછી શું કરે વનમાં પાંડુ કુમારરેરેરે. ૩૦ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વનપર્વ

ણી લક્ષ્મણી વીવાહ વર્ણનો નામ દશમો અધ્યાય. ॥ ૧૦ ॥

કડવું ૧૧ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; દ્વૈત વનમાં પાંડવ પોતે દુખ પામે છે કાય. ૧ તે સમે ત્યાં પારથ કહેછે મોટા ભાઇને વાત; આગળ કૌરવ સાથે થાશે યુદ્ધ ઘણું સાક્ષાત. ૨ તે માટે તપ કરવા જાઉં શંકરનું નિરધાર; પશુ પાતકા બાણ તેહનું લાવું આ ણીવાર. ૩ વળતી વાસવને ઘેર જઇને ભણું હું તો વિદ્યાય; જેથી દ્રોણ કરણને દાદો સંગ્રામે જીતાય. ૪ એવું સાંભળી યુધિષ્ટીરે મુકી મનની ધીર; ગદગદ થઇને કહેવા લાગ્યા પોતે સત્ય શરીર. ૫ તારા જેવી સેવા મારી કોઈ થકી નહી થાય; તુજવીના એક ઘડીવેળા યુગ જેવી વહી જાય. ૬ તે માટે તું વહેલો આવજે સાચવજે આ દેહ; કોઇ ઠેકાણે રોકાઇશ નહીં તજીને મારો સ્નેહ. ૭ ત્યાર પછીથી નમીને ચાલ્યો માધવનો કુંમાર, ઇંદ્રકીલ પર્વત પર આવ્યો ક્ષણું નવ લાગી વાર. ૮ આસનવાળી બેઠો એતો તપ કરવાને કાજ; એક ચીત્તથી ધ્યાન ધર્યુંછે પ્રસન્ન થવા શીવરાજ. ૯ એવી રીતે કષ્ટ વેઠતાં વીતી ગયા ખટમાસ; ત્યારે ભીલનું રૂપ ધરીને શંકર આવ્યા પાસ. ૧૦ કુંતા સુતને કહેછે એતો કયમ બેઠો આઠાર; કીયા દેવનું ધ્યાન ધરૂંછું કોહોનો તું કુમાર. ૧૧ એવું સાંભળી અરજુન બોલ્યો તારે શી પંચાત; અહીંથી આઘો જાને નહીતો કરીશ હું તારી ઘાત. ૧૨ તે સમે ત્રીલોચન કોપ્યા કર્યો ધનુંશટંકાર; એવું દેખી અરજુન ઉઠયો લડવાને નીરધાર. ૧૩ તેણે પણ ટંકાર કરીને ધનુશે ચઢાવ્યું બાણ વળતી બેઉ વઢવા લાગ્યાં અરજુનને શુલપાણ. ૧૪

પારથે અગનાસ્ત્ર મુકાયું શીવની ઉપર જ્યારે; તે સમે મેઘા સ્ત્ર મુકીને શંકર તાપ નીવારે. ૧૫ તેના ઉપર સવ્ય સાચીએ મેલ્યું વાયુ બાણ; ત્યારે પશુપતીએ નીવેધું સૈલઅસ્ત્ર નીર્વાણ. ૧૬ તે વખતે વજ્રાસ્ત્ર મુકીને ગાજ્યો પાંડુબાળ; એટલે પીનાકીએ પ્રેરી શક્તિ એક કરાળ. ૧૭ એવું દેખી કુંતા પુત્ર સાયક મુકયાં સાત; શક્તિ કેરા ખંડ કર્યા બે મધ્યેથી સાક્ષાત. ૧૮ બાણ ઉપરતો બાણ મુકે છે સવ્ય સાચી તે દીશ; ચારણી જેવી કીધી છાતી શીવની આણી રીસ. ૧૯ ભુજ બેઉ વીંધ્યા તે વખતે પ્રગટ થયા શીવરાય; નંદીવાહન સર્પ કંઠમાં માથે મોટી જટાય. ૨૦ તેવું દેખી યુદ્ધ મુકીને પારથ નમીયો સાર; ગદગદ કંઠે સ્તુતી કીધી કર જોડી તે ઠાર. ૨૧ ત્યારે શંકર કહેવા લાગ્યા ધન્ય તને રાજંન. તારી વિદ્યા દેખી હું તો થયો ઘણો પ્રસન્ન. ૨૨ આજ થકી તારો જય થાશે સર્વ ઠેકાણે રાય; યુદ્ધ વિશે વધશે બહુ તેવી કીર્તિને પ્રભુતાય. ૨૩ મુખથી જે માગુ તે આપું વર તુજને હું આજ; મારી મહેર થકીતો તારાં સફળ થશે સઉ કાજ. ૨૪ ત્યારે અરજુન કહેછે સ્વામી સાંભળોને મુજવાણ; કૃપા કરી આપોને તમારૂં પશુપતાકા બાણ. ૨૪ શંકરે એવું સુણીને આપ્યું સાયક એહ; વળતી ગીરી કૈલાસે ગયા સત્વરતો શીવ દેહ. ૨૬ તે વાર્તા વાસવે જાણી પુત્ર પામ્યો વરદાન; ત્યારે તેડવા માટે આવ્યો ત્વરા થકી તે સ્થાન. ૨૭ ઈંદ્રને દેખી અરજુન નમીયો ઉભો થઇ તે ઠાર; પીતા પુત્ર મળીયા પછી બેઉ વરત્યો જયજયકાર. ૨૮ વળતી પુરૂહુન કહેવા લાગ્યો અર્જુનને વચંન; વિદ્યા ભણવા માટે ચાલો સ્વર્ગ વિશે તમે તંન. ૨૯ એવું સાંભળી સાથે ચાલ્યો કું-

તાનો કુંમાર; સ્વર્ગ પુરીમાં વસીયો આવી સુરપતીને દર-બાર. ૩૦ બ્રહસ્પતીની પાસે એતો ભણવા માટે જાય; ખા-ન પાન ખુબ સુખ ભોગવે શીખે સર્વ કળાય. ૩૧ ॥ વલણ ॥ એ રીતે ભણવા રહ્યો અરજુન તેણે ઠારરે; દુર્ગો કહે પ-છી સોચતા વનમાં ધર્મ કુમારરેરેરે. ૩૨ ઇતિ શ્રી પાંડવ ચ-રીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત વન પ-ર્વણી અર્જુન સ્વર્ગે અભ્યાસાર્થે સ્તીતો નામ એકાદસો અ-ધ્યાયઃ

કડવું ૧૨ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; સવ્ય સાચી ગયા પછી સાર. નથી ધર્મને ગમતું લગાર. ૧ આવ્યા એવામાં મુની તે ઠામ, બ્રહદશ્વ નામે અભીરામ; તેને ભુપતીએ દીઠા જ્યારે, ઉઠી આસન આ-પ્યું તે વારે. ૨ પ્રેમ આણીને કીધી પુજાય, પછી સ્તુતી ક-રી મહાકાય; ત્યારે મુનીવર બોલ્યા વચન્ન, સુણ પાંડુ રા-જા કેરા તંન. ૩ મારા જેવું તો દુઃખજ સાર, પડયું નળને પુર્વે અપાર; કળી કોપ થકી નરનાથ, રમ્યો જુગટુ પિત્રાઈ સાથ. ૪ તેથી નીકળવું પડયું વન્ન, સાથે દમયંતી રાણી રાજન્ન; હતાં પોતાનાં નાનાં જે બળ, તેને મોકલી દીધાં મોસાળ. ૫ આગળ નરને પુંઠળ નાર વાગે ચર્ણમાં કાંટા અપાર; એમ ચાલતાં પંથે પ્રમુખ, લાગી દંપતીને અ-તીભુખ. ૬ આવ્યું એવામાં એક તળાવ, તેને તીરે ગ-યાં આણી ભાવ. પેઠો ભુપતી પાણીની માંય, ત્રણ મ-ચ્છ આવ્યાં હાથ ત્યાંય. ૭ લાવી આપ્યાં દમયંતીને એ-હ; ફરી લેવા ગયો પાછો તેહ; ત્યારે સુંદરીના કરમાંહી, થ-

યું પ્રસ્વેદ અમૃત ત્યાંહી. ૮ તેથી મચ્છ સજીવન થયાં, એકે એકે કુદી નાશી ગયાં; થયો એટલે સ્ત્રીને સંતાપ, જાણ્યું હઇશ શો હું જવાબ. ૯ આવ્યો એવામાં નર તે ઠાર, માગ્યાં મચ્છ તેણે નિરધાર; સુણી સુંદરીએ કહી વાત, કુદી ગયા કેરી સાક્ષાત. ૧૦ તોય નળે ન માનીયું ત્યાંય, પડયો વેહેમ ખરો મનમાંય; જાણ્યું અંતરમાં નીરધાર, કર્યો મચ્છનો સ્ત્રીયે અહાર. ૧૧ એવામાં કૃત્ય કળીયુગે કીધું, રૂપ બગલાનું તેણે લીધું; તેને ભુપતીયે દીઠો જ્યારે, નાઠો એટલે ઝાલવા ત્યારે. ૧૨ વસ્ત્ર એક હતું પાસે જેહ, નાંખ્યું પક્ષીના ઉપર તેહ; તેને લેઇ કળી બગરૂપ, ઉડયો આકાશ માંહી અનુપ. ૧૩ નગ્ન રૂપે થયો નળરાય, એવી દૈવની ગતી કહેવાય; પછી દમયંતીએ તેણે ઠાર, અર્ધું વસ્ત્ર આપ્યું નીરધાર. ૧૪ તેને પહેરી પૃથ્વીનો નાથ; ચાલે પ્રેમદા કેરી સંઆથ; પડી રાત્રી એવામાં તદાય, ત્યારે સુતાં પતિને પ્રીયાય. ૧૫ તેહ વેળાએ કરી પ્રકાશ, કાતુ થઇ પડયો આવી પાસ; રાણીને ઘણી આવી નીંદ્રાય, જાગે છે એકલો નળરાય. ૧૬ કાતુ દેખી પછી તેણે ઠાર, કર્યો ભુપતીએ તો વીચાર; મારા પહેલું કર્યું સ્ત્રીયે ભક્ષ, માટે તજું આ વેળા પ્રત્યક્ષ. ૧૭ એવું વિચારી મનમાં મહાલ્યો, વસ્ત્ર કાતા થકી કાપી ચાલ્યો; ઉઠી પ્રેમદા પ્રાતસઃકાળ, ત્યારે દીઠો નહિં મહીપાળ. ૧૮ લાગી તે સમે ખોળવા કંથ, પડતી આખડતી ચાલે પંથ; વહે નેત્રથી વારીની ધાર, નળ નળ જપે નીરધાર. ૧૯ થયું એવામાં કૌતક ત્યાંય, પડયો અજગર મારગમાંય; તેણે ગળી દમયંતીની કાય, અડધી બારણે તેતો જણાય. ૨૦ આવ્યો એવામાં પારધી એક, જેના ચિત્તમાં

નથી વિવેક; તેણે અજગરને ચીરી સાર, કાઢી સુંદરીને ત્યાં તો બાહાર. ૨૧ પછી પારધી બોલ્યો વિચારી, કરો પ્રેમદા પ્રીતિ અમારી; નળ નળ શું મુખે જપોછો, ડાહ્યાં થઇ ઘેલામાં ખપોછો. ૨૨ એવાં દુષ્ટનાં સુણી વચન, ખેદ પામી સતિ ઘણું મંન; સ્પર્શ કરવા આવ્યો પાપી જ્યારે; દીધો શ્રાપ સતીયે તે વારે. ૨૩ થયો તે થકી તેહનો નાશ, વળતી દમયંતી ચાલી પ્રકાશ; આવ્યું નગ્ર ત્યાં એક વિશાળ, તેમાં પેઠી ભીમકની બાળ. ૨૪ રહે માશી પોતાની તે ઠાર, ભાનુમતી નામે નીરધાર; તેને ઘેર દાસી થઇ રહી, સત્ય વારતા ત્યાં નવ કહી. ૨૫ પછી કળીએ કીધો વીચાર, દુઃખ દેઉં એને નીરધાર; એવામાં ભાનુમતીની બાળ, નામ ઇંદુમતી રૂડુ ભાળ. ૨૬ બેઠી સ્નાન કરવા માટે તેહ, એક વસ્ત્ર પેહેરી નીજ દેહ; હાર કંઠ તણો તેણે ઠાર, ભરવ્યો ટોલ્લા ઉપર સાર. ૨૭ ત્યારે કળીએ કીધો પ્રવેશ, હાર ભરવેલો ગળ્યો નરેશ; પછી ઇંદુમતીએ પ્રકાશ, ઉઠી હારનો કીધો તપાસ. ૨૮ નવ દીઠો તે ઠેકાણે જ્યારે, તેથી વેહેમ આવ્યો તેણી વારે; ચોર દાસીને તેણે ઠરાવી, કહ્યું ભાનુમતીને આવી. ૨૯ જાણી દમયંતીએ એહ વાત, ત્યારે પ્રતીજ્ઞા કીધી સાક્ષાત; અરે ઇશ તમે વારે ચઢજ્યો, હાર લેનારો ફાટી પડજ્યો. ૩૦ એવું કહેતામાં તે તેણે ઠાર, ફાટી ટોલ્લો ને પડયો હારઃ થઇ વીસ્મય રાણી તે કાળ, ઓળખી નીજ બેનની બાળ. ૩૧ ત્યારે દમયંતીને લાગી પાય, બેન અપરાધ કરજો ક્ષમાય; વળતી રાણીએ આણીને મેર, પોંચાડી તેના તાતને ઘેર. ૩૨ દમયંતી પીતાને ત્યાં રહી, હવે નળની શી ગતી થઇ; તેણે ચાલતાં પંરની માંય, દવ લાગતો દીઠો

ત્યાંય. ૩૩ તેમાં બળતો હતો એક અહી, તેને બારણે કાઢયો સહી; ત્યારે ભુજંગે કર્યો વિચાર, મુને નળે કર્યો ઉપકાર. ૩૪ એને ગુપ્ત રહેવું માસ બાર, માટે ડંશ કરૂં આણીવાર; જેથી શત્રુને ખોળ્યો ન જડે, વળી પુનરપી કષ્ટ ન નડે. ૩૫ એવું સમજી કરડયો અહીકાય, થયો તે થકી બાહુક રાય; પછી નળને કહેવા લાગ્યો નાગ, સુણ ભુપતી તું મહા ભાગ. ૩૬ વર્ષ પુરાં થશે જેહવારે, હતા તેવા થશો તેણી-વારે; એવું નાગનું સુણી વચંન, ચાલ્યો ત્યાં થકી ભુપતી તંન. ૩૭ તેતો સંભારતો ઘનશામ, આવ્યો ઋતુપર્ણ ભુપને ગામ; અશ્વપાળ થયો ત્યાં પ્રકાશ, કર્યો ઘોડાર માંહી ની-વાસ. ૩૮ હવે દમયંતીએ પછી ત્યાંય, અર્ધો શ્લોક લખ્યો પત્ર માંય; વળતી ગોરને બોલાવી ત્યાંય, પત્ર આપ્યો તેના કરમાંય. ૩૯ કહ્યું ઉચારજો બધે એહ, ટેલ નાંખી ગામો ગામ તેહ; સ્લોક પુરો કરે જેહ પ્રાણી, તેની રાખજો નીશ્ચે એંધાણી. ૪૦ એવું સાંભળી દ્વીજનો બાળ, ચાલ્યો પત્ર લેઇ તતકાળ; બધે ફરતા ફરતા નિરધાર, આવ્યો રૂતુ-પર્ણને દરબાર. ૪૧ ટેલમાં કહી શ્લોકની વાત, સુણી બા-હુકે એતો સાક્ષાત; ત્યારે બારણે આવીને સાર, શ્લોક પુરો કર્યો તેણે ઠાર. ૪૨ ત્યાંથી વિપ્ર પાછો વળ્યો સહી, આવી દમયંતીને વાત કહી; ત્યારે સુંદરીએ નિરવાણ, કર્યું પોતા-ના પીતાને જાણ. ૪૩ તેણે સ્વયંવરની કહાવી પેર, તેડયો રૂતુપર્ણને નીજઘેર; તેનો સારથી થઈ તે ઠાર, આવ્યો વીરસેનનો કુંમાર. ૪૪ તેણે સમે નાગે જોઇ લાગ, આવી ડંશ કર્યો મહાભાગ; મટયું બાહુકપણું તેવારે, થયો નળ હતો તેવો ત્યારે. ૪૫ લાજ્યો તે સમે રૂતુપર્ણ રાય, નળ જા-

ણીને લાગીયો પાય; પછી દંપતી મળ્યા તે ઠાર, થયો સર્વને હરખ અપાર. ૪૬ વળતી દમયંતીને તેડી ત્યાંય, નળ આવ્યોજ સ્વપુરમાંય; એવી રીતે તમે ધર્મરાય, ધરો ધીરજ આણી વેળાય. ૪૭ તેથી સુખ તો છેટે થાશે, દુઃખ દારીદ્ર સર્વ પળાશે; કરશે કૃપા વહેલી જુગદીશ, થશો તમામ દેશના ઇશ. ૪૮ ॥ વલણ ॥ એવું કહી વ્રહદશ્વનો ચાલ્યા તેણીવારરે; દુર્ગો કહે પછી આવીયા વ્યાસમુની નીરધારરેરેરે. ૪૯ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વનપર્વણી ધર્મસ્ય વ્રહદશ્વેણ નળાખ્યાન કથનો નામ દ્વાદશો અધ્યાય. ॥ ૧૨ ॥

## કડવું ૧૩ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન મુનીવર કહે તું સાંભળ ભુપકુમાર; વળતી વ્યાસ ગુની ત્યાં આવ્યા ફર્તા ફર્તા સાર. ૧ તેને દેખી યુધિષ્ટીરે આપ્યું આદર માન; પ્રેમ ધરીને પુજા કીધી નમીયા તેણે સ્થાન. ૨ ત્યારે દ્વૈપાયનમુની કહે છે સાંભળ ધર્મ કુમાર; દુઃખ વીશે દીલગીર ન થાવું ભજવા સરજનહાર. ૩ સત્યવાદીને કષ્ટ પડે છે અનાદીનિ એ રીત; પણ અંતે ઇશ્વરના પદને પામે એહ ખચીત. ૪ કૃતયુગમાં પુર્વે સતવાદી હરીશ્ચંદ્ર રાજન્ન; તેની ત્રિયા તારા તેવી નીર્મળ તેનું મન્ન. ૫ પુત્ર ઘણો પરમાથમ કર્તા નામ જેનું રોહીદાસ; તેતો સઉ વિદ્યાએ પુરો બ્રાહ્મણ કેરો દાસ. ૬ તે ભુપતીને ઘેર પધાર્યા મુનીવર વીશ્વામીત્ર, અગ્નિ સરખું દૈવત તેનું ક્રોધ જેનો વિચીત્ર. ૭ હરીશ્ચંદ્ર બ્રાહ્મણને દેખી થયો ઘણો પ્રસંન; કરજોડીને કહેવા લાગ્યો વળતિ તેહ વચંન. ૮ કહોને ગુરૂજી કેમ પધાર્યા મનમાં શી ઇચ્છા-

ય; મુજ સરખું કંઇ કામ તપાસી કરો તમે આજ્ઞાય. ૯ એ-
વું સાંભળી ગાધી કુંવર કહે સાંભળને જજમાન; રાજ બ-
ધું અર્પણ કર મુજને પ્રસન થઈ આ સ્થાન. ૧૦ તે વેળાએ
ભુપે મુકયું જળ દ્વીજના કર માંય; રાજ્ય પ્રથ્વીનું અર્પણ
કીધું રાજી થઇને ત્યાંય. ૧૧ વળતી વીશ્વામીત્ર કહે તું સાં-
ભળને ભુપાળ; દાન ઉપર કાંઇ દક્ષણા જોઇએ આપો આ-
ણે કાળ. ૧૨ તે વખતે ત્રણ ભાર સોનાનું જળ મુકયું ફરી
રાય; વળતી નીજ સેવકને કહે છે લાવો આ વેળાય. ૧૩
એટલે ક્રોધ કરીને બોલ્યા ગાધી રાયના તંન; રાજ્યને અં-
તે દત્ત થયું સૌ કોશ તણું છો ધંન. ૧૪ તે માટે ખજાના
માંથી તમથી નવ લેવાય; આપેલું જે ફરી આપે તે નિશ્ચે
નરકે જાય. ૧૫ એવું વાકય સુણીને બોલ્યો હરીશ્ચંદ્ર દાતા-
ર; અમને ત્રયણેને જઇ વેચો મુનીવર આણીવાર. ૧૬ ત્યા-
ર પછી સુત દારા લેઇ ચાલ્યો ભુપતી સાથ; તેને વેચવા મા-
ટે ચાલ્યા દયા તજી મુનીનાથ. ૧૭ કાશીપુરીમાં વેચ્યાં વ-
ળતી ત્રયણેને રાજંન; તે ઠેકાણે શું નીપજીયું સાંભળ પાંડુ
તંન. ૧૮ બ્રાહ્મણને ઘેર તારા વેચી દ્વીજને ત્યાં રોહીદાસ;
અંત્યજને ઘેર નૃપને વેચ્યો મુનીએ તો પ્રકાશ. ૧૯ ત્રણ
ભાર સુવર્ણ લેઇને ચાલ્યા વિશ્વામીત્ર; સત્ય છોડાવવા માટે
કીધું કામ એવું વિચીત્ર. ૨૦ પછી પેલા દિકરાને કરડયા
સર્પ થઇ મુની દેવ; તેથી તે વાડીમાં પામ્યો મ્રત્યુ તો તત-
ખેવ. ૨૧ તેના અંગ વણા ખાંપણને લેવાને નિરધાર; ચાં-
ડાળે રાજાને મોકલ્યો દૈવગતિએ સાર. ૨૨ સુતનું ખાંપણ
લેવા માટે ચાલ્યો એહ નરેશ; લાવીને સોંપ્યું અંત્યેજને
નથી જેને મન કલેશ. ૨૩ એવામાં તે નગ્રપતીની રાણી તો

નીરધાર; ત્રીજે માળે નાહાવા બેઠી છોડી મુકી હાર. ૨૪ તે વખતે એક સમડી આવી પક્ષીણી તેણે સ્થાન; તે તો હાર લેઇને ઉડી હરી ઇચ્છા બળવાન. ૨૪ તે સમે તારા સતી પણ નદિની ઉપર નાહ્ય; કેશ છોડીને મુસ્તક ચોળે નીચું જોઇ તદ્દાય. ૨૧ તેના માથા ઉપર નાંખ્યો પક્ષીણીએ તે હાર; તેતો વાળ વિશે વીંટાયો નવ જાણે એ નાર. ૨૭ વળતી તારા ચાલી ત્યાંથી બેહુ લેઇને શીશ; કાશીપતીએ સાદ પડાવ્યો એવામાં તે દીશ. ૨૮ રાણી કેરો હાર જડેલો નહીં આપો જન જેહ; તે પ્રાણીને ગરદન મારીશ તેમાં નહી સંદેહ. ૨૯ તારાએ તે તો સાંભળીયો શબ્દજ કાંનોકાન; મુસ્તક વિશે હાર રહયો છે નથી તેનું તો ભાન. ૩૦ રાજાના દુતોએ દીઠો ચળકતો તે હાર; ત્યારે કાશીપતીને આવી કીધું તેણે ઝાર. ૩૧ ભુપતીએ તારાને તેડી સભા વીશે તતકાળ; વળતી તેને પુછવા લાગ્યા ધીરે રહી ભુપાળ. ૩૨ અરે બેન આપો આ વખતે અમને જડેલો હાર; નહીં માનો તો ગરદન મારીશ સત્ય કહું આ વાર. ૩૩ ત્યારે તારા કહે છે ભુપતી નથી દીઠો મેં હાર; જો હું જુઠું બોલતી હઉં તો હરીના સમ આવાર. ૩૪ એવું સાંભળી ભુપતીને તો ચઢીયો ક્રોપ વિશાળ; ગરદન મારવા કેરી આપી આજ્ઞા તેણે કાળ. ૩૫ એટલે અનુચર તેડી ચાલ્યા નારીને નીરધાર; નદિ કીનારે ઉભી રાખી મારવા તેણે ઠાર. ૩૧ તે વખતે ચંડાળે મોકલ્યો હરીશ્ચંદ્ર રાજંન; તે તો શકિત લેઇને આવ્યો કરવાને છેદંન. ૩૭ તે સમે તારાએ કીધું ઝાન્હવી જળમાં સ્નાન; કરજોડીને કહે છે વળતી ધરી ઇશ્વરનું ધ્યાન. ૩૮ ગાધિ સુત જેવા ગુરૂ મળજો જન્મો જન્મ પ્રકાશ, હરીશ્ચંદ્ર-

ના જેવો સ્વામી સુત સુંદર રોહીદાસ. ૩૯ ભક્તિમાં ભરપુર રહું ત્યમ આખો દિનને રાત; એટલી અરજી સુણજો મારી સુર્ય તમે સાક્ષાત. ૪૦ પછી તારાના ઉપર તાણી ભુપતીએ તરવાર; તો પ્રભુએ ઝાલી લીધિ પ્રગટ થઇ તે ઠાર. ૪૧ વળતી નૃપને કહેવા લાગ્યા વિશ્વપતી ભગવાન; માગમાગ મુખથી આ વખતે મન ઇચ્છીત વરદાન. ૪૨ ત્યારે ભુપતિ કહેવા લાગ્યો સાંભળો વૈકુંઠ રાય; અયોધ્યા નગરીના પ્રાણી સર્વે મોક્ષે જાય. ૪૩ તે પરમાણે પરમાત્માએ પાળ્યું વચન તે ઠામ; ભુપતી સુદ્ધાં નગરી આખી લેઇ ગયા નીજધામ. ૪૪ માટે વ્યાસ કહે યુધીષ્ટીર સત્યના એવી ઇશ; અંત્યે સુખ દેશે એ તમને જગતપતી જુગદીશ. ૪૫ ॥ વલણ ॥ એવું કહીને સંચર્યા વ્યાસ મુની તપ કાજરે; દુર્ગો કહે પછી આવીયા માર્કંડેય મહારાજરેરેરે. ૪૬ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત વન પર્વણી વ્યાસેન ધર્મસ્ય હરીશ્ચંદ્ર મહીમા કથનો નામ ત્રયોદશો અધ્યાય.

## કડવું ૧૪ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણ રાય, માર્કંડેય તણો મહિમાય; દિઠા યુધિષ્ટીરે તેને જ્યારે, ઉઠી આસન આપ્યું તે વારે. ૧ પછી મૃકંડ રૂશીના બાળ, બોલ્યા પ્રેમથકી તતકાળ; સુણો સત્યવાદી ધર્મરાય, માયા વિષ્ણુની મોટી કેહેવાય. ૨ ભુલે બ્રહ્મા જેવા તેમાં ભાન, ગાંડા થઇને ફરે ગુણવાન; ખોટી વાતને જણાવે સત્ય, વારે વારે પાડે છે વીપત્ય. ૩ એક સમે હું આશ્રમ માંય, કહેતો હતો હરી કથા ત્યાંય; તેણે સમે ત્યાં ભુપ કુમાર, ચઢયો અણચીંત-

વ્યા મેઘ સાર. ૪ થાવા લાગી ઘણી ચપળાય, વાયુ ઘોર ભયાનક વાય; હસ્તી સુંઢ જેવી તેણે ઠાર, પડે વ્યોમથી વારીની ધાર. ૫ સરીતાઓ તેથી ઉભરાઇ, આખી દુનીયાં તેમાં તણાઇ; આશ્રમ બુડી ગયો મારો જ્યારે, ચઢયો વડ ઉપર હું ત્યારે. ૬ છેલ્લું પાંખડું ઝાલીને હાથ, ભજવા માંડયા વૈકુંઠનાથ; ચડયું ત્યાંસુધી તો પાણી જ્યારે; મુકી હીંમત મેં તેણીવારે. ૭ એવામાં વડ વ્રક્ષનું પત્ર, આવ્યું તણાતું તણાતું તત્ર; સુતું છોકરૂં એક તે માંય, ચર્ણ અંગુઠો ધાવે છે ત્યાંય. ૮ તેણે વીકાસ્યું વદન જ્યારે, તણાયો હુંતો શ્વાસથી ત્યારે; પેઠો બાળકના પેટ વિશે, એવી કળા કરી જુગદીશે. ૯ વિત્યો કલ્પ આખો તેણે ઠાર, ત્યારે નિકળ્યો ત્યાંથી બહાર; દિઠો આશ્રમ મેં તે વેળાય, જળ બાર કંઇ ન જણાય. ૧૦ પડયો વિચારમાં હું રાજન્ન, ત્યારે બોલીયા શીષ્ય વચન્ન; ગુરૂ કેમ ગુંચાઓછો આજ, એવું શું બગડયું વળી કાજ. ૧૧ ત્યારે સ્મૃતી આવી મને રાય, આતો ઇશ્વર કેરી લીલાય; પછી ધ્યાન ધર્યું તેણે ઠાર, બાળમુકુંદનું નિરધાર. ૧૨ થયા પ્રસન્ન તે સમે ઇશ, મુળરૂપ બતાવ્યું તે દીશ; પછી બોલીયા શ્રી ભગવાન, તુને દેખાડી માયા આ સ્થાન. ૧૩ માગ માગ હવે મારી પાસ; પુરૂં પ્રેમથકી તારી આશ; ત્યારે માગીયું મેં તેણે દીસ, માયા પીડે નહીં જુગદીશ. ૧૪ એવું સુણી અસ્તુ કહ્યું સાર, પછી પધાર્યા દેવ મોરાર; તે દહાડાની મુને ધર્મરાય, નથી નડતી એતો માયાય. ૧૫ એવું સાંભળી માયાનું જોર, થયા શિતલ પાંડુ કિશોર; મટયો અંતરનો પરિતાપ, જુઠા જાણ્યા ઇંદ્રીના આળાપ. ૧૬ પછી માર્કંડેય મુનીરાય; થયા

ત્યાંથકી તર્ત વિદાય; સુણે આખ્યાન આ નરનાર, તેને મા-
યા ન પીડે લગાર. ૧૭ ॥ વલણ ॥ વળતી સ્વર્ગ વિશે ભ-
ણ્યો વિજય બધિ વિધાયરે દુર્ગો કહે પછી શું કરે તેનો ક-
હુ્ં મહિમાયરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશં-
કર વિરચીતે મહાભારથાંતર ગત વન પર્વણી પ્રકંડ સુતેન
ધર્મસ્ય માયા મહાત્મ કથનો નામ ચતુર્દશો અધ્યાય.

કડવું ૧૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ
સતવાદી રાય; અરજુને આવ્યાની કીધી સ્વર્ગ થકી ઇચ્છા-
ય. ૧ એવામાં બે દૈત્ય આવીયા અસુર ઘણા બળવાન; ની-
લકવચી ને સતકવચી તે શિવના ભક્ત નિધાન. ૨ શંખ-
નાદ કીધો તેણે ત્યાં આણીને ઉલ્લાસ; તેને સાંભળી ત્રીદશ-
ને તો પડીયો મનમાં ત્રાસ. ૩ ઇંદ્રાદિક સંતાયા ઘરમાં ભ-
ય પામીને મન્ન; ત્યારે પાપી સાથે લડવા ચાલ્યો કુંતા તન્ન.
૪ દારૂણ યુદ્ધ કર્યું તે વેળા પારથે તે ઠાર; નીલકવચી શત-
કવચી દૈત્યને માર્યો ઝાઝો માર. ૫ અર્જુન કેરૂં બળ દેખી
ને અસુર થયા પ્રસન્ન; વળતી કરજોડીને બેઉ બોલ્યા ન-
મ્ર વચન્ન. ૬ અરે ભાઇ આપો આ વખતે અમને જીવતદા-
ન; તમ જેવો યોધ્ધો નથી કોઇ ત્રીલોકે નીદાન. ૭ એવું વાક્ય
સુણી અર્જુને બંધ કર્યો સંગ્રામ; ધનુષ્ય બાણ હેઠાં મુકીને
શાન્ત થયા તે ઠામ. ૮ ત્યારે કીરીટીને દૈત્યે શંખ આપીયો
સાર; દેવદત્ત નામ છે તેહનું જેનો નાદ અપાર. ૯ વગાડતી વ-
ખતે ઉચ્ચારે વાણી અંદર જેહ; તેતો સહુ લોકે સંભળા-
એ તેમાં નહીં સદેહ. ૧૦ ત્યાર પછી તે દાનવ ગયા પોતાને
મુકામ; એટલે અર્જુન પાછો આવ્યો શંખ લઇ તે ઠામ. ૧૧

એવું અદભુત બળ દેખીને ઇંદ્ર થયો રળીયાત; પારથને વખાણ્યો ઝાઝો દેવોએ સાક્ષાત. ૧૨ ત્યારે વાસવે વિચાર્યું કરૂં એવો ઉપાય; જેથી સુત મારો આ અર્જુન સ્વર્ગ થકી નવ જાય. ૧૩ એવું ધારી ઉર્વશી નામે હતી અપ્સરા જેહ; તેને સમજાવીને મોકલી સુત લોભાવા એહ. ૧૪ તેણે નૃત્ય કર્યું બહુ સારૂં ગાયું ગીત રસાળ; તોપણ નવ લલચાયો પોતે પાંડુ કેરો બાળ. ૧૬ ત્યારે ઉર્વશી કહેવા લાગી અરજુનને વચંન; અલ્યા ભુપતી ભોગ આપ તું મોહ થયો મુજ મન્ન. ૧૬ તે વખતે વિજય કહે વિનતા એવું કદી નવ થાય; મારા તાતે તુજને રાખી તે મેં કયમ ભોગવાય. ૧૭ એવું સાંભળી ઉર્વશીએ તો દીધો મોટો શ્રાપ; એક વર્ષ તું વ્યઢંળ રહેજે બેઠું તુજને પાપ. ૧૮ પારથ કહે બહુ સારૂ નારી જાઓ તમે આવાર; શ્રાપ તમારો કોઇ વખતે હું કરીશ અંગીકાર. ૧૯ તે સમે આશા મુકી ને ચાલી તે અબળાય; વળતી અરજુન ચાલી આવ્યો જ્યાં બેઠો સુરરાય. ૨૦ કરજોડીને કહેવા લાગ્યો તેતો તેણે ઠાર; અહો ઇંદ્ર પહોંચાડો મુજને બંધવ પાસે સાર. ૨૧ એવું સાંભળી શતમન્યુને ખેદ થયો તે સ્થાન; ત્યાર પછી સઉ દેવે આપ્યાં અરજુનને વરદાન. ૨૨ વળતી વાસવે મંગાવ્યું વિમાન તેણે ઠાર; તેમાં બેસાડી પોચાડયો અરજુનને નિરધાર. ૨૩ દ્વૈતવનમાં આવ્યો તેતો જ્યાં યુધીષ્ટીરરાય; તેમને ઝાઝો પ્રેમ કરીને લાગ્યો વળતી પાય. ૨૪ ત્યાર પછી સર્વે ભાઇને મળીયો ઇંદ્રકુમાર; એટલે તે ઠેકાણે નિશ્ચે વરત્યો જયજયકાર. ૨૫ તે સમે યુધીષ્ટીરે તો વિચારીને મન્ન; વન્નવાસનાં વર્ષ તપાસ્યાં વિત્યા કેટલા દીન. ૨૬ ગણના કરીને નીશ્ચય

કિધો ભુપતીએ તે હાર; ઇંદ્રપ્રસ્થથી નિકળ્યાં વિત્યાં સંવત્સર તો બાર. ૨૭ ત્યારે સહદેવને તો કહે છે યુધીષ્ટીર ભુપાળ; ગુપ્ત રહેવાનું મહુરત જોતું સત્વર આણે કાળ. ૨૮ સાંભળીને માદ્રીસુત બોલ્યો કાલે છે શુભ જોગ; કૈરવને હાથે નહીં ચઢીયે પીડે નહીં કાંઇ રોગ. ૨૯ બીજે દિવસે ચાલ્યા ત્યાંથી છએ જણ નિરધાર; સરસ્વતીને કાંઠે આવ્યા પાંડુના કુમાર. ૩૦ તે ઠેકાણે આશ્રમ દીઠો મુનીવરનો વિશાળ; રૂપાયન છે નામ તેહનું કણ્વ ઋષીના બાળ. ૩૧ તેને પાંચાળીએ સોંપ્યા બાળક નાનાં સાર; વળતી મુનીને કહેવા લાગ્યાં પાંડવ કેરી નાર. ૩૨ આ બાળકને મોકલી દેજો દ્રુપદ નૃપને ઘેર; ત્યાં સુધી સાચવજો તમે મનમાં આણી મહેર. ૩૩ આ વખતે શ્રોતા પ્રાણી કોઇ કરશો નહીં શંકાય; વન મધ્યે સતીએ પ્રસવ્યાંતાં બાળક એહ પ્રજાય. ૩૪ મુનીને નમીને ચાલ્યાં વળતી છોએ જણ રાજન્ન; એવામાં થોડે દીન આવ્યું વીરાટપુર પાવન્ન. ૩૫ તે પુરને શીમાડે દીઠું સમડી કેરૂં વ્રક્ષ; તેની નીચે બેઠા આવી પાંડુ સુત પ્રત્યક્ષ. ૩૬ યુધીષ્ટીરે ધ્યાન ધર્યું પછી શક્તિ કેરૂં ત્યાંય; એટલે સૌ યોગણીઓ આવી ત્રીશુળ લેઇ કરમાંય. ૩૭ તેતો ધર્મને કહેવા લાગી કયમ બોલાવી રાય; માગ માગ આ વખતે તું તો જે હોએ ઇચ્છાય. ૩૮ ત્યારે ધર્મ કહે માતાજી સાંભળોને વચન્ન; એક વર્ષનિ અંદર અમને ઓળખે નહીં કોઇ જન્ન. ૩૯ સાંભળીને યોગણીઓ કહે છે અસ્તુ ભુપકુમાર; ગુપ્ત મુકામે રેહેતાં તમને નહીં ઓળખે નરનાર. ૪૦ એવું કહી યોગણીઓ ચાલી ત્યાંથી જોગીવાર; ત્યારે સમડી ઉપર મુક્યાં પાંડવે હથીઆર. ૪૧ નાગલોક

ની ચોકી મુકી તે ઠેકાણે ભુપ; વળતી સૌને બેસાડીને પુછે સત્ય સ્વરૂપ. ૪૨ ॥ વલણ ॥ વન્નપર્વ પુરૂ થયું કર્તા શ્રી રઘુરાયરે; દુર્ગો કહે પછી પાંડુસુતપુરમાં રહેવા જાયરેરેરે. ૪૩ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વનપર્વણી પાંડવ વીરાટપુર પ્રતી આગતો નામ પંચદશો અધ્યાયઃ ॥ ૧૫ ॥



# વિરાટ પર્વ. ૪

॥ અથ વિરાટ પર્વ પ્રારંભ્યતે ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વિસ્તારી સંભળાવું તુજને વીરાટ પર્વ કથાય. ૧ યુધીષ્ટીર આદી સૌ ભાઇએ વેશ બદલ્યો તે ઠામ; છોએ જણનાં જુદાં જુદાં કલ્પયાં વળતી નામ, ૨ ધર્મરાય બનીયા તે વખતે કંક મુની નીરધાર; અરજુન વ્યંડળ રૂપે થયો શ્રાપ થકી તે ઠાર. ૩ વાયુ સુતની વાલવો એવી કીધી ત્યાં સંજ્ઞાય; નીકુળને ધારક ઠરાવ્યો સહદેવ ગોપ ગણાય. ૪ પાંચાળીને દાસી બનાવ્યાં સૈરંધ્રી શુભ નામ વળતી પુરમાં પેહેલા ચાલ્યા યુધિષ્ટીર તે ઠામ. ૪ ભુપતીની સભામાં આવ્યા પાંડુ કેરા તંન; તેને જોઇ વીરાટે આપ્યું ઉઠીને આસંન. ૬ ત્યાર પછી પુછયું તે નૃપે ક્યાંથી આવ્યા દેવ; શી ઇચ્છા છે આજ તમારે તેતો કહો તતખેવ. ૭ એટલે યુધીષ્ટીર તો કહે છે કંકરૂશી મુજ નામ; પાંડવની પાસે હું નિત્યે કથા કહેતો અભીરામ. ૮ તેતો દ્યુત રમી હારીને નીકળીયા છે વંન; ત્યારે હું તુજ પાસે આવ્યો સત્ય કહું વચંન. ૯ આ ઠેકાણે રહેવા કેરી અંતરમાં ઇચ્છાય; તે માટે તમે ઉત્તર દયોને ભુપતી આ વેળાય. ૧૦ વીરાટ કહે ધન ભાગ્ય માયરૂં ભલે પધાર્યા દેવ; સુખેથી રહો આ ઠેકાણે કરૂં તમારી શેવ. ૧૧ એવી રીતે ધર્મ રહ્યા પછી વાલવો આવ્યો ત્યાંય; રૂપ ભયાનક ભાસે તેનું કડછો છે કરમાંય. ૧૨ તેને દેખી ભુપે પુછયું કેમ આવ્યો આ ઠામ; નાત્ત જાતને નથ કી-

ચું વળી આવડે છે શું કામ. ૧૩ ભીમ કહે પાંડવ રાજા-
નો રસીયો હું રાય; ક્ષત્રી કેરી જાતી મારી વાલવો છે અ-
ભીધાય. ૧૪ એક ઘડીમાં રાંધી જમાડું નગ્ર બધું રાજંન;
પણ બે કળશી ખાવા જોઇએ નિત્યે મારે અન્ન. ૧૫ કંક-
મુની કહે વાત ખરી છે દેખે એટલું ખાય; પણ આપડે
એક કળસી આપવું આજે નવ પોચાય. ૧૬ કોઇ વખતે ખ-
પ પડશે એનો યુદ્ધ વીશે ભુપાળ; તે માટે જો રાખવો હોય
તો રાખો આણે કાળ. ૧૭ ત્યારે વાલવાજીને રાખ્યો વીરાટે
નીરધાર; એવામાં વ્યંડળ થઇ આવ્યો અરજુન ધરી શણ-
ગાર. ૧૮ તેને પણ રાજાએ રાખ્યો પુત્રી ભણાવા સાર; વળ-
તિ સહદેવ જોશી પધાર્યો ગોપ થઇ તે ઠાર. ૧૯ તેની પુંઠે
નીકુળ આવ્યો ધારકનો લઇ વેશ; તે સર્વેને રાખ્યા ત્યાંહી
પ્રસન્ન થઇ નરેશ. ૨૦ સૌની પુંઠે આવ્યાં સભામાં પાંચાળી
અબળાય; તેને દેખી ભુપ કહે શી તમારે ઇચ્છાય. ૨૧ ત્યા-
રે દ્રૌપદી કહે રાજાજી રહેવું આણે ઠાર; આપની રાણી ક-
હેશે તેવું કામ કરીશ નીરધાર. ૨૧ ધર્મ પત્નિની દાસી હું
છું સૈરંધ્રી મુજ નામ; પણ મારે માથે છે સ્વામી પાંચદેવ
અભીરામ. ૨૩ મારા ઉપર નબળી દ્રષ્ટે જુએ જે કોઈ જ-
ન્ન તેનું એ પાંચે મળીને કરી નાંખે છેદન્ન. ૨૪ વીરાટ ક-
હે સુખેથી રહો વનીતા આણે ઠાર; તમ ઉપર કુદ્રષ્ટે જુ-
એ તેનો કરૂં સંહાર. ૨૫ ત્યારપછી સૈરંદ્રી આવ્યો સુદેષ્ણા
ની પાસ; એવી રીતે ગુપ્ત રહ્યાં સૌ આણીને ઉલ્લાસ. ૨૬

॥ વલણ ॥ પૃથ્વીપતિ સેવક થઇ વસીયા તેણે સ્થાન-
રે; દુર્ગો કહે એતો વળી દૈવગતી બળવાનરેરેરે. ૨૭ ઇતી
શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે 'મહાભારથાંત-

૨ ગત વીરાટપર્વણી વીરાટગ્રહે પાંડવ ગુપ્ત સ્થીતોનામ પ્રથમો અધ્યાય. ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, સુણો સત્વાદી નૃપ તંન; રહ્યા ગુપ્ત કુંતાના કુંમાર, ત્યારે નારદે કીધો વીચાર. ૧ પછી આવ્યા દીલ્લી વીશે તેહ, દુષ્ટયે સ્મ્રતી આપવા એહ; તેને દેખી દુર્યોધને ત્યાંય, નમી બેસાડયા આસન માંય. ૨ ત્યારે નારદ કહે સુણ રાય, તું તો મુરખ જેવો જણાય; પાંડુ પુત્ર તણી નીરધાર, નથી કરતો પાછા વંન; માટે શોધ કરો આ વેળાય, એવું કહી ચાલ્યા રૂશીરાય. ૪ ત્યારે દુર્યોધને તેણીવાર, બીડું ફેરવ્યું સભામાં સાર; લાવે પાંડવની જેહ ભાળ, તેને શીરપાવ આપું આ કાળ. ૫ એવું દુષ્ટનું સુણી વચંન, લીધું માળીએ બીડું રાજંન, પછી કહેવા લાગ્યો તેણે ઠાર, ખોળી કાઢું હું પાંડુ કુમાર. ૬ એ તો માળી ઘણો મન મહાલ્યો, પુષ્પ લેઇને શોધવા ચાલ્યો; જે ઠેકાણે એ માળી જાય, કરે તે તે ઠેકાણે કળાય. ૭ આપે પુષ્પની કળીયો તે ઠાર, પછી તપાસી જુએજ સાર; તેનું કારણ સાંભળ રાય, ધરમ પાસે પ્રફુલ્લીત થાય. ૮ બધા દેશ ફરી એમ ત્યાંય, આવ્યો માળી વૈરાટની માંય, પછી પરવર્યો સભામાં એહ, બેઠા જે ઠેકાણે સત્ય દેહ. ૯ વેંચી પુષ્પ કળી તેણે ઠાર આખી સભા વીશે નીરધાર; આવી ધર્મના હાથમાં જ્યારે, પ્રફુલીત થઈ તેણીવારે. ૧૦ જોઇ માળીયે કર્યો વીચાર, નીસ્ચે અહીંયાં છે પાંડુ કુમાર; વળતી આ તે દુષ્ટની પાસ, કહી

બનેલી વાત પ્રકાશ ૧૧ ત્યારે બોલ્યો દુર્યોધન રાય, એ- થી નીશ્ચય કેમ મનાય, બીજો સત્યવાદી કોઇ હોય, તેથી પુષ્પ કળી ખીલે સોય. ૧૨ એવું કહી માળીને વચંન, ફ- રી ફેરવ્યું બીડું રાજંન; આવ્યું ફરતું ફરતું વળી એહ, લીધું જેમલ કબીરાયે તેહ. ૧૩ પછી ચાલીયો એ તો પ્રકા- શ, આવ્યો ઈંદ્રરાજા કેરી પાસ; દીઠા નહીં ત્યાં પાંડુના બા- ળ; ત્યારે ઉતર્યો તર્ત પાતાળ. ૧૪ તપાસીને જોયું તેણે ઠા- ર, સપ્ત પાતાળમાં નીરધાર; નવ પામ્યો તે ઠેકાણે ભાળ, એવી ઇચ્છા પ્રભુની વીશાળ. ૧૫ આવ્યો મૃત્યુ લોકે પ- છી તેહ, જેનો પર્વત જેવો છે દેહ; આખી ઉરવી ફર્યો રાખી હામ, દેશ બોતેર જોયા તમામ. ૧૬ જાય જે જે નગ્ર કેરી માં- ય, લે છે સોનાનું પુતળું ત્યાંય; સવા મણનું પુરણ એહ, બાંધે ચર્ણ વીશે લઇ તેહ. ૧૭ એવો શાખ બધે વરતાવ્યો, પછી દ્વારામતી વીશે આવ્યો, સભા જાદવની હતી જ્યાંય. કૃષ્ણ બળદેવ બેઠા તે માંય. ૧૮ આવી ઉભો કબીરો તે ઠા- ર, બોલ્યો ગર્જના કરી અપાર, અલ્યા જાદવ સાંભળો વા- ત, આપો યુદ્ધ આ વેળા સાક્ષાત. ૧૯ રાખ્યા પાંડવને છાના ઘેર, માટે મારીશ તમને ઠેર; એવી સાંભળી વાણી વી રોધ, ચઢયો બળદેવને ઘણો ક્રોધ. ૨૦ હળ મુશળ ઝાલી તે કાળ, ઉઠયા મારવા રોહીણી બાળ; સાંમા સાંમી થયું યુદ્ધ ત્યાંય, મારે બેઉ જણા માંહોમાંય. ૨૧ ત્યારે બળદેવ કોપ્યા પ્રચુર, હળ અગ્રે ઉછાળ્યો અસુર; ગયો તે થકી ઉં- ચો આકાશ, પડયો વીરાટ પુરની પાસ. ૨૨ ॥ વલણ ॥ ચાર ઘડીયે તેહની મુર્છા વળી તે ઠારરે; દુર્ગો કહે પછી શું થયું તેનો કહું વિસ્તારરેરેરે. ૨૩ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુ-

ગૌરીશંકર વોરચીને મહાભારથાંતર ગત વીરાટ પર્વણી બળ રામેન મલ્લસ્ય વીરાટપુર પ્રતીક્ષીત્યો નામ દ્વીતીઓ અધ્યાય.

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય; વળતી પેલો કબીરો તેતો વીરાટપુરમાં જાય. ૧ સભા સમીપ આવીને ઉભો દીસતો વિક્રાળ; તેને દેખી ત્રાસ્યા સર્વે જાણે આવ્યો કાળ. ૨ મેઘ ગર્જના કરીને કેહે તે વીરાટને તહાય; પાંડવને અહીં રાખ્યા માટે પુતળુ આપો રાય. ૩ એવું સાંભળી કંકમુની કહે વીરાટને તો વાંણ; વાલવો બહુ દહાડાથી ખાયે કળશી અન્ન પ્રમાણ. ૪ આંની સાથે આજ બઝાડો તેને તો રાજંન; તેમાં જો એ નહીં જીતેતો દેઇશું મલને ધંન. ૫ એવું સાંભળી ભુપે મોકલ્યું તેડવા માણસ ત્યાંય; ત્યારે ભીમ સભામાં આવ્યો કડછો લેઇ કરમાંય. ૬ જેમલને જોઇ વાલવો બોલ્યો પોચાડુ તુજલાવ; મારી સાથે લડવા માટે ભાગોળે તું આવ. ૭ એવું કહી પછી બેઉ આવ્યા શીમાડે બળવાન; સાંમાસાંમી કરવા લાગ્યા યુદ્ધ અતી તે સ્થાન. ૮ એક એકને ઢીંકો મારેછે તેવી ભાગે તંન; વળી આંટી નાંખીને કરે પ્રથ્વીમાં પતંન. ૯ ત્યાર પછી છાતીપર બેશી ગળુ ઝાલે તે ઠાર; ગાલ વીશે તો ગોદા મારે નખ દેછે નીરધાર. ૧૦ એવામાં તો ભીમસેનનો થોલ આવીયો ત્યાંય; મલને ઉપાડીને ઘાલ્યો ડાબી બગલની માંય. ૧૧ વળતી તેનો કંઠ દબાવ્યો આણી અહકી રીસ; ત્યારે તે પાપીએ પાડી મરતાં મરતાં ચીસ. ૧૨ ભીમ એવું કહેતાં થઇ ગયો ભેં એટલો ઉજ્વા-

૨; તેનો નાદ ગયો તે વખતે ત્રિલોકે નીરધાર. ૧૩ એવી રીતે ભીમે માર્યો મલ્લને જેણીવાર; ત્યારે સર્વે વિસ્મય પામ્યાં નગ્ર તણાં નરનાર. ૧૪ ॥ અર્ધવીરામ દોહરો ॥ વળતી ભુપે આપીયું, વાલવાને અતી માન; ખાંન પાંન બમણું કર્યું, હતું તેથી નીદાન. ૧૫ ॥ રાગ મારૂ ॥ હવે વીરાટ રાયના સાર, શત શાળા તે બળીયા અપાર તેમાં જેષ્ટનું કેચોજ નામ, જેના અંતરમાં અતી કામ. ૧ દેખી સૈરંધ્રીને એહરાય, થયો વીહ્વળ પોતે તદાય; સતી સામું જોઇ મારે નેણ, બોલે મસ્કરી પડતું વેણ. ૨ ત્યારે સૈરંધ્રી બોલ્યાં વચંન, સુણો વારતા એક રાજંન; પાંચ પતી છે મારા સાક્ષાત; તેતો કરશે તમારી ઘાત. ૩ માટે ચાળા મુકો આણીવાર, તોય દુષ્ટે ન માન્યું લગાર; આવ્યો પોતાની બેનની પાસ તેને જુક્તિ કરી કેહે પ્રકાશ. ૪ સુણો ભગીની આણી ઉપાય, જેથી મુજને આનંદ થાય, આજ સાંજ પડયે અભીરામ, તારી દાસી તણું મારે કામ. ૫ માટે ફાવે તેવી કરી પેર, નીશ્ચે મોકલજે મારે ઘેર; ત્યારે બેને જાણ્યો બધો મર્મ, આણે કરવું ધાર્યું દુષ્ટ કર્મ. ૬ પછી સુદેષ્ણા બોલ્યાં સાક્ષાત, તુંતે સાંભળને મારા ભ્રાત; પરનારી તો પાવક ખાણ, જેવી નાગણી કાળી નીર્વાણ. ૭ તેના સ્પર્શ થકી પ્રાણ જાય, અંત્યે નર્કમાં નીવાસ થાય; ચંદ્રમાને થયો ક્ષયરોગ, પરપત્નિનો ભોગવ્યે ભોગ. ૮ તેવી રીતે ઇંદ્ર તણો દેહ થયો શ્રાપથી દુષ્ટજ તેહ; પારાસર રૂશી ભુલ્યા ભાન, ગયું તપનું ફળ નીદાન. ૯ ત્યમ શ્રંગીન્દ્ર વીવેક ગયો, યોગ પોતા તણો ભ્રષ્ટ થયો; જોતાં મોહીની નારી રૂપાળી, થયા સ્ખળીત દેવ કપાળી. ૧૦ માટે માનો વીરા મારી વાંણ,

જશે એ અભીલાષથી પ્રાણ; એને માથે તો છે પાંચ પતિ, જેની રૂદ્રના જેવીજ ગતી. ૧૧ સુણી કૈચો બોલ્યો તેણે ઠાંમ; એની જાણું છું હું તો તમામ; પણ વ્યાકુળ થયો છું આ-જ તેથી સુજે નહીં કંઇ કાજ. ૧૨ સત્ય વાત કહું છું જ હુંય, માટે મોકલજે એને તુંય; દૈવે ધારયું હશે તેમ થશે, જીવ જાવાનો હશે તો જશે. ૧૩ એવું કહી દુષ્ટ ગયો ઘેર, ખાન પાન તણી કરી પેર; પડી એવામાં સાંજ તે ઠાર, ત્યારે ત્વચારયું રાણીએ સાર. ૧૪ સૈરંધ્રીને બોલાવી તે પાસ, આપી આજ્ઞા ત્યાંતો પ્રકાશ; લોટો દુધનો લેઇને જાઓ, કૈચાને ઘેર આપીને આવો. ૧૫ સુણી ખેદ પામી સતી નાર, ચાલી દુષ્ટતણે દરબાર; આવી કૈચાની પાસેજ એહ, ધરૂજે થરથર તેહની દેહ. ૧૬ બેઠો પાંચમે માળે પાપીષ્ટ, જેનો જોગ બન્યો છે જરીષ્ટ, તેણે સમે સૈરંધ્રીએ સાર, સંભાર્યા નંદ કેરા કુમાર. ૧૭ અરે ઇશ્વર રાખજો લાજ, ધારયું ફીટ્યકે તો કુડું કાજ, સભા મધ્યે પુર્યાં તમે ચીર, તેથી રહી છે મુજને ધીર. ૧૮ સુભદ્રા જેવી જાણી આવાર, ટેક રાખો તમે ફીરતા ર, એવી અરજી સુણી તતકાળ, થયા વાનરરૂપે દયાળ. ૧૯ બારી આગળ થઇને ત્યાંય, આવ્યા ઇશ્વર તો ઘરમાંય; મા-રી દુષ્ટને ધોલો બે ચાર, પછી નાંખીયો હેઠળ સાર. ૨૦ ભાગ્યું અંગ તે પાપીનું જ્યારે, પ્રભુ અદ્રસ્ય થયા ત્યારે; આવ્યાં સૈરંધ્રી પોતાને ઠામ, કરયું કેશવે એ રીતે કામ. ૨૧ ॥ વલણ ॥ કૈચાને મુર્છા વળી આવ્યો ધરની માંયરે, દુર્ગો કહે ઓસડ ભરયું વળતી તેણે ત્યાંયરેરેરે. ૨૨ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરા-ટપર્વણી બીમેન જેમલહતો નામ ત્રતીયો અધ્યાય. ॥ ૩ ॥

કડવું ૪ થું

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય, ત્યાર પછી દ્રૌપદીને નીત્યે ચિંતા મનમાં થાય. ૧ દુષ્ટની દ્રષ્ટી આગળ રહેવું તે તો કયમ રહેવાશે; કોઈ હડાડો નડશે એ પાપી તેથી ધર્મ હણાશે. ૨ એવું અંતરમાં ધારીને ભીમને કહી સૌ વાત; ત્યારે કુંતા સુત કહે કાલે કરીશ હું એની ઘાત. ૩ આજ તમે જઈ કહેજો એવું પાપીને નીરધાર, શીવજીના દેવળમાં આવજો રાત પડયે નીરધાર. ૪ તે ઠેકાણે હું સંતાઇશ સાંજ પડયે અળખાય, પછી પાપીને પીલી નાંખીશ ઇશ્વરની ઇચ્છાય. ૫ વસતી સૈરંધ્રી તો ચાલ્યાં પોતાને મુકામ; તે વખતે મારગમાં મળીયો કૈચો તેણે ઠામ. ૬ તેને દેખી દ્રૌપદી કહે છે કયાં ચાલ્યા રાજંન્ન, આજ રાત્રીએ જાજો જરૂર શંકરને સદન્ન. ૭ હું પણ તે ઠેકાણે આવીશ સત્ય માનજો રાય; એવું સાંભળી પાપી હરખ્યો આનંદ અંગ ન માય. ૮ વળતી તે મુકામે આવ્યો સુણ જનમેજય રાય, સાંજ પડી તે વખતે વાલ્લો દેવળ વીશે જાય. ૯ ચાદર ઓઢી સુતો ત્યાં તો કુંતાજીનો બાળ; એવામાં ત્યાંય આવ્યો વેગે કૈચોજી તતકાળ. ૧૦ આજુબાજુ જોવા લાગ્યો સૈરંધ્રીને તેહ; તે સમે સુતેલો દીઠો ભીમ ભયાનક દેહ. ૧૧ તેને જાણીને લાત મારી કે ઉઠયો તે બળવાન, વળતી મરચક માફક ઝાલ્યો પાપીને તે સ્થાન. ૧૨ દેવલ બારણે નીકળી બાઝયા બેઉ જણા રણધીર; સામા સામી ઢીંકો મારે વજ્રથી વસમી વીર. ૧૩ ખભે ખભા અડકાડે છે વળી પગની આંટી પાડે; બાથ ભીડાવી એકએકને પ્રથ્વીમાં સુવાડે. ૧૫ ભીમસેન

કહે સાંભળ કૈચા દૈવત મારૂં દાખું; સતિ ઉપર કુદ્રષ્ટી કીધી માટે મારી નાંખુ. ૧૫ કૈચ્ઓ કહે ઓ વાલવા તારા લેઉં હું તો પ્રાણ; એમ કહીને હેઠો નાંખ્યો વાયુજને નીરવાણ. ૧૬ છાતી ઉપર બેઠો વળતી પામી તેણે દીશ; ગાલ વિશે તો ગોદા મારે આણી અદકી રીસ. ૧૭ તે સમે ભીમે ઉછાળી દુષ્ટને નાંખ્યો હેઠો; વળતી તેના રહૃય ઉપર ક્રોધ કરીને બેઠો. ૧૮ વજ્ર જેવી ઢીંકાએ ભાગ્યો કૈચા કેરો દેહ; ત્યાર પછીથી ફોડી નાંખ્યું બ્રહ્મરંધ્રતો જેહ. ૧૯ એટલે પાપી મ્રત્યુ પામ્યો તે ઠેકાણે રાય; ત્યારે વાયુ પુત્રે કીધી અદ્ભુત એક કળાય. ૨૦ કૈચાની કાયાનો બનાવ્યો ગોળો એક વીશાળ; તેને લેઇ દેવળને પાટડે મુકયો તેણે કાળ. ૨૧ વળતિ તેના રૂધીર વડે લખીયું તેણે ઠાર કૈચો કીચક મેં માર્યો ભાઇ મેં માર્યો નીરધાર. ૨૨ એવું કામ કરીને આવ્યો ભીમ પોતાને ઠામ; સોડ તાણીને સુતો પોતે હૈએ રાખી હામ. ૨૩ ॥ વલણ ॥ એ રીતે કૈચા તણો ભીમે કર્યો સંહારરે; દુર્ગો કહે પછી ત્યાં થયું શ્રોતા તર્ત સવારરેરેરે. ૨૪ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટ પર્વણી ભીમેન કીચક હતો નામ ચતુર્થો અધ્યાયઃ ॥ ૪ ॥

## કડવું ૫ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન બોલીયા વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; થયો પ્રાતઃકાળ ત્યાં જ્યારે, જાગ્યા લોક બધા તેણીવારે. ૧ સ્નાંન કરીને કેટલા જંન, ગયા શીવનું કરવા દરસંન; દીઠો માંસ પીંડ તેણે ત્યાંય, ત્યારે ત્રાસ પામ્યા મનમાંય. ૨ આવી નગ્ર વીશે કહી વાત, જાણી રાજાએ

એતો સાક્ષાત; ત્યારે નેત્ર વીશે નીર વહ્યું, પછી આવીને રાણીને કહ્યું. ૩ સુદેષ્ણાએ ત્યાં કીધો વીલાપ, પ્રથ્વી ઉપર પછાડ્યું આપ; આવ્યાં સર્વે દેવળ પાસ, દેખી લાસ ને કીધો કંકાસ. ૪ લખેલું ભીમે પાટડે જેહ; વાંચે સર્વ મળી જન તેહ; પણ મુખ થકી ન બોલાય, કેમકે પોતે ખુનીજ થાય. ૫ વાંચી વીસ્મય પામ્યા રાજંન. પછી વીચારીયું નીજ મંન; આતો વીચીત્ર વાત કહેવાય, કેવી રીતે શતરૂ ઓળખાય.૬ આવ્યો એવામાં વાયુ કુમાર, તેણે પોક મુકી નીરધાર; છાનો રાખે છે નગ્રના લોક, તોય ભીમનો નવ મટે શોક. ૭ રાણી સુદેષ્ણા આવીને પાસ, કહે રૂદન કરી પ્રકાશ; અરે વીરા મેં કહ્યુંતું તુને, ત્યારે ગાંડી ગણીતી તેં મુને. ૮ સૈરંધ્રીનો કરતાં અભિલાશ; થયો છેવટ તારોજ નાશ; પછી કૈચા તણા ભ્રાત જેહ, આવ્યા નવ્વાંણું નીશ્ચય તેહ. ૯ તેણે રૂદન કીધું અપાર, થયા સ્મશાને જવા તૈયાર; તેની સંગાથે વાયુ કુમાર; ગયો રાજી થઇ નીરધાર. ૧૦ બેઠા ભાગોળે વૈરાટ રાય, કંકમુની ને બીજી પ્રજાય; ત્યારે કાષ્ટ સ્મસાનમાં લાવી, વાયુ કુંવરે ચીતા બનાવી. ૧૧ પછી કીચકને કહે વાંણ, લેશે ગંધર્વ તમારા પ્રાણ; માટે પચ્ચી પચ્ચી તણી હાર, ચારે બાજુ રહો હુંશીયાર. ૧૨ લેઇ કાષ્ટની મોટી ચીતાળ, હું પણ ઉભો રહુંછું આ કાળ; એવો બનાવી ભીમે પ્રકાર; કરાવ્યો અગ્ની કેરો સંસ્કાર. ૧૩ ચેતી ચીતા બરોબર જ્યારે, વાયુ પુત્રે સાધ્યો લાગ ત્યારે; ઘાલ્યા પચ્ચીસ બાથની માંય, એકે ફેરે નાંખ્યા ચીતા માંય. ૧૪ બીજે ફેરેતો બીજા પચ્ચીસ, એમ સરવેને હોમ્યા તે દિશ; એક નાઠો તેમાં થકી ત્યાંય, તેની જીભ તાણી લી-

ધી ત્યાંય. ૧૫ એવું કામ કરી ખુશી ભેર, આવ્યો ઓબડાને તેડી ઘેર; મેલી ભાગોળથી ભીમે પોક, જોઈ વિસ્મય પામીયા લોક. ૧૬ ત્યારે વીરાટે પુછ્યું પ્રખ્યાત, છાંના રહી કરો ભાઇ વાત; સુણી ભીમ કહે સાંભળો રાય, માર્યા ગંધ્રર્વે સર્વે કૈચાય. ૧૭ થયો દારૂણ ત્યાં સંગ્રામ, મુને માર્યો ઘણો તેણે ઠામ, ત્યારે ઓબડો સમજાવે વાત, ભીમ સામા લાંબા કરી હાથ. ૧૮ એણે મારયા એવું દરશાવે, તોય કોઇના જાણ્યામાં ન આવે; ભીમ સમજાવે અવળો પ્રકાર, ખરૂં કહેછે આ ઓબડો સાર. ૧૯ આણે યુદ્ધ કર્યું અતી સોધ, એવું કહેછે મારા સામું જોઇ; પછી રૂદન કરી તે ઠામ, પામ્યાં રાજાને રાણી વીરામ. ૨૦ રહી એટલે કથા તો એહ, હવે ભીમે માર્યો મલ્લ જેહ; તેણે અંત્યે કર્યોતો જે નાદ, તે તો દુર્યોધને સુણ્યો સાદ. ૨૧ ત્યારે ત્રાસ પામી નીજ મંન, કહેવા લાગ્યો મામાને વચંન; અરે મામા સુણો મારી વાત, કરી જેમલની કોયે ઘાત. ૨૨ શોધ પાંડવની નવ મળી, માટે બતાવો ઉપાય વળી. ૨૩ ॥ વલણ ॥ શકુની કહે છે તે સમે દુષ્ટને દુષ્ટ વીચારરે; દુર્યો કહે પછી શું થયું તેનો કરૂ વીસ્તારરેરેરે. ૨૪ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટ પર્વણી ભીમેન સર્વ કીચકાન હુતાશનેનીક્ષીપ્તો નામ પંચમો અધ્યાય.

### કડવું ૬ ઠું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સાંભળ ભુપ કુમાર; દુર્યોધનને કહેવા લાગ્યો શકુનિ તેણે ઠાર. ૧ પાંડુપુત્ર કરે હમેશાં ગૌબ્રાહ્મણની સાય; માટે મલ્લ મરાયો ત્યાં જઇ વાળીએ આપણે ગાય. ૨ છોડાવાને આવશે ત્યારે

ઓળખીશું રાજન; એટલે પાંડવ જાશે પાછા પુનરપી- એતો વન. ૩ દુર્યોધન કહે મામા મારા સત્ય કહી એ વાત; તમે કહ્યું તે રીતે કરતાં કાર્ય થશે સાક્ષાત. ૩ વળતી સુ- શર્માને તેડી કહ્યું સભાની માંય; વીરાટપુરમાં ગાયો વા- ળો ઉત્તર બાજુ ત્યાંય. ૫ એવું સાંભળી સુશર્માતો તર્ત થયો તૈયાર; બે અક્ષોહણી સૈન્યા લીધી સંગાથે નીરધાર. ૬ ગજરથ મહીષ અસ્વ અનોપમ ઉંટને ખચ્ચર જેહ; તે ઉપર બેશીને ચાલ્યા યોદ્ધાઓ તો તેહ. ૭ સરીતા પુર પ્રમાણે ચાલ્યું દળવાદળ નીર્વાણ; પદરજ તેના પગની ઉડી ઝાંખો બનીયો ભાણ. ૮ થોડી વારમાં આવ્યું તેતો વીરા- ટપુરની પાસ; શીમાડે આવીને ઉભો સુશર્મા પ્રકાશ. ૯ ઉ- ત્તર દીશા કેરી વાળી ગાયો તેણે ઠાર; ગોવાળીયાને ઉભા રાખી માર્યો ઝાઝો માર. ૧૦ તેતો રડતા રડતા આવ્યા ભુપ સભાની માંય; સુશર્માએ ગાયો વાળી ખબર કહી તે ત્યાંય. ૧૧ એવું સાંભળી ભુપે પુછી કંકમુનીને વાત; યુધ્યે જાવું કે ન જાવું તેતો કહો સાક્ષાત. ૧૨ કંકમુની કહે સાંભળ રાજા ન્યાય વચન નીર્વાણ; ગૌબ્રાહ્મણને અર્થે ખોવા ક્ષત્રીને તો પ્રાણ. ૧૩ તેનું દુઃખ દેખીને સાચવે દેહ પોતાનો સાર; તે ક્ષત્રીને જારજ કહેવો જીવતને ધીક્કાર. ૧૩ ગોત્ર ધર્મને તજી જાળવે જર જુવતીને પ્રાણ; તેતો સઉ નરકે સંચરશે વેદ વદે એમ વાણ. ૧૫ માટે યુધ્ધે તત્પર થાઓ કંકમુની કહે રાય; એક વખત મરવાનું સૌને થનાર હોય તે થાય. ૧૬ એવું સાંભળી ભુપે પડાવ્યો નગ્ર વીશે તો સાદ; યુદ્ધ વીશે નીકળો સઉ પ્રાણી મુકી મનથી વાદ. ૧૭ ઘરડુ ને બાળક બે વિના રહેશે પુરમાં જેહ; તેનું મુસ્તક છેદી નાંખી-

શ તેમાં નહીં સંદેહ. ૧૮ વળતી ભુપતીએ શણગારી પોતાની સેનાય; તેને લઈ ભાગોળે આવ્યા ત્વરા થકી સુણ રાય. ૧૯ કંકમુનીને વાલવો તેપણ આવ્યા તેણે ઠાર; સહદેવ નીકુળ સુદ્ધાં પોતે ચારે ભાઇ નીરધાર. ૨૦ ત્યાર પછી શીમાડે આવ્યા જ્યાં ઉભી સેનાય; સુશર્માને દીઠો ત્યાંતો ભુપતીએ તહાય. ૨૧ ત્યારે તેને કહેવા લાગ્યા વીરાટ તો નીરધાર; ક્ષત્રી થઇને ગાયો વાળી તુજને તો ધીક્કાર. ૨૨ જો હવે શીક્ષા કરૂં તુજને પોચાડું જમધામ; એવું કહીને બાણ મુકીયું અર્ધ ચંદ્ર તે ઠામ. ૨૩ સુશર્માનો મુગટ છેદ્યો તે બાણે તો જ્યારે; એટલે ક્રોધ કરીને એતો કોપ્યો તેણીવારે. ૨૪ વીરાટના ઉપર તે મુકે મંત્ર ભણીને બાણ; તેણે ભુપતી કેરૂં છેદયું રહય વળી નિરવાણ. ૨૫ સામા સામી શર મુકે બેઉ મેઘ તણી જેમ ધાર, તેથી ગગને રવી ઢંકાયો થયો ઘણો સંહાર. ૨૬ સુશર્માએ મુકયું વળતી વરૂણ પાસ વિકાળ, વીરાટને બાંધી લેઇ ચાલ્યો જોતાં પાંડુ બાળ. ૨૭ ત્યારે ધર્મે આજ્ઞા આપી વાયુ સુતને ત્યાંય, તેથી તે કુદીને પડીયો શતરૂના દળ માંય. ૧૮ યોદ્ધાઓને બાથમાં ઘાલી ઉડાડે આકાશ, વળી હડફેટે હેઠા નાંખી કરતો તેનો નાશ. ૨૯ કંઇક જણાને કરમાં ઝાલી ચુંટી નાંખે શીશ; એવી રીતે વ્રકોદરે ફોજ હણી તે દીશ. ૩૦ સુસર્માને ઝાલ્યો વળતી માર્યો ઝાઝો માર, તે પુઠે રાજાને છોડયો વરત્યો જયજયકાર. ૩૧ ત્યાર પછી તે સુશર્માને આણ્યો ધર્મની પાસ, તેને દેખી કંકમુની તો બોલ્યા સત્ય પ્રકાશ. ૩૨ અરે ભાઇ છોડી દે એને પુજ્ય એતો કહેવાય; વધ કરવા લાયક એ નહીં શાસ્ત્ર તણો છે ન્યાય. ૩૩ ડાઢી મુછ ગુડાવો એની

કાઢી મુકો સાર, વેદ તણી શૃતિમાં જોતાં એટલો છે અધિ-કાર. ૩૪ તે પ્રમાણે ભીમે કરીને ઉછાળ્યો આકાશ, તે તો પહોર વખતે પડીયો દુર્યોધનની પાસ. ૩૫ વળતી કંકમુની તો કહે છે વીરાટ નૃપને વાત, આજ ઉજાણી કરીએ આપણુ જીત્યાની સાક્ષાત. ૩૬ એવો નીશ્ચય કરી સઉ આવ્યા વાડીમાં સહુજન, ત્યારે કુરૂપુરીથી ચડીયો પાપી દુર્યોધન. ૩૭ ॥ વલણ ॥ સેના સરવે લેઇને ચાલ્યો કૌરવરાયરે, દુરગો કહે તેણે સમે મેઘાડંમર થાયરેરેરે. ૩૮ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત્ત વીરાટ પર્વણી ઉત્તરગો ગ્રહે ભીમેન સુશર્મા વીજેતો નામ ષષ્ઠો અધ્યાય. ૬

કડવું ૭ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાય વચંન, તું તો સાંભળ ભુપતિ તંન; પછી ગાંધારી પુત્ર પ્રકાશ, આવ્યો વૈરાટ નગ્રની પાસ. ૧ ભીષ્મ દ્રોણ કૃપાચાર્ય જેહ, આવ્યા તેણે સમે વળી તેહ; તેનું કારણ એહ રાજંન, જીવે કૌરવનું ખાઈ અન્ન. ૨ તેથી ના નવ મોઢે કહેવાય, માટે આવીયા એ મહાકાય; કર્ણ શકુનીને ગુરૂ બાળ, એવા મારથી સાથે વિશાળ. ૩ દુસ્યાશન આદિશત ભ્રાત, શોભે ઈંદ્રના જેવા સાક્ષાત; પછી દક્ષિણ દિશાની જેહ, વાળી ગાયો દુરયોધન તેહ. ૪ તેની પુઠે ચૌકી મુકી સાર, એકલક્ષ યોદ્ધા તેણે ઠાર; જોધ ઉઘાડાં શસ્ત્ર પ્રકાશ, પામી ગાયો ઘણી મન ત્રાસ. ૫ નાઠા ત્યાં થકી ગોપ કુમાર, આવ્યા વૈરાટને દરબાર; બુમો પાડી કહેવા લાગ્યા એહ, સુણી વારતા રાણીએ તેહ. ૬ પછી બોલ્યાં સુદેષ્ણા વચન્ન; નથી ઘેર તમારા રાજંન; ગયા આ-

ા છોડાવા નીરધાર, તમે જાઓ ભાઈ તેણે ઠાર. ૭ એવાં
ાતાનાં સુણી વચંન, બોલ્યો ઉતરા કેરો તંન; સુણો
ાવાળીયા સર્વથી, મારા રથનો હાંકેડુ નથી. ૮ નીકર આ-
ત હું તમ સાથ, મારી નાંખત દીલ્લીનો નાથ; બોલ્યાં તે
ામે સૈરંધ્રી વાણ, સુણો પુત્ર કહું છું પ્રમાણ. ૯ આપણે
ર વ્યંડળ જેહ, રથ હાંકવામાં ડાહયો તેહ; એવું જાણું
તો નીરધાર, માટે બોલાવો તેને આ ઠાર. ૧૦ ત્યારે બા-
કે આણી ઉલ્હાસ, તેડયો વ્યંડળ મહેતાને પાસ; તેને મો-
કહયો સમાચાર દુષ્ટે ગાયો વાળ્યાનો પ્રકાર. ૧૧ માટે જે-
ા તમે રથ આજ, કરીએ જીવ ઉગારયાનું કાજ; સુણી પુ-
નાં એવાં વચન્ન, થયો અરજુન મનમાં પ્રસન્ન. ૧૨ પછી
યો તે ઘોડાર માંય, હિડા દુરબળ રેવંત ત્યાંય; રથ જુનો
નો હતો જેહ, જોડી તૈયાર કીધોજ તેહ. ૧૩ ઉતરા કુંવરે
ણે ઠાર; લીધાં નાનાં નાનાં હથીયાર; બેઠા રથ વીશે એ-
ા જ્યારે, આવી ઉતરા કુંવરી ત્યારે. ૧૪ તેણે આશીષ દે-
તે કાળ, કરયું તીલક સુંદર ભાળ; પછી કહેવા લાગી તે
ાક્ષાત, વહેલા પધારજો મારા ભ્રાત. ૧૫ મારી ઢીંગલીને
ાભે એવું, લાવજો વસ્ત્ર ઘરેણું તેવું; વળતી અરજુને વી-
ારીયું મન; અસ્વોનું ઘણું દુર્બળ તન્ન. ૧૬ માટે મંત્ર મુ-
કાનમાંય, જેથી પાછા હઠે નહીં ત્યાંય; એવું વિચારી પો-
સ્વતંત્ર, મુકયો અશ્વના કર્ણમાં મંત્ર. ૧૭ બેઠા ત્યાર પ-
ો બળવાન, રાસ પરોણો ઝાલી તે સ્થાન; હાંકયો વાયુ
ગે રથ રાય, આવ્યો સમીપ જ્યાં છે સેનાય. ૧૮ થાય
જમાં ગર્જના ઘણી, ઉપમા શી કહું તેહ તણી; ચળકે ચો-
રફથી તરવાર, વાગે સુરીયાં વાજાં તે ઠાર. ૧૯ પદરજ ઉ-

ડી નીરવાણ, થયો આકાશે ધુંધળો ભાણ; એવું દેખી દળ પ્રકાશ, પામ્યો ઉત્તરા કુંવર ત્રાસ. ૨૦ ધ્રૂજવા લાગ્યું થરથર તન્ન, ત્યારે બોલીયો મુખે વચન્ન; અલ્યા બ્યંઢળ સાંભળ વાત, રથ હાંકને પાછો સાક્ષાત. ૨૧ આતો જમપુરી જેવું જણાય, જોતામાં જીવ નીકળી જાય; એવી બાળકની સુણી વાણી, બોલ્યો અરજુન તો ક્રોધ આણી. ૨૨ અલ્યા બાળક શું બોલે આમ, રાખ હૈયા વિશે અતીહામ; જયારે ત્યારે મરવું એકવાર, નથી અમર કોઇ નરનાર. ૨૩ કાળ ચક્ર થકી સૌ દહે, એક કીર્તિ અવીચળ રહે; જીવ્યો કલ્પ સુધી જેહ પ્રાણી; તોયે પ્રભુતા કોએ ન જાણી. ૨૪ તેના જીવતને છે ધીક્કાર, પશુ પેરે ગયો અવતાર; કુળ ધર્મને જાણ આકાળ, તું તો ક્ષત્રી તણો છુંજ બાળ. ૨૫ પાછા જાતાં થશે યશ નાશ, અંતે પામીશ નર્ક નિવાસ; એવી નીતી અતીશય કહી, તોય ધીરજ તેને ન રહી. ૨૬ પછી વૈરાટ કેરો કુંમાર, પડયો વાહનથી હેઠો બહાર; નાઠો દોટ મુકીને તહાય, તેને ઝાલવા અર્જુન જાય. ૨૭ ઝાલી બાળકને નીરવાણ પાડયું પોતાતણું ઓળખાણ; અલ્યા બાળક સાંભળ વાત, હમે પાંડવ છીએ સાક્ષાત. ૨૮ રહ્યા સૌ ગુપ્ત તારે ઘેર, દૈવયોગે બની એવી પેર; કંકમુની થયા ધર્મરાય, ધરી બ્યંઢળની મેં તો કાય. ૨૯ ભીમ વાલવો થઇને રહયો છે તેમ સહદેવ ગોપ થયો છે; નીકુળ ધારક રૂપે કુમાર, થયાં દ્રૌપદી સૈરંધ્રી નાર. ૩૦ સુણી બાળક બોલ્યો વચન્ન; કયમ નિશ્ચૈ થાયે મારે મન્ન; દશ નામ અરજુનના જેહ; કહો વીસ્તારીને તમે એહ. ૩૧ શાથી નામ પડયાં એતો સાર, બતાવો બધો તેનો પ્રકાર; સુણી પારથ બોલ્યો તે ઠામ, દશ

નામ કહું અભીરામ. ૩૨ ૧ અરજુન ૨ ફાલ્ગુન ૩ વિજય કહાવે, ૪ સ્વેત વાહન ૫ કૃષ્ણ જણાવે; ૬ સવ્ય સાચી, ૭ પારથ ૮ ગુડાકેશ, ૯ ધનંજય ૧૦ કીરીટી નરેશ. ૩૩ નામ એટલાં મારાં કહેવાય, તેની કરૂં હવે પ્રસંશાય; અતી પવિત્રતા થકી બાળ, નામ અરજુન પડયું વિશાળ. ૩૪ ફાગણ માસમાં જન્મ કહેવાય, તેથી ફાલ્ગુન નામ ગણાય; જ્યાં જ્યાં જાઉં ત્યાં જીતું સાક્ષાત, માટે વીજય નામ પ્રખ્યાત.૩૫ બેઉ હાથમાં બળ સમાન, તેથી સવ્ય સાચી અભીધાન; નીંદ્રા આવે નહીં વળી લેશ, તેને માટે કહે ગુડા કેશ. ૩૬ કૃષ્ણ વર્ણ વપુથી દેખાઉં, તેને કારણ કૃષ્ણ કહેવાઉં; સ્વેત હયને સ્વેત ધ્વજાય, માટે સ્વેત વાહન અભીધાય. ૩૭ માટે મુગટ અખંડ રહે છે, તેથી કીરીટી મુજને કહે છે; જીત્યો કુબેરને અભીરામ, તે દહાડાથી ધનંજય નામ. ૩૮ તેવો પરોપકારે ઉલ્લાસ, માટે પારથનામ પ્રકાસ, પછી અરજુન કહે સુણ ભાઇ, ધરમરાય તણી પ્રભુતાઇ. ૩૯ હોય એમનો જ્યાં જ્યાં નીવાસ, ત્યાં ત્યાં સર્વને સુખ વીલાસ; વીપ્રવેદ થકી કરે કર્મ, વર્ણાશ્રમના પાળે પ્રાણી ધર્મ. ૪૦ વ્રષ્ટી જોયે તે વેળાયે થાય, આધી વ્યાધી નડે નહીં કાય; ચોરી ચાડી હીંસા વ્યભીચાર, નીંદા અસત્ય ને અનાચાર. ૪૧ એવા અધર્મ તો અતિ જેહ, નાશ થાય ક્ષણું વિશે તેહ; પતીવ્રતા સાધુ વિપ્ર ગાય, તેતો લેશ કદિ ન પીડાય. ૪૨ એવી અરજુનની સુણી વાણી, ત્યારે બાળકે હીંમત આણી; પછી પારથ કહે સુણ બાળ, યુદ્ધ કરીશ હું આણે કાળ. ૪૩ રથ હાંકજે તું રણમાંય, ઘણી ધીરજ ધારીને ત્યાંય; નવ ડરવું દીલમાં લેશ, લાજ રાખશે આજ સુરેશ. ૪૪ ॥ વલણ ॥ વળ-

તી બેઉ જણ આવીયા સમડી પાસે સારરે; દુર્ગો કહે તે તો વળી લેવાને હથીયારરેરેરે. ૪૫ ઇતીશ્રી પાંડવ ચરીત્રૈ કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટપર્વણી ઉત્તરા કુંવર યુધ્ધે આગનો નાન સપ્તમો અધ્યાય. ૭

કડવું ૮ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, ત્યાર પછી બાળકને કહેછે વીજય તો વાચાય. ૧ અલ્યા કુંવર હું કહું તે કર તું આ વખતે નીરધાર, પેલા વ્રક્ષ ઉપરથી લાવો અમારાં હથીઆર. ૨ એટલે તે લેવાને ચાલ્યો વિરાટ કેરો તંન, તરૂવર ઉપર નાગ દેખીને ભય પામ્યો નીજ મંન. ૩ ત્યાંથી દોટ મુકીને આવ્યો અરજુન કેરી પાસ; વળતી ગદગદ કંઠે બોલ્યો નાંખીને નીસ્વાસ. ૪ અરે વિજય તમે આ શું કીધું કપટ તણું તો કાજ, સર્પ તણી પાસે મોકલીગો મ્રત્યુ કરાવા કાજ. ૫ એવું સાંભળી અરજુન હશીયા બોલ્યા વળતી વાણ, અલ્યા કુંવર એ તો દર્શાવ્યું ઇષ્ટ તણું એધાણ. ૬ જો હવે હથીઆર હું લાવું નાગને કાઢી દુર, એવું કહીને આવ્યો અરજુન સમડી પાસે સુર. ૭ મંત્ર ભણીને નાગ ખસેડયા વ્યડળે તે વાર; વળતી સમડી કેરી કીધી પુજા તેણે ઠાર. ૮ શમીને શક્તિરૂપ ગણીને મુખે કર્યું સ્તવન, ત્યાર પછી હથીઆરો લીધાં પોતાનાં રાજંન. ૯ આસો માસ તણી અજવાળી દશમીએ કહેવાય, વાજયે પુજા કીધો માટે વીજયા દશમી રાય. ૧૦ તે ઠેકાણે અરજુને પછી કર્યો ધનુષ ટંકાર, એટલે લંકામાંથી આવ્યા અંજનીના કુમાર. ૧૧ ધ્વજા ઉપર તે બેઠા વળતી વાયુ સુત બળવાન, ત્યારે રથ પારથે હાંકયો ત્વરા થકી

તે સ્થાન. ૧૨ એવું દેખી ભીષ્મ પીતાને પુછે અંધ કુમાર,
પેલા રથમાં બેશીને કોઇ આવે છે અહીં નાર. ૧૩ તે તો કો-
ણ હશે દાદાજી સાચી કહોને વાત, ત્યારે ગંગા સુત પછી
બોલ્યા ભીષ્મપીતા સાક્ષાત. ૧૪ અરે ભાઈ એ સ્ત્રી ભાસે
પણ કાળ રાત્રી કહેવાય; આપણને જીતીને જાશે એવું તો
સમજાય. ૧૫ દુર્યોધન કે' દાદા આવું તુચ્છ વદો શું સાર; મુ-
જથી દેવ સરીખા ત્રાશે તો સ્ત્રીના શા ભાર. ૧૬ એવામાં
ત્યાં આવી પોંચ્યો કુંતાનો કુંમાર, તેણે રથ રાખીને કીધો
ધનુષ્યનો ટંકાર; બાણ ચઢાવી માર્યું વળી પ્રથ્વીમાં નિ-
રધાર; તેથી ઉર્વિ ફાટી નીકળ્યાં સરીતા તેણે ઠાર. ૧૮ બા-
ણ ગંગા ત્યાં વહેવા લાગ્યાં સુણ જનમેજયરાય: તેમાં ના-
હી અરજુને બદલી બ્યંડળ કેરી કાય. ૧૯ મુળરૂપે બનીયો
તે પારથ કુંતા કેરો બાળ; તેને દેખી દુર્યોધન કહે દાદાને
તતકાળ. ૨૦ અરે પીતાજી ઓળખીયો મેં અર્જુન આણે
ઠાર; તે માટે ફરી વનમાં જાએ પાંડુના કુંમાર. ૨૧ ત્યારે
ભીષ્મ કહે સુણ ભાઇ સાચી કહું છું પેર; તેર વર્ષ ઉપરાંત
થયા છે દિવસ આજ તો તેર ૨૨ તે માટે સંગ્રામ કરો તમે
વાતો મુકી આજ; નીકર ક્ષત્રી કુળમાંહી જાશે સઘળી લા-
જ. ૨૩ ત્યારપછી અર્જુન તો બેઠા રથમાં તેણે ઠામ; રાજ
કુંવરને સારથી કીધો હૈએ રાખી હામ, ૨૪ વળતી કુંતા પુ-
ત્રે કીધો અંતરમાં વિચાર; પેહેલી ગાયો કાઢી મુકી યુદ્ધ ક-
રૂં આ ઠાર. ૨૫ બાળકને કહે હાંક ત્વરાથી રથ ગાયોની પા-
સ; તેનું બંધન તોડીને પછી કરીએ યુદ્ધ પ્રકાશ. ૨૬ ત્યા-
રે રથ હાંકીને આણ્યો કુંવરે તેણે ઠાર, એટલે કુંતાપુત્રે કી-
ધો શંખનાદ નીરધાર. ૨૭ તેનો નાદ સુણીને કંપ્યા સર્વે ર-

ક્ષક જન્ન; ત્યારે ત્યાંથી નાશી છુટયા સાંભળને રાજન્ન. ૨૮ ગાયો પણ ભડકીને નાઠી વીરાટપુરમાં જાય; ત્યારપછી સંગ્રામ થયો ત્યાં તેનો કહું મહીમાય. ૨૯ તે સમે કુંવર તો બોલ્યો અરજુન સાથે વાણ; કૌરવના યોદ્ધાનુ મુજને પડાવો ઓળખાણ. ૩૦ ॥ વલણ ॥ એવું સાંભળી બોલીઓ સવ્યસાચી તે ઠારરે; દુર્ગો કહે તેતો વળી ઓળખાવે સરદારરેરેરે. ૩૧ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટ પર્વણી દક્ષીણ ગોગ્રહે અરજુન પ્રસિદ્ધ હતોનામ અષ્ટમો અધ્યાય. ॥ ૮ ॥

કડવું ૯ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન્ન, કહે કુંવરને ઇંદ્ર તંન; જેને રથે છે ધોળા કેકાણ, એતો ભીસ્મ પીતામહ જાણ. ૧ જેની અત્યંત છે પ્રભુતાય, એતો ક્રોધ થકી ન જીતાય; જેના રથના લીલા રેવંત, એતો દ્રોણ ગુરૂ બળવંત. ૨ ધનુષધારી વીશે ગુણવાન, જાણે તત્વ તમામ નીદાન; પીળુંછત્રને પીળા તુરંગ, એતો કૃપાચાર્ય રણરંગ. ૩ જેનાં અભંગ છે હથીયાર, વેદવાણી વીશે હુંશીઆર; પાંડુ રંગવાળા હય જેહ, જેને રથે જોડયા છેજ તેહ. ૪ એતો અશ્વત્થામા ગુરૂ બાળ, ક્રોધ વીષે જાણે જેવા કાળ; વળી ઘોડા જેના રક્તવર્ણ, સુર્ય પુત્ર કહેવાય એ કર્ણ. ૫ તેની જોડે થશે યુદ્ધ આજ, પ્રભુ રાખશે તો રહેશે લાજ; જેના લાલ ઘોડા નેત્ર લાલ, એતો કૌરવનો પ્રતીપાલ. ૬ આજુબાજુ છે નવાણું ભ્રાત, એતો સુરા તમામ સાક્ષાત; ચારે બાજુ ચામર જેને થાય, ચઢે સ્વારીમાં મેવ ઘટાય. ૭

નામ તેહનું દુર્યોધન સતી ગાંધારી કેરા તંન; એવું પાડીયું ત્યાં ઓળખાણુ, પછી બોલ્યો વીજય મુખે વાણુ. ૮ રથ લેઇ જાને તું કુમાર, ભીસ્મ પીતા ઉભા તેણે ઠાર; સુણી છોકરો પ્રસન્ન થયો, રથ ભીસ્મ સામો લેઇ ગયો. ૯ કર્યો અરજુને ત્યાંતો ટંકાર, ગુરૂ સ્મરણ કર્યું નીરધાર; પછી દાદાને કહે છે વચંન, ધન્ય ધન્ય ગંગા કેરા તંન. ૧૦ ક્ષત્રી કુળમાં ધરી અવતાર, ગાયો વાળવા આવ્યા આ ઠાર; આવા અધર્મથી દુઃખ થાશે; મેદીની આ રસાતાળ જાશે. ૧૧ એવી અરજુનની સુણી વાણી, બોલ્યા ગાંગેવ તો પ્રેમ આણી; અરે પુત્ર ખરી તારી વાત, સર્વે જાણું છું હું તો સાક્ષાત.૧૨ પણ કુસંગથી નીરધાર, આવવું પડયું છે આણે ઠાર; તુંને આશીશ દેઉછું બાળ, તારો જય થશે આણે કાળ. ૧૩ ચાર બાણ મુકય હવે તુંય, તેથી મુરછા તો પામીશ હુંય; પછી પારથે મુકીયું બાણ, નમ્યું તે તો જઇ નીરવાણ. ૧૪ બીજુ સાયક મુકયું જે વારે, દાદો મુરછા પામી પડયા ત્યારે; સારથીએ એવું જોઇ સાર, રથ કાઢયો સેના થકી બહાર. ૧૫ વળતી વાસવ કેરા કુમાર; આવ્યો દ્રોણ હતા તેણે ઠાર; તેને નમીને બોલ્યો વચંન; સુણો ભારદ્વાજ તણા તંન. ૧૬ વીપ્ર થઇ કરો આવું કામ, હવે કહેવાનું શું આણે ઠામ; વેદ શાસ્ત્ર વીશે એવું રટે, ગાયો વાળવી તમને ન ઘટે. ૧૭ એવું સાંભળીને નીરધાર; બોલ્યા દ્રોણ ગુરૂ તેણે ઠાર; અહ્યા સત્ય કહ્યું તેં વચંન, તારી બુદ્ધીને છે ધન્ય ધન્ય. ૧૮ પણ કૌરવથી આ વેળાય, ઉદર પોશણ અમારૂં થાય; તમે દ્યુત રમી વન ગયા, અમે દુષ્ટ તાબામાં રહ્યા. ૧૯ માટે આવવું પડયું આ ઠામ, કરવા કસાઇના જેવું કામ; હવે માર

મુને એક બાણ, તેથી મુરછા પામું નીરવાણ. ૨૦ ત્યારે અરજુને કરી વીચાર, મુકયાં શાયક બે તેણે ઠાર; તેતો લાગ્યાં ગુરૂજીને પાય, પેઠાં ભાથામાં આવી તહાય. ૨૧ ફરી અરજુને કરી વીવેક, મુકયું મંત્ર ભણી બાણ એક; વાગ્યું દ્રોણ ગુરૂને તે જ્યારે, તેથી મુરછા પામી પડયા ત્યારે. ૨૨ કાઢયો સારથીએ રથ બહાર, સર્વે સૈન્ય જોતાં તેણે ઠાર; ત્યાંથી ચાલીઓ પાંડુ કીસોર, આવ્યો જ્યાં હતા પોતાના ગોર. ૨૩ દ્રોણ ભીષ્મ પ્રમાણે તે રાય, પામ્યા તે પણ ત્યાં મુર્છાય; વળતી વીજય રાખીને ધીર, આવ્યો અશ્વસ્થામા સામો વીર. ૨૪ તેને દેખી ગુરૂ કેરો બાળ, બોલ્યો ક્રોધ કરી તતકાળ; અલ્યા અર્જુન સાંભળ વાત, આપણે બેઉ ભણીઆ જ સાથ ૨૫ તેમાં ન્યુનાધીક શીખ્યું કોણ, આજ તપાસીએ મુકય બાણ; એવું કહીને વીપ્ર કુમારે, નારાચાસ્ત્ર મુકયું તેણી વારે. ૨૫ તેને દેખી કોપ્યો નરદેહ, કાપ્યું આવતું સાયક એહ; તેણે સમે અંજની કુંમાર, કુદ્યા ધ્વજા થકી નિરધાર. ૨૭ તેતો દૈવત ઝાઝું ત્યાં દાખે, મોટા મોટા પર્વત લાવી નાંખે; એવો વીપ્રે જોયો અવીવેક, ત્યારે શર મુકયો તીવ્ર એક. ૨૮ તેના ઉપર ચઢાવી સાર, ઉસેટી દીધો વાયુકુમાર; પછી પારથે આણી રીસ, રૂદ્રબાણ કાઢયું તે દીશ. ૨૯ મુકયુ જુકતી કરીનેજ એહ, તેણે ભેદયો બ્રાહ્મણ કેરો દેહ; છીદ્ર પાડયુ રૃદયની માંય, તેથી મુર્છા પામી પડયા ત્યાંય. ૩૦

॥ વલણ ॥ અશ્વસ્થામા હારીયા, ભારે થઇ મુર્છાયરે; દુર્ગો કહે અરજુન પછી કર્ણના સામો જાયરેરેરે. ૩૧ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચિને મહાભારથાંતર ગત વિરાટ પર્વણી અરજુનોણ ગુરૂપુત્રસ્ય મુર્છા કતો નામ

નવમો અધ્યાય.

કડવું ૧૦ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સાંભળ ભુપ કુમાર; વળતી કર્ણના સામો ઉભો સવ્યસાચી તે ઠાર. ૧ ત્યારે સુર્ય તણો સુત બોલ્યો ભારે ગર્વ વચંન; આજ તને હું જીતું પારથ ભેદિ નાખુ તંન. ૩ એવું કહીને કર્ણે મુકયું અર્જુન ઉપર બાણ; તે આવી પારથને વાગ્યું ભાલ વીશે નીરવાંણ. ૩ ત્યારે કીરીટીએ મુકયું સાયક વસમું એક; તેના મંત્ર પ્રતાપે તતક્ષણ બાણ થયાં અનેક. ૪ સુર્ય પુત્રને વાગ્યાં તે જઇ વપુમાં તેણીવાર; દેહ બધો ભેદાયો તેથી નીકળી શોણિતધાર. ૫ એટલે કર્ણે કોપ કરીને મુક્યું ત્યાં અગ્નાસ્ત્ર; તેના ઉપર પાંડુ પુત્રે સાંધ્યું છે વરૂણાસ્ત્ર. ૬ ત્યારે કર્ણે મુકયું વળતી વાયુ કેરૂ બાણ; ધુળ કાંકરા ઉડયા તેથી દુઃખ દાઇક નીરવાણ. ૭ અર્જુને પ્રેયું તે વખતે પર્વતાસ્ત્ર નીદાન; એવી રીતે વીદ્યામાંહી ઉતર્યા બેઉ સમાન. ૮ વળતી કર્ણે ભાથામાંથી અર્ધ ચંદ્રશર કાઢયો; તેને મુકી અર્જુન કેરો મુગટ તો ઉરાડયો. ૯ અર્જુને પણ કર્ણ કેરા ઘોડા માર્યા ચાર; સારથી કેરૂં મુસ્તક છેદયું ક્ષણું નવ લાગી વાર. ૧૦ ત્યાર પછી એક બરછી મુકી ક્રોધ કરી વિશાળ; તેતો તરણી સુતને વાગી રદય વીશે તતકાળ. ૧૧ તેથી મુર્છા પામી પડીયો સુર્ય પુત્ર રાજંન; એટલે ચીંતા કરવા લાગ્યો પાપી દુર્યોધન. ૩૨ તેતો દુસ્યાસનને કહે છે દીલમાં આણી ક્રોધ; લુણહરામી થઇને સુતા આ વખતે સૌ જોધ. ૧૪ તે માટે સર્વે ભાઇ આપણ લડીએ આણે ઠાર; ચોતરફથી ઘેરીને નીશ્ચે હણીએ ઇંદ્ર કુમાર. ૧૪

એવું કહીને ઉછળ્યા સર્વે કૌરવ સોએ ભ્રાત; પારથને પ્રહા-
ર કરેછે ક્રોધ થકી સાક્ષાત ૧૫ અપત યુદ્ધ ત્યાં કરવા માં-
ડ્યું કૌરવે જે વારે; એવું દેખી સવ્યસાચીતો હીંમત અદ-
કી ધારે. ૧૬ સીંહની પેઠે પહોંચે સહુને શર મુકી બળવાન;
દારૂણ યુદ્ધ થયું તે વેળા ભુકંપી તે સ્થાન, ૧૭ વળતી કું-
તા પુત્રે કાઢયું મોહનાસ્ત્રનું બાણ; તેને મંત્ર ભણિને મુક્યું
તે વખતે નીરવાંણ. ૧૮ તેવો તે શર વાગ્યો સૌને મર્મ જ-
ગ્યાની માંય; તેથી મુર્છા પામી સુતા સર્વે યોદ્ધા ત્યાંય. ૧૯
ભીષ્મ દ્રોણને કૃપાચાર્ય એ સત્યવાદી કહેવાય; તેતો મો-
હ નથી પામ્યા ત્યાં સુણ જનમેજયરાય. ૨૦ અરજુને પછી
આજ્ઞા આપી બાળકને નિરધાર; સર્વે નૃપના ઉતારીને લા-
વો અહીં શણગાર. ૨૧ એવું સાંભળી બાળક પેઠો કૌરવ
સેનામાંયે; સર્વેનાં ઉતારી લીધાં વસ્ત્ર ઘરેણાં ત્યાંય. ૨૨ અ-
રજુને પણ વળતી કીધું હસવા જેવું કામ; કૌરવની છાતી-
માં ખોસ્યો ભાલો તેણે ઠામ. ૨૩ તેનાથી શોણિત કાઢીને
લખી ધ્વજાપર વાત; દયા થકી જીવતા મુકુંછું ભાઇ જાણી
સાક્ષાત. ૨૪ નીકર આવું કર્મ દેખીને ઘટે છેદવું શીશ; એ-
વી રીતે લખીને આવ્યો પારથ તેણે દીસ. ૨૫ એટલામાં
બાળક પણ આવ્યો લેઇ પટકુળ શણગાર; વળતી રથમાં
બેશી ચાલ્યા અરજુનને કુંમાર. ૨૬ સમડી પાસે આવી મુ-
કયાં હથીઆરો અરજુન; એવામાં કૌરવતો જાગ્યા મોહ થ-
કી રાજંન. ૨૭ ॥ વલણ ॥ તેવી રીતે દુષ્ટની ઉઠી સૌ સૈના-
પરે; દુર્ગો કહે પછી શું થયું તેનો કહું મહીમાયરેરેરે. ૨૮
ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાં-
તર ગત વીરાટ પર્વણી દક્ષીણ ગો ગ્રહે અરજુનેન જયકૃતો

નામ દશમો અધ્યાય.

કડવું ૧૧ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશંપાયન વચંન, સુણ સતવાદી નૃપ તંન; જાગીને જોયું કૌરવે જ્યારે, છીદ્ર છાતીમાં દીઠાં તે વારે. ૧ ધ્વજાએ લખેલી દીઠી વાત, વાંચી વીસ્મય પામ્યા સાક્ષાત; નાઠા ત્યાંથકી વળતી એહ, આવ્યા હસ્તીનાપુરમાં તેહ. ૨ હવે વીજયને નૃપ બાળ, આવ્યા નગ્ર વીશે તતકાળ; તેના પહેલાં વીરાટ તો સાર, આવ્યાતા પુરમાં નીરધાર. ૩ બેઠા ભુપતી સભાની માંય, રમે કંક સાથે પાસા ત્યાંય; તેણે સમે બ્યંડળને બાળ, આવી પાય નમ્યા તતકાળ. ૪ ઉત્તરા કુંવરે તેણે ઠામ, પહેલો ધર્મને કર્યો પ્રણામ; અતિ આદરે કીધું સ્તવંન, પછી પોતાને કીધું નમંન. ૫ બોલ્યા તે સમે વૈરાટરાય, સુણો કંકમુની રૂષીરાય; મારો બાળ અવસ્થામાં તંન, તેણે જીતીયો દુર્યોધન. ૬ થશે સોળ વરસનો જ્યારે, કરશે પરાક્રમ કેહેવું ત્યારે; એવી વીરાટની સુણી વાણી, બોલ્યા કંકરૂશી ક્રોધ આણી. ૭ અહ્યા ભુપતી સાંભળ વાત, શીદ મીથ્યા ફુલે છે સાક્ષાત; જ્યાં જ્યાં બ્યંડળ યુદ્ધમાં જાય, ત્યાં ત્યાં જય નિરંતર થાય. ૮ સુણી વચન એવું તે દીશ, ચઢી વૈરાટને ઘણી રીસ; પાસો હાથ વીશે હતો જેહ, પછાડયો ભોંય ઉપર એહ. ૯ તેતો ઉછળીયો તતકાળ, વાગ્યો કંકરૂશી કેરે ભાળ; નીકળ્યું રક્ત તેમાંથી સાર, ત્યારે આવીયાં સૈરંધ્રી નાર. ૧૦ તેણે કાંમ ઘણું સારૂ કીધું, લોહી પાત્ર વીશે ઝીલી લીધું; એવું દેખીને વૈરાટ રાય, ખીજ્યા સૈરંધ્રીને મહાકાય. ૧૧ અરે દાસી તું સાંભળ આજ, કેમ લોપી તેં આપણી લાજ; ઝી-

હ્યું રૂધીર સભામાં આવી, તારે ને કંકને શી સગાઇ. ૧૨ સુ-
ણી ભુપનાં એવાં વચંન, બોલ્યાં સૈરંધ્રી તો શુદ્ધ મંન; સુ-
ણો કૃપા કરી તને રાય, રક્ત ઝીલ્યા તણો મહીમાય. ૧૩
લોહી કંકનું પડે જે ઠાર, ત્યાંનાં દુઃખી થાયે નરનાર; પડે
દ્વાદશ વર્ષ દુકાળ, નડે રોગને અગ્નીની જ્વાળ. ૧૪ મ્રત્યુ
પ્રાણીનું અકાળે થાય, માટે રક્ત ઝીલ્યું મેં તો રાય; પછી
ઉત્તરા કુંવર બાળ, કહેવા લાગ્યો પીતાને તે કાળ. ૧૫ સુ-
ણો તાત તમે ખુશી ભેર, રહ્યા પાંડવ આપણે ઘેર; કંકમુ-
ની એતો ધર્મ રાય, ધરી અર્જુને વ્યંડળ કાય. ૧૭ વાલવો
તો વાયુનો કુંમાર; સહદેવ થયા ગોપ સાર; નાંના નીકુળ-
જી અશ્વ પાળ, દાસી દ્રૌપદી સતી વીશાળ. ૨૭ રેહેવું તું
એમને ગુપ્ત તાત, તેથી બન્યા છે વેશ સાક્ષાત; જીત્યા કૌ-
રવ અરજુને આજ, ગાયો છોડાવીને રાખી લાજ. ૧૮ એ-
વાં પુત્રનાં સુણી વચંન, ક્ષોભ પામ્યા વીરાટ રાજંન; વ-
ળતી હાથ જોડી તેણે ઠાર, સ્તુતી કરવા લાગ્યા નીરધાર.
૧૯ અહો યુધીષ્ટીર મહીપાળ, ગુનો માફ કરો આણે કાળ;
પહેલું જાણવામાં નવ આવ્યું, તેથી દાસપણું મેં કરાવ્યું.
૨૯ માટે કૃપા કરી આ ઘીવાર, પુત્રી માહરી કરો અંગીકા-
ર; સુણી બોલ્યા યુધીષ્ટીર રાય, એવું અવટીત કર્મ ન થા-
ય. ૨૧ અનદાતાનાં બાળક જેહ, ભ્રાત ભગીની જાણવાં તે-
હ; શાસ્ત્ર વિશે તપાસતાં ન્યાય, તમ પુત્રી અમે ન વરાય.
૨૨ ત્યારે વૈરાટ બોલ્યા વચંન, સુણો પાંડુ રાજા કેરા તં-
ન; નહીં પરણો જો મારી કંન્યાય, તોતો પાડીશ હું મારી
કાય. ૨૩ એવું સુણી બોલ્યા ધર્મરાજ, તજો ખેદ તમે નૃ-
પ આજ; પુત્ર અરજુન કેરો છે જેહ, નામ અભીમન્યું નાનો

તેહ. ૨૪ તેને પરણાવો તમે કંન્યાય, જેથી જક્તમાં રૂડુ દેખાય; હાલમાં છે તે કૃષ્ણને ઘેર, સુખ ભોગવે છે ખુશી ભેર. ૨૫ એવાં ધર્મનાં સુણી વચંન, થયો વૈરાટરાય પ્રસંન; બોલ તેહનો રૂદીએ સ્થાપ્યો, શ્રીફળ રૂપીઓ મંગાવી આપ્યો. ૨૬ તેને લેઇ યુધીષ્ટીર ત્યાંય, આપ્યો અરજુનના કર માંય; પછી રાત્રી પડી જેહવારે, બેઠા પાંડવો એકાંતે ત્યારે. ૨૭ બોલ્યા તે સમે ધર્મ પ્રમાણ સુણ સહદેવ તું મુજ વાણ; વનવાસ તણાં વર્સ જેહ, થયાં પુરણ સર્વે તેહ. ૨૮ માટે ગાદીએ બેસવા કાજ, શુભ મહુરત કાઢયુ આજ; સુણી સહદેવ બોલ્યા વચંન, આજ સવારમાં શુભ દંન. ૨૯ માટે વહેલા ઉઠી મારા ભ્રાત, જઇને નગ્રથી છેટા સાક્ષાત, એવો ઠરાવ કરીને ત્યાંય, સર્વે સુતા મુકામની માંય. ૩૦ વળતી ઉઠયા સવારમાં તેહ, નાહી ધોઇ કર્યો શુદ્ધ દેહ; પછી જાવાને તતપર થયા, દ્રૌપદીને સાથે લેઇ ગયા. ૩૧ આવ્યા સીમાડા ઉપર સાર, સમડી વ્રક્ષ હતું ને ઠાર; કર્યો ધુળનો ઢગલો ત્યાંય, અતી રાજી થઇ મનમાંય. ૩૨ બેઠા તેની ઉપર ધર્મ રાય, દ્રૌપદીને લેઇને તત્રાય; વાયુપુત્ર થયો છડીદાર, અર્જુન ઉભો લઇ તલવાર. ૩૩ વ્રક્ષ શાખા લેઇ કર માંહી, નીકુળ ચાંમર કરે છે ત્યાંહી; સહદેવ ઝાલી ભોજ પત્ર, લખે દફતર સુંદીર તત્ર ૩૪ એવે આવ્યા ત્યાં નારદ રૂશી, જોઇ ઠાઠ થયા ઘણા ખુશી; તેણે તીલક રાયને કીધું, પછી આશીશ વચન દીધું. ૩૫ એમ ગાદીએ બેઠા ભુપાળ, સાચવ્યો યોગ શ્રેષ્ઠ વીશાળ; થયો તે સમે જયજયકાર, પુષ્પ વ્રષ્ટી કરી દેવ સાર. ૩૬ ॥ વલણ ॥ વળતી પાંડવ આવીયા નગ્ર વિશે નીરધારરે; દુર્ગો કહે પછી શું થયું તેનો

હું મહીમાયરેરેરે. ૩૭ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટ પર્વણી વીરાટપુરે પાંડવ પ્રસીધ્ધો નામ એકાદશો અધ્યાય.

કડવું ૧૨ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન બોલ્યા વળતિ સુણ જનમેજય રાય; અભીમન્યુને ઉત્તરા પરણ્યાં તેનો કહું મહીમાય. ૧ પ્રાતઃકાળે કચેરીમાં બેઠા ભુપતી સાર; તે ઠેકાણે પાંડુસુતને બોલાવ્યા નીરધાર. ૨ યુધીષ્ટીરને કહે છે વળતી વિરાટ રાજા ત્યાંય; કંકોત્રી લખો તમે હવે દ્વારામતીની માંય. ૩ હું પણ જુદો પત્ર લખું છું આ વખતે રાજન; જે રીતે અહીં આવે વહેલા જાન લેઈ જદુ તંન. ૪ એવું સાંભળી ધર્મરાય તો પત્ર લખે તે ઠાર; શ્રોતાજન સાંભળજો હવે કરૂ તેનો વિસ્તાર. ૫ સીંધુ બેટ વિશે શુભ સ્થાનક દ્વારામતી પાવંન; ક્ષત્રી કેરા મુગટમણી છો ઉગ્રસેન રાજંન. ૬ સંકરશણને કૃષ્ણ સાત્વકી ઉદ્ધવ અક્રુર સાર; તે સર્વેને અમારો છે દંડવત નમસ્કાર. ૭ વીરાટપુરથી પત્ર લખ્યો છે લીખીતંગ પાંડુ બાળ; કૃષ્ણચંદ્રને માલમ થાયે લખ્યો હાવે સંભાળ. ૮ તમારા ભાંણેજનો કીધો વિરાટે વીહવાય; તે માટે તમે વહેલા આવજો જાંનલેઇ જદુરાય. ૯ વળી સર્વેને તેડી લાવજો સંઘાતે ભગવાન; વાર કશી કરશો નહીં તેમાં આવતાં આણે સ્થાન. ૧૦ એવો પત્ર લખીને આપ્યો બ્રાહ્મણ કેરે હાથ; વળતી તેને મોકલ્યો ભુપે તેડવા દીનાનાથ. ૧૧ ત્યાર પછી દ્રુપદ ગોરગચ્છ તેને કીધું જાણ; વળી હસ્તીનાપુરમાં લખીયો પત્ર બીજો નીરવાણ. ૧૨ વીરાટે પણ તે વેળાએ વિચારી મનમાંય; સગાં સહોદર દુર

હેલાં તેડાવ્યાં સઉ ત્યાંય. ૧૩ એવામાં બ્રાહ્મણે આપ્યો પ્ર-
ભુને જઇને પત્ર; તેને લેઈ વીડલે વાંચ્યો સાંભળતાં સરવ
ર. ૧૪ વળતી દ્વારામતીથી નીકળ્યા જાન લેઇ અવીનાશ;
ાાડી મુદતમાં આવી પહોચ્યા વિરાટપુરની પાસ. ૧૫ ભા-
ાળે ઉભા રહી મોકલ્યો સંદેશો નીરધાર; એટલે વહેલા વ-
ડુલા આવ્યા પાંડુના કુમાર. ૧૬ પરમાત્માને મળીયા તે તો
ેમ થકી તે કાળ; ત્યારે સાંમૈયાને માટે આવ્યા સામા ત્યાં ભુ-
ાાળ. ૧૭ સાંમા સાંમી મળીયા તે તો હરખ ઘણેરો વ્યાપ્યો;
ચ્છી પુરમાં તેહીને ભુપે ઉતારો તો આપ્યો. ૧૮ તે વખતે
ભુએ વિચાર્યું અવસર એળે જાય; અભીમન્યું કંન્યા જો-
ો તોતો યુદ્ધ વાશે નહીં જાય. ૧૯ એવું સમજી કૃષ્ણે લી-
ું બ્રાહ્મણ કેરૂ રૂપ, ઉત્રા કુંવરી પાસે આવ્યા ભુવન તણા
ા ભુપ. ૨૦ ટીપણું કાઢી કહેવા લાગ્યા કંન્યાને તે વાર;
મરે બેન સ્વામી છે તારો પીશાચનો અવતાર. ૨૧ માટે
ાણતી વખતે તેનું મુખડું નવ જોવાય; જો કદી જોવામાં
માવે તોતો સંકટ થાય. ૨૨ એવું વાકય સુણીને ચઢયો
ંન્યાને તો કાળ; ફીજને ત્યાંથી કાઢી મુકયો તુચ્છ વેદી ત-
ાકાળ. ૨૩ ત્યારે તીકમ નાઠા ત્યાંથી આવ્યા ભાણેજ પા-
ા; વળતિ તેને કહેવા લાગ્યા આણીને ઉલ્લાસ. ૨૪ અરે
ાાઇ તું દીલ રાખીને સાંભળ મારી વાત, તુજ સાથે નર-
ારી કંન્યા શંખણી છે સાક્ષાત. ૨૫ માટે પરણતી વખતે
નું મુખ જોવું નહીં સાર, એવું કહી પાટો બંધાવ્યો આં-
ખોએ નીરધાર. ૨૬ વળતી વીભુએ વીચારીને કીધો એ-
ઉપાય, ઉત્તરા કુંવરી કેરી આંખ્યો દુઃખવા આંણીરાય.
૭ સુદેષ્ણાએ પાટો બાંધ્યો પુત્રીને તતકાળ, ભારે ખટકો

મુકયો તેમાં પોતે દીનદયાળ. ૨૮ ત્યાર પછી ભોજન કરવાની ભુપે કરી આજ્ઞાય; એટલે જાદવ પાંડવ સર્વે જમવા માટે જાય. ૨૯ બાજઠ ઉપર બેઠા ત્યાં તો ક્ષત્રીના કુમાર, ભાત ભાતનાં ભોજન ત્યારે પીરસ્યાં તેણે ઠાર. ૩૦ વીરાટ ને તો દેવ વખાણે તે વખતે રાજંન, જેને આંગણે જમવા બેઠા પોતે જગજીવન્ન. ૩૧

॥ વલણ ॥ જાન જમી ઉઠી પછી જમીયા પુરના જંનરે, દુર્ગો કહે પછી ઉધસે અરજુન કેરો તંનરેરેરે. ૩૨ ઇતિ શ્રીપાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચિતે મહાભારથાંતર ગત વિરાટ પર્વણી વિરાટપુરે કૃષ્ણ કુટુંબ સહ આગતો નામ દ્વાદશો અધ્યાય.

## કડવું ૧૩મું.

॥ રાગ ધોળ ॥ બોલ્યા બોલ્યા વૈશમપાયન વાણરે, સાંભળ સાંભળ ભુપ ચતુરસુજાણરે. ૧ અશ્વ ઉપર બેઠો સુભદ્રાનો બાળરે, વાજાં વાગે વિધવીધ કેરાં રસાળરે. ૨ સુભદ્રાએ ઝાલ્યો રામણદીવો હાથરે; ગીત ગાયે માનુનીયો મળી સાથરે. ૩ એવી રીતે ફરી નગ્રમાં તેણે કાળરે, તોરણ આગળ આવ્યો પારથનો બાળરે. ૪ ત્યારે પોંખવાને આવ્યાં પટરાણીરે ધુંશળ મુશળ કંકુ કંકાવટી આંણીરે. ૫ ઇંડી પીંડી શરીઓ સંપુટને ત્રાકરે; તેણે પોંખી તાણ્યું વર કેરૂં નાકરે, ૬ વળતી બેઠા માંયરામાં વરરાયરે, ત્યારે ભુપે પધરાવી ત્યાં કન્યાયરે. ૭ મોટા મોટા મુની ભણે મંત્ર સારરે; વર્તે વળતી ચોરીમાં મંગળ ચારરે. ૮ વિરાટે ત્યાં દીધું છે કંન્યાનું દાનરે, લેછે તેતો સુભદ્રા કેરો સંતાનરે. ૯ આપ્યા આપ્યા હાથીને રથ તોખારરે, આપ્યા આપ્યા કુંચી સહીત ભંડારરે.

૧૦ વર કંન્યા પરણી ઉઠયા તેણે ઠારરે; ત્યારે ત્યાંનો વરત્યો જયજયકારરે. ૧૧ દોહરો ॥ જાચકને પછી આપીયું રાજાએ તો દાન, સ્વર્ગથકી અદકી બની શોભા તેણે સ્થાન. ૧૨ ॥ રાગ મારૂ ॥ હવે વીરાટના મનમાંય, અતી ઉપજ્યો આનંદ ત્યાંય; સાત દાહાડા સુધી તેણે ઠાર, રાખી જાંન બધી નીરધાર. ૧૩ જુદા જુદા પ્રકારનાં જેહ, સૌને ભોજન કરાવ્યાં તેહ; આપી પહેરામણી ત્યાં અનુપ, જેને જેવી ઘટે તેવી ભુપ. ૧૪ શેલાં મુગટ શાલ વીચીત્ર, અલંકારનો રત્ન જડીત્ર; સાડી સાળુને ઘરચોળાં જેહ, આપ્યાં પ્રેમદાને વળી તેહ. ૧૫ પછી ધર્મને કહે છે પ્રકાશ, તમે ભુપતીને હું તો દાસ, મારા રાજ્યમાંથી શત ગામ, તમને અર્પણ કીધાં આ ઠામ. ૧૬ એવું કહી જોડયા હાથ જ્યારે, બોલ્યા યુધીષ્ટીર તેણીવારે; સુણો વાર્તા એક નરેશ, સ્નેહ રાખજો આવો હંમેશ. ૧૭ આપ્યા લીધા કરતાં ભાવ સ્નેહ, ઘણો પહોંચે છે અખંડ તેહ, પછી શ્રીહરીએ તેણે ઠાર, કર્યો અંતર માંહી વીચાર. ૧૮ હતું પોતાનું કુટુંબ જેહ, મોકલી દીધું દ્વારીકાં તેહ; બીજા આવેલા પ્રાણી તમામ, ગયા પોત પોતાને મુકામ. ૧૯ રહ્યા શ્રીહરી પાંડવ પાસ, જ્ઞાન ગોષ્ટીનો કરવા વીલાસ; ત્યારે ભેગા થઇ પાંડુના તન્ન, કરવા લાગ્યા પ્રભુનું સ્તવન. ૨૦ ॥ વલણ ॥ કરજોડી પાંડવ કરે અરજી પ્રભુને જેહરે, દુર્ગો કહે શ્રોતા સુણો વીસ્તારી કહું એહરેરેરે. ૨૧ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટ પર્વણી અભીમન્યું ઉત્તરા વીવાહ વરણવો નામ ત્રયોદશો અધ્યાય. ॥ ૧૩ ॥

કડવું ૧૪ મું.

॥ રાગ છંદ ભુજંગી ॥ કહે કૃષ્ણને પાંડુરાજાના બાળ મહાદુઃખ પામ્યા અરે એ કપાળ, ભમ્યા ક્ષત્રી થઈ વન્નમાં વરશ બાર, જેવાં પક્ષીને ભીલડાં નીરધાર. ૧ ગયો જન્મ આખો વ્રથા વીશ્વનાથ, હવે મહેરબાની કરી ઝાલો હાથ; પડયાં છોકરાં પેટ અંતરજામી, હજી કયાં સુધી બારણે રહેવું સ્વામી. ૨ ખાવું અન્ન તો પારકે ઘેર જેહ અતી દુષ્ટમાં દુષ્ટ છે કૃષ્ણ તેહ; અમારૂં પ્રભુ જગતમાં દીસે ખોટું, તેમાં લાજને લાંછન તમને મોટું. ૩ સગા છો હરી ને આવું કષ્ટ થાય, ત્યારે મેદની આ રસાતળ જાય; મણી પામતાં દુઃખ દારીદ્ર આવે, ત્યારે પ્રતીકાને મણી એક ભાવે. ૪ તેવી કામધેનુ અને કલ્પવ્રક્ષ, મળે પુર્વના પુણ્યથી જો પ્રત્યક્ષ; તથાપી રહે ભુખને તન્ન તાપ, ત્યારે તે તરૂગાયનો શો પ્રતાપ. ૫ નક્કી નર્મદા નીરથી પાપ જાય, પીડે પાપ તો તીર્થ શાનુ કહેવાય; મળે સતને મોક્ષ પામે ન પ્રાણી, ત્યારે વેદની સર્વ ખોટીજ વાણી. ૬ રવી ઉગતાં જો રહે અંધકાર, તેને કોણ કહે દ્યુમણી નીરધાર; તેવી રીતે શ્રીજી તમે મીત્ર થાઓ, જેના હાથમાં કોટી વીધા કળાઓ. ૭ તથાપી રહ્યું દુઃખ અમને મોરારી, તેની ખોડ તમને જુઓને વીચારી; માટે આ સમે ઇશ તત્પર થાઓ, કહેવા દુષ્ટને હસ્તીનાપુર જાઓ. ૮ કહેજો નામ દેઇ અમારૂં તે ઠાર, થયો આજ પુરો કરેલો કરાર; નિતિ માર્ગમાં વરણવી એક વાત, નડે શત્રુ થઇ અન્ય કે મીત્ર ભ્રાત. ૯ તેને સ્યામ દામે કરી સાધ્ય કરવો, વળી ભેદથી તેહનો ગર્વ હરવો; તેથી નવ્ય માને જ્યારે મુરખ એહ, ત્યારે દંડ દેવો ખરો ન્યાય તેહ. ૧૦ તે માટે

તમે પર્વરે વીશ્વરાય જે તે રીતથી કંઇ સમાધાન થાય; આપે જ્યાં સુધી પાપી એ પાંચ ગામ, નથી લડવું ત્યાં સુધી આણે ઠામ. ૧૧ છેવટ ના કહે તેટલાં નીજ આજ, ત્યારે દંડ દેઇ લેવું સરવ રાજ્ય, એવું સાંભળીને વધા વીશ્વપાળ અપાવો મુને ફોજ થોડી આકાળ. ૧૨ કદાપી કુરૂપુત્ર ક્રોધીજ થાય, ત્યારે તે સમે હું કરૂં શો ઉપાય; સુણી વાક્ય એવું હસ્યા ધર્મરાય, કહે કૃષ્ણને કરજોડી તદાય. ૧૩ ડરો કૌરવોથી તમે જ્યારે ઇશ, ત્યારે શી ગતી હમ તણી આણે દીસ; તમે છો પ્રભુ કાળ કેરાજ કાળ, ધર્યો દેહ આ ધર્મ માટે દયાળ. ૧૪ અસુર સુરને માનવી ઢોર જાત, નથી ડર તેનો તમોને સાક્ષાત; તેથી ફોજ વૈરાટરાજાની જેહ, ગમે તેટલી રાખજો સાથે તેહ. ૧૫

॥ વલણ ॥ એટલે હરી તતખર થયા યોદ્ધા લેઇ હજારેરે, દુર્ગો કહે પછી પરવરે કુરૂપુરીમાં કીરતારરેરેરે. ૧૬ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત વીરાટ પર્વણી ધર્મેણ કૃષ્ણસ્ય સ્તુતી કૃતા નામ ચતુરદશો અધ્યાય. ॥ ૧૪ ॥



# ઊદ્યોગ પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ અથ ઉદ્યોગ પર્વ પ્રારભ્યતેઃ ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય; વિસ્તારી સંભળાવું તુજને વ્રષ્ટીપર્વ મહીમાય. ૧ વિરાટ પુરથી શ્રીહરી ચાલ્યા વ્રષ્ટી કરવા કાજ; હસ્તીનાપુર માંહી આવ્યા યોદ્ધા લેઇ મહારાજ. ૨ વાડીમાં મુકામ કરીને વીચાર્યું મનમાંય; કૌરવનું અન્ન જળ લેવું નહીં ઉતરવું હવે ક્યાંય. ૩ ભક્ત એક છે વિદુર મારો જાઉં તેને ઘેર; એવો મનસુબો કરી ચાલ્યા શ્રીહરી આનંદ ભેર. ૪ પ્રભુની આગળ પાછળ ચાલે યોદ્ધા એક હજાર; તેવી રીતે આવ્યા તેતો વીદુરને દરબાર. ૫ દાસી સુતને જાણ થયું કે સામા આવ્યા રાય; પ્રભુના પદમાં માથું મુકી સ્તવન કર્યું તદાય. ૬ ત્યાર પછી તે તેડી લાવ્યા મંદીરમાં રાજન્ન; હેત કરીને આસન આપ્યું કીધું ત્યાં પુજન્ન. ૭ વીદુર વળતી કહેવા લાગ્યા શ્રીહરીને તે ઠાર; પરમાત્મા મુને પાવન કીધો ક્રપા કરી આવાર. ૮ કોટીક વર્ષ સુધી દુઃખ વેઠે ત્યારે પરહજ પામે; તે તમે ચાલીને આવ્યા ચત્રુભુજ આ ઠામે ૯ દાસીનો સુત નીરધન હું છું નથી ઝાઝી વિદ્યાય; એક તમારૂં નામ ઓળખું જાણું નહીં કળાય. ૧૦ એવાં વાક્ય સુણીને કહે છે વિદુરને ભગવાન; દ્રવ્યવાન નથી વહાલા મુજને રંક પુરૂષ નીર્માન, ૧૧ લક્ષ્મીમદથી નથી ઓળખતા મુજને તો શ્રીમંત; રંકપુરૂષ સંભારે નિત્યે મુખે કહી ભગવંત. ૧૨ કુળલક્ષ્મીને વિદ્યા વસુધારૂપ પ્રિયા સુત હોય; તોપણ ભક્તિ વીના નથી વાહાલો મુજને તો વ-

ળી કોઇ. ૧૩ ઉંચ થઇ મુજને નવ સેવે તે નર પ્રેત સમા-
ન; નીચ હશે પણ જ્ઞાન ભક્તિથી અતી ઉંચો નીદાન. ૧૪
તે માટે તારે ઘેર આવ્યો તજી કૌરવનો ઠામ; એવી રીતે
વીદુર પ્રત્યે બોલ્યા સુંદીર શ્યામ. ૧૫ ત્યારપછી વીદુરના
મનમાં પ્રગટી છે ચીંતાય; એક આદમી જમે એટલું અન્ન
નથી ઘરમાંય. ૧૬ દુર્યોધનને ત્યાંથી મળે છે શત મ્હોરો હ-
મેશ; તે સઘળું વાવરી દે નીત્યે રાખે નહીં કાંઇ શેષ. ૧૭
વીદુરે વીચાર્યું મનમાં તતખર હું તો થાઉં; પાંચ દીવસનું વર-
ષાશન તે અગાઉથી લાઉં. ૧૮ એવો મન વીચાર કરીને
વીદુર ચાલ્યા ત્યાંય; એક ક્ષણુમાં આવી પહોંચ્યા રાજ સ-
ભાની માંય. ૧૯ દુર્યોધનને ખબર થઇ છે પ્રથમ થકી રાજ-
ન્ન; વીદુરજીના ઘેર પધાર્યા વસુદેવ કેરા તન્ન. ૨૦ તે માટે
તેણે કીધો છે અંતરમાં વીચાર; વીદુરજી લેવા આવે પણુ
આપવો નહીં પગાર. ૨૧ નય વીશે તો ડુંડી ફેરવી દુષ્ટે
રાખી ઝેર; વીદુરને જે અન્ન આપશે તેને મારીશ ઠેર. ૨૨
વળતી વીદુર કહેવા લાગ્યા દુર્યોધનને વાત; પાંચ દીવસ-
ની રોજી આપો આગળથી સાક્ષાત. ૨૩ મારે ઘેર ભગવા-
ન પધાર્યા નથી ઘરમાં કાંઇ અન્ન; તે માટે લેવા આવ્યો છું
સત્ય કહું વચન્ન. ૨૪ ત્યારે પાપી કહે છે કાકા કાલે કર્યો
વીચાર; હમણાં કોઇને આપવો નહી આગળથી પગાર. ૨૫
ત્રીજોરીમાં દ્રવ્ય ખુટયું છે એક માસથી સાર; વળી ઉત્પ-
ન્ન આવ્યું બહુ થોડું તેનો કહું પ્રકાર. ૨૬ થોડી થઇ વ્રષ્ટી
જળ કેરી ગઇ સાલની માંય, તેથી ત્રણ અંન રસકસ કેરી
નીપજ ના થઇ કયાંય. ૨૭ તે કારણ લોકોએ ન ભર્યો બાં-
ધેલો કર જેહ; માટે દ્રવ્ય ખજાને ખુટયું તેમાં નહીં સંદેહ.

૨૮ તેથી ત્રીસ દીવસનો કીધો કમી સૌનો પગાર; આવંદા મહીનામાં મળશે નીમનોક નીરધાર. ૨૯ એવું વાક્ય સુણીને આવ્યા વીદુર મોદી પાસ, ઉધારે સીધુ લેઇને જમાડવા અવીનાશ. ૩૦ મોદીને તો વીદુર કહે છે સાંભળ મારી વાત; જેટલું મારે જોઇએ તેટલું અન્ન આપ સાક્ષાત. ૩૧ મોદી પાસે રાજાએ ફેરવી ડુંડી પુરમાં આજ; વીદુરને અન્ન આપે તેની લઇશ હું તો લાજ. ૩૨ તે માટે મોદી કહે મુજથી અન્ન તો ન અપાય; પૈસા પેદા કરવા સારૂ જીવનું જોખમ થાય. ૩૪ એટલે વીદુર આવ્યા ત્યાંથી પોતાને મુકામ; મુખ કમળ કરમાયું ને વળી હાર્યા સર્વે હામ. ૩૪ વીદુરની પત્નીએ તેતો વાતજ સઘળી જાણી, ત્યારે ખોળો વાળી ચાલ્યાં ભાજી વીણી આણી. ૩૫ પાડોશીએ છાનું માનું આપ્યું કેળું એક; વળતી ભાજી ચુલે મુકી મધ્યાને તો છેક. ૩૬ તે સમે વીદુર પત્તિને કહે છે સરજનહાર, ભામીની ભુખ મુને લાગી કંઇ ખાવા આપો સાર. ૩૭ એટલે તે અબળાને પ્રગટયો પ્રેમ ઘણો રાજન; મારે ઘેર વીઠ્ઠલવર કયાંથી સમજી એવું મન. ૩૮ ॥ વલણ ॥ વીભુની વાણી સાંભળી ગાંડી થઇ અબળાયરે, દુર્ગો કહે એ તો વળી પ્રેમતણો મહીમાયરેરેરે. ૩૯ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત ઉદયોગ પર્વણી વીદુર અહે ક્રષ્ણ આગતો નામ પ્રથમો અધ્યાય. ૧

કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણ રાય, ભક્તના પ્રેમનો મહીમાયઃ હતાં ડાંખળાં ભાજીનાં જેહ, આપ્યાં શ્રી હરીને સ્ત્રીએ તેહ. ૧ ચત્રુભુજ મુકે મુખ માંય, એને આ-

વ્યા વીદુરજી ત્યાંય; પત્નિ સામું જોયું તેણે સ્થાન, નથી વસ્રનું તેહને ભાન. ૨ આપે શ્રીજીને ડાંખળાં સાર, જેના ચીતમાં પ્રેમ અપાર; એવું દેખીને દાસીના તંન, કહે કામીનીને ત્યાં વચંન. ૩ સુણો શ્યામા તમે મારી વાત, વસ્ત્ર ઠીક પહેરોને સાક્ષાત; પ્રભુને દેતાં ડાંખળાં આજ, નથી આવતી તુજને લાજ. ૪ ત્યારે સુંદરીને આવી શરત, ઓઢયું વસ્ત્ર બરોબર તરત; તેણે સમે બોલ્યા જગ તાત, સુણો વીદુરજી એક વાત. ૫ હુંતો સત્ય કહું સર્વથી, આવો ત્રપ્ત થયો કદી નથી; નીતી શાસ્ત્ર વીશે એવો ન્યાય, અતિ પ્રેમથી ત્રપ્ત થવાય. ૬ લુખુપાખુ ખાવાનુંજ જેહ, લાગે અમ્રતથી મીષ્ટ તેહ; માગો મારી પાસે વર્દાન, હવે આપું હુંતો આણે સ્થાન. ૭ ત્યારે હાસ્ય કરી તેણે ઠાર, બોલ્યા વીદુર દાશી કુમાર; તમે કૃપણ છો જુગદીશ, માટે માગું નહીં હુંતો ઇશ. ૮ બલિ રાજાએ તમને નાથ, આપ્યું ત્રિલોક જોડીને હાથ; ત્યારે ચાંપીયો તેને પાતાળ, એવા નિર્દય છો જગપાળ. ૯ સુદામો મીત્ર તમારો સાર, તેને દરીદ્ર રાખ્યું અપાર; ખાધા તાંદુળ તેહના હરી, ત્યારે કંચનનિપુરી કરી. ૧૦ શીવશક્તિ જેવું કોઇ દાતાર, નથી વિશ્વમાં બીજો આવાર; એવી ભકતની સુણીને વાણી, બોલ્યા પ્રેમથી પુરૂષ પુરાણી. ૧૧ અલ્યા વિદુર સાંભળ તુંય, સત્ય સંકલ્પ કહેવાઉં હુંય; જન્મ કર્મ સારાં સૌ જેહ, અલૌકીક કહેવાય છે તેહ. ૧૨ તેને જાણે નહીં કોઇ જીવ, હુંતો સચ્ચિદાનંદ છું શીવ; જ્યારે જ્યારે અનીતિજ થાય, ત્યારે ત્યારે ધરૂં હું તો કાય. ૧૩ મુને નવ નડે પુન્યને પાપ; નીત્ય સુદ્ધ ને નિર્દોષી આપ; પ્રાણીનાં કૃત પ્રમાણે સાર, આ-

પું સુખ દુઃખને અવતાર. ૧૪ માટે માગ તું તો મારી પા-
સ, રાખી ચિત્ત વિષે વિશ્વાસ; એવાં કૃષ્ણનાં સુણી વચં-
ન થયા વિદુર પોતે પ્રસંન. ૧૫ કર જોડી કહે તેણે ઠાર,
આપો ભકિત તમે કીરતાર; અમે પતી પત્ની જુગદીશ, ર-
હીએ તમારે શરણે ઇશ. ૧૬ ત્યારે અસ્તુ કહ્યું તેણે ઠાર,
માથે હાથ મુકયો કીરતાર; એવામાં અંધ પુત્રે રાજંન, ક-
ર્યો વિચાર પોતાને મન. ૧૭ જવું વિદુરને ઘેર આજ, લે-
વી કૃષ્ણના દેખતાં લાજ; એવું ધારીને નગ્રનો નાથ; ચા-
લ્યો સો ભાઇને લેઇ સાથ. ૧૮ આવ્યો વિદુરને દરબાર,
પછી વચન બોલ્યો તે ઠાર; અરે કાકા સુણો આણે સ્થા-
ન; આવ્યા તમારે ત્યાં ભગવાન; ૧૯ માટે લાડુ કર્યા હશે
તમે, એવું જાણીને આવ્યા અમે; એવાં દુષ્ટનાં સુણી વ-
ચંન, ક્ષોભ પામ્યા વિદુરજી મંન. ૨૦ નથી અન્ન સદન-
ની માંય, માટે બોલ્યા નહીં કશું ત્યાંય; તેણે સમે વિદુરની
નાર, ખેદ કરવા લાગી અપાર. ૨૧ અરેરે બળ્યો આ
અવતાર, દ્રવ્યવિનાનો સૂનો સંસાર; મળ્યું પુર્વનું આવી
પાપ, તેમ પાળ્યો નહીં મેં તો સાપ. ૨૨ મુને ડંસ કરતજ
એહ, જેથી છુટત નીરધન દેહ; જીવ્યું નિરધન કેરૂં ધિક્કા
ર, કળા છતાં પડે નહીં ભાર. ૨૩ ભાઇ બેન આદી સગાં
જંન, તેને હેત ન ઉપજે મંન; પુન્યદાન અને આવકાર,
નવ થાય ઘટે તેને સાર. ૨૪ એવો કલેશ કર્યો સ્ત્રીએ જ્યા-
રે, બોલ્યા શ્રીહરી વાકય તે વારે; સુણો ભકત ત્રીયા મા
રી વાણ, રાખો હીમ્મત હૈયે પ્રમાણ. ૨૫ કહો કૈરવને
આણીવાર, સાંજે જમવા આવજો સાર; ત્યારે ત્રીયાને ધી-
રજ આવી, કહ્યું દુષ્ટોને પાસે બોલાવી. ૨૬ સાંજે પધારજો

વહેલા ભાઈ, પરોણાના ભેગા તમે પાઈ; એવું સાંભળી અંધનો તંન, ગયો ભ્રાતને તેડી સદંન. ૨૭ પ્રભુએ કરી માયા તે ઠાર, નવા મહેલ રચ્યા નીરધાર; ભાતભાતનાં ભોજન જેહ, ભર્યાં ઓરડાની માંય તેહ. ૨૮ જેની જગતપતી રાખે લાજ, તેનું બગડે શી રીતે કાજ; સાંજ પડી તે સમયે જ્યારે, આવ્યો દુર્યોધન દુષ્ટ ત્યારે. ૨૯ લેઇ પોતા તણો પરીવાર, લાજ લેવાને કાકાની સાર; દીઠા મ્હેલ કનકના ત્યાંય, ત્યારે વિચારીયું મન માંય. ૩૦ કીધો વિદુરે હશે વિશાળ, જ્યારે હતો હું નાનેરો બાળ; થયાતા એ તે હાડે પ્રધાન, સ્વતંત્રપણે સ્વામી નીદાન. ૩૧ તે દહાડાનું ચોરેલું જે ધન્ન; તેનું બનાવ્યું આજ સદન્ન; હશે ગુપ્ત બીજું વળી જેહ, કાલે ખુંચાવી લેઇશ તેહ. ૩૨ પછી વિદુરે થઇ પ્રસંન, આપી આજ્ઞા કરવાને ભોજંન; મુકયા બાજઠ બહુ તેણે ઠામ, પાત્ર સોના રૂપાનાં તમામ. ૩૩ બેઠા આસને રાજકુમાર, ત્યારે નીકળ્યાં ભોજન સાર; ભાતભાતતણાં પકવાન, સૌને પીરસે છે ભગવાન. ૩૪ પછી ભાજી હતી પેલી જેહ, તેને મુકી વળ્યા શ્યામ દેહ; જમ્યા તે સમે સઘળા પ્રાણી, માયા પ્રભુની કોઇએ ન જાણી. ૩૫ ગયા જમી જમી સૌ ઘેર, એવી કૃષ્ણે કીધી ત્યાં તો મહેર; વળતી ભક્તને લેઇ સંગ, બેઠા જમવા સારૂ શ્રીરંગ. ૩૬ ભાવે કરી આણેલી તે કાળ, ભાજી આરોગ્યા દીનદયાળ; પછી મુખવાસ કરી મોરાર, સુતા રાત્રી પડે નીરધાર. ૩૭ ॥ વલણ ॥ ભક્તની લજ્જા સાચવી, એવા કૃષ્ણ કૃપાળરે; દુર્ગૌ કહે તેને ભજો, જેથી ત્રાસે કાળરેરેરે. ૩૮ ॥ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભાર્થાંતર

ગત ઉદયોગ પર્વણી કૃષ્ણેન વિદુરસ્ય અન્ન રક્ષીતો નામ દ્વિતીયો અધ્યાયઃ ॥ ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય; પ્રાતશકાળે વહેલા ઉઠયા શ્રીહરી શ્યામળ કાય. ૧ નાહી ધોઇને ચાલ્યા પોતે રાજ્ય સભાની માંય; તે ઠેકાણે દુષ્ટ બિરાજે સિંહાસન પર ત્યાંય. ૨ ભીષ્મ દ્રોણને કૃપાચાર્ય પણ બેઠા તેણે સ્થાન; તે વખતે ત્યાં આવી પહોંચ્યા ભક્ત પતિ ભગવાન. ૩ તેને દેખી સૌ ક્ષત્રીએ દીધો બહુ આવકાર; દ્રોણગુરૂ આદી દ્વિજ નમીયા ઉભા થઈ તે ઠાર. ૪ પણ પાપી ઉભો નવ થયો અંધ તણો સુત જેહ; નાશ થવાને ગર્વ થયો છે તેમાં નહીં સંદેહ. ૫ તોપણ ત્રીકમ તેની પાસે જઇને બેઠા રાય; તે સમે દુર્યોધન બોલ્યો ગર્વ કરી તહાય. ૬ અરે કૃષ્ણ તમે કેમ પધાર્યા કહોને સાચી વાત; ત્યારે હશીને ઉત્તર દીધો શ્રી હરીએ સાક્ષાત. ૭ ભુપતિ તમને કહેવા માટે આવ્યો છું આ ઠાર; તમારા ભાઈ યુધિષ્ઠીરે મોકલીયો આ વાર. ૮ તેને બોલાવીને આપો ભાગ તમે રાજન; પોતાના ભાઇ દુખ પામે છે તેનું તો લાંછન. ૯ કુટુંબને જે પાળે તેતો વિચીક્ષણ કેહેવાય; ગોત્ર ઘાત કરશે જે પ્રાણી તેતો નરકે જાય. ૧૦ ત્રણ લોકનું રાજ્ય હોય પણ નથી જેને વીવેક; તે નરની અપકીરતી થાશે પીડા પામે છેક. ૧૧ સોમણનું પકવાન હોય પણ એકથી નવ ખવાય; જેટલું ઉદર માંહી પચે તેટલે સંતોશ થાય. ૧૨ ત્યેમ ઘણી સંપતી પામી ખરચે નહીં લગાર; તેને ગર્દભ જેવો ગણવો વ્યર્થ એ

નો અવતાર. ૧૩ દ્રવ્યવાનની ઉભય ગતી તું સાંભળ દુ-
ર્યોધન; પુન્ય કરે તો પામે નીશ્ચે અંત્યે સ્વર્ગ સદન. ૧૪
કૃપણ થઇને દાટે તેથી રહે વાસના માંય; ત્યારે અવગતી પા-
મી ફરશે રાત્રીને દિન ત્યાંય. ૧૫ ગ્રહસ્થને તો પોશણ કર-
વું નવજણનું નીરધાર; તે સર્વેનો ક્રશાણ કરેછે શ્રોતાજન
વિસ્તાર. ૧૫ બેન જમાઇ ભાણેજ ને વળી અગ્નિ ગુરૂને
ગાય; ઇષ્ટદેવ નીજ ભ્રાત અતીથી નવે એ કહેવાય. ૧૭
એટલાં તજીને દ્રવ્યવાન જો ભક્ષ કરે હમેશ; તેની નીંદા
કાગ કરે છે સત્ય કહું નરેશ ૧૮ કાક કાક કહી ઉપદેશ
દે છે પ્રાણીને નીરધાર; નીચ ઘણા કહેવાઇએ હમે પક્ષી-
માંતો સાર. ૧૯ તદાપી કોઇ બળીદાન નાંખે તો એકલાં
નવ ખવાય; પાંચ પચીસ ભેગા થઇ ખઇએ પછી થઇએ
વિદાય. ૨૦ તો માણસમાં ઉત્તમ થઇને કરે એકલો અહા-
ર; ત્યારે એ અંત્યથીજ ભુંડો કૃપણ કળી અવતાર. ૨૧
વળી ઇશ્વર કેહે દેહ આપણો અશાશ્વત કહેવાય; તે મા-
ટે કોઇને ના નડવું વેદતણો એ ન્યાય. ૨૨ સાધુ પુરૂષનો
સંગ કરીને ધરવું ચીતમાં જ્ઞાન; ઇંદ્રીઓ જીતી ત્યમ ભ-
જવા સુખ દુઃખમાં ભગવાન. ૨૩ દુષ્ટ વચન કોઇને નવ ક-
હેવું નવ કરવું હેલન્ન, સર્વેનું સારૂં ચીંતવવું જયમ રાજી
રહે મન્ન. ૨૪ પોતાનું વખાણ ન કરીએ કરવો પર ઉપ-
કાર; સર્વ કાળમાં શાન્તી રાખી જોવો શાર અસાર. ૨૫ કા-
મ ક્રોધને લોભ મોહ છે શત્રુ ગણવા રાય; તેને હરવા મા-
ટે કરવી સંતતણી સેવાય. ૨૧ હું કર્તા એવું મુકીને રહે-
વું પ્રભુને શર્ણ, પરંપરાનો ટેક ન તજીએ હોય જે શુભ
આચરણ. ૨૭ અંતરમાં ઉદ્વેગ ન ધરવો તજવી પારકી

આશ; પરનીંધાને ચોરી ચાડી કરવી નહીં પ્રકાશ. ૨૮ ગુરૂનો તો વીશ્વાસ રાખીને કરવો નહીં વ્યભીચાર; વર્જ્ય વસ્તુનો સ્વાદ છોડવો લાંચ ન લેવી સાર. ૨૯ દેશકાળથી દુઃખ આવે પણ ન તજવો કાંઈ ધર્મ; મોક્ષ પામવા માટે શીખવાં સમદમ સાધન કર્મ. ૩૦ વીદ્યા ધન તન રૂપ જુવાની અબળાને વસુધાય; તે સર્વેનો નાશ જાણીને કરવી નહીં મમતાય. ૩૧ માટે હરી કહે ભુપતિ મારી શીક્ષા માનો આજ; પાંડવને બોલાવી આપો અર્ધ ભાગનું રાજ્ય. ૩૨ ॥ વલણ ॥ એવી વાણી સાંભળી હરીની તેણે ઠારરે, દુર્ગો કહે પછી બોલીયો અંધકુંવર નીરધારરેરે. ૩૨ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ઉદ્યોગ પર્વણી દુર્યોધનસ્ય કૃષ્ણેન ઉપદેશ કૃતો નામ ત્રતિયો અધ્યાય. ॥ ૩ ॥

કડવું ૪ થું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણ રાય, કહે શ્રી કૃષ્ણને કળીકાય; અહો જાદવનાથ સુરેશ, મુને શો કરો છો ઉપદેશ. ૧ વાત ટેકની જુદી છે ઈશ, નવ મુકાય તે જાતાં શીશ; મારો ટેક એવો ઘનશ્યામ, હઠ મુકું નહીં આણે ઠામ. ૨ કેહેવું કોઇ તણું વળી જેહ, નથી માનતો નીશ્ચય તેહ; વિચારોને તમે આણે સ્થાન, મારા જેવો ક્યો બળવાન. ૩ ભીષ્મ જેવા તો દાદા છે સાર, કર્ણ જેવો સ્નેહી નીરધાર, તેવો શકુની મામો વજીર, દ્રોણ જેવા મુની ગુરૂ શીર. ૪ ભાનુમતી તો પ્રીયા કાહાવે, જેને જોટે રતિ નવ આવે; દેશ બોતેર કેરા ભુપાળ, ત્રાસ માને તે મારો વીશાળ. ૫ કરી મદથી કાદવ થાય, ચઢે સ્વારીમાં મેઘ

ઘટાય; માટે પાંડવના શા છે ભાર, કરૂં એક ઘડીમાં સંહાર. ૬ એવી સાંભળી દુષ્ટની વાણી, બોલ્યા હશીને પુર્ષપુરાણી; અલ્યા સાંભળ કૈરવરાય, તારી જાણી લીધી પ્રભુતાય. ૭ થયા પુર્વે ભુપ તમામ, તેના આગળ તું તો ગુલામ; પ્રીયવ્રત નામે એક રાય, તેતો નીકળ્યોતો ફરવાય. ૮ તેના રથના પઇડા થકી સાર, સાત સીંધુ થયા નીરધાર; વળી બળી રાજાએ તે સ્થાન, આપ્યું બ્રહ્માંડ કેરૂજ દાન. ૯ તેવા સત્યવાદી પાંડુ તન્ન, નથી ઓળખતો તું રાજન્ન; તમે કૈરવ મળીને સર્વ, ગયાતા વનમાં આણી ગર્વ. ૧૦ સ્નાન કરવા પછી સૌ ત્યાંય, પડયા પ્રીતે સરોવર માંય; ત્યારે ઇંદ્રના ગણે તે ઠાર, બાંધ્યા ભારા તમારાજ સાર. ૧૧ હતો સુર્ય કુંવર ત્યારે પાસ, બીજા મ્હારથી યોદ્ધા પ્રકાશ; પણ અર્જુને છોડાવ્યા ત્યાંય, તમે વીચારોને મન માંય. ૧૨ ગાયો વાળવા ગયાતા જ્યારે, દ્રોણ ભીષ્મ હતા તેણી વારે; તદપી એકલો ઇંદ્ર બાળ, જીત્યો તમને ત્યાં તતકાળ. ૧૩ સીંહ જેવા છે કુંતાના તન્ન, માંખ જેવો તું દુર્યોધન; મારે કેસરીને માંખ લાત, તેથી રોશ ન આણે સાક્ષાત. ૧૪ જ્યારે કોપશે વાયુનો બાળ, ત્યારે આવશે તાહરો કાળ; માટે કુટુંબમાં તજી કલેશ, રહેવું આનંદ માંહી હમેશ. ૧૫ એવાં સુણી હરીનાં વચન્ન, બોલ્યો હશીને દુર્યોધન; શાણી ત્રીયા ન સાસરે જાય, ગાંડીને શીખવાડે કળાય. ૧૬ એથી આશ્ચર્ય બીજું શું ઇશ, કહું કર્મ તમારાં આ દીશ; મારી આવીતી ધવરાવા કાજ, તેને મારી તમે મહારાજ. ૧૭ વળી મામો પોતાતણો જેહ, હણ્યો રાજ્યના લોભથી તેહ; માતા પીતા રહ્યાં કેદ માંય, સુખ ભોગવ્યું નંદને ત્યાં-

ય. ૧૮ તજી ક્ષત્રી તણો કુળાચાર, ખાધું આહીરનું એહૂં સાર; એથી તુચ્છ બીજું કયું કામ, માટે છાના રહો ઘનશ્યામ. ૧૯ આતો છત્રપતીની સભાય, નોહ્ય આહીર-ની તરીઆય; ઝાઝુ બોલશો જો જુગદીશ, તોતો કેદ તમો-ને કરીશ. ૨૦ સોય અગ્રમાં દોરો સમાય, એટલી નહીં આ-પું ધરાય; ત્યારે હરીએ કળા કરી ત્યાંય, ઉતર્યા એના ર-દય માંય. ૨૧ પછી બોલીયા જગતના તાત, સુણ્ય દુર્યોધન મારી વાત; છેવટ પાંડુ પુત્રે તારી પાસ, પાંચ ગામ માગ્યાં-છે પ્રકાશ. ૨૨ માટે એટલાં આપ્ય તું રાય, જે તે રીતે સ-માધાન થાય; એવાં કૃષ્ણનાં સુણી વચન, બોલ્યો ગાંધારી કેરોજ તંન. ૨૩ યદુ પુત્ર તમે આણે ઠામ, લખો પત્ર વિશે પાંચ ગામ; ત્યારે કાગળ લઇ તે દીશ, બેઠા લખવા શ્રી જુ-ગદીશ. ૨૪ ઈંદ્રપ્રસ્ત તીલપ્રસ્ત સાર; મારવાડ અને મલ-બાર, હસ્તીનાપુર પાંચમુ જેહ, લખ્યું પત્ર વીશે વળી તેહ. ૨૫ પછી દુર્યોધન બોલ્યો ત્યાંય, મામા સહી કરો પત્ર માંય; સુણી શકુનીએ વાંચ્યો પત્ર, જોઈ પૃથ્વી તેમાં સર્વત્ર. ૨૬ ત્યારે પાપી એતો નવ ચુકયો, લેઇ ખડીઓ મુસ્તકે મુકયો; બોલ્યો દુર્યોધન તેણે ઠામ, કેમ મામા કરયું આવું કામ. ૨૭ સુણી શકુની કે' તેણીવાર, આખી પૃથ્વી છે પત્રમાં સાર; નથી બાકી રહયું એક ગામ, કહેતો કરૂં સહી આ ઠામ. ૨૮ ॥ વલણ ॥ એવું સાંભળી દુષ્ટને થયો અતીશે ખેહરે, દુર્ગો કહે ત્યારે વહયો કરો કૃષ્ણને કેહરેરેરે. ૨૯ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ઉદયો-ગ પર્વણી કૃષ્ણ દુર્યોધન સંવાદો નામ ચતુર્થો અધ્યાય. ॥ ૪ ॥

કડવું ૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, શ્રી હરીને બંધન કરવાની કીધી ત્યાં આજ્ઞાય. ૧ તે સમે કૃષ્ણે તો કીધો; દેહ ઘણો વીકાળ; તેને દેખી યોદ્ધા નાઠા પડી પેટમાં ફાળ. ૨ દુર્યોધન પણ નાઠો ત્યાંથી પેઠો ઘરમાં રાય; તો પણ ત્રીકમ કોપે ચઢીયા તે નવ શીતળ થાય. ૩ ત્યારે ગંગા પુત્રે કીધી સ્તુતી તેણે ઠાર; ક્ષમા કરો અપરાધ દુષ્ટનો આ વખતે કીરતાર. ૪ એટલે શાંત થયા તે વખતે પુરૂષોતમ રાજન્ન; ત્યાંથી વીદુરને ત્યાં આવ્યા વસુદેવ કેરા તન્ન. ૫ ભકતરાજને ખબર કહિને ચાલ્યા વીશ્વાધાર; કૈરવનું ક્રત્યું ચિંતવીયું હરવા ઉરવી ભાર. ૬ ધર્મરાયની પાસે આવ્યા વીરાટપુરમાં તેહ; સર્વે વાત કહી તે વખતે દુષ્ટ તણી તો એહ. ૭ કૃષ્ણ કહે મેં ઘણું કહ્યું પણ માન્યું નહીં લગાર; ઉલટો મારા ઉપર ખીજ્યો પાપી તેણે ઠાર. ૮ તે માટે સંગ્રામ વીના નથી હવે એક ઉપાય; છેવટ ભાગે શીક્ષા કરવી શાસ્ત્ર તણોએ ન્યાય. ૯ એવાં હરીનાં વાકય સુણીને ઉપજ્યો નૃપને ભાવ; પાંચે ભાઇ ભેગા થઇ કીધો યુદ્ધ તણો ઠરાવ. ૧૦ અરજુનને પછી કેવા લાગ્યા શ્રી હરી તેણે ઠાર; લડવા માટે ખોળી કાઢી નીર્ધંય ધરતી સાર. ૧૧ ત્યારે કીરીટી કે ચાલો તત્પર આપણે થઇએ; હસ્તીના પુરથી સાથે દુર્યોધનને લેઇએ. ૧૨ એવું કહિને ચાલ્યા ત્યાંથી અરજુનને ભગવાન, હસ્તીનાપુર માંહે આવ્યા કૈરવ કેરે સ્થાન. ૧૩ ત્યાંથી દુષ્ટને તેડી ચાલ્યા ત્રણે જણ સંગાથ; કુરૂ ક્ષેત્રમાં આવ્યા તે તો વેગે ઉરવીનાથ. ૧૪ તે ઠેકાણે વાવ હતી એક અતી સુંદર શોભાય; તેની

પાસે આવી બેઠા ત્રણ જણા તદાય. ૧૫ વાવની પાસે ક્ષેત્ર હતું એક દશ વીઘાનું સારઃ તે મધે જણ બે ખેડે છે પુત્ર પીતા નીરધાર. ૧૬ એવામાં એક સર્પ નીકળ્યો પુત્રને ડશીયો ત્યાંય; તેથી બાળક મ્રત્યુ પામ્યો ઝેર ચઢ્યું વપુ માંય. ૧૭ ત્યારે તેના બાપે ઢસરડી છેટો નાંખ્યો તન્ન; એવું દેખી કૃષ્ણ કીરીટી વીસ્મય પામ્યા મન્ન. ૧૮ એટલામાં તે બાળક કેરી પત્ની હતી જેહ; તે તો ભાત લેઇને આવી તેમાં નહીં સંદેહ. ૧૯ તેને તો શ્રી હરીએ પુછ્યું ક્યાં જાઓછો નાર; ત્યારે તે અબળાએ દીધો ઉત્તર તેણે ઠાર. ૨૦ પેલા સામા ખેતર માંહી જાવું છે મહારાજ; સ્વામીને સસરાજી કેરૂં ભાત આપવા આજ. ૨૧ એવું સાંભળી શ્રીજી કહે તું સાંભળ નારી વાત; તારા ધણીને નાગે કરડ્યો તેથી થઇ છે ઘાત. ૨૨ એટલે તે અબળાએ કીધો અંતરમાં વીચાર; પતીના ભાગ તણું ખાવાનું ખાઇ જઉ આ ઠાર. ૨૩ એમ વીચારી ખાવા બેઠી અબળા તેણે ઠાંમ; એવું દેખી કહેવા લાગ્યા, પોતે સુંદીર સ્યામ. ૨૪ જુઓ ભાઇ આ પૃથ્વી કેરો દ્રષ્ટીથી મહીમાય; પતીને બાળ્યા પહેલી તેની અબળા અન્નજ ખાય. ૨૫ તે માટે આ ભુમી વીષે યુદ્ધ કરો રાજંન; જેથી સામા સામી હણતાં દયા ન ઉપજે મન્ન. ૨૬ સો યોજન લાંબુને પહોળું કુરૂક્ષેત્ર કહેવાય; તે સ્થાનકનો નીશ્ચે કરીને ચાલ્યા ત્રણેરાય. ૨૭ દુર્યોધન દિલ્હીમાં આવ્યો આણીને ઉલ્લાસ; અરજુનને અવીનાશી પધાર્યા ધર્મરાયની પાસ. ૨૮ વળતી ક્રષ્ણ કહે હું જઉં છું દ્વારામતીમાં સારઃ સજ્જ થએ તેડવા મોકલજો કેઇને તેણે ઠાર- ૨૯ એવું કહીને ક્રષ્ણ સંચર્યા યદુપુરીમાં રા-

જન્ન; ત્યાર પછી વિચાર કરે ત્યાં પાંડુ કેરા તન્ન. ૩૦ વલણ ॥ યુધીષ્ટીર કાગળ લખી તેડાવે સેનાચરે; દુર્ગા કહે તેનો કહુ શ્રોતાજન મહીમાચરેરેરે. ૩૧ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ઉદયોગ પર્વણી નીર્ણય પૃથ્વી મહાત્મ કથીતો નામ પંચમો અધ્યાય.

કડવું ૬ ઠું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન્ન, સુણો સત્યવાદી નૃપ તન્ન; પાંડુ પુત્રે કરીને વીચાર, બધે મોકલ્યા કાગળ સાર. ૧ દ્રુપદ વીરાટ આદી રાજન્ન, ગેટારગચ્છને નાગણી તન્ન; કર્યું તે સઘળાઓને જાણ, દુત મોકલી ત્યાં નીરવાણ. ૨ તેવી રીતે કુરૂને કુમારે, તેડયા તમામ ભુપતી ત્યારે; જાણી વીદુરજીએ એ વાત, ત્યારે ઉદ્વેગ પામ્યા સાક્ષાત. ૩ પછી આવ્યા ધૃતરાષ્ટની પાસ, નીતિ શાસ્ત્ર કેહેવાને પ્રકાશ; કહે વીચીત્ર પુત્રને એહ, સમાધાન માટે આણે સ્નેહ. ૪ અલ્યા અંધ તું સાંભળ વાણ, તારા પુત્રે ખોવો ધાર્યો પ્રાણ; થશે યુદ્ધમાં સર્વેનો નાશ, દ્રોણ ભીષ્મ સુદ્ધાંનો પ્રકાશ. ૫ પેહેલું કહ્યું તું મેં તુંને સાર, જેષ્ટ પુત્રનો કરને સંહાર; તેવું તેં નવ માન્યું વચન્ન, થશે સર્વનું હવે છેદન્ન, ૬ ઘર ભંગાવે કોઇનું જેહ, વીષ દેઈ પાડે વળી દેહ; પર પત્નિને ભોગવે સાર, જુઠી સાક્ષી પુરે નીરધાર. ૭ તેમ ભક્ત તણો કરે દ્રોહ, વળી જીવ મારે પામી મોહ; ગર્ભપાત કરે દુષ્ટ પ્રાણી, તેવી નવ ગણે વેદની વાણી. ૮ દેઇ વીશ્વાસને કહે નાચ, ત્રાસ દેખાડી લાંચજ ખાચ; મોટા પુરૂષનું હેલન કરે, શુદ્ધ પ્રાણીની નિંદા આચરે. ૯ કહે વીદુર એટલા જન્ન, બ્રહ્મઘાતી જાણે નૃપ તન્ન; હવે વર્ણશંકરની વાત,

કહું વીસ્તારીને સાક્ષાત. ૧૦ નથી નબળા કૃતમાં લાજ, કરે હીંસાતણું અતી કાજ; મુકે સાધુ સંત માથે આળ, તોડે કોઈની વ્રત્તી વીશાળ. ૧૧ વદે વાણી બીભત્સ અપાર, એતો વર્ણશંકર નર નાર; એક વિના શોભે નહીં એક, સુણ ભુપતી તેનો વીવેક. ૧૨ વ્રદ્ધ વીના ન સભા શોભાય, દયા વિના જેવી પ્રભુતાય, સ્રુતિ સ્મૃતિ વીના તેવો ધર્મ, શ્રદ્ધા વિના જેવાં શુભ કર્મ. ૧૩ વિનય વીના મહત કુળ સાર, જ્ઞાન વિના વાગી નીરધાર; વળી પુન્ય વીના તેવું દામ, જાત બળ વીના જેવી હામ. ૧૪ નથી શોભતાં એટલાં રાય, ફળ અંતે તેમાં ન પમાય; હાવે મર્ણ નજીકનાં જેહ, કહું વીસ્તારી લક્ષણ તેહ. ૧૫ વેમ પેસે ને ધીરજ જાય, નીચ કર્મ વીષે પ્રીતી થાય; કેવું કોઈ તણું નવ ગમે, પરનારી પુંઠે ચીત ભમે. ૧૬ ઇંદ્રીઓ તણી શક્તિ હણાય, રૂચી શ્રદ્ધા અને ઉંઘ જાય; એવાં લક્ષણથી નર નાર, વેહેલું મ્રત્યુ પામે નીરધાર. ૧૭ તેવું થાવાથી હાવે આચરણ, થાય પ્રાણીનું અકાળ મર્ણ; બોલે મુખથી ખોટું વચન્ન, રાખે અહંકાર અતિ મન્ન. ૧૮ હઠ ઝાલેલો છોડે ન તેહ, દુષ્ટ વ્યશનમાં કરે સ્નેહ; તોડે પ્રતીજ્ઞા તેવી સાર, નડે તપસ્વીને નીરધાર. ૧૯ કચરી ચુકે રસાયણ ખાઇ, મરે એટલા વણ મોતે ભાઈ; સર્વ કાળ છે કોણ વિશુદ્ધ, કહું તે હવે વિચારી બુદ્ધ. ૨૦ માંખ માર્જાર ને સતી નાર, સતી ધેનું મહા જળ સાર; તેવી લીપ્યા વની વસુધાય, દ્વિજ સંતોષી તીર્થ જગાય. ૨૧ વાયુ કામળીને ડાભ જેહ, સદા શુદ્ધ છે વસ્તુજ તેહ; હાવે અશુદ્ધ કેરો પ્રકાર, કહું વર્ણવી તુંને આચાર. ૨૨ મન મેલો ને મધ પીનાર, તેવો અભક્ષ અન્ન ખાનાર;

ગળી અત્યંજ ને ઝાર જાત, અતિ લોભી અદેખો સાક્ષાત.
૨૩ એટલાં તો અશુદ્ધ નીદાન, તેને અડકી કરવું ઘટે સ્ના-
ન; હવે બળવાનની વારતાય, કહું વિસ્તારી તુજને રાય.
૨૪ દ્રવ્ય જથો અને અધિકાર, જાત બુદ્ધિ ગુણ મીત્ર સા-
ર; હોય જેહને એ અનુકુળ, તેને બળવાન જાણો અતુલ.
૨૫ કોનો કોનો ન કરવો વીશ્વાસ કહું તે હવે તુંને પ્રકાશ;
સર્પ અગ્ની મહાજળ ઝેર, તેવો જુલમી જેને નથી મેહેર.
૨૬ નખ શ્રંગવાળાં પશુ જાત, પર શેરીનું શ્વાન સાક્ષાત;
છળભેદિ વણિક વૈદ્ય જેહ, રાજા રામા ને નાપીક તેહ. ૨૭
શસ્ત્રધારીને યોગી પ્રકાશ, તજો તે સઘળાનો વિશ્વાસ; હવે
શુરો કીયો નીરવાણુ, કહું તેનું નિશ્ચે વખાણ. ૨૮ પરનારી-
નો સંગ ન કરે, તેવો પુન્યમાં પાછો ન ફરે; શર્ણાગત સારૂં
ખુવે દેહ, શુરામાં શુરો જાણવો તેહ. ૨૯ વળી વીદુર કહે સુ-
ણ રાય, કેવું કર્યે પ્રાણી સુખ થાય; અર્થ સીદ્ધ થયે નર-
નાર, છોડે પ્રીતી ગુણી કેરી સાર. ૩૦ માટે ચાલતા પ્રસંગ
માંય, કાર્ય કરાવી લેવુંજ ત્યાંય; કુળાચાર બની શકે એ-
વું, રાખવું અભીમાનજ તેવું. ૩૧ દંડ દુષ્ટને દેવો વિશા-
ળ, ક્રોધ રાખવો ત્યાંતો ભુપાળ; તેવો પરણેલી પ્રેમદા
સંગ, રાખવો કામ કેરો ઉમંગ. ૩૨ દાન ભક્તીને ભણવું
ત્યાંય, લોભ રાખવો અંતરમાંય; એવી કૃષ્ણ મુર્તિને કથા-
ય, તેમાં પામવું મોહ સદાય. ૩૩ ઇંદ્રી પોતાની પોતે જી-
તાય, તોતે મીત્ર તુલ્ય કરે સાય; નવ જીતાય જો કદી એ-
હ, તો તો વેરવી જાણવી તેહ. ૩૪ લોભી પ્રપંચી ને મુર્ખ
નાર. થાય રાજી કદી એહ ચાર; તોય લાભ તેમાં નવ થાય,
થાય તો શુભ ક્રીર્તિ હણાય. ૩૫ દુષ્ટ મંત્રી થતાં નીરવાણ,

થાય રાજ્ય ને દેહની હાણ; તેવા સ્ત્રીનો થશે સંગ જ્યારે, સાધુપણું રહે નહીં ત્યારે. ૩૬ પ્રજા લાડથકી ચળી જાય, અતિ આળસે દ્રવ્ય હણાય; ભય વીના ગણે નહીં નાર, જેમ કળા વીના જંત્ર સાર. ૩૭ હવે મુરખ કેટલા જન્ન, કહું વિસ્તારી તે તો રાજન્ન; થોડા લાભ માટે નીરવાણ, વેઠે મેરૂના જેટલી હાણ. ૩૮ સલાહ પારકી લે નીરધાર, તેમાં જુવે ન સાર અસાર; કાર્ય કર્યા પછી પસ્તાય, બોલી વેણ અને ફરી જાય. ૩૯ દુષ્ટ માણસોનો કરે સંગ, રમે જુગટુ આણી ઉમંગ; એવાં હશે નરને નાર, તે તો મુરખનાં સરદાર. ૪૦ ભજે શ્રી હરીને તો હંમેશ, વીના અર્થ કરે નહીં કલેશ; દુષ્ટ કર્મ વીશે રાખે લાજ, પ્રીતી રાખી કરે શુભ કાજ. ૪૧ સંગ ઉત્તમ પ્રાણીનો રાખે, દુષ્ટ વાણી મુખે નવ ભાખે; રહે પુન્ય વીશે ભરપુર, એનો વીબુધ પ્રાણી જરૂર. ૪૨ રાજાને નિત્ય કરવું જેહ, સુણો પૃથ્વીપતી હવે તેહ; દેશકાળ પ્રમાણે તપાસી, બાંધવા કાયદા સુખરાશી. ૪૩ ગુના પ્રમાણે કરવી શીક્ષાય, તેમાં ધર્મ નિતી ન હણાય; પોતાથી હોય બળવાન જેહ, તેને મળતા રેહેવું આણી સ્નેહ. ૪૪ કીલ્લાનું બળ વીચારી મન્ન, યુદ્ધ કરવાને જાવું રાજન્ન; ખર્ચ આવક દેવું પ્રકાશ, તેનો રાખવો નીત્ય તપાસ. ૪૫ ગાય બ્રાહ્મણની વારે ધાવું, તેવું ગુરૂ સેના માટે જાવું; કહ્યા ભુપના ધર્મ એ રાય, તેને પાળે તેતો સુખી થાય. ૪૬ અરે ધૃતરાષ્ટ્ર સાંભળ મારી વાત, પાંડવ સત્યવાદી જે સાક્ષાત; ભારેલા અગ્ની જેવા એ બાળ, જેને સહાય કરે જગપાળ. ૪૭ એનો કોઇ થકી ન જીતાય, જેની શંભુ જેવી પ્રભુતાય; માટે તેના ઉપર રાખી રાગ, આપો રાજ્યમાં અ-

ડધો ભાગ. ૪૮ યુદ્ધ બંધ રહેવા દેઇ આજ, કરો સલાહ થ-
કી શુભ કાજ; એવો ઉપદેશ કર્યો અપાર, તોય અંધે ન
માન્યું લગાર. ૪૯ ત્યારે વિદુરને ચઢી રીસ, જાત્રા કરવા
ગયા તેણે દીસ. ॥ વલણ ॥ કુટુંબ કળો જોત્રા પડે માટે સમ-
જી મન્નરે; દુર્ગા કહે પછી ચાલીયા નગ્રથી દાસી તન્નરેરેરે.
૫૦ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીને મહા-
ભારથાંતર ગત ઉદયોગ પર્વણિ વીદુરેણ ધૃતરાષ્ટ્ર પ્રતીનીશ્રી
વર્ણવો નામ ષષ્ટો અધ્યાય.

કડવું ૭ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુ-
ણ સતવાદી રાય; અંધ કુંવર હવે મોરત પુછવા દ્રોણની પાસે
જાય. ૧ ગુરૂને આવી કેહેવા લાગ્યો દુર્યોધન નીરધાર,
બેમાંથી જય કોનો થાશે પ્રશ્ન જુઓ આ વાર. ૨ ત્યારે દ્રો-
ણ કહે પ્રશ્ન વિષે તો જોઇએ સોના મોહોર; કાલેકાલું મ-
હુરત જોતાં આવે નહીં કંઈ તોર. ૩ એવું સાંભળી અંધ-
કુંવરને રીસ ચઢી તે ઠાર; તેથી મુગટ કેરો તોરો ઉશેટ્યો
નીરધાર. ૪ મોતી સૌ વીખરાયાં તેથી આસપાસ રાજન્ન;
એવું દેખી દ્રોણ મુની તો બોલ્યા તર્ત વચન્ન. ૫ અરે ભા-
ઇ એ વીણી લાવો મોતી મારી પાસ; કેટલી છે સંખ્યા તે-
ની તે જોવું સત્ય પ્રકાશ. ૬ એટલે દુષ્ટે વીણી આપ્યાં
મોતી તેણે ઠાર; તેતો પુરેપુરાં થયાં અષ્ટદશ નીરધાર. ૭
તેને દેખી કહેવા લાગ્યા બ્રાહ્મણ કેરા બાળ; અષ્ટદશ દહા-
ડામાં થાશે ભુપતિ તારો કાળ. ૮ એવું વાકય સુણીને ઉ-
પજ્યો દુર્યોધનને ત્રાસ; વહેલો વહેલો આવ્યો ત્યારે દાદા
કેરી પાસ. ૯ કરજોડીને કહે છે એતો ગાંગેવને નીરધાર;

અષ્ટદશ દિવસયાં આંકયું ગુરૂએ ભ્રત્યુ સાર. ૧૦ તે માટે મુને શર્ણે રાખો દાદા આ વેળાય; મુજ કરણી સામું નવ જોવું લાગુ તમને પાય. ૧૧ ત્યારે દાદા કહેવા લાગ્યા કૃપા કરી વચંન; દશ દહાડા મેં શરણે રાખ્યો તુજને તો રાજન્ન. ૧૨ તેમાં નાશ થશે નહીં તારો સત્ય કહું છું બાળ; ઈંદ્રાદીક સરખા નવ જીતે મુજને કોઇ ભુપાળ. ૧૩ એટલે ત્યાંથી આવ્યો પાછો ગુરૂની પાસે રાય; દાદાએ દશ દહાડા લીધા તેની કહી કથાય. ૧૪ એવું સાંભળી દ્રોણ ગુરૂ તો બોલ્યા તેણે ઠાર; પાંચ દિવસ મેં માથે રાખ્યા નિશ્ચે રાજ કુમાર. ૧૫ ત્યાંથી કર્ણની પાસે આવ્યો ગાંધારીનો બાળ; ગુરૂ ભીષ્મે દિવસ લીધા તે ખબર કહી તતકાળ. ૧૬ સુર્યકુંવર સાંભળીને બોલ્યો સુણ દુર્યોધનરાય; ત્રણ દીવસ મેં રાખ્યા તારા તેમાં મોત ન થાય. ૧૭ વળતી સલ્યની પાસે આવી સર્વે કહી એ વાત; ત્યારે શલ્ય કહે મેં રાખ્યો અડધો દીન સાક્ષાત. ૧૮ એવી રીતે સાડાસત્તર દીવસ થયા જેવારે; એટલે અડધા દીનની પ્રગટી ચીંતા તેણીવારે, ૧૯ તે વેળાએ દુર્યોધને કીધો મન વીચાર; બળદેવજીની પાસે જાઉં શરણે આણીવાર. ૨૦ એવું ધારી ચાલી આવ્યો દ્વારામતીની માંહ્ય; કરજોડીને કહેવા લાગ્યો બળદેવજીને ત્યાંય. ૨૧ સર્વે વાત કહી તે વખતે બોલ્યા રોહીણી તન્ન; અડધો દીન મેં માથે રાખ્યો છેવટનો રાજન્ન. ૨૨ પાંડવને સંહારૂ પળમાં યુદ્ધ વિશે નીરધાર; દેવ સરીખા આવે તોપણ નિશ્ચે પમાડું હાર. ૨૩ ત્યાર પછી દુર્યોધન આવ્યો શ્રીહરી કેરી પાસ; તેને દેખી મોઢે ઓઢી સુતા શ્રી અવીનાશ. ૨૪ એટલે ઉશાકે આવીને બેઠો અંધનો બા-

ળ; એવામાં ત્યાં આવી પહોચ્યો ઇંદ્રકુંવર તતકાળ. ૨૫ તેતો પાંગત ઉપર બેઠો ત્યારે ઉઠયા શ્યામ; વળતી ઇંદ્રના સુતને કહેછે હાસ્ય કરી તે ઠામ. ૨૬ સવ્યસાચી કયારે આવ્યા છો કારણ કહો આવાર, ત્યારે અરજુન કહે પ્રભુ આવો યુદ્ધ વીશે નીરધાર ૨૭ તે સમે દુરીઓધન બોલ્યો સાંભળો શ્રીજી વાત; એના પહેલો હું આવ્યો છું સત્વર નો સાક્ષાત. ૨૮ તોપણ પ્રભુ કહે પહેલો દીઠો મેં તો મઘવા તન્ન; માટે એની સાથે હુંતો જવાનો રાજન્ન. ૨૯ યુદ્ધ વીશે તારા સામુ ત્યાં નહીં ઝાલું હથીઆર; મારે મનતો બેઉ બરોબર કૌરવ પાંડવ સાર. ૩૦ દુર્યોધન કહે તેનો મુજને કયમ આવે વિશ્વાસ; માટે સમ ખાઓ મહા ભારે આ વખતે અવીનાશ. ૩૧ ત્યારે કૃષ્ણ કહે જો ઝાલું આયુદ્ધ રણની માય; તોતો પ્રથ્વી કેરૂં પ્રાશ્ચીત બેસે મુંજને ત્યાંય. ૩૨ એવું કહીને હરીએ આપી પાપીને સેનાય, તેને લેઇ ને અંધકુંવર તો હસ્તીનાપુર જાય. ૩૩ ॥ વલણ ॥ બળદેવે હવે રાખીઓ અર્ધો દીવસ તો જોરરે, દુર્ગો કહે તે જાણીયું પોતે શ્યામળ દેહરેરેરે. ૩૪ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ઉધોગપર્વણી દ્રૌણત અષ્ટદીન મધ્યે દુર્યોધન પ્રત્યુ નીર્ણય કૃતોનામ સપ્તમો અધ્યાય. ॥ ૭ ॥

## કડવું ૮ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન તુંતો સાંભળ ભુપતી તંન; વળતિ વિચાર્યું શ્રી જદુરાય, કરી બળદેવે દુષ્ટની સહાય. ૧ માટે કળા કરી આણીવાર, મોકલ્યું તીર્થ યાત્રામાં સાર; એવામાં એક વિપ્રનું ત્યાંય, નીમીત આ-

વી રહ્યું નગ્ર માંય. ૨ તેનો દેહ લઇ અભીરામ, આવ્યા બળદેવ કેરે મુકામ; પછી વીચારીને દીનાનાથે, મડદુ ઉભુ રાખ્યું દ્વાર સાથે. ૩ ઉડ્યા એવામાં શેશાંશ દેહ, દ્વાર ઉઘાડ્યું તાણીને તેહ; પડ્યું એટલે કરંક સાર, તેને દીઠું ત્યાં તો નીરધાર. ૪ થઇ તે થકી ઝાઝી ચીંતાય, જાણે બેઠી મને આ હત્યાય; આવ્યા એવામાં ત્યાં જુગદીશ, પુછ્યું બળદેવને તેણે દીશ. ૫ કેમ ઉતરયું છે ભાઇ મુખ, કહો તે તો ટળે જેથી દુઃખ; ત્યારે બળદેવજીએ સાક્ષાત, કહી કરંક પડ્યાની વાત. ૬ સુણી બોલીયા શ્રી અવીનાશ, એનો આવતો તો તમ પાસ; એવામાં તમે ઉઘાડ્યું દ્વાર, તેથી મ્રત્યુ પામ્યો નીરધાર. ૭ હવે પ્રાશ્ચીત મુકવા કાજ, તીર્થ યાત્રા કરો તમે આજ; જાવા સાંભળી સત્ય વચન, થયા તત્પર રોહીણી તંન. ૮ માતપીતાની લઇ રજાય તીર્થ કરવા માટે ગયા રાય, પછી અરજુનને પોને ઇશ, આવ્યા ધર્મ પાસે તેણે દીશ. ૯ તેંને દેખીને પાંડુ કુમાર, અતી આનંદ પામ્યા તે ઠાર; વળતી વિચારીને નિર્વાણ, કીધું કુરૂક્ષેત્રમાં પ્રયાણ. ૧૦ તેણે સમે ધૃતરાષ્ટ્રના બાળ, આવ્યા તોપણ ત્યાં તત્કાળ; ફોજ બેઉ તણી આવી જેહ, થયા અષ્ટદશ ક્ષોણી તેહ. ૧૧ સત જોજન માં તેણે ઠાર, નથી ખાલી જગા નીરધાર; પછી ગાંધારી પુત્ર પ્રકાશ, આવ્યો સહદેવ કેરીજ પાસ. ૧૨ કહે કપટથી દુષ્ટ એહ. સુણો જોશી તમે આણી સ્નેહ, બોલ રદયમાં મારો સ્થાપો, રણસ્થંભનું મહુરત આપો. ૧૨ જેથી જીતું હું આજ સાક્ષાત, તમે મ્રત્યુ પામો પાંચે ભ્રાત; એવું સાંભળીને નીરધાર, આપ્યું સહદેવે મહુરત સાર. ૧૪ તેવી રીતે દુર્યોધને ત્યાંય, રણસ્થંભ રોપ્યો રણમાંય; પછી

ભીલ્લ હણી તેણે સ્થાન, આપ્યું કૃતાંતને બળીદાન. ૧૫
જોઇએ બત્રીશ લક્ષણો જંન, તેને બદલે હણ્યો ભીલ્લ તંન;
કાળ રૂદ્રનું વદન જેહ, રાખ્યું પાંડવના ભણી તેહ. ૧૬ તે-
થી ધર્મ તણી સેન્યા માંય, પડયો વંટોળીયો વાયુ ત્યાંય;
ત્યારે ધુળ ઉડી દુઃખ હાઇ, સર્વે યોદ્ધાની આંખો પુરાઇ. ૧૭
એવું દેખીને આચર્ણ સાર, પુછ્યું કૃષ્ણને ભુપે તે ઠાર; સુ-
ણો વાત મારી જગતાત, કયેમ થાય છે આ ઉત્પાત. ૧૮
ત્યારે કૃષ્ણ કહે સુણો ધર્મ, આનો સહદેવ કેરૂં છે કર્મ; આ-
પ્યું શત્રુને મહુરત શ્રેષ્ઠ, માટે વિઘ્ન નડે છે આ નેષ્ટ. ૧૯ ર-
ણસ્થંભ તણો ખીલી જેહ, વાગી નાગને માથે તેહ; તેથી
પામીશું આપણે હાર, જય પામશે કુરૂ કુમાર. ૨૦ તેને સા-
રૂ કરી કંઇ કળાય, સ્થંભ ફેરવોને આ વેળાય; વજ્ર સાડા-
ત્રણ ભેગાં થાશે. ત્યારે સ્થંભ એનો ફેરવાશે. ૨૧ એવું
સાંભળી ધર્મ કુમારે; આપી ભીમને આજ્ઞા તે વારે; ચાલ્યો
તે સમે વાયુ કુમાર, લેવા ત્રીશુળ શીવનું સાર. ૨૨ જાતાં
જાતાં બીલી કેરૂ વ્રક્ષ, દીઠું માર્ગ માંહી પ્રત્યક્ષ; તેને ઉપાડીને
લીધું વીર, ખભે મુકી ચાલ્યો રણધીર. ૨૩ આવ્યો દેવળ
કેરીજ પાસ, પુજા પ્રેમથી કરવા પ્રકાશ; બીલીપત્ર હતાં પા-
સે જેહ, પોસે પોસે ચઢાવ્યાંજ તેહ. ૨૪ તેણે સમે પશુપતિ
દેવ, થયા પ્રગટ તો તતખેવ; પછી કહેવાને લાગ્યા વચંન,
કેમ આવ્યો અલ્યા વાયુ તંન. ૨૫ એકવાર સર્યું શુભ કાજ
ત્યારે આવ્યો પાછો ફરી આજ; સુણી ભીમ વદયો તેણે ઠાર,
ખપ મોટાનો વારંવાર. ૨૬ માટે કૃપા કરી મહારાજ, આપો
ત્રીશુળ ફરીથી આજ; ત્યારે સ્વઅંશ જાણી દયાળ, આપ્યું
ત્રીશુળ તો તતકાળ. ૨૭ તેને લેઇ વાયુનો કુમાર, આવ્યો ઉ-

તાત્રળો નીરધાર; ત્યારે ખુશી થયા જદુ તંન, કહે વાયુજ-
ને ધન્ય ધન્ય. ૨૮ પછી અરજુને કર્યો ટંકાર, ત્યારે મારૂતી
આવ્યા તે ઠાર; ચક્ર ત્રીશુળ વાન્નર કાય, એતો ત્રતિય વ-
જ્ર કહેવાય. ૨૯ અર્ધું વજ્ર તો ભીમનો દેહ, થયાં એ રી-
તે એકઠાં તેહ; તેને લેઇને શ્રી અવીનાશ, આવ્યા કૌરવ-
ના સ્થંભ પાસ. ૩૦ તેને ફેરવીયો ક્ષણમાંય, પછી રોપ્યો
બરોબર ત્યાંય. ૩૧ ॥ વલણ વળતી રણમાં રોપવા, ર-
ણ સ્થંભ નીરધારરે; દુર્ગો કહે પાંડવ કરે પ્રભુ સાથે વીચા-
રરેરેરે. ૩૨ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચી-
તે મહાભારથાંતર ગત ઉદયોગ પર્વણી કુરૂપાંડવો કુરૂક્ષેત્રે આ-
ગતો નામ અષ્ટમો અધ્યાય. ॥ ૮ ॥

કડવું ૯ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુ-
ણ સતવાદી રાય; યુધીષ્ઠીરે ભ્રાતને પુછયું મૌરત તે વેળા-
ય. ૧ ત્યારે સહદેવ ત્યાં આપ્યું ઉત્તમ મૌરત સાર; તે પ્ર-
માણે રોપીયો રણસ્થંભ નીરધાર. ૨ વળતી વધ કરવાને
માટે જોઇએ કેવો જન્ન; તેનો નીશ્ચય કરવા લાગ્યા પાંડવ
જુગજીવન્ન. ૩ એવામાં પાતાળે રહે છે ભીમ તણો કુંમાર;
તેતો માતની આજ્ઞા માગી તર્ત થયો તૈયાર. ૪ નીજ માતા-
ને બબ્રીક કહે છે સાંભળ તું એક વાત; પીતાને હું નથી ઓ-
ળખતો આ વખતે સાક્ષાત. ૫ ત્યારે સ્ત્રીએ મન્ન વિચાર્યું
કૌરવ ઝાઝા સાર; પાંડુ સુત થોડા તે માટે પામશે રણમાં હા-
ર. ૬ એવું સમજી સુતને કહે છે કુરૂક્ષેત્રમાં જાજે; મારૂં ક-
હેવું માન્ય કરીને ભાગ્યાનો ભીરૂ થાજે. ૭ વળતી ભીમ ત-
ણો સુત ચાલ્યો ત્રણ બાણ લેઇ ત્યાંય; હેલા માત્રમાં આવ્યો
તેતો કુરૂક્ષેત્રની માંય. ૮ તેને દેખી દુરથી આવ્યા પ-

રમાત્મા તો પાસ; ત્યાર પછી પુછવાને લાગ્યા બાળકને અ-
વીનાશ. ૯ અરે ભાઇ તું ક્યાંથી આવ્યો કોણ પીતાને
માત; ક્રીયે ઠેકાણે ગમન કરો છો તે તો કહો સાક્ષાત. ૧૦
એટલે ભીમ તણો સુત બોલ્યો હરી સાથે અભીરામ; ભી-
મસેનનો આત્માજ હું છું આવ્યો આણે ઠામ. ૧૧ એવા-
માં શ્રીહરીએ દીઠાં ત્રણ બાણ તે પાસ; ત્યારે તેને કહે-
વા લાગ્યા પ્રભુ આણી ઉલ્લાસ. ૧૨ અરે ભાઈ આ ત્ર-
ણ બાણથી જય શી રીતે થાય; શત્રુ છેદી નાંખે ત્યારે શો
કરવો ઉપાય. ૧૩ એવું સાંભળી બબ્રીક બોલ્યો સાં-
ભળોને મહારાજ; એક બાણ મીથ્યા આણ્યું છે બેથી
થાએ કાજ. ૧૪ એક વડે મૃત્યુ આંકું છું બીજે કરૂં સંહા-
ર; ઈંદ્રાદીક અમ્મર છે તો પણ નાશ કરૂં નીરધાર. ૧૫
ત્યારે તેને કહેવા લાગ્યા વીશ્વપતિ ભગવાન; મારૂં મૃત્યું
આંકે ત્યારે તું તો ખરો બળવાન. ૧૬ એમ કહીને ઇશ્વર
બનીયા વિરાટ રૂપે રાય; ચર્ણ કમળ પાતાળે રાખ્યાં શીર
ગગને સોહાય. ૧૭ મેરૂને મંદરાચળ તેમાં કર ઘાલ્યા પ્ર-
કાશ; એવી રીતે ખેલ કરીને ઉભા ત્યાં અવીનાશ. ૧૮
તે વખતે બબ્રીકે ચઢાવ્યું ધનુષ ઉપર બાણ; તેને મંત્ર ભ-
ણીને મુક્યું પ્રભુ ઉપર નીરવાણ. ૧૯ વાયુ વેગે ચાલ્યું
તેતો પરવરીયું પાતાળ; ડાબા પગમાં પદ્મ હતું ત્યાં ચિ-
ન્હ કર્યું તતકાળ. ૨૦ વળતી આવી પેઠું એતો ભાથામાં
રાજન્ન; ત્યારે બીજું સાયક મુકે વ્રકોદરનો તન્ન. ૨૧ એ-
ટલે તેને કહેવા લાગ્યા વીશ્વપતી ભગવાન; મુજને જોયા
પુઠે મુકજે બીજો શર આ સ્થાન. ૨૨ એમ કહીને તન્ન
તપાસ્યું ત્રીકમે તતકાળ; ત્યારે ચર્ણ કમળમાં દીઠું ચીન્હ-

વળી વીશાળ. ૨૩ તે સમે શ્રીજીએ વખાણ્યો બબ્રીકને અપાર; ધન્ય ધન્ય તુજ માત પીતાને ધન્ય ગુરૂ નીરધાર. ૨૪ હાવે કૌરવ પાંડવ કેરૂ યુદ્ધ થશે આ ઠામ; તેમાં કોનો પક્ષ કરીશ તું સાચું કહે અભીરામ. ૨૫ ત્યારે બબ્રીક કહેવા લાગ્યો સાંભળોને અવીનાશ; બેમાંથી જે હારે તેની પક્ષ કરીશ પ્રકાશ. ૨૬ એવું સાંભળી હરીને પ્રગટી અંતરમાં ચીંતાય; પાપી કેરી પક્ષ એ કરશે માટે કરૂં ઉપાય. ૨૭ એમ વીચારી તેડી લાવ્યા તેને ધર્મની પાસ; વળતી ત્યાં ઓળખાણ પડાવ્યું સર્વેનું અવીનાશ. ૨૮ ભીમસેન નિજ પુત્રને જોઇ થયો ઘણો રળીયાત; વળી ધર્મ ખોળે બેસાડયો બોલાવી સાક્ષાત. ૨૯ તે સમે પુરૂશોત્તમ કહે છે સાંભળો પાંડુ તન્ન; કાળ રૂદ્રને ભક્ષ આપવું તેતો વિચારો મન્ન. ૩૦ કળા પ્રવીણ ને લક્ષણવંતો વળી જાણે વીદ્યાય; એવો નર હોયે તો તેનું બળીદાન દેવાય. ૩૧ ત્યારે પરમાત્માને કહે છે પોતે ધર્મ કુંમાર; કળા કેટલી લક્ષણ વીદ્યાય તેનો કહો વીસ્તાર. ૩૨ ॥ વલણ ॥ એવું સાંભળી બોલીયા સમર્થ સરજનહારરે; દુરગો કહે તેતો કહે ત્રયણેનો પ્રકારરેરેરે. ૩૩ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ઉદ્દયોગ પર્વણી પાતાળાત્ બબ્રીક આગતો નામ નવમો અધ્યાય. ॥ ૯ ॥

કડવું ૧૦ મું.

॥ રાગ છંદ ભુજંગી ॥ બોલ્યા શ્રીહરી સાંભળો ધરમરાય, કળા કેટલી તે તણો મહીમાય; શીખે તેહને તે ઘણી તો પુજાય, વળી કોઇ કાળે દુખી નવ્ય થાય. ૧ છ્યોંસી પાડેને

સર્વે પોશાક[2] પેહેરે, બાંધે પાઘડી[3] પારધી[4] પેઠે હેરે; રસોઈ[5]
આવડે ઠામ[6] જોઈ જમે છે, બોલે[7] બહુ રસાળું[8] ઘટે તેવું કે-
હેછે. ૨ હીંમતથી[9] હઠાવે કરે સ્નાન[10] સારૂં, ભરે ખાટલોને[11]
જીતે[12] હોડ વારૂ; જગા[13] જોઇ બેસે સુવે સાચવે[14] તે, ત્વરાથી[15]
જઇ દુરની વસ્તુ લે છે. ૩ ધરે સોળ[16] શણગારને દીઠું કરશે,[17]
ગ્રહે[18] લાજને લોકનું[19] દુઃખ હરશે; ગણીતને[20] હીસાબે ગ-
ણી અંક કેહેશે, લખે[21] વાંચેને[22] રીઝવે[23] જ્ઞાન[24] દેશે. ૪ કૃષ્ટી[21] ક-
ર્મને સત્ય[22] વેપાર[23] સારો, અતી શુરને[24] રાગ[25] ગાશેજ પ્યારો;
ચઢે[26] બ્રક્ષ માથે[27] તોળે ન્યાય સારો, તાકી[28] તીર મારે તરે[29] ની-
ર તારો. ૫ આજ્ઞા[30] પાળને અશ્વને[31] ફેરવે છે, પરીક્ષા[32] કરે દ્ર-
વ્યથી[33] લાવ લે છે; અમલ[34] કેળવે વૈદ્ય વીદ્યાજ સારી, કરે
મીત્રતા[36] તર્ક[37] બાધે વીચારી. ૬ પ્રપંચે[38] કરી છેતરે દંડ[39] દેશે,
પશુ[40] પાળસે ચોરશે[41] દોષ[42] દેશે; આરાધન[43] અને[44] મંત્ર[45] આસ-
ન વાળે, દીસે પુટડો[46] જંત્ર[47] જાદુજ[48] ન્યાળે. ૭ હરે[49] મન્નને ચેત-
શે ચિત્ત[50] માંહી, જશે હર્ષને[51] દાન[52] દેશેજ ત્યાંહી; વળી માન[53]
અપમાનથી રીત જાણે, મારે ચોટની[54] માનુની[55] સંગ માણે. ૮

તજેને[56] સૃજે[57] વાત[58] અદભુત ભાખે, ગૃહેને[59] લહે[60] સંગ્રહી[61] સર્વ
રાખે; તોડેને[62] સાંધે[63] સર્વ વાજાં[64] બજાવે, છોડે[65] છંદને[66] જાચીને
વસ્તુ લાવે. ૯ સમો સાધસે[67] છીદ્ર[68] છાનું રાખે, તીલક[69] પ-
રખવું[70] પુછવું[71] જોર[72] દાખે; કહે કૃષ્ણજી ધર્મને વાત એવી, ક-
ળા એ બોતેર તે શીખી લેવી. ૧૦ હવે લક્ષણોના સુણો
ભેદ રાય, જેથી ચિત્તમાં ખુબ આનંદ થાય; વિદ્યા[1] આવ-
ડે ને વપુ[2] હોય સારી, વળી વાતમાં[3] રીઝવે નરને નારી.
૧૧ કરે શુદ્ધ[4] વેપારને બુદ્ધિ[5] ઝાઝી શિખે નૃત્યને[6] ગાનથી[7]
કરશે રાજી; કવીતા[8] સમો[9] નાદને[10] ન્યાય[11] જાણે, વીનય[12] ને વી-
વેક[13] ઘણો પ્રેમ આણે. ૧૨ ધરે શસ્ત્ર[14] શુરાપણું[15] શરમાવે[16], ક-
રે કામ[17] સારાં ભજે બ્રહ્મ[18] ભાવે; પ્રભુતા[19] બતાવે થસે શાંત[20]
તેવો, પહેરી[21] જાણસે સરવ પોશાક એવો. ૧૩ ધરે ધૈર્યને[22] ધુ-
તવું આવડે છે, કળાએ કરી મનની[23] વાત લે છે; અમલ[24]
કેળવે ને દે વેણ[25] પ્યારૂં; કરે મલ્લ[26] સાથે તેવું યુદ્ધ સારૂં. ૧૪
સાધે યોગને[27] કુળની[28] લાજ પાળે, લખે[29] ને ઉકેલે[30] ખરૂં ખોટું[31]
ન્યાળે; ખરો ખેલ[32] નટનો નથી તે અજાણ્યો, એવા પુરૂષને
દેવ જેવો પ્રમાણો. ૧૫ કહ્યાં બત્રીસે લક્ષણો એહ ભારી,

તેને શિખવાં પ્રાણીને પ્રેમ ધારી; હવે ચૌદ વીદ્યા તણુ તો વખાણ, કરૂં આ સમે ભુપતી નીરવાણ. ૧૬ [1]રસાયન શીખે ને ભણે [2]બ્રહ્મજ્ઞાન, બોલે દેવ વાણી [3]કવિતા [4]નીદાન; જો[5]તીસ [6]વૈદુ ને [7]વેદ [8]વ્યાકરણ સાર, તેવાં [9]બાણ આદી ગૃહે હથીયાર. ૧૭ [10]તીરે નીરને ખેલ [11]નટનો ગમાણે, વળી [12]કોકને શાસ્ત્ર [13]સામુદ્ર જાણે; ચઢી [14]અશ્વ પીઠે દસે દીશ જાય, કહી એહ વિદ્યા ચતુર્દષરાય. ૧૮ ॥ વલણ ॥ લક્ષણ વિદ્યાને કળા તેનો કહયો વિસ્તારરે; દુરગો કહે પછી બોલીઆ વીશ્વતણા કરતારરેરેરે. ૧૯ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત ઉદયોગ પર્વણી કૃષ્ણેન કળા લક્ષણ વિદ્યાવર્ણન કૃતો નામ દશમો અધ્યાય. ॥ ૧૦ ॥

## કડવું ૧૧ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, વળતિ ધર્મને કેવા લાગ્યા ત્યાંતો શામળ કાય. ૧ ઇશ્વર કે આપણી સેનામાં તેવા ત્રયણે વીર, હું અર્જુનને ભીમ તણો સુત લક્ષણવંતો ધીર. ૨ તે માટે મુજને વધેરો જેથી થાયે કાજ, એવું સાંભળી કેવા લાગ્યા યુધીષ્ટીર મહારાજ. ૩ અરે પ્રભુ હેવો દેખીને કયમ થાયે અન્યાય, અમારા સુખ માટે શ્રીજી તમને કયેમ હણાય. ૪ એટલે અર્જુન બોલી ઉઠયો મુજને મારો ભ્રાત, જે તે રીતે કાર્ય સાધવું યુદ્ધ તણું સાક્ષાત. ૫ ત્યારે હરી કેહે એવું કરતાં બગડે સર્વે કાજ, ભીષ્મ દ્રોણ ને કર્ણની સાથે યુદ્ધ કરે કોણ

આજ. ૬ તે સમે નાગણીનો દીકરો બોલ્યો બબ્રીક બાળ, મુંજને હણવા માટે કીધી કળા તમે જગપાળ. ૭ મોટા જનની વાત ખરી છે બોલે તે બંધાય, ભાગ્યાનો ભેરૂ સુણીને કીધો આ ઉપાય. ૮ માટે મુજને મારી આપો કાળ રૂદ્રને ભક્ષ, પણ મારા મનમાં છે ઇચ્છા યુદ્ધ જોવું પ્રત્યક્ષ. ૯ હેવું સાંભળી હરિએ મુકયું ચક્ર સુંદરશાન ત્યાંય, તેણે કરીને મુસ્તક છેદયું બબ્રીકનું રણ માંય. ૧૦ વળતી તેનું રક્ત છાંટીયું કાળ રૂદ્રને સાર, તેથી ત્યાંતો રડવા લાગ્યો વાયુનો કુમાર. ૧૧ રિસાવીને છેટો બેઠો પુત્ર શોકથી એહ, તેની પાસે ઇશ્વર આવ્યા બોલ્યા આણી સ્નેહ. ૧૨ કૃષ્ણ કહે કુંતા સુત સાંભળ મળે ગયેલું રાજ્ય, પણ એક વસ્તુ ફરી ના આવે જાય જેહની લાજ. ૧૩ દેહ ધરીને જે પ્રાણીએ લાજ ધરી નહીં લેશ, તેને તો મહા પાપી જાણો જેવો ચ્યંડળ વેશ. ૧૪ કૌરવથી પાછા હઠીએ તો રણમાં ઇજ્જત જાય, તે માટે બબ્રીકને માર્યો નથી કર્યો અન્યાય. ૧૫ પણ એને જીવાડું હુંતો કુંતાના કુંમાર, તે માટે ચીંતા છોડી દો સત્ય કહું આવાર. ૧૬ એવું કહી બબ્રીકના મુખમાં અમરૂત મુકયું ઇશ તેથી જીવ રહયો માથામાં જીવ્યો તેણે દીશ. ૧૭ ત્યાર પછી તે માંથું લીધું કરમાં સુંદીર શ્યામ, વ્રક્ષ તણા ગાળામાં મુકયું જોવાને સંગ્રામ. ૧૮ એટલે વાયુનો સુત હરખ્યો વરત્યો જયજયકાર, બબ્રીકને મારી ઉગાર્યો એવા સરજનહાર. ૧૯ હાવે કૌરવ પાંડવ કેરા અતિરથી મ્હારથી જેહ, તેના બાળનો તોલ કહું છું સાંભળ ભુપતી એહ. ૨૦ બાર વ્રષભનું બળ તો સુંદર શારદુલમાં જણાય, તેવા દ્વાદશ શારદુલ કેરૂં સમ્રથ સીંહમાં રાય. ૨૧ હેવા દ્વાદશ સીં-

હતણું પુરૂષાર્થ કહીએ જેહ, તેતો શુરામાંહી રેછે તેમાં નહીં સંદેહ. ૨૨ એવા એવા દ્વાદશશુરા કરે જેટલું જોર, તેટલું બળ તો અર્ધરથીમાં નીશ્ચે ભુપ કીશોર. ૨૩ તેવા અર્ધરથી બે-થઇને મારથી તો કહેવાય, એવા મારથી ત્રણ મળેથી અ-તીરથી એક થાય. ૨૪ ધર્મ તણી સેનામાં તેવા અતીરથી છે સાત; તે પ્રમાણે સપ્ત મારથી બળીયા બહુ સાક્ષાત. ૨૫ અર્ધરથી તો પંદર કાવે વ્યાસે કરી ગણનાય, બાકીની જે સે-ના તેતો સાત ક્ષોણી કેવાય. ૨૬ દ્રુપદ વીરાટને પાંચે પાંડવ અતીરથી બળવાન, તેવી રીતે મ્હારથી કેરાં નામ કહું રા-જન્ન. ૨૭ ધૃષ્ટદ્યુમ્ન શીખંડી બભ્રીક મેઘ વરણ મહાકાય અભીમન્યું ગેટારગચ્છ તેવો ઇલેવાન કેહેવાય. ૨૮ તેવા કૌ-રવ દળમાં જાણો અતીરથી તો પાંચ, સોળ મ્હારથી શોભે સુંદર જેની ઝાઝી આંચ. ૨૯ અર્ધરથી તો ત્રીસ તેહમાં બી-જી બહુ સેનાય; તેની તો એકાદશ ક્ષોણી નીશ્ચે છે સંખ્યાય ૩૦ દ્રોણ ભીષ્મ ને કૃપાચાર્ય ત્યમ અશ્વત્થામા સાર; સુર્યકુંમાર સુદ્ધાં પ્રમાણો અતીરથી નીરધાર. ૩૧ શલ્ય શકુની ભગ-દતને વળી ભુરીશ્રવા રાજન્ન; સોમદત્ત ને સાત્વકી જાદવ કરણ કેરો તન્ન. ૩૨ દુસ્યાશન જેદ્રથ શુશર્મા માદ્રી-રાજ કુંમાર; ચંદ્રકેતુ ને ચીત્રકેતુ ત્યમ લક્ષમણો નીરધાર. ૩૩ યુયુત્સુ ને કાળાંતક એતો સોળ મ્હારથી રાશ; સર્વે શુ-રા બળમાં પુરા કોઇથી નવ જીતાય. ત્યાર પછી દુર્યોધને કીધા ભીષ્મને સેનાધિશ; તેના તાબા માંહી સોંપ્યા મ્હારથી તો અવીનાશ. ૩૫ વષ્ટી પર્વ થયું સંપુરણ પોચી મનની આશ; શ્રોતાજન તમે સર્વે બોલો જયજય શ્રી અવીનાશ. ૩૬ ॥ વલણ ॥ ગંગા સુત યુધ્ધે ચઢે પહેલે દીવસ સારરે,

દુરગો કહે તેનો કરે મુનીવરતો વીસ્તારરેરેરે. ૩૭ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ઉદયોગ પર્વણી અતીરથી મ્હારથી વરણુનો નામ એકાદશો અધ્યાય. ॥ ૧૧ ॥



# ભીષ્મ પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ અથ ભીષ્મ પર્વ લીખ્યતે ॥ ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સત્યવાદી રાય; વીસ્તારી સંભળાવું તુજને ભીષ્મ પર્વ મહીમાય. ૧ પહેલે દીવસે લડવા માટે ચઢીઆ ગંગા તન્ન; તેની પુંઠે સેના ચાલે સર્વે ક્ષત્રી જન્ન. ૨ સુરા ત્યાં સીંહનાદ કરે છે થયો નગારે ધાવ; રાજકુંવર રઢીયાળા શોભે જુદ્ધનો જેને ભાવ. ૩ રૂપ થકી રંગીલા ને વળી પાતળીઆ પ્રમાણ; છબી ફાંકડી મુછ વાંકડી યુદ્ધ કળાના જાણ. ૪ અવળા સવળી ભાથા ભીડયા કેડ કશી નીરધાર; ગેંડાપટાની ઢાલ ઢળકતી ચળકતી તલવાર. ૫ માથે મુગટ મોર પીંછના કંઠે પુષ્પના હાર; લેલાટે તો અરચા કીધી ગળે ગળુબંધ સાર. ૬ પગમાં તો વળી મોજા સુંદીર હાથે પોંચી શોભે; કાને કુંડળ કટી મેખલા કંદોરે મન લોભે. ૭ સોનેરી સુરવાળ ને શેલાં જામા સુંદીર સાર; એવી રીતે અંગે ધર્યો છે યોદ્ધાએ શણગાર. ૮ ધ્વજા ફરૂકે નેજા ચળકે મારૂ રાગ ગવાય; પાખરીયા તો પગ નવ માંડે ઝગને ચાલ્યા જાય. ૯ મદઝર ગજ ચીકાર કરે છે માહીશનો નહી પાર; ઉંટ ઉપર ત્રંબાળું ગાયે વળી કેટલા સવાર. ૧૦ મ્હારથી તો રથ માંહી બેઠા ધરી ધનુષને બાણ; કેટલા તો પાલખીમાં પડીયા શુરા તો નીરવાણ. ૧૧ ગદા ગુરજને બરછી ભાલા કરમાં લેઇ તે ઠાર; દળ વાદળના જેવું ચાલ્યું ઉર્વિ ન ઝીલે ભાર. ૧૨ મેઘ ગરજના માફક ત્યાંતો હોકારા બ-

હુ થાય; પહરજ ઉડી રવી ઢંકાયો ઝાંખો તેહ જણાય. ૧૩ એવે ઠાઠે ભીષ્મ પીતા તો આવ્યા સ્થંભની પાસ; તેની સામા આવી ઉભા અરજુન ને અવીનાશ. ૧૪ તેહ તણી સેના પણ સર્વે ઉભી તેણે ઠાર; એવી રીતે બેઉ દળ મળીયાં શોભાનો નહીં પાર. ૧૫ આવે હસ્તીનાપુર માંહી દુરીયોધનનો તાત; યુદ્ધ તણી વાર્તા પુછે છે સંજયને સાક્ષાત. ૧૬ તેતો જાતે બારોટ છે વળી દિવ્ય ચક્ષુ નીરધાર; પોતાને મુકામે રહીને જુવે સકળ સંસાર. ૧૭ તેને તો ધૃતરાષ્ટ્રે પુછયું પ્રેમ થકી વચન્ન; આ વખતે શું કરતા હશે યુદ્ધમાં મારા તંન. ૧૮ એવું સાંભળી સંજય કહે છે સુણો તમે નૃપ વાત; ભીષ્મ પીતાને અરજુન એ બે ચઢીયા છે સાક્ષાત. ૧૯ સવ્ય સાચીને શ્રીહરી કહે છે આ વખતે ભુપાળ; બેઉ સેનાની મધ્યે રાખો રથ મારો દયાળ. ૨૦ ત્યારે કૃષ્ણે અરજુન કેરો રથ તો સુંદીર જેહ; ઉભય સેનાની મધ્યે રાખ્યો તેમાં નહીં સંદેહ. ૨૧ તે સમે અરજુને જોયું તપાસીને ત્યાંય; એટલે નાના નાના બાળક દીઠા સેના માંય. ૨૨ વળી ભત્રીજા કાકા મામા ગુરૂ દાદા સાળાય; તેવા ભાણેજ બ્રાહ્મણ દેખી ઉપજી મન કરૂણાય. ૨૩ અરજુનને વૈરાગ આવીયો અંતરમાં તે ઠાર; ત્યારે આયુધ હેઠાં મુકી સુતો રથમાં સાર. ૨૪ ॥ વલણ ॥ કુંતા સુત રથમાં પડયો દીલમાં આણી દયાયરે; દુર્ગો કહે તે દેખીને બોલીયા રણછોડરાયરેરેરે. ૨૫ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ભીષ્મ પર્વણી ભીષ્મ યુધ્ધે આગતો નામ પ્રથમો અધ્યાય. ॥ ૧ ॥

કડવું ૨ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સાંભ-

ળ ભુપ કુમાર; વળતી વિઠલ કેહેવા લાગ્યા પારથને તે ડાર. ૧ અરે અલ્યા અરજુન આ વખતે સુતો કયમ રાજન્ન; ક્ષત્રી કુળમાં ખોડ બેસશે હસશે દુર્યોધન. ૨ આ સમે આવું કયાં આવ્યું ગાંડુ તુજને જ્ઞાન; સર્વે વહેમ જવાદે ભાઇ સત્વર થા સાવધાન. ૩ તે વખતે કુંતાસુત બોલ્યો સાંભળોને મહારાજ; કેવળ રાજ્યતણી ઇચ્છાથી કયમ થાયે આ કાજ. ૪ ગુરૂ દાદાને પુજ્ય સંબંધી વળી પોતાનો ભ્રાત; તેની રાજ્યતણી અભીલાશે કયમ થાએ મેં ઘાત. ૫ એવું ભારે પાપ કરી હું ભોગવું ક્રીએ કાળ; તે માટે લડવાનો નથી નિશ્ચે દીન દયાળ. ૬ એવું સાંભળી કૃષ્ણ કહે તું સાંભળ અરજુન વાણ; વર્ણાશ્રમ વીચારી જોને તેથી થશે કલ્યાણ. ૭ આ વખતે જે સમજ્યો મનમાં તે નોહોય તારો ધર્મ; અનાદીનું વિચારી જોને ક્ષત્રીકુળનું કર્મ. ૮ રાજકુંવરને રણની માંહી સગપણ નવ જોવાય; દયા શર્મ કે ભીતી આણે તોપણ નરકે જાય. ૯ સંસારી થઇ પાળે કોઈ ત્યાગી કેરી રીત; પણ આશ્રમ છોડયા વિનાનું નિષ્ફળ એહ ખચીત. ૧૦ કુળાચારનો નાશ કર્યાથી થાય ધર્મનો નાશ; ધર્મ નાશથી નિશ્ચે જાણો નીચુ કુળ પ્રકાશ. ૧૧ કુળનો નાશ થએથી બનશે વ્યભીચારણી નાર; તેનાથી સંતાન નીપજે વર્ણશંકરાં સાર. ૧૨ તેવી તે પ્રજા તો નાંખે તાતને નર્કની માંય; પોતે પણ નર્કે સંચરશે દુઃખ પામે છે ત્યાંય. ૧૩ વળી પુરૂશોતમ કહે છે સાંભળ કુંતાજીના બાળ; કોઇ કોઇથી હણાતું નથી મોટું થાવા કાળ. ૧૪ હું મારીશ કે મને મારશે એવું સમજે જેહ; તેને તો નવ જ્ઞાની કેહેવો મોટો મુરખ તેહ. ૧૫ આત્મા કોઈ દાહાડો નથી મરતો અજરામર કહે-

વાય; નવા નવા એ દેહ ધરે તે સર્પ કંચુકી ન્યાય. ૧૬ જેવી કરણી તેવું પામે સુખ દુઃખ આ સંસાર; જશ અપજશને જીવવું મરવું તે પણ વળી નિરધાર. ૧૭ સારી નરસી કરણી કેરાં મુળ તો ત્રણ કહેવાય; તેની તો ગુણ એવી કહી છે શાસ્ત્ર વિશે સંજ્ઞાય. ૧૮ તે સર્વેનાં નામ જુજવાં સત્વર જ તમ જાણ; તેનાથી પ્રાણી કરે છે પુન્ય પાપ નીરવાણ. ૧૯ સત્વગુણથી જ્ઞાન થાય છે રજો ગુણથી રાગ; તમો ગુણથી મોહગ્લાની ને આળસ તો મહાભાગ. ૨૦ વર્ણાશ્રમ પ્રમાણે કરે નીસ્કામે સઉ કર્મ; તે પ્રાણીને જ્ઞાની કેહેવો તેનું નામજ ધર્મ. ૨૧ નાશવંતને સાચું માની પ્રીતી આણે જેહ; તેનું કરવું નિષ્ફળ થાએ મુરખ પ્રાણી તેહ. ૨૨ જે કથણી કરવાથી આત્મા બંધનમાં તો આવે, તેને તો અજ્ઞાની કેહેવો તામસને પ્રભાવે. ૨૨ તે માટે તું મીત્ર માયરા આલ ધનુષને બાણ; મારૂં કહેવું ગ્રહણ કર્યાથી થાશે તુજ કલ્યાણ. ૨૪ તોપણ કુંતા કેરો દીકરો થયો નહીં હુંશીયાર; ત્યારે શ્રીહરીએ દેખાડયું વિશ્વરૂપ તે ઠાર. ૨૫ ઘોર ભયાનક રૂપ તેહ છે ચોપાસે વદન્ન; વિશ્વબંધુ તેના ઉદરમાં દેવ દૈત્ય પશુ જન્ન. ૨૬ પર્વત જેવી દાઢો દીસે જીવ્હાતો વીકાળ; તે મધ્યે આવી પડે છે ક્ષત્રી કેરા બાળ. ૨૭ તેને ચાવી કુચો કરે કાળ રૂપી અવીનાશ; એવું દેખી સવ્યસાચીને ઉપજ્યો દિલમાં ત્રાસ. ૨૮ ત્યારે કરજોડીને કીધી સ્તુતી તેણે ઠાર, અહો નાથ ઉગારો મુજને એમ કહ્યું નીરધાર. ૨૯ તે સમે નીજ રૂપ સમાવી શાંત થયા જગદીશ; વળતિ પોતે કહેવા લાગ્યા પારથને તો ઈશ. ૩૦ અરે ભાઇ તેં શું શું દીઠું સાચી કહેને વાત; જો જુઠું બોલું તો તુજને મારા

સમ સાક્ષાત. ૩૧ એટલે ગદગદ કંઠે બોલ્યો અર્જુન જોડી હાથ; કાળરૂપ મેં તમને દીઠા નીશ્ચે દીનાનાથ. ૩૨ વીશ્વપતિ તમારા મુખમાં દીઠી સૌ સેનાય; દ્રોણ ભીષ્મ ને કર્ણ સરીખા દાઢયોથી ચવાય. ૩૩ તેવું રૂપ તમારૂ દેખી કંપ્યાં મારાં ગાત્ર; હજુ તેથી સાતા નથી વળતી તન્ન વિશે તલ માત્ર. ૩૪ એવું સાંભળી શ્રીહરી કહે છે સાંભળ ઇંદ્રિકુમાર; સર્વેનો મેં કરી મુકયો છે મુળ થકી સંહાર. ૩૫ નીમીત માત્ર તુંતો છે ભાઈ સાચી કહું છું વાત; તે માટે ચીંતા છોડીને સાવધ થા સાક્ષાત. ૩૬ સર્વ ધર્મનો ત્યાગ કરી તું મુજ શર્ણે રેહે વીર; જેણે કરીને ફરી નવ પામું દુખદાયક શરીર. ૩૭ મુજને માણસ જેવો જાણિ દેખે દોષ વિશાળ; તે પ્રાણી નરકે સંચરશે નીશ્ચે કુંતા બાળ. ૩૮ ॥ વલણ ॥ એવી વાણી સાંભળી અર્જુન થયો હુંશીયારરે; દુર્ગો કહે વળતી કર્યો ચાંપ તણો ટંકારરેરેરે. ૩૯ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ભીષ્મ પર્વ ક્રષ્ણેન અરજુનસ્ય ગીતા કથીતો નામ દ્વિતીયો અધ્યાય. ॥ ૨ ॥

## કડવું ૩ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન્ન, સુણો સત્યવાદી નૃપ તન્ન; કર્યો વિજયે ટંકાર જ્યારે, આવ્યા મારૂતી તો તેણીવારે. ૧ બેઠા ધ્વજા ઉપર તેહ વીર, હુંપ શબ્દ કરી રણધીર; એટલે ગાંગેવ તો તેણે કાળ, શંખનાદ કર્યો છે વીશાળ. ૨ પછી કેહેવા લાગ્યા તેણે ઠાર, મુક બાણ તું પાંડુ કુમાર; એવું દાદાનું સુણી વચન્ન, પ્રથમ બાણ મુક્યું ઇંદ્રિ તન્ન. ૩ તેતો ચર્ણે નમ્યું આવી ત્યાંય, પછી પેઠું નીખંગની માંય; ત્યારે ગંગા પુત્રે તેણે દીશ, બાણ મુકીને દીધી આશી-

શા. ૪ થવા લાગ્યું તે સમયે યુદ્ધ, કરે ભીરૂએ ભીરૂ વિરૂદ્ધ; કુંતાપુત્રે મુકયું અગનાસ્ત્ર, સામું ભીષ્મે પ્રેર્યું વરૂણાસ્ત્ર. ૫ એવું દેખીને પાંડુ કુમારે, વાયુ બાણ મુકયું તેણીવારે; વસુઅંશ એવું જોઇ રાય; મુકે વજરાસ્ત્ર બાણ તદાય. ૬ વળતી રીસ આણી ડોસે ઘણી, સેના પાંડવની તેહ હણી; એવું દેખીને અંજની બાળ, કુદ્યો ધ્વજા થકી તતકાળ. ૭ એતો અવતાર રૂદ્રનો કાવ્યો, મોટા પર્વત ઉચકી લાવ્યો; નાંખ્યા કૌરવની સેના માંય, ત્યારે કોપીયા ગાંગેવ ત્યાંય. ૮ અર્ધચંદ્ર નામે એક બાણ, મુકયું મંત્ર ભણી નીરવાણ; થયા તેહના શર હજાર, વાગ્યાં મારૂતીને નીરધાર. ૯ તેથી ભેદાયું કપીનું તન્ન, ત્યારે બોલીયા વીર વચન્ન; સુણો ડોસા તમે મારી વાત, બાણ તીવ્ર તમારાં સાક્ષાત. ૧૦ દશાશન કેરાં બાણ સાર, વાગ્યાં પુરવે મને અપાર; પણ તમારાં સાયક જેહ, રૂંવે રૂંવે નડેછેજ તેહ. ૧૧ પછી અરજુન કોપ્યો અપાર, માર્યા ભીષ્મ તણા ઘોડા ચાર; વળી બાણ મુકી તેણે દીશ, છેદ્યુ સારથી કેરૂંજ શીશ. ૧૨ ત્યારે નવો મંગાવીને રથ, તેમાં દાદો તો બેઠા સમર્થ; વળતી ચાપનો કરી ટંકાર; શર મુકવા માંડયા અપાર. ૧૩ તેણે સમે ભીમે રણ માંય, માર્યા સહસ્ત્ર યોદ્ધાજ ત્યાંય; હણ્યા વીશ ધૃતરાષ્ટ્રના બાળ, એવું હૈવત દાખ્યું વીશાળ. ૧૪ દીઠું ગાંગેવે એવું આચર્ણ, ત્યારે નેત્ર થયાં લાલ વર્ણ; ક્રોધ અંતરમાં અતી આવ્યો; તેથી ભીમને બાણે ચઢાવ્યો. ૧૫ ત્યાંથી ઉશેટયો યોજન બાર, ગાત્ર ભંગ કરી નીરધાર; એવું દેખી ગટોરગચ્છ ત્યાંય, પડયો કૌરવની સેના માંય. ૧૬ રથ ગાંગેવ કેરો પ્રકાશ, માથે મુકીને ઉડયો આકાશ; નાંખ્યો ઉંચેથી પડતો

એહ, પછી આવીઓ હેઠળ તેહ. ૧૭ બેઠા એવામાં સુરજ મેર, થયાં ધર્મનાં ભુંગળ ભેર; હાર્યા ભીષ્મ પીતા તેણે ઠામ, પ્રથમ યુદ્ધ વીશે અભીરામ. ૧૮ વળી યોદ્ધાઓ તો તેહ ટાણે, ગયા પોતપોતાને ઠેકાણે; હવે પાંડવને જદુ ઇશ, આવ્યા ભીષ્મ પાસે તેણે દીશ. ૧૯ વાગ્યું તું તેહને જે જે ઠામ, ત્યાંતો પાટા બાંધ્યા રાખી હામ; એવી રીતે કરવાને સેવાય, પાંડુ પુત્ર નીરંતર જાય. ૨૦ બીજે દીવસે ગંગાના બાળ, જય પામીયા રણમાં વિશાળ; તેમ ત્રીજે દિવસે તે ઠાર, જીત્યો ભીષ્મને કુંતા કુમાર. ૨૧ પછી ચોથે દીવસે રાજન્ન; જય પામ્યા ગંગા કેરા તન્ન; તેવો પાંચમે દાહાડે નીદાન, જીત્યો સવ્યસાચી ગુણવાન. ૨૨ વળી છઠે દાહાડે તેણે ઠાર, કર્યો પારથે જયજયકાર; એવો ઉલુપી કેરો તન્ન, આવ્યો ઇલેવાન બળવાન. ૨૩ ॥ વલણ ॥ અરજુનથી એતો થયો અતી બળીયો કુમારરે; દુરગો કહે તેનો કહું શ્રોતા જન વીસ્તારરેરેરે. ૨૪ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ભીષ્મ પર્વણી ભીસ્મ અરજુન યોઃ સંગ્રામ વર્ણનો નામ ત્રતીયો અધ્યાય. ૩

કડવું ૪ થું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; સાતમે દીવસે આવ્યા રણમાં ગંગા સુત મહાકાય. ૧ તેના સામો લડવા આવ્યો અરજુન કેરો બાળ, તેતો વળતી કહેવા લાગ્યો દાદાને તતકાળ. ૨ ડોસા હવે હરી સંભાળો એક ચીતથી આજ, તમને હું સંહારીશ તેથી થાશે રૂડું કાજ. ૩ એવાં સુતનાં વાકય સુણીને કોપ્યા ગંગા તન્ન, અર્ધચંદ્ર એક બાણ મુકીયું મંત્ર ભણી રાજન્ન. ૪ તે

ના ઉપર શક્તિ મુકી ઇલેવાને બળવાન, ડોસાના સાયકના
કીધા કટકા તેણે સ્થાન. ૬ તે સમે ભીષ્મે તો મુકયું તીક્ષણ
બીજું બાણ; બાળક કેરો મુગટ ઉરાડયો આકાશે નીરવાણ.
૬ એવું દેખી અરજુન પુત્રે મુકયાં સાયક ચાર; તે તો ગંગા-
સુતને ભેદી નીકળ્યાં પેલી પાર. ૭ તે સમે દાદાએ મુકયું
ત્રીશુળ એક વીશાળ; તેણે જઇને અરજુન સુતનું ભેદું ની-
શ્ચે ભાળ. ૮ એટલે શર વ્રષ્ટી કરી ગાજ્યો પારથ કેરો ત-
ન્ન દાદાને ગભરાવી નાંખ્યા માર થકી રાજન્ન. ૯ એવું દેખી
ડોસે કીધો હણવાનો વીચાર; વળતી ભાથામાંથી કાઢયું
કાળાંતક નીરધાર. ૧૦ તેને કોપ કરીને મુકયું બાળક ઉપર
જ્યારે, એટલે સૌ બ્રહ્માંડ કડકડયું શૂર ત્રાસ્યા તે વારે. ૧૧
કોટીક વીદયુત જેવું ચાલ્યું સાયક તોતે દીશ; તેણે જઇને
તરત છેદયું ઇલેવાનનું શીશ. ૧૨ એવું દેખી પારથ કો-
પ્યો કુંતાનો કુંમાર, કૌરવ કેરા યોદ્ધા મારી કીધો ત્યાં સં-
હાર. ૧૩ વળી શર વ્રષ્ટીએ કરી ઢંકાયો આકાશે દીનેશ;
ત્યાર પછી ડોસાનો ભેદયો રદય ભાગનો દેશ. ૧૪ શોણીત-
નો વરસાદ વરસ્યો ત્યાં વાયુ ભયાનક વાય; અરજુન સામુ
કોઈ પ્રાણીથી ઉભુ ના રેહેવાય. ૧૬ તે સમે બેઠેલું ઉછળ્યું
બબ્રીક કેરૂં શીશ; પાંડવની સેનામાં પડીયું આવીને તે હિ-
શ. ૧૭ જેને વાગે તેના લે છે તરતજ એતો પ્રાણ; એવી
રીતે માથાએ તો વાળ્યો કચ્ચરઘાણ. ૧૮ સવ્ય સાચીને
શ્રીહરી તેની છાતીમાં અથડાય; તેથી નરનારાયણ પોતે
અંગ તો પીડાય. ૧૮ ત્યારે કરજોડીને વીનવે મુસ્તકને ભ-
ગવાન; ક્ષમા રાખ તું બબ્રીક હાવે આપું હું વરદાન. ૧૯
તારૂં બળ દેખીને હું તો પ્રસન્ન થયો આ ઠામ; તેથી બળી-

ઓ એવું પાડયું આજ થકી તો નામ. ૨૦ સ્રષ્ટા સૃષ્ટીને નીપજાવે પશુ પક્ષી નરનાર; તેમાં તું મુકું તે રહેશે સત્ય કહ્યું નીરધાર. ૨૧ એવી રીતે નાગણી સુતને કૃષ્ણે કહ્યું જે વારે; એટલે જઇ ઠેકાણે બેઠું મુસ્તક તો વળી ત્યારે. ૨૨ તે વખતે કશ્યપનો દીકરો તરતજ બેઠો મેર; કૌરવ કેરાં વાજાં વાગ્યાં ભુંગળને વળી ભેર. ૨૩ ॥ વલણ ॥ ત્યાર પછી સરવે ગયા પોત પોતાને ઠામરે; દુરગો કહે પારથ રડે સુતનું લેઇ નામરેરેરે. ૨૪ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ભીષ્મ પર્વણી ભીસ્મેન ઇલેવાન હતો નામ ચતુર્થો અધ્યાય. ૪

કડવું ૫ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણ રાય, કહું યુદ્ધ તણો મહીમાય; આઠમે દીવસે રણમાંય, આવ્યા અરજુનને ભીષ્મ ત્યાંય. ૧ જીત્યા તે દહાડે પાંડુ કુમાર, પછી રાત્રી પડી તે ઠાર; ગયા મુકામમાં દાદો જ્યારે, આવ્યો દુર્યોધન તેણીવારે. ૨ એતો ઉદ્વેગ પામી મન્ન, કેહેવા લાગ્યો ડોસાને વચન્ન; અરે વ્રદ્ધ થયા દીન આઠ, જોયો તમારો યુદ્ધનો ઠાઠ. ૩ તોય પાંડવમાં થકી સાર, નવ એકે મુવો નીરધાર; ત્યારે ભીષ્મ કહે સુણ રાય; મારી પાસે છે એક ઉપાય. ૪ કાલે રાત્રી પડે જે વારે, ભાનુમતિને મોકલજે ત્યારે; મારી પુંજા કરે આવી તેહ, પવીત્રપણે સાચવી દેહ. ૫ તેથી આપીશ હું એવા તન્ન, તેતો અખંડ ભુપતી તન્ન; બ્રહ્મા વીષ્ણુ શંકર જેવા સાર, તુંને જીતે નહીં નીરધાર. ૬ એવી સાંભળી દાદાની વાણી, ત્યાંથી ચાલ્યો પાપી પ્રેમ આણી; રથ જોડાવીને પછી ત્યાંય, મોકલ્યો હસ્તીનાપુર માંય. ૭ જા-

ણી શ્રીહરીએ એતો વાત, ત્યારે પામીયા ખેદ સાક્ષાત; વ-
ળતી આવ્યા પાંચાળીની પાસ, કહે સતીને શ્રી અવીનાશ.
૮ આજ રાત્રી જશે જેહ વારે, ભાનુમતી આવશેજ ત્યારે;
કરશે ભીષ્મ પીતાની પુજાય, તેથી અખંડ સૌભાગ્ય થા-
ય. ૯ હણશે આપણને દુરમતી, તેને માટે ચાલો તમે સ-
તી; કરો દાદાની પ્રેમે પુજાય, જેથી કૌરવ સીંધુ તરાય. ૧૦
રાત્રી ચાર ઘટી જતાં આજ, કરવું આપણે નીશ્ચે એ કાજ;
પછી સાંજ એવામાં તે વારે, આવી ભાનુમતિ રાણી ત્યારે.
૧૧ થઈ પુંજાને માટે તૈયાર, લીધો હાથમાં સઉ ઉપચાર,
ત્યારે વીંછી થયા શ્યામ દેહ, ડસ્યા ચર્ણને અંગુઠે તેહ. ૧૨
રગે રગે ચઢયા અભીરામ, તેથી વાર થઇ તેણે ઠામ; પ-
છી પાંચાળીને તેડી ઇશ, આવ્યા ભીષ્મ પાસે જુગદીશ.
૧૩ મેહેલી રક્ષકોને ઉંઘ અતી, છાંનામાંના ઉભા જદુપતી;
પેઠાં દ્રૌપદી તંબુની માંય, થાળી પુંજાપાની લેઇ ત્યાંય. ૧૪
આવી દાદાજીને લાગ્યાં પાય, આધું ઓઢીને કીધી પુજાય;
તેથી રાજી થયા નદી તન્ન, પછી બોલીયા પ્રીતે વચન્ન.
૧૫ ધરો વહુજી ખોળો આ સ્થાન, તમને આપું એવા તંન દા-
ન; ત્યારે પાંચાળીએ તેણે ઠાર, ધર્યો ખોળો પોતાનોજ સા-
ર. ૧૭ તેણે સમે દાદાજીએ ત્યાંય, ચોખા મંત્રી નાંખ્યા
ખોળામાંય; બોલ્યા સ્નેહ થકી મહાભાગ, તારૂં રેહેજો અ-
ખંડ સૌભાગ્ય. ૧૭ સુણી દ્રૌપદી કેહે દુઃખ ટળજ્યો, દા-
દા વચન તમારૂં ફળજ્યો, એવી સાંભળી તે સમે વાણ,
ત્યારે ડોસાને પડયું ઓળખાણ. ૧૮ જાણ્યું મન્ન વિશે તે-
ણે ઠામ, આતો શ્રીકૃષ્ણચંદ્રનું કામ; પછી કહેવા લાગ્યા
આણી રીસ; મુને છેતર્યો તેં જુગદીશ. ૧૯ કર્યું પ્રપંચનું

કામ આવું, માટે હથીયાર કાલે ઝલાવું; વળતી દ્રૌપદીને ઘનશ્યામ, આવ્યાં બેઉ પોતાને મુકામ. ૨૦ હવે ભાનુમતી રાણી જેહ, થઈ વેદનાએ ગાંડી તેહ; તેતો ઉપચાર લેઇ તમામ, ચાલી પુજા કરવા અભીરામ. ૨૧ દાદો સુઇ ગયા જે ઠાર, તેની પાસે આવી બેઠી નાર; નથી શુદ્ધ શરીરમાં લેશ, જેને કરડયા છે વીંછી સુરેશ. ૨૨ ટાઢા પાણી તણી તેણે ઠાર, કરી ડોસાના ઉપર ધાર; ચંદન પેટે ઘસ્યુ તતકાળ, નાંખ્યું આંખની માંય ગુલાલ. ૨૩ મુકયો દીવો છાતી પર ત્યાંય, ઘાલી અગરબતી નાક માંય; એવું આશ્ચર્ય જાઈ તે ઠાર, બોલ્યા ક્રોધથી ગંગાકુંમાર. ૨૪ અરે નારી તું કોણ કુજાત, મુંને હેરાન કીધો સાક્ષાત; માટે રાંડીશ તું અબળાય, મારૂં વચન નહીં મીથ્યા જાય. ૨૫ આવું ગાંગેવ બોલ્યા વચન્ન; તેનું કારણ સુણો રાજન્ન; દુષ્ટનું મોત હોવા નીદાન, બોલાવ્યું એમ શ્રી ભગવાન. ૨૬ ત્યાંથી ભાનુમતી ઘેર ગઇ, નીજ કંથને ખબર કહી; સુણી ગાંધારી કેરો કુમાર, ઘણું ખેદ પામ્યો નીરધાર. ૨૭

॥ વલણ ॥ ત્યારપછી રવી ઉગીયો, જાગી સૌ સેનાચરે; દુર્ગો કહે તેણે સમે દાદો તતપર થાયરેરેરે. ૨૮ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગંત ભીષ્મ પર્વણી ભીષ્મેન દ્રૌપદ્યા અખંડ સૌભાગ્ય દત્તોનામ પંચમો અધ્યાય. ॥ ૫ ॥

## કડવું ૬ ઠું.

॥ રાગ સામેરી ॥ વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ સત્યવાદી રાય; દશમે દીવસે યુદ્ધે ચઢીયા ગંગા સુત મહાકાય. ૧ ઇચ્છા મૃત્યુવાળા એ છે જીતે નહિં કોઇ જન્ન;

તેતો ક્રોધ કરીને કહે છે શ્રી હરીને વચન્ન. ૨ અહો નાથ છળ કીધો મુંજને કાલે પુર્ણ પુરાણ; પણ આ વેળા શસ્ત્ર ઝલાવું તમવે તો નીરવાણ. ૩ એમ કહીને બાણ ચઢાવ્યું નાગ પાસ નીરધાર; તેણે કરીને બાંધ્યા રણમાં નરહરીને તે ઠાર. ૪ વળતી સૌ સેન્યાને બાંધી દાદાએ તતકાળ; ત્યારે શ્રીહરીએ સંભાર્યો વીનતા કેરો બાળ. ૫ એટલે હરીવાહન ત્યાં આવ્યો વેગે તેણી વાર; તેને દેખી નાગ પળાયા ત્યાંથી ભુપકુંમાર. ૬ વળી કેટલાનો ભક્ષ કર્યો ત્યાં ગરૂડે આણી રીસ; તેથી સર્વે સેના છુટી અરજુનને જગદીશ. ૭ ત્યારછી અરજુને મુક્યું ભીષ્મ ઉપર વજાસ્ત્ર; તેને દેખી ડોસાએ તો મુક્યું છે શિવાસ્ત્ર. ૮ તે સમે પારથે કીધું હસવા જેવું કામ; ભીષ્મ પીતાનો રથ ઉરાડયો આકાશે અભીરામ. ૯ બે યોજન ઉંચો જઇ પડીયો પ્રથ્વી ઉપર તેહ; એવું દેખી દાદો કોપ્યા તેમાં નહીં સંદેહ. ૧૦ પ્રલે કાળે કોપે જેવા પારવતી નાથ; તેવી રીતે રોશ આણીને ધનુષ ઝાલ્યું હાથ. ૧૧ બાણની પુઠે બાણ વછુટે મેઘ તણી જ્યમ ધાર; તે સમે ડોસે સેના મારી તેનો કહું વીસ્તાર. ૧૨ દશ સહસ્ત્ર હાથી અનોપમ ઉંટ તો બોતેર લાખ; છત્રીશ લાખ તો વાજી તેવા રણમાં જેની સાખ. ૧૩ વીશ લાખ મહીશ મહા બળીઆ રથ યયુત રાજન્ન; શીતેર કોટી પગપાળાઓ તેતો બહુ બળવાન. ૧૪ તેટલી સેના થાએ ત્યારે અક્ષોહીણી કહેવાય; તેવી ત્રણ અક્ષૌણી મારી ભીષ્મે તો સેનાય. ૧૫ કૃષ્ણ અને કુંતા સુત કેરી વીંધી છાતી સાર; વળતી તેમને મુર્છિત કીધા રણમાં તેણીવાર. ૧૬ નર નારાયણ મુર્છા પામી પડી હેઠળ જ્યારે; એટલે ધરતી

ધ્રુજવા લાગી ગ્રહ કંપ્યા તે વારે. ૧૭ તે સમે રથમાંથી ઉતર્યા હેઠા ગંગા તન્ન; શસ્ત્ર ઉઘાડું લેઇને આવ્યા જ્યાં સુતો અરજુન. ૧૮ તેની છાતી ઉપર બેશી બોલ્યા દાદો વાણ; અરે ભાઈ તુજને મરાવે નીશ્ચે પુર્ષ પુરાણ. ૧૯ એમ કહીને હણવા કેરો કીધો મન્ન વીચાર; ત્યારે મુર્છામાંથી જાગ્યા વીશ્વતણા કરતાર. ૨૦ સુતાં સુતાં શ્રીહરીએ તો કામ અલૌકીક કીધું; ચર્ણતણા અંગુઠા ઉપર રથનું પયડું લીધું. ૨૧ તેને તો ફેરવવા લાગ્યા જગતપતી જદુરાય; એટલે ડોસો ઉતર્યા હેઠા પ્રભુને લાગ્યા પાય. ૨૨ કરજોડીને કહે છે વળતી ક્ષમા કરો ભગવાન; હવે તો નથી લડવું મારે યુદ્ધ વિશે આ સ્થાન. ૨૩ શીખંડીને હાથે મરાવો મુંજને તો એક બાણ; તેથી મુર્છા પામીને હું પ્રથ્વી પડીશ નીરવાણ. ૨૫ આવી રીતે હરીને કહીને ગંગા કેરા બાળ; પોતાના રથ માંહી બેઠા આવીને તતકાળ. ૨૫ એવામાં ત્યાં સવ્યસાચીનિ મુર્છા વળી રાજન્ન, ત્યારે નીજ રથ માંહી બેઠો કુંતા કેરો તન્ન. ૨૬ વળતી શીખંડીને હાથે મુકાવ્યું એક બાણ; તેતો જઇ ડોસાને વાગ્યું રદય વીશે નીરવાણ. ૨૭ તેથી ઉછળી હેઠા પડીયા ગંગાના કુમાર; ત્યારે સર્વે સેના નાઠી કૌરવની નીરધાર. ૨૮ તેવામાં અરણી આથમીઓ સાંજ પડી સુંણ રાય; એટલે વહેલો વહેલો આવ્યો અંધકુંવર મહાકાય. ૨૯ રડતો રડતો ઉભો તેતો દાદા કેરી પાસ; ત્યારે તેને કહેવા લાગ્યા ડોસા તો પ્રકાશ. ૩૦ અરે ભાઇ મુંજ માટે કર તું શજ્યા આણીવાર; હમણાં દક્ષીણાયન છે માટે નથી મરવું નીરધાર. ૩૧ એવું સાંભળી ગાદી મંગાવી પાપીએ રાજન્ન; તેને દેખી ગંગાના સુત બોલ્યા તરત વચંન. ૩૨

અરે મુર્ખ આ વખતે ન ઘટે શજ્યા હાવી સાર; બાણ ડાભ કે પૃથ્વી કેરા અંત વખત અધિકાર. ૩૩ વળતી ભીષ્મ પીતાએ આપી અર્જુનને આજ્ઞાય; ત્યારે કુંતા પુત્રે કીધી બાણ તણી સજ્યાય. ૩૪ તેના ઉપર સુતા પોતે ગંગાજીના બાળ; તે વખતે યમરાજ આવીયા તેડવાને તતકાળ. ૩૫ તેતો ભીષ્મ પીતાને કહે છે ચાલોને રાજંન; એવું સાંભળી ક્રોધ કરીને બોલ્યા ભીષ્મ વચંન. ૩૭ હમણાં પાછા ઘેર પરવરો તરણીના કુંમાર; ઉત્તરગોળ થશે તે વખતે આવીશું નીરધાર. ૩૭ ત્યારે કાળ કહે નહિં જાઉ લીધા વીના આજ; અવધી વીતે એક ક્ષણું નવ રહેવા દેઉં મહારાજ. ૩૮ તે સમે ગંગા સુત કેરાં નેત્ર થયાં છે લાલ; સુતાં સુતાં કરમાં લીધું ધનુષ બાણ તતકાળ. ૩૯ તેવું દેખી ત્રાસ પામીને નાઠો તરણી તંન; એવી રીતે દશમે દહાડે ભીષ્મે કર્યું શયન. ૪૦ ॥ વલણ ॥ ભીષ્મ પીતા સુતા પછી કૌરવની સેન્યાયરે; દુર્ગા કહે તેતો વળી ગુરૂને શરણે જાયરેરેરે. ॥ ૪૧ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ભીષ્મ પર્વણી ભીષ્મ બાણ સજ્યાયાં પતનો નામ ષષ્ટો અધ્યાયઃ ॥ ૧ ॥



# દ્રોણ પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ અથ દ્રોણ પર્વ પ્રારભ્યતે. ॥ ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વિસ્તારી તુજને સંભળાવું દ્રોણ પર્વ મહીમાય. ૧ દશમે દહાડે દાદો પડીયા શીખંડી કેરે હાથ; ત્યારે દ્રોણને શર્ણે આવ્યો કૌરવ કેરો નાથ. ૨ પાંચ દીવસ ગુરૂએ લીધા છે લડવાને નીરધાર; તે માટે તૈયાર થયા ત્યાં ભારદ્વાજ કુંમાર. ૩ પહેલે દીવસે પ્રાતઃકાળે નીત્ય નીયમ પરવારી; રથ જોડાવી બેઠા તેમાં ધનુષ બાણને ધારી. ૪ તેમની પુંઠે સેન્યા ચાલી ગ્રહી ગદાને બાણ; શુરા તો સીંહનાદ કરે વળી શંખનાદ નીરવાણ. ૬ ઉંટ ઉપર ત્રંબાળુ ગાજે ફરકે જે નિશાન, તેમ ઘણી તરવારો ચળકે ગ્રહ મંડળ સમાન. ૬ હાથી ને રથ ઉપર બેઠા ક્ષત્રી કેરા બાળ; વળી કેટલા રથ પાલખીઓમાં શોભે વીર વીશાળ. ૭ એવી રીતે સેન્યા લેઇને વીપ્ર તણા કુમાર; સ્થંભની પાસે આવી ઉભા કર્યો ધનુષ ટંકાર. ૮ તે સમે કુંતા પુત્રે પણ તરત ઝાલીયું ચાપ વળતી બાણ ચઢાવ્યું સુંદર જેનો પ્રૌઢ પ્રતાપ. ૯ તેવો તે શર જઇને લાગ્યો દ્રોણ ગુરૂને પાય; પછી આવી ભાથામાં પેઠો નીશ્ચે તે વેળાય. ૧૦ ત્યારે ગુરૂએ બાણ મુકીને દીધી આશીશ સાર; વળતી બેઉ જણ લડવા લાગ્યા ગુરૂ ને ઈંદ્ર કુમાર. ૧૧ તેને જોવા માટે આવ્યો અંતરીક્ષે સુરરાય; વીમાનમાં તેતો બેઠો છે સાથે લેઇ તરીયાય. ૧૨ તે સમે બ્રાહ્મણે મુક્યું અરજુન ઉપર બાણ; તેતો કુંતા સુતને વા

ગ્યું રહ્દય વીશે નીરવાણ, ૧૩ એવું દેખી સવ્યસાચી તો કોપ્યો તેણે ઠાર; દ્રોણ ગુરૂનો મુગટ ઉરાડયો શર મુકી નીરધાર. ૧૪ એટલે વીપ્રે વરસાવી પછી પાવકની ત્યાં જ્વાળ, અર્જુન કેરી સેન્યા નાઠી વરત્યો પ્રલેકાળ. ૧૫ તેના ઉપર વીજયે મુકયું વરૂણાસ્ત્ર રાજંન; તેથી શીતળતા થઇ સારી વરસ્યો બહુ પરજન્ન. ૧૬ ત્યારે ગુરૂએ વાયુ સાધી મેઘ ઉરાડયા ત્યાંય; ધુળ કાંકરા ઉડવા લાગ્યા ધર્મની સેન્યા માંય. ૧૭ એવી રીતે અસ્ત્ર વીધામાં ઉતર્યા બેઉ સમાન; એકએકથી પાછા નથી હઠતા યુદ્ધ વીશે નીદાન. ૧૮ સુસવાડા કરતા શર ચાલે વીદયુત જેવા જાણ; તે તો યોદ્ધાઓને વાગે નીશ્ચે નીકળે પ્રાણ. ૧૯ દ્રોણ ગુરૂના માર થકી ત્યાં વરત્યો હાહાકાર; સવ્યસાચીની સેન્યા નાઠી દશે દીશાએ સાર. ૨૦ તે સમે પારથ પણ કોપ્યો ઉભો સનમુખ વીર; જેમ દુઃખથી ખેદ ન પામે સંત પુરૂષ મતીધીર. ૨૧ વળતી દસ સાયક તો કીધાં સાથેથી સંધાણ, તેણે ગુરૂના ઉપર મુકયાં મંત્ર ભણી નીરવાણ. ૨૨ તેતો દ્રોણ મુનીને ભેદી નીસર્યાં પેલી પાર; સોણીત કેરી ધારા ચાલી દેહ થકી નીરધાર. ૨૩ એટલે બ્રાહ્મણ કોપે ચઢીઓ વન્હિસમ તે દીસ; સવ્યસાચીના જેષ્ટ સાળાનું છેદી નાંખ્યું શીશ. ૨૪ એટલે તતક્ષણ મ્રત્યું પામ્યો શીખંડી તેણે ઠાર; એવામાં તો સુર્ય આથમ્યો સાંજ પડી નીરધાર. ૧૫ ॥ વલણ ॥ પહેલે દીવસે જીતીયા એ રીતે મુની રાયરે; દુર્ગો કહે તેણે કરી કૌરવ રાજી થાયરેરેરે. ૧૬ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણિ પ્રથમ દીવસે દ્રોણેન શીખંડી હતો નામ પ્રથમો અધ્યાય. ૧

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બીજે દિવસે થતાં પ્રભાત, ચઢયા સંગ્રામે ગુરૂ સાક્ષાત; તેની પુંઠળ યોદ્ધાઓ જેહ, શસ્ત્ર ઝાલી ઉભા રહ્યા તેહ. ૧ ત્યારે અર્જુને પણ તેણે ઠાર, સીંહનાદ કર્યો નીરધાર; સામા સામી મંડાયું છે યુદ્ધ, થયું શીષ્ય ગુરૂને વિરૂદ્ધ. ૨ વઢે બીરૂએ બીરૂ જેહ, કહું વીસ્તારીને હવે તેહ; ભીમસેનના સામો છે શલ્ય, જાણે બેઉ જણા મોટા મલ્લ. ૩ કુંતી ભોજ કૃપાચાર્ય ગોર, જેનું જમરાજના જેવું જોર; ધૃષ્ટધુમ્ન દ્રોણ કુમાર, એતો મહારથી છે નીરધાર. ૪ તેમ વૈરાટને વીરસેન, જેનાં રક્ત ભયંકર નેન; શકુની સામા સહદેવ જોશી, એતો બેઉ જણા ઘણા રોશી. ૫ ભુરીશ્રવાને નિકુળ વીર, સોમદત્ત દ્રુપદ રણધીર; એમ બીરૂએ બીરૂ વઢે છે, ઉઠે બાઝે ને હેઠા પડે છે. ૬ બાણ બેઉ જણા કેરાં છુટે, તેતો ભાથામાંથી નવ્ય ખુટે; ગોળા ગોફણના રહ્યા વરશી, તીવ્ર ધારવાળી વાગે ફરશી. ૭ ગદા ગુર્જને મુદગળ જેહ, શાંગ શક્તિને ત્રીશુળ તેહ; કડાબીંદને ઉછળે કટાર, ભાલા બરછીનો મારે છે માર. ૮ ભૈરવ જંત્રથી ગોળા વછુટે, તેથી યોદ્ધાઓના પ્રાણ ખુટે; સામાસામી ધશી મારે ઢીંક, તેથી આવે છે હૈયામાં હીક. ૯ ધડાધડને ફડાફડ થાય, અશ્વ હાથીનાં શીશ ચીરાય; ઘડઘડાટ કરી રથ ચાલે, તેમ ઘંટાઓ ઘોરજ આલે. ૧૦ તુટે બખતર પાખર સાર, વરશે શોણીત કેરીજ ધાર; સોર બકોર સબળો થાય, હાથ મુસ્તક રણમાં રોળાય. ૧૧ હવે શલ્યની ગદાઓ વાગી, ભીમસેન તણી કેડ ભાગી; તેથી મુર્છા પામી પડયો હેઠો, શલ્ય છાતી ઉપર ચઢી બેઠો. ૧૨ ઢીંકો માથામાં મારે જે વા-

રે, જોયું સવ્યસાચીએજ ત્યારે; બાણવાતાસ્ત્ર તો પછી કાઢયો, શલ્યને ઉંચો ગગને ઉરાડયો. ૧૩ ભીમસેનની જોઇને કાયા, ગટોરગચ્છે ઘણી કરી માયા; જેનું રાક્ષસી માયાનું જોર, કરયું તે સમે અંધારૂં ઘોર. ૧૪ નાંખ્યા લાવીને મોટા પાશાણ, કોટી યોદ્ધા કેરા લીધા પ્રાણ; એવું જોયું ગુરૂએ જે વારે, વીષ્ણુ બાણ મુકયું તેણીવારે. ૧૫ માયા રાક્ષસની કરી નાશ, થયો તે થકી સુર્યપ્રકાશ; એવામાં ભીમસેનની ત્યાંય, નીશ્ચે મુર્છા વળી રણમાંય. ૧૬ ત્યારે ઉઠી કર્યો સીંહનાદ, તેનો સ્વર્ગ સુધી ગયો સાદ; કુંતાપુત્ર ઘણો કોપે ચઢીયો, ફોજ ઉપર તુટીને પડીયો. ૧૭ ગદા ફેરવી ત્યાં નીરવાણ, વાળ્યો યોદ્ધાનો કચ્ચરઘાણ; વઢતાં વઢતાં ગદા ભાગી જયારે, ગજદંત ઉખેડયા તે વારે. ૧૮ તેને કરમાં લેઇ અભીરામ, ગયો સેના વચ્ચે રાખી હામ; લાત હડફેટે કંઇકને માર્યા; કંઇને ચર્ણ ઝાલીને વીદાર્યા. ૧૯ એવું જોઇને આશ્ચર્ય સાર, કર્યો કૌરવે મનમાં વીચાર; ભ્રાત દુર્યોધનના જે કાવ્યા, તેતો લડવા માટે ત્યાં આવ્યા. ૨૦ તેને દેખી વ્રકોદર વીર, ઘણો ક્રોધે ચઢયો રણધીર; જેમ શારદુલ ઝાલે શીયાળ, તેમ ઝાલ્યા ધૃતરાષ્ટ્રના બાળ. ૨૧ પછી પછાડયા પ્રથ્વીમાં સાર, તેથી મર્ણ પામ્યા નીરધાર; એવી રીતે આણીને ઉલ્લાસ, માર્યા કૌરવ ભીમે પચ્ચાસ. ૨૨ તેણે સમે અરજુને પણ ત્યાંય, હઠાવ્યા દ્રોણને રણમાંય; ધનુષ ધ્વજાને છેદયું છત્ર, કીધા મુર્છિત ગુરૂને તત્ર. ૨૩ એવામાં બેઠો સુરજ મેર; થયાં પાંડવનાં ભુંગળ ભેર; હાર્યા દ્રોણ મુની તેણે ઠામ, એવી ઇશ્વર ઇચ્છા તમામ. ૨૪ ॥વલણ॥ રાત્રી પડતાં તે સમે મટી ગુરૂની મુર્છાયરે; દુર્ગો કહે પછી શું થયું તેનો કહું મહીમાયરેરેરે. ૨૫ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી

ઇતિ શ્રી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણપર્વંણી દ્રોણસ્ય દ્વીતીય દિવસ યુદ્ધ વર્ણનો નામ દ્વિતીયો અધ્યાય.

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સાંભળ ભુપતી તન્ન; ત્યાર પછી મુકામે આવ્યા દ્રોણમુની રાજન્ન. ૧ તે રાત્રીએ દુર્યોધન તો આવ્યો ગુરૂની પાસ, તેતો વળતી કેહેવા લાગ્યો નાંખીને નિશ્વાસ. ૨ અરે ગુરૂ સંગ્રામ તણા બે દીન થયા તમારા; તેમાં મારા ભ્રાત હતા તેવાયુ પુત્રે માર્યા. ૩ રમત જેવો સંગ્રામ કરી તમે પાંડવ સામું જુવો; પાંચે ભાઇ એ પરાક્રમી તેમાં એકે નવ મુઓ. ૪ ત્યારે દ્રોણ કહે દુર્યોધન સાંભળ મારી વાત; અર્જુનછે ત્યાં સુધી કોઇની નથી થવાની ઘાત. ૫ તે માટે કાંઇ કપટ કરી અર્જુનને કાઢો દુર; તો તો એ ચારે ને મારૂં રચી ચક્રાવો પુર. ૬ એવું સાંભળી દુર્યોધન કહે શો કરવો ઉપાય; હુન્નર એવો બતલાવો કાંઇ જેથી અરજુન જાય. ૭ દ્રોણમુનિ કહે સાત મ્હારથી તેને કર આજ્ઞાય; અરજુન સાથે પ્રાતઃકાળે લડવા માટે જાય. ૮ દ્વાદશ ગાઉને છેટે જઇને કરે તે સંગ્રામ; તે સમે ચક્રાવો મારે રચવો આણે ઠામ. ૯ એવું ગુરૂનું વાકય સુણીને ગાંધારી કુમાર; પોતાને ઠેકાણે આવ્યો ક્ષણુ નવ લાગી વાર. ૧૦ પ્રાતઃકાળે ઉઠયો વેહેલો આણીને ઉલ્લાસ; ત્યાર પછી જે સપ્ત મ્હારથી તેને તેડયા પાસ. ૧૧ વળતી તેને કહેવા લાગ્યો પાપી તેણે ઠાર; અરજુન સાથે લડવા માટે છેટા જાઓ સાર. ૧૨ વળતી કુંતા સુતને કીધું જાવાનું તો જાણ; એટલે મ્હારથી ચાલ્યા ત્યાંથી લડવાને નીરવાણ. ૧૩ કોઇ પુરાણે અન્ય કથા છે તેનો કહું મહીમાય; ગુરૂનું બે દીન યુદ્ધ થયું કે પ્રભુને થઇ ચીંતાય. ૧૪ અભીમન્યું જીવતો રહેશે તો કરશે

મારો કાળ; માટે કંઇ જુક્તીથી હણવો બેન તણો એ બાળ.
૧૫ એવું સમજી અંતરજામી ખેલ કરે વળી જેહ; તે સઘ-
ળું વિસ્તારી કહું છું શ્રોતા સમજો એહ. ૧૬ પ્રાતઃકાળે
ઉઠયા વહેલા અરજુનને ભગવાન; નીત્ય કર્મ પરવારી આ-
વ્યા લડવાને નીદાન. ૧૭ દ્રોણ ગુરૂ પણ તતખર થઇને આ-
વ્યા તેણે ઠાર, વળતી સામાસામી કીધો ધનુષ તણો ટંકાર.
૧૮ અદભુત યુદ્ધ થયું તે વખતે મુકે બેઉ બાણ; એવામાં
ત્યાં ભીમ અને ભગદત્ત વઢે નીરવાણ. ૧૯ ભગદત્ત રાજા મ-
હા બળીયો છે કોઇથી નવ જીતાય; શીતેર મણની ઘંટા
શોભે કોટ વિષે મહાકાય. ૨૦ સાઠ સહસ્ત્ર મણની ઝાલી
ઘોર ગદા તે કાળ; તેવી રીતે હાથી ઉપર બેઠા એ ભુપા-
ળ. ૨૧ તેને દેખી ભીમસેન પણ ક્રોધ વિષે તો પેઠો, એ-
ના જેવી ગદા ઝાલીને હાથી ઉપર બેઠો. ૨૨ ભગદત્તને ભી-
મસેન તણો સંગ્રામ થયો જે વારે; તે વેળાએ ધરતિ ધરૂજી
વિઘ્ન થયું બહુ ભારે. ૨૩ એકએકના માથામાં મારે ઉછ-
ળીને ગદાય; તેથી રક્ત શ્રવે વપુરીમાંથી નદિનો જેમ પ્રભા-
ય. ૨૪ ભગદત્ત કેરા ગદા ઘાતથી ભીમતણું અંગ ભાગે;
ભીમસેન તો ઘણો મારે પણ ભગદત્તને નવ વાગે. ૨૫ ગ-
દાએ ગદાઓ બેઉ જે કાળે અથડાય; તે કાળે તણખા ઉડે
જ્યમ ચળકે છે ચપળાય. ૨૬ બેઉ જણની ગદાઓ ભાગી
વઢતાં વઢતાં જ્યારે; એટલે નવતેરી વિદ્યાએ કરવા લાગ્યા
ત્યારે. ૨૭ હથેળીમાં હાથી ન છે ડાબા કરમાં તેર; જમણા
હાથમાં નવ રાખે છે પ્રગટ કહી એ પેર. ૨૮ તેને લઇને
ઉછાળે છે અંત્રીક્ષે ભુપાળ; પતો તેનો નથી લાગતો રેહે
છે અંતરીયાળ. ૨૯ શ્રોતાજન શંકા નવ કરશો સાચી છે

એ વાત; દેવાંશી કુંતાના દીકરા મહા બળીયા સાક્ષાત. ૩૦ જનમેજયની શ્રધા જોવા વ્યાસે તો નીરધાર; આવી આ કથાનો કર્યો તો મુળથકી વિસ્તાર. ૩૧ તે વેળા પરીક્ષીત પુત્રે શીશ ધુણાવ્યું સહી; તે કારણ રાજાને માથે એકજ હત્યા રહી. ૩૨ તે માટે સાચું નહીં માને તેનું પ્રાશ્ચીત ગ્રહેશે; પુન્ય બળીને પ્રલ્લે થાશે ઉલટી હત્યા બેશે. ૩૩ ભગદત્તને ભીમસેને વળતી મલ્લ યુદ્ધ તો કીધું; એકએકને કોટે વળગે જ્યમ રાહુ ગ્રહે છે વીધું. ૩૪ પગની આંટી નાંખી પાડે ખભે ખભા અડકાડે, દાવ પેચથી ડોટ મુકે ત્યમ પૃથ્વી ઉપર પાડે. ૩૫ ભીમસેનનો લાગ આવ્યો કે વિચારમાં નવ પેઠો; ભગદત્તને હેઠો નાંખીને છાતી ઉપર બેઠો. ૩૬ ભીમ કહે જીવતો નવ મુકું સમય ઘણો અનુકુળ; એમ કહીને પોસે પોસે નાંખી મુખમાં ધુળ. ૩૭ વળતી દશામે દ્વારે મારી ઢીંકો તો નીરવાણ; તેથી તેનું તાળવું ફાટયું નીકળ્યા બાહેર પ્રાણ. ૩૮ ભગદત્તને માર્યો એમ રણમાં વાયુપુત્રે જ્યારે; એટલે અંધકુંવર તો બીહીન્યો અંતરમાં તે વારે. ૩૯ એવામાં અંતરજામીએ લીધું બીજું રૂપ; બ્રાહ્મણ વેશે બનીયા પોતે ચૌદ ભુવનનો ભુપ. ૪૦ ॥ વલણ ॥ એક રૂપે અરજુન તણો રથ હાંકે ગોપાળરે; દુર્ગો કહે તેમ અન્ય થઈ પરવરીયા પાતાળરેરે. ૪૧ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી ભીમેન ભગદત્ત વધો નામ ત્રતીયો અધ્યાય. ॥ ૩ ॥

## કડવું ૪ થું.

॥ રાગ મારૂ ॥ ગયા પાતાળે શ્રી ભગવાન, દુષ્ટ દૈત્ય રહે તેસે સ્થાન; તાડકાસુર તેહનું નામ, નડે વીમને તે અ-

ભીરામ. ૧ દેખી બ્રાહ્મણને દુઃખ દે છે, તોડી જનોઇને ડામ દે છે; તેથી વીપ્ર ઘણું અકળાય, યજ્ઞ હોમ પુજા નવ થાય. ૨ આવ્યા તે ઠેકાણે જગદીશ, પછી વીપ્ર ભેગા કર્યા ઇશ; નમસ્કાર કરી પ્રભુ પુછે, નથી ઉપવીત કહે આ શું છે. ૩ ત્યારે વિપ્ર વધા ધીરે રહી, દૈત્યના ભયની વાત કહી; સુણી બોલ્યા શ્રી રણછોડરાય, ભાઇ બતાવું તમને ઉપાય. ૪ પૃથ્વીપતી પાંડુનો કુમાર, નામ અરજુન બળીઓ અપાર; તેની પાસે આવોને પ્રમુખ, તેતો નિશ્ચય કાપશે દુઃખ. ૫ તમારી જોડે હું પણ આવું, દુખ સઘળું તેને સુણાવું; એવી સાંભળી વીપ્રોએ વાત, ત્યારે તૈયાર થયા સાક્ષાત. ૬ પ્રેમ અંતરમાં અતી લાવ્યા, પ્રભુ સંગાતે યુદ્ધમાં આવ્યા; એહ મંડળી લેઇ અવીનાશ, આવી ઉભા અરજુન કેરી પાસ. ૭ પછી વખાણ્યો કુંતા કુમાર, દીધી આશીષ અપરમપાર; દુઃખ નિવેદન કર્યું જ્યારે, બોલ્યા અરજુનજી તેણીવારે. ૮ યુદ્ધ મુકી શી રીતે અવાય, વિના દ્રોણ ગુરૂની આજ્ઞાય; ત્યારે વીપ્રરૂપે ભગવાન, આવ્યા દ્રોણ ગુરૂ છે તે સ્થાન. ૯ કહી વીસ્તારીને સહુ પેર, વીપ્ર દૈત્યનું વર્ણવ્યું વેર; માટે કૃપા કરી મહારાજ, આજ્ઞા અરજુનને કરો આજ. ૧૦ બ્રાહ્મણ બ્રાહ્મણનું કરે સુલ, બ્રાહ્મણ બ્રાહ્મણનું કાઢે મુળ; સુણી વાણી એવી નીરધાર, આપી આજ્ઞા ગુરૂએ તે ઠાર. ૧૧ આવતા સુધી યુદ્ધના ત્યાંય, સમ ખાધા પોતે રણમાંય; પછી વીપ્રને તેડી તે કાળ, ગયા અરજુન કૃષ્ણ પાતાળ. ૧૨ કર્યો ટંકાર ત્યાં જઈ જ્યારે, તાડકાસુરે આવ્યો તે વારે, યુદ્ધ કરવા માટે મચ્યો તેહ, જેનો વજ્રના જેવો છે દેહ. ૧૩ તારસેરો ગુરૂએ રાજન્ન; રચ્યો ચક્રાવો આદરી મન્ન; વી-

શ્વકર્મા જે દેવના ઠાર, તેને બોલાવ્યા ત્યાં નિરધાર. ૧૪ તે
તો પ્રેમ ઘણો મન લાવ્યા; સપ્ત ધાતુના કોઠા બનાવ્યા; પે-
હેલો કોઠો બનાવ્યો છે જેહ, શુદ્ધ સુવર્ણનો વળી તેહ. ૧૫
તેનાં શીખર છે સતસાર, સ્વેત ધ્વજાઓ ફરકે તે ઠાર; દ્વાર
એકને માળછે સાત, પાંચશે બારી તેની પ્રખ્યાત. ૧૭ મા-
ળે માળે યોદ્ધા એક લક્ષ, રહ્યા શીખરે સો સો પ્રત્યક્ષ;
દ્વાર આગળ તો ગુરૂદેવ, બેઠા બાણ લેઇ તતખેવ. ૧૮ બી-
જો કોઠો રૂપાનો કહેવાય, બસેં શીખર બસેં ધ્વજાય; માળ
ચૌદને બારી હજાર, ચૌદ લાખ યોદ્ધા તેણે ઠાર. ૧૯ રહ્યા
ત્યાંતો કૃપાચાર્ય ગોર, જેનું રૂદ્રના જેવું છે જોર; ત્રીજો કો-
ઠો ત્રાંબાનો કર્યો છે, કર્ણરાજા તો આગે ઠર્યો છે. ૨૦ માળ
એકવી ત્રણસેં ધ્વજાય, તેનાં શિખર કેટલાં થાય; યોદ્ધા
એકવી લક્ષ તે ઠાર, જેના બળતણો નહી પાર. ૨૧ ચોથો
કોઠો જસતનો જાણો, માળ અઠાવી તેના પ્રમાણો; ધ્વજા
શીખર ચારસેં કહાવે, બારી દોઢ સહસ્ત્ર શોહાવે. ૨૨ યોદ્ધા
રાખ્યા ત્યાં અઠાવી લાખ, જેની સંગ્રામમાં મોટી સાખ; પાં-
ચમો કોઠો રચ્યો છે જેહ, એ તો પીતળનો શુભ તેહ. ૨૩
તેની રચના રૂડી રસાળ, જેના પાંતરી પુરણ માળ; ધ્વજા
શીખર પાંચસેં શોભે; જોતાં પ્રાણી તણું મન્ન લોભે. ૨૪ છ-
જાં જાળીઆં બારી તે ઠાર, બનાવી દીધાં બબે હજાર; દુ-
ષ્ટ દુર્યોધનનો કુંમાર, રહયો લક્ષમણો તેણે ઠાર. ૨૫ હવે
છઠો કોઠો વળી છેક, રચ્યો વજનો કરી વીવેક; વીશ્વકર્મા-
એ તેના ભુપાળ, બનાવ્યા શ્રેષ્ઠ બેતાલી માળ. ૨૬ ધ્વજા
શીખર તેહનાં સાર, તે તો છસેં કરયાં નીરધાર; જાળી
બારી પચીસેં બનાવી, જાણે ઈંદ્ર તણી પુરી આવી; ૨૭

યોદ્ધા મુકયા ત્યાં બેતાલી લક્ષ, જેનાં લાલચોળ દીશે ચક્ષ; રહયો શલ્ય રાજા તેણે ઠાર, જેના ક્રોધ તણો નહીં પાર. ૨૮ સાતમો કોઠો છેવટ જેહ, છાણ માટી તણો કીધો એહ; સર્વે સેન્યા રહી તેણે ઠાર, જેનો જેદ્રથ છે શીરદાર. ૨૯ એવી રીતે કોઠા પુરા થયા, ત્યારે વીશ્વકર્મા ત્યાંથી ગયા; તેણે સમે ગુરૂએજ તત્ર, લખ્યો ધર્મના ઉપર પત્ર. ૩૦ ભાઇ સત્યવાદી તમે કાવો, માટે કોઠા યુદ્ધે વેહેલા આવો; નીકર હાર્યા કહો આણીવાર, બતાવ્યા એહ બેઉ પ્રકાર. ૩૧ નહીં આવો જો પ્રભાતે તમો, ત્યારે લડીશું નહીં ફરી અમો; સત્ય વાત લખી અમે એહ, તેમાં નથી જરાએ સંદેહ. ૩૨ ॥ વલણ ॥ એ રીતે કાગળ લખી આપ્યો કીંકર હાથરે; દુર્ગો કહે તેણે સમે હરખ્યો કૌરવ નાથરેરેરે. ૩૩ ॥ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભાર્થાતર ગત દ્રોણપર્વણી દ્રોણેન ચક્રવ્યુહ કરોતામ નામ ચતુર્થો અધ્યાય.૪

કડવું ૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સત્યવાદી રાય; વળતી દ્રોણ ગુરૂનો કીંકર ધર્મની પાસે જાય. ૧ તેણે જઇને કાગળ આપ્યો યુધીષ્ટીરને સાર; ત્યારે ઉકેલીને વાંચ્યો પોતે ધર્મ કુંમાર. ૨ તેમાં યુદ્ધની વાત લખી છે કપટ કરી મુનીરાય; તેહને અંતરમાં વિચારી ધર્મને ચીંતા થાય. ૩ અરજુન આ વેળાએ નથી હવે વલે શી થાશે; ચક્રાવાના સર્વ અજાણ્યા વઢવાને કોણ જાશે. ૪ તે વેળાએ દ્રુપદ રાજા બોલ્યા ત્યાં નીરધાર; અરે ધર્મ ચીંતા છોડીને કરવો કંઇક વિચાર. ૫ એવું સાંભળી યુધીષ્ટીરે બીડું અણાવ્યું એક; તેને તો સભામાં ફેરવ્યું મુખે કહી વીવેક. ૬

તે બીડું કોઇએ નવ લીધુ તેથી ઉપજ્યો ત્રાસ; મહા સુંદર મુખડું કરમાયું ધર્મ તણું પ્રકાશ. ૭ એવામાં ત્યાં આવી પો- હોંચ્યો સુભદ્રાનો બાળ; બાર વર્ષની ઉમ્મર તેની કાન્તી કામ રશાળ. ૮ પરાક્રમે અરજુનના જેવો ક્રોધે જેવો કાળ; તેજ વીશે તરણીથી સુંદર કૃપા વીશે પશુપાળ. ૯ તેણે આવી યુધીષ્ટીરને કીધો નમસ્કાર; વળતી મુખ ઉતરેલું દે- ખી કેહવા લાગ્યો સાર. ૧૦ અરે વ્રદ્ધ સંકટ શું આવ્યું અમ છતાં સાક્ષાત; તમને જેણે દુભ્યા તેની કરવી મારે ઘા- ત. ૧૧ ત્યારે દ્રુપદ કેહેવા લાગ્યા સાંભળ અરજુન તંન; દ્રો- ણ ગુરૂનો કાગળ લ્યો આ વાંચો રાખી મંન. ૧૨ ચક્રાવાના કોઠા રચીને સંદેશો અહીં કાવ્યો; તારા પીતા ઘેર નથી તે કારણ ખેલ બનાવ્યો. ૧૩ એટલે બાળક કેહે છે એ તો વીદીત મુને છે વાત; મુજ માતાના ગર્ભ વીશે હું ભણીઓ છું સાક્ષાત. ૧૪ છ કોઠાની વિદ્યા જાણું ખરેખરી નિરવાણ; સાતમો કોઠો કેવો હશે તેનો તો અજાણ. ૧૫ ભીમ કહે ભ- ત્રીજા મારા વઢવાને હું લાગું; જેમ તેમ કરીને સાતમો કો- ઠો યુદ્ધ વીશે તો ભાગું. ૧૬ બે જણ થઇને કામ કરીશું માટે થા તૈયાર; એક ઘડીમાં હરી કૃપાએ આવીશું આ ઠા- ર. ૧૭ ત્યારે અભીમન્યુંએ મુક્યું બીડુ મુખની માંય; તેથી યુધીષ્ટીરના મનનો શોક સમ્યો છે ત્યાંય. ૧૮ તે સમે સુભદ્રા- એ છે જાણી સઘળી વાત; એટલે ચીંતા કરવા લાગ્યા અંત રમાં સાક્ષાત. ૧૯ અરે પ્રભુ બાળક બહુ નાનો કોમળ જે- ની કાય; કાળ જેવાં કૌરવનાં આયુદ્ધ એથી કેમ ખમાય. ૨૦ એવામાં અભીમન્યું આવ્યો માતા કેરી પાસ; તેતો મુખથી કહેવા લાગ્યો દેખીને ઉદાશ. ૨૧ માતાજી કેમ રૂદન કરો છો

કહોને સાચી વાત; મુજ સરખો દીકરો છતાં શી ભીડ પડી સાક્ષાત. ૨૨ સાંભળીને સુભદ્રા બોલ્યાં સુત આ શું તેં કીધું; સંગ્રામે જાવાનું બીડું સભા વીશે કેમ લીધું. ૨૩ કાળ જેવા કૌરવો મળીને કરશે કાળો કેર; તુજને રણમાં રોળી નાંખશે તાત નથી તુજ ઘેર. ૨૪ દ્રોણ કર્ણ જેવા યોદ્ધા તે તુજથી કેમ જીતાય; પ્રથ્વીના કણ જેટલા પડશે તારા ઉપર ઘાય. ૨૫ લાડકવાયા તુજને અળગો નથી કીધો એક દીન; તુજ વીના જીવું કેમ દીકરા જળ પાખી જેમ મીન. ૨૬ કાલા ઘેલા દીકરા મારા સાંભળ તું નીરધાર; હજુ તુંને પરણેલી પત્ની નથી ઓળખતી સાર. ૨૭ એવું સાંભળી બાળક બોલ્યો આણીને અભીમાન; હજુ મુજને બાળક જાણે મા તે તારૂં અજ્ઞાન. ૨૮ ॥ વલણ ॥ માતા વય જોવી નહીં તેજસ્વીની સારરે; દુર્ગા કહે એમ બોલીયો બાળક તેણે ઠારરેરેરે. ૨૯ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત દ્રોણપર્વણી અભીમન્યુંના બીડું ગ્રહણ કૃતો નામ પંચમો અધ્યાય. ૬

કડવું ૬ ઠું.

॥ રાગ મારૂ ॥ અભીમન્યુ કેહે છે સુણ માત; બાળા પુર્ષ તણો મહીમાય; બાળ કૃષ્ણ હતા જેણીવારે, કાળીનાગને નાથ્યોજ ત્યારે. ૧ બાળો મેઘ કહાવે અચંડ, નીરભ્રષ્ટી કરે નવખંડ; વજ્રઇંદ્રનું નાનું કહેવાય, તેથી પર્વત પાંખો છેદાય. ૨ નહાનો સીંહ આણે અતી રીસ, ચીરી નાંખે હાથી કેરૂં શીશ; બાળો વીંછી કરડે જેણીવાર, ત્યારે પ્રાણી કરેછે પોકાર. ૩ સર્પ હોયે નાનો નીરવાણ, તદપી લે છે ડંશથી પ્રાણ; એક તણખો હશે હુતાસન, તોયે બા-

ળી દે છે આખું વંન. ૪ નાનો નોળવો નાગથી માત, ત-
થાપી કરે તેહની ઘાત; માટે આપો મુને આજ્ઞાય, જેથી
તાતની રાખુ લજ્યાય. ૫ મર્ણ કેરૂં વીચારૂં જો દુઃખ, તો
લાજે તમારી કુખ; સુણી પુત્રનાં એવાં વચંન, કરવા
લાગ્યાં સુભદ્રા રૂદન. ૬ ઉઠયાં ત્યાં થકી તજી ઉલ્લાસ, આ-
વ્યાં દ્રુપદ પુત્રીની પાસ; કર જોડી લાગ્યાં તેને પાય, મુખે
ગદ્દગદ વાણિ બોલાય. ૭ ત્યારે પુછવા લાગ્યાં પાંચાલી,
બેન કેમ રડો આંસુ ઢાળી, સુણી સુભદ્રા બોલ્યાં તે ઠાર,
કાલે યુદ્ધમાં જાશે કુંમાર. ૮ નથી ખાધો હજુ કોઇનો મા-
ર, કેમ સેહેસે તે તો હથીયાર; હું તો રાજી કેવી રીતે ર-
હું, કુંવર સાથે દીઠી નથી વહુ. ૯ તમે આપ્યું જે મુને
વચન, તે તો આપો કૃપા આણી મન; હાલને હાલ વતપર
થાઓ, યુધિષ્ઠીરની પાસેજ જાઓ. ૧૦ કહો સંદેશો તેમને
ભાવે, આજ ઉત્તરાવહુને તેડાવે; તેના મેળાપે પુત્ર લોભા-
ય, પછી સંગ્રામમાં નહી જાય. ૧૧ એવી સુભદ્રાની સુણી
વાણી, ધર્મરાજા પાસે આવ્યાં રાણી, બોલ્યાં પાંચાળી જો-
ડીને હાથ, મારૂં કહ્યું માનો તમે નાથ. ૧૨ સુભદ્રા તો રૂ-
દન કરે અતી, કહે છે ઘેર નથી મારો પતી; ત્યારે પુત્રને
મારવા કહાડે, એવું કહીને આંસુડાં પાડે. ૧૩ નથી ધર્મને
દયા લગાર, મારો વંશ ખોવો ધાર્યો સાર; એવું આવીનેમુને
કહ્યું, કેમ જાય તેતો કંથ સહ્યું. ૧૪ માટે કહ્યું માનીને ન-
રેશ, આણું મોકલો વૈરાટ દેશ; કાલે સુર્ય ઉદય થતાં પેહે-
લી, વહુ તેડાવો ઉત્તરા વહેલી. ૧૫ એવાં સુણિ પ્રીયાનાં
વચંન્ન, અતિ રાજી થયા પાંડુ તંન્ન; પછી સભામાં સત્વર
આવ્યા, દુત મોકલી રૈકા તેડાવ્યા. ૧૬ ॥ વલણ ॥ એટલે

રૈકા આવીયા, સભા વિષે નીરધારરેઃ દુર્ગો કહે પછી બો-
લીયા તેનો કરૂં વીસ્તારરે. ૧૭ ઇતી શ્રી પાંડવ ચરીત્રે
કવી દુરગાશંકર વિરચીને મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી
સુભદ્રા ખેદ ક્રતો નામ ષષ્ટો અધ્યાયઃ ૬

કડવું ૭ મું.

॥ રાગ કાહાલેરો ॥ વૈશમપાયન એણિપેર બોલ્યા, સાં-
ભળ ભુપતી વાતરે; ત્યાર પછી પેલા રૈકાતો બોલ્યા, સભા
વિશે સાક્ષાતરે. ૧ હું છે રાજાજી હું છે રાજાજી, હુંય પડી-
યું હેં કામરે; 'કહો કીધું' અમોને કેમ બોલાવ્યા, ઉતાવળા
આણે ઠામરે. ૨ એવું સુણિ નૃપ કહેવા લાગ્યા, તમે સાંભ-
ળો મારી વાતરે; વૈરાટ દેશમાં જઇ વહેલું આવવું, આજ
રહેતાં પહોર રાતરે. ૩ ઉત્તરા વહુને તેડવા માટે, તત્પર વે-
ગે થાઓરે; જેને રીતે કરી અર્થ સરે આજ, તેવિ રીતે ત-
મે જાઓરે. ૪ ત્યારે રૂપો કહે સાંઢણી મારી, વાણું વાતા
સોરી જાયરે; ઉત્તરા વહુને તેડીને આવતાં, કાલે સંધ્યાકા-
ળ થાયરે. ૫ તેણે સમે બીજો રબારી બોલીઓ, રાજો એવું
જેનું નામરેઃ તેને પુછ્યું તારે સાંઢણી કેટલી, તેમાં કેઈ કરે
કાંમરે. ૬ રાજો કહે રાજાજી સત્ય કહુ, વળી સોયેક સાંઢણી
મારીરે; કાલે બપોરે તો આણીને આપું, વૈરાટ રાજકુમા-
રીરે. ૭ તે વેળા ત્રીજા રૈકાને પુછી, યુધિષ્ટીરે ત્યાં પેરરે;
અરે ભાઇ સુભ સાંઢણી કેટલી, નાની મોટી તુજ ઘેરરે. ૮
એટલે કરજોડી કાજો કહે નૃપ, સહસ્ર સાંઢણી મારેરે; તેમાં છે
કેસરી સૌથી ઉતાવળી, કાલે દીવસ ઉગે આવેરે. ૯ તે વખતે
ચોથા રૈકાને પુછયું, રત્નો એવું એનું નામરે; તે તો આવી હાથ
જોડીને ઉભો, કીધો વળી પ્રણામરે. ૧૦ કડીઆળી ડાંગને

કાછડો વાળ્યો, હાથમાં રૂપેરી હોકોરે; આંખ્યોરે તેડતો ને મુછોરે મૈડતો, મનમાં નથી જેને ધોકોરે. ૧૧ પાતળી કેડ ને પુરૂષારથ ઘણું, નાત પટેલીઓ કાળ્યોરે; સોનેરી કોરની સાલ ઓઢી તેમ, મુસ્તકે પટકો સોહાવ્યોરે. ૧૨ રત્નો કેહે રાજાજી સત્ય કહું મારે, સાંઢણી દશ હજારરે; તેમાં ગંગા અને જમના એ બેઉ, સૌને માથે શીરદારરે. ૧૩ પુર્વથી મુકું તો પશ્ચિમ દીશાએ એક દીવસમાં જાયરે; મન વેગી પવનવેગી એ સાંઢી, શક્તિનો અંશ કહેવાયરે. ૧૪ આજ સાંજે એના ઉપર બેશીને હું તો તતબર થાવું રે; પાછલી રાત્રી પોર રહે ત્યારે, વૈરાટ પુત્રીને લાવુંરે. ૧૫ એવું સુણી ધર્મ રાજી થયા પછી રત્નાને ખુબ વખાણ્યોરે; સોનાનાં કડાંનો શીરપાવ આપીને, ભ્રાતના જેવો પ્રમાણ્યોરે. ૧૬ વળતી રત્નો રૈકો ચાલ્યો સભામાંથી, રાયની આજ્ઞા લીધીરે; ઘેર આવી મન વેગી હતી સાંઢ, તેને તો તૈયાર કીધીરે. ૧૭ પાખર નાંખીને પલાણ કીધું, તંગ તેનો વળી વાળીરે; હીરા રત્ન ઝવેર મહીં જડીઆં દાંતની દીસે જાળીરે. ૧૮ મોતીના ઝુમખાંને ફુમતાં લટકે, ઘુઘરા ઘમકે કોટેરે; ફાળની ઉપર ફાળ ભરે તેમ ડચકારે દે છે દોટરે. ૧૯ એટલેથી એ કથા રહી તું તો, સાંભળને સહસ્ર ધારીરે; એવામાં રાત્રી પડી ત્યારે સુતી, વૈરાટ રાજકુંમારીરે. ૨૦ તેને તો કારમુ સ્વપનું આવ્યું, તેનો તો કહું મહીમાયરે. ૨૧ ॥ દોહરો ॥ માતાને ઓત્રા કહે સ્વપ્ના કેરી વાત, દુર્ગા કહે તે તો કહું વીસ્તારી સાક્ષાત. ૨૨ ॥ રાગ વેરાડી ॥ ઓ મા પેલા ચોઘડીયાની રાતરે; મને સ્વપ્નું આવ્યું મારી માતરે; જાણે કં-

થતણી થઇ ઘાતરે, હો મારી જનેતારે માડી. ૨૩ કરે કુતરાં કારમા રાગરે, જાણે લીધો છે મેં વૈરાગરે; બેઠો ચોટલે ક્રૂર કુળી કાગરે. હો મારી૦ ૨૪ જાણે યુધ્ધે ચઢયા ભરથારરે, તેથી ઉતર્યા સૌ શણગારરે; તુટયો કંઠેથી એકાવળ હારરે. હો મારી૦ ૨૫ મારા હસ્ત વીશે નથી ચુડીરે, જાણે અંગમાં અગ્નિ ઉડીરે; નિશ્ચે આજ ગળી વિશે બુડીરે. હો મારી. ૨૬ કહ્યું કારણ મેં નવ જાયરે, ધ્રૂજે થરથર મારી કાયરે; સુની સેજડી ખાવા ધાયરે. હો મારી૦ ૨૭ એ મા બીજા ચોઘડીયાની રાતરે, જાણે સ્વામીનો નથી ઘેર તાતરે; રડે સુભદ્રા એની માતરે. હો મારી૦ ૨૮ લાગે વીધવાથી વરવો આ વેશરે, તેમ માથેથી મુંડાયા કેશરે; દીશે ઉજડ આખો દેશરે. હો મારી૦ ૨૯ બોલે મુવો મુવો કહી ઘોડરે, ચંડે ચકાવાક કેરી જોડરે; જાણે દૈવે દીધી મુને ખોડરે. હો મારી૦ ૩૦ એ મા તુંને હું ઘણી વાલીરે, મુને બે અબળાઓએ ઝાલીરે; તેણે ખેંચીને ખુણામાં ઘાલીરે. હો મારી૦ ૩૧ આવ્યું સાત્રીમાં તેડવા આણુંરે, હું તો તાકતી એવું ટાણુંરે; મારૂં તાણી લીધું તમે ભાણુંરે. હો મારી૦ ૩૨ એ મા ત્રીજા ચોઘડીયાની રાતરે; થઇ ઓશીયાળી મારી જાતરે; તેવા માન શુકન થયા સાતરે. હો મારી૦ ૩૩ મારે માથે ભરી ફુલવાડીરે, ગાય રામાઓ રાજીઆ માંડી; મુંને મારગે લુંટવા કાઢીરે. હો મારીરે૦ ૩૪ જાણે સ્વામીએ માયા લગાડીરે, કળા કેટલી તેતો દેખાડીરે; પછી ઉંચેથી હેઠળ પાડીરે. હો મારી૦ ૩૫ વળી રજવી રણમાં લુંટાયારે, ઉંટ ઉપર બેશી પળાયારે; કાળાકાળના કાગળ આવ્યારે. હો મારી૦ ૩૬ એ મા ચોથા ચોઘડીયાની રાતરે, જાણે તજી હું તો નાત જાતરે; હમણાં આવશે

વેરણ વાતરે. હો મારી૦ ૩૭ દીઠું આજ મેં સ્વામીનું શીશરે, કરડે ગરધલ કાગને કીશરે; માતા નીશ્ચે રૂઠયા જગદીશરે. હો મારી૦ ૩૮ જમું અન્નતો જાણે વેળુરે, થયું કંકુ કાજળના ભેળુરે; કોણું કર્મરૂપી ફળ કેળું રે. એ મારી૦ ૩૯ દીસે દીનકર ધુંધળો કાયરે, વરસે રૂધીર તો આ વેળાયરે; દસે દીશામાં લાગી લાયરે. હો મારી૦ ૪૦ મારે અંતર હોળી લાગીરે, તેવી ઉગતી આશા ભાગીરે; એટલે હું તો ઝબકી જાગીરે. હો મારી૦ ૪૧ ॥ વલણ ॥ એવું સાંભળીને વદી રાણી તેણે ઠારરે, દુર્ગા કહે તેનો સુણો શ્રોતાજન વિસ્તાર રેરેરે. ૪૨ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી ઉત્તરા સ્વપ્ન વર્ણનો નામ સપ્તમો અધ્યાય. ॥ ૭ ॥

## કડવું ૮ મું.

॥રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; ત્યાર પછી ધિરજ આપેછે પુત્રીને તો માય. ૧ સુદેષણા કહે દીકરી મારી સ્વપ્ન સાચું નવ હોય; મીથ્યા એ વિકાર મન્નનો દીલમાં વીચારી જોય. ૨ સુંદરી સ્વપ્નું તારૂં તે તો જાજે દરીયાપાર; વળી ગોઝારી અભળાને પેટે પડજે આણીવાર. ૩ સ્વપ્નામાં ભોજન કરીએ પણ ભુખ શમે નહી લેશ; તેવું રાજ્ય મળે તથાપી આપ્યુ માને તે દેશ. ૪ વળી સ્વપ્નમાં દેહ પડેથી નીકળતો નથી પ્રાણ; તેવી રીતે પંડીત થાતાં ઉકલે નહીં પુરાણ. ૫ પુત્રી તારા પતીની કરશે રક્ષા શ્રી રઘુનાથ; હજુ ઘણી ઉમર નાનીછે કયેમ કરી થાએ ઘાત. ૬ તેવું સાંભળી ઉત્તરા બોલી સાંભળને તું માય; આ પ્રમાણે સાત જ-

નમથી અધુરો અવસર જાય. ૭ પેહેલે જન્મ એતો બ્રાહ્મણ હું થઈ રાજકુંમાર; ત્યારે એ નીત્યે આવતોતો તાત તણે દરબાર. ૮ રૂપ વીશે રંગીલો હતો પાતળીયો પરમાંણ, તેવો સૌ વિદ્યામાં પુરો અમ્રત જેવી વાંણ. ૯ તેને જોઇને મોહ પામી હું એટલે ઝાલ્યો હાથ; મુખ થકી સંભોગ માગીઓ પ્રગટ્યો રતીનો નાથ. ૧૦ ત્યારે તે વિપ્રે તરછોડી મુજને તેણે ઠાર; તેથી કોપ કરીને બોલી હુંતો ત્યાં નીરધાર. ૧૧ અલ્યા વીપ્ર તું યાદ રાખજે કાલે તારી વાત; મારાં માત પીતાને કહીને નિશ્ચે કરાવું ઘાત. ૧૨ એવું વાકય સુણીને બીહિન્યો બ્રાહ્મણ તે ઠાર; તેણે માટે કુવામાં પડીઓ ક્ષણું નવ લાગી વાર. ૧૩ તેની પાછળ હું પણ પડી ખેદ કરીને માત; એવી રીતે જન્મ ગયો એ નિષ્ફળ તો સાક્ષાત. ૧૪ બીજે જન્મે માળી કેરી પુત્રી થઇ હું સાર; તે સમે એવોએ હતો રાજાનો કુંમાર. ૧૪ મુને દેખી પુંઠે પુંઠે વાડીમાં તો આવે; હું એની સાથે ના બોલું તો પણ એ બોલાવે. ૧૬ એક દીવસ એ કામ દ્રષ્ટીથી આવ્યો મારી પાસ; એટલે ત્યાંથી નાઠી હું તો પામી દીલમાં ત્રાસ. ૧૭ ત્યાર પછી કુવામાં પડીને કરયો દેહનો કાળ; તે સમે એતો પણ પડીઓ મુંજ પુંઠે નૃપ બાળ. ૧૮ ત્રીજે ફેરે મેનાં થઇ હું વન્ન વીષે નીરધાર; ત્યારે પોપટ કેરો લીધો એણે તો અવતાર. ૧૯ તે ઠેકાણે સ્નેહ થયો બહુ એને ને વળી મારે; એકએકથી અલગાં નવ રહીએ રાત્રી દીવસ તે વારે. ૨૦ એવામાં અણધારયો આવ્યો પાપી શકરો બાજ; તેણે પોપટ મારી નાંખ્યો કીધું કુડું કાજ. ૨૧ તેની પાછળ મેં પણ તજીઓ તે વન માંહી પ્રાણ; એવી રીતે દૈવ કોપીઆ સત્ય કહું નીર-

વાણ. ૨૨ ચોથે જન્મે બગલો બગલી થયાં એમે વળી જ્યારે; તે કાળે પારધિએ હણિઆં દુષ્ટે વણ વિચારે. ૨૩ પાંચમે ફેરે પાપ નડયું ખુબ તેનો કહું વિસ્તાર; કપોતને કપોતની ફેરો થયો વળી અવતાર. ૨૪ તે ટાણે માળો બાંધીને ભેગાં રેહેતાં માત, તેવી રીતે ફરવા જાતાં સંગાથે સાક્ષાત. ૨૫ એક દિવસ એકલો એ ગયો હું રહી માળા માંય; તે સમે દવ લાગ્યો તેથી બળી મુઇ નિશ્ચે ત્યાંય. ૨૬ એવું દેખી એ પણ પડીઓ અગ્નીમાં તતકાળ; હરી ઇચ્છાથી નાશ થયો એમ હોનારથ વિશાળ. ૨૭ છડે ફેરે દૈત્ય થયો એ અઇલોચન અભિધાન; ત્યારે એના ઘર પાસે હું ઓરડી થઇ નીદાન. ૨૮ એટલે એણે છેદી મુજને પેટી એક બનાવી; તેમાં પ્રભુએ ઘાલ્યો એને અવળું તો સમજાવી. ૩૦ તે પેટી શ્રીકૃષ્ણે સોંપી સુભદ્રાને સાર, વળતી વિશ્વપતિતો આવ્યા મુકામમાં નીરધાર. ૩૧ એવામાં સુભદ્રાએ તે પેટી ઉઘાડી માત; એટલે એ તો પેઠો તેના ઉદરમાં સાક્ષાત. ૩૨ એવો એ અભીમન્યુ થયો સાતમે ફેરે સાર; તેવો તારી કુખે લીધો માતા મેં અવતાર. ૩૩ માટે મારૂં સ્વપ્નુ સાચુ આગળથી જણાય; પ્રભુનો તેમાં દોષ નથી પાપે હેવાતન જાય. ૩૪ એવામાં ત્યાં રૈકો આવ્યો સાંઢે થઇ અસ્વાર; તેને દેખી રાણીને તો ત્રાસ પડયો નીરધાર. ૩૫ વળતી રૈકાને તો પુછી કુશળતા સર્વત્ર; ત્યારે તેણે આપ્યો તતક્ષણ યુધિષ્ટિરનો પત્ર. ૩૬ તેને લેઇને સુદેષ્ણાએ વંચાવ્યો તતકાળ; તેથી નેત્રે આંસુ આવ્યાં પડી પેટમાં ફાળ. ૩૭ રૈકો કહે છે વાર થશે તો બગડશે બધું કાજ; તે માટે ઓતરાને મોકલો

મારી જોડે આજ. ૩૮ એવું વાકય સુણીને બોલી સુ-
દેષ્ણા વચંન; દીકરી સ્વપ્નું સાચું તારૂ રૂઠયા જુગજીવ-
ન. ૩૯ ઉતાવળથી જાઓ સાસરે સંભારી ગણેશ; લ-
ખ્યા લેખ મટતા નથી માટે કરવો નહીં અતી ક્લેશ.
૪૦ રાતની રાતમાં આંણું આવ્યું આતે શું કહેવાય; પુ-
ર્ન તણું જો પુન્ય હશે તો હેવાતંન નહીં જાય. ૪૧ ત્યાર
પછી ચુડગર બોલાવ્યો રાણીએ તે ઠાર; સોની, ગાંધી ડો-
સી વાણીયો તેને પણ નીરધાર; તે સર્વે સુતેલા ઉઠી આ-
વ્યા ત્યાં રાજન્ન; પોત પોતાનો માલ મુકીને બેઠા પછી
આસન્ન. ૪૨ ચુડગરે ચુડીઓ ત્યાં કાઢી ડોલાં ખાતાં સા-
ર; તેતો કાંષ્ટતણી અને કાળી નંદેલી નીરધાર. ૪૩ ગાંધી-
એ કંકુ ભુલીને કાજળ કાઢયું ત્યાંય; તેવું ડોશીવાણીએ
આપ્યું કૃષ્ણ વસ્ત્ર કરમાંય. ૪૪ એવા અતી અપશુકન દે-
ખી રાણી થયાં ઉદાશ; વળતિ સૌને આજ્ઞા આપી નાંખીને
નિશ્વાસ. ૪૫ ॥ વલણ ॥ ઉત્તરાએ આશા તજીને જીવ્યાની
ભરથાનરે; દુર્ગો કહે પછી તે સજે અંગ વિશે શણગારરેરેરે.
ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે દ્રોણ પ-
ર્વણી મહાભારથાંતર ગત ઉત્તરા સપ્ન જન્મ વર્ણનો નામ
અષ્ટમો અધ્યાય. ॥ ૮ ॥

કડવું ૯ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન બોલ્યા વચંન, સુણો સ-
ત્યવાદી નૃપ તંન; ઉત્તરા રૂપે લક્ષમીના જેવી, નથી દમયં-
તી ઇંદ્રાણી એવી. ૧ ચુવા ચંદન કસ્તુરી જેહ, ચોળ્યું અં-
ગ વીશે વળો તેહ; લેઈ કાંસકી હાથમાં સારી, કેશ ઓળ્યાફુલે-
લ સમારી. ૨ ગુંથ્યો ચોટલો તેણીરે વાર, પુષ્પ મોતી પ-

રોવ્યાં અપાર; જોઈ દરપણમાં તતકાળ, સેંથો સીંદુરે પુર્યો રસાળ. ૩ વેણી વાસુકી ગૌરસ્વરૂપ, તેવો અંબોડો વાળ્યો અનુપ; ચાક ચોઢીને દાંમણી બાંધિ તેમાં પાંદડીઓ ઘણી નાંખી. ૪ ચોઢયો ચાંદલો તો ભાળ દેશ, વળી નેત્ર વીષે આંજી મેશ; ધનુષાકૃતી પાંપણ સાર, તેનો મોહરૂપી મચકાર. ૫ કાંને ઝાલને ઝુમણું શોભે, લોલક લોળીઆથી મન લોભે; અકોટીને કોકરવું જેહ, રત્ન ચુનીએ જડેલાં તેહ. ૬ નાસીકા કીર પક્ષથી સારી, તેમાં વાળી વેસરની ભારી; હડપચીમાં હીરો શોભે એવો, નીલ મણીને માણેક જેવો. ૭ ગળે ગળુબંધ મોતીના હાર, તુસી તનમનીયું નીરધાર; હીરા કંઠી દોરો જવમાળા, હાંસડી ચંપકળી વીશાળા. ૮ એ કાવળ હારને ચંદનહાર પુષ્પ હાર શોભે છે અપાર; સ્તન વર્તુળાકાળ કહાવે, તે તો ચક્રવાકને લજાવે. ૯ પેહેરી કંચુકી રત્ન જડીત તેમાં ભર્ત ભરયું છે વીચીત્ર; હસ્ત હસ્તીની સુંઢ પ્રમાણ, રક્તવર્ણ હથેળીઓ જાંણ. ૧૦ આંગળી અજ પુષ્પથી રૂડી, કરમાં કાંકણી ચંદન ચુડી; ગુજરીને ઘુઘરી વીરાજે, કડું દરશનીયું તેવું છાજે. ૧૧ છલ્લા વીંટીને વેઢ વિશાળ, તેવો મળકડાંનો સારો તાળ; ઉદર પોરણી પત્ર સ્વરૂપ, નાભીનો જાણે અમ્રત કુપ. ૧૨ કટી પાતળી સીંહ પ્રમાણ, ઉરૂ કેળ સમી નિરવાંણ; ઘાઘરે ચોઢી કસબી કોર, તેવાં ચોફેરે ટાંગીઆં બોર. ૧૩ પહેર્યું અમર તે તો અમુલ્ય, ચીત્ર વિચીત્ર નક્ષત્ર તુલ્ય, ચર્ણે કલ્લાં ને સાંકળાં સાર, વીંછવા ફુલ અંગુઠી ચાર. ૧૪ તોડા નેપુર અણુવટ છાજે, તેમાં ઘુઘરીઓ ઘણી ગાજે; એવી રીતે ધરી શણગાર, બેઠી સાંઢણી ઉપર નાર. ૧૫ માતા પીતાને

લાગી પાય, થઈ ઉત્તરા ત્યાંથી વીદાય; કહેછે રૈકાને ઉત્તરા વાંણ, તું તો ભ્રાત મારો પરમાણ. ૧૬ સાંઢ ઉતાવળી જો હ-કાય, ત્યારે સ્વામીનો મેળાપ થાય; એવાં નારીનાં સુણી વચન્ન, થયો ખુશી રબારીનો તન્ન. ૧૭ સાંઢ ઉતાવળો હાં-કી રાય, એક પલકે યોજન જાય; ત્યારે વિચારીયું જદુરા-જ; થશે એકઠાં દંપતિ આજ. ૧૮ વળી અમ્રતની શીશી જેહ, શુદેષ્ણાની પાસે રહિ તેહ, ભુલી ઉત્તરા કરતાં વી-ખાદ, તે તો આવશે તેહને યાદ. ૧૯ એવું સમજીને તતકા-ળ, થયા મુષકરૂપે દયાળ; દોરી અમ્રત શીશીની જેહ, કા-પી સત્વર જઇને તેહ. ૨૦ કાચ કકડા થઈ નીરધાર, ઢળ્યું અમ્રત હેઠળ સાર; કર્યું તે સઘળું પોતે પાન, પછી પામી-આ અંતરધ્યાન. ૨૧ મધ્ય ભાગે ગઇ સાંઢ જયારે, આવ્યું ઉત્તરાને યાદ ત્યારે; તેણે સાંઢણી પાછી વળાવી. વેહેલી વહેલી માતા પાસે આવી. ૨૨ કહ્યું શીશી આપો મારી માત, જેથી કંથ ના મરે સાક્ષાત; એવું સાંભળી વાકય રાં-ણી, આવ્યાં શીશી પાસે પ્રેમ આણી. ૨૩ ત્યારે કડકા દી-ઠા તેણેઠાર, તેથી રૂદન કીધું અપાર; વળતી સુદેષ્ણા ક-હે મારી બાળ, શીશી ફુટી ગઇ આણે કાળ. ૨૪ પછી રૈકાએ વાત વીચારી, ત્યાંથી સાંઢણી તો હલકારી; મધ્યો મધ્ય આવી તે નિદાંન, ત્યારે ભાલો થયા ભગવાન. ૨૫ પડયો સાંઢનો ઉપર પાય, તેથી સ્થંભીને ઉભી તદાય; એ-વું દેખી રબારીનો બાળ, હેઠો ઉતરીઓ તતકાળ. ૨૬ તેણે તપાસીને જોયું ત્યાંય, ત્યારે ભાલો દીઠો પગમાંય; તેને તા-ણી કાઢયો વળી જયારે, ચાલી રૂધીરની ધારા ત્યારે. ૨૭ વળતી રાયકે ઉપાય કીધો, વસ્ત્ર ફાડી પાટો બાંધી દીધો;

થયો ત્યાર પછી અસવાર, કરે ચીતમાં ચીંતા અપાર. ૨૮ વેગ ઓછો થયો સાંઢ કેરો, ધીમે ધીમે ચાલે ખાતી લેહેરો; ઘણું હાંકે છે રબારી બાળ. તોય વેગ ન થાય વીશાળ. ૨૯ રહિ એટલે એતો કથાય, હવે ઉઠયો અભીમન્યું રાય; જેનો યુદ્ધમાં પ્રોવાયો પ્રાણ, નથી પત્નિ તણું ઓળખાણ. ૩૦ ॥ વલણ ॥ અભીમન્યું વેહેલો ઉઠયો રૂજની રહી ઘડી ચારરે, દુર્ગો કહે પછી તે કરે નીત્ય કર્મ નીરધાર રેરેરે. ૩૧ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી ઉત્તરા શણગાર વર્ણન કૃતો નામ નવમો અધ્યાય ૯

## કડવું ૧૦ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદિ રાય; અભીમન્યુ તૈયાર થયો હવે તેનો કહું મહીમાય. ૧ નીત્યનીયમ પરવારી તેણે આપ્યાં દાન અપાર; ત્યાર પછી આભુષણ પહેરી કરમાં ગ્રહ્યાં હથીયાર. ૨ ધર્મરાયને સુભદ્રા તો જુવે વહુની વાટ; તે વખતે તરણી ઉગ્યાથી થયો ઘણો ઉચાટ. ૩ કુંવરને જેમ તેમ સમજાવી વાર લગાડે માય; તોપણ બાળક કહે છે મુખથી આપો મુને આજ્ઞાય. ૫ જોદ્ધા સર્વે વાટ જુવે છે હસવું મારૂં થાશે; કાલે કૌરવ નથી લડનારા લાજ પીતાની જાશે. ૫ એવામાં ગંટારગચ્છે ત્યાં રથ કીધો તૈયાર; સારથી વેસે બનીયો પોતે હય જોડયા છે ચાર. ૬ ભીમસેન સેના લઇ આવ્યા ગદા ગ્રહી નીરવાણ; એટલે બાળક ઉઠયો પોતે પાતળીયો પ્રમાણ. ૭ તેતો પહેલો જઇને લાગ્યો યુધીષ્ટીરને પાય; ત્યારે તેણે આશીશ દિધી જાળવશે જદુરાય. ૮ તે સમે સુભદ્રા ત્યાંથી કું-

તા પાસે ગઈ, તેને મોઢે રડતાં રડતાં વીનતી સર્વે કહી. ૯ એટલે ડોશી કહે છે વહુજી તજો તમે ચીંતાય; દીકરાને હું દોરો બાંધુ તેથી નવ્ય મરાય. ૧૦ એવામાં અભીમન્યુ આવ્યો કુંતા કેરી પાસ તેનો કરજોડીને નમીયો આણીને ઉલ્લાસ. ૧૧ ડોશીએ પછી રાખડી બાંધી મંત્ર ભણી તે ઠાર; પંચદેવ જાવળજો સુતને દહાડામાં દશ વાર. ૧૨ કપાળે કાળીકાદેવી ઝંઘાએ જળધીશ; અંબાની આંખડીએ રક્ષા શ્રવણે શ્રી જુગદિશ. ૧૩ દાંતે દીનાનાથ રહોને રસનાએ રણછોડ; કંઠે તો કમળાના સ્વામી બાંહે તેત્રીસક્રોડ. ૧૪ કટી વિશે કેશવની રક્ષા આંગળીએ હનુંમાન; ચર્ણે ચતૃભુજ રહો ત્યમ નાકે નાગ નીદાન. ૧૫ બરડામાં બળદેવ વીરાજો ઉદરે ઉમીયાનાથ; પરમેષ્ટી પાછળ જાળવજો આગળ સુંદીર સાથ. ૧૬ બધી જગ્યાએ નરનારાયણ સાચવજો ભગવાન; શત્રુનું નીકંદન થાજો દીકરાને મળજો માન. ૧૭ એવું કહીને ડોસીએ તો માથે મુક્યો હાથ; ત્યારે ચીંતા કરવા લાગ્યા ચૌદલોકના નાથ. ૧૮ તે પુંઠે રથમાંહી બેઠા અરજુન કેરો તન્ન; એટલે ભાગોળે આવીને ઉભા જુગજીવન્ન. ૧૯ બ્રાહ્મણ કેરૂં રૂપ ધરયું છે ભસ્મ લલાટે ચોળી; હાથ વિશે જેષ્ટીકા આલી ખાંધે ભેરવી ઝોળી. ૨૦ એવામાં અભીમન્યુ આવ્યો ત્યારે આવ્યા પાસ; વળતી તેને કહેવા લાગ્યા આણીને ઉલ્લાસ. ૨૧ અરે ભાઇ મુજ મીત્રતણો તુ મ્હાબળીઓ કુમાર; તે માટે આશીશ દેવા હું આવ્યો આણે ઠાર. ૨૨ દોરો આ કોણે બાંધ્યો છે તુજ હાથે સાક્ષાત; તેનું કારણ કેહેને મુજને સાચે સાચી વાત. ૨૩ એવું સાંભળી અભીમન્યુ કેહે રૂશીને લાગી પાય; માતા મારી કુંતા તેમણે બાંધી આ રક્ષાય.

૨૪ તે વખતે ત્રીકમે ખાધી જાણી જોઇ મુર્છાય; પહોંચાને આંગળીઓ કરડી કહેવા લાગ્યા રાય. ૨૫ તારે તાતે ત્રણ લોકનું ઇંડ બધું ઢંઢોળ્યું; તેનું તો પુરૂષાર્થ સરવે પાણી માંહી બોળ્યું. ૨૧ કદાપી તું જીતીશ રણમાં ઘોર કરી સંગ્રામ; તો પણ તુજને જશ નહીં આવે થશે ડોશીનું નામ. ૨૭ એ શું સાંભળી અભીમન્યુએ રક્ષા તોડી તર્ત; તેને મારગ માંહી નાંખી પ્રભુએ રાખી સર્ત. ૨૮ વળતી વીઠલ ચાલ્યા ત્યાંથી ધીરે ધીરે સાર; ત્યારે ગેટારગચ્છે હાંકચો રથ આગળ નિરધાર. ૨૯ જાતાં જાતાં જગતપતીએ કળા અલૌકીક કીધી; પક્ષી રૂપે થઇને પેલી રક્ષા ત્યાંથી લીધી. ૩૦ ॥ વલણ ॥ એ રીતે રક્ષા કરી નીષ્ફળ પ્રભુએ ત્યાંયરે; દુર્ગો કહે પછી ઉત્તરા આવે મારગ માંયરેરેરે. ૩૧ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી અભીમન્યુ યુદ્ધે પ્રયાણ કૃતો નામ દશમો અધ્યાય.

કડવું ૧૧ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, સુણો સતવાદી નૃપ તંન; રથ આગળ ચાલ્યો જે વાર, એવે ઉત્તરા આવી તે ઠાર. ૧ તેણે અભીમન્યુ જોયો જ્યારે, સ્તબ્ધ થઇ પામી મોહ ત્યારે; વાપ્યો મનમથ અંગની માંય; પછી પુછીયું રૈકાને ત્યાંય. ૨ અહ્યા રબારી સાંભળ વાત, પેલો પુરૂષ હશે કોણ નાત; કીયા નગ્ર તણો એ રહેનાર, વળી નામશું સુંદીર સાર. ૩ છબી ઇંદ્રિ કર્તા છે સારી; એને ઘેર હશે કેવી નારી; ધન્ય તારૂણી એની કહેવાય, પુર્વે પુંજ્યા હશે શીવ રાય. ૪ સુણી રૈકો વદ્યો તેણીવાર, એ તો તમારો પ્રાણ આધાર; એવામાં અભીમન્યુએ ત્યાંય, દીઠી ઉત્તરા

મારગ માંય. ૫ ત્યારે પુછી ગટોરગચ્છને વાત; ભાઇ કહો-
ની આ પત્નિ સાક્ષાત; નથી દીઠી મેં તો આવી નાર, નીશ્ચે રં-
ભા તણો અવતાર. ૬ આવી કામની જો હોત મારે, તો તો
આવત નહીં આ વારે; પુન્ય પુર્વનું હોય અપાર, તેને ઘેર
શોભે આવી નાર. ૭ એનો સ્વામી હશે કોઇ દેવ, બ્રહ્મા વી-
ષ્ણુ કે શંકર એવ; સુણી અભીમન્યુનાં વચંન, હશી બો-
લ્યો હેડંબાનો તંન. ૮ ભાઇ એતો છે તમારી નાર, આવ્યો
રાયકો તેડી આવાર; તેણે સમે કુંવરે પ્રકાશ, નાંખ્યો કૃષ્ણ
ઉપર નિશ્વાસ. ૯ મામા જાજો સત્યાનાશ તારૂ, ઘણું કાળ-
જું દાઝે છે મારૂ, મુને લગ્ન સમે સમજાવ્યો, તેમ પાટો બાં-
ધી પરણાવ્યો. ૧૦ હાવે જીવાડે જો જગદીશ, તોતો છેદુ પ્ર-
થમ તારૂ શીશ; જાદવ સર્વને સંગ્રામે હરૂ, દ્વારકાં નગ્ર ઉ-
જડ કરૂં. ૧૧ એવે આવી ત્યાં ઉત્તરા નાર, વાગ ઝાલી ઉ-
ભી નીરધાર; તેણે સમે ગટોરગચ્છ બાળ; વળી વાયુ કું-
વર વીકરાળ. ૧૨ ગયા છેટા વીચારીને મંન, જેથી ગ્લા-
નિ પામે નહીં તંન; પછી બોલી ત્યાં ઉત્તરા નારી, સ્વામી
વાત સુણો એક મારી. ૧૩ તમે પાતલીઆ પીયુ મારા,
તમ યોગ્ય નથી હુંતો દારા; હાથ ઝાલ્યા પછી આજ મ-
ળીયાં, દુઃખ અંતરનાં સૌ ટળીયાં. ૧૪ હાવે તો પ્રીતી સં-
પુર્ણ થાવા, નહીં દેઉ તમોનેજ જાવા; નારીને નાથ એ મો-
ટું ધંન, વંશ વધારેને આપે અંન. ૧૫ ભાઇ બાપ અને
બેન માડી; ઘણું રીઝેતો પેહેરાવે સાડી; સ્વામી વિનાનો
સુનો સંસાર, માટે પાછા વળો ભરથાર. ૨૬ સુણી બો-
લ્યો અભીમન્યુ રાય, હવે નારી એ વાત ન થાય; એક
ઘડી આવ્યાં હોત વહેલાં, મારા નીકળતાં વળી પેહેલાં.

૧૭ તોતો આવત નહીં આ ઠામ, ભોગ ભોગવત અભી-
રામ; હાવે પાછો વળું જો હું નારી, ત્યારે લાજે જનુંનીજ
મારી. ૧૮ મારા પીતા તણું બુડે નામ, કરે વેરવી નીંદા ત-
મામ; તારી સૈયરો તુંને ભડાવે, કંથ કાયર એવું સુણાવે.
૧૯ માટે પાછો વળું નહીં નાર, જીતુ કૈરવને આણીવાર;
રાખું શંતનું કુળની લાજ, પછી ભોગવીશું સુખે રાજ.
૨૦ ॥ વલણ ॥ ત્યારે કરજોડી કહે સ્વામીને અબળાયરે,
દુર્ગા કેહે શ્રોતા સુણો તેનો કહું મહીમાયરેરેરે. ૨૧ ઇ-
તિશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભાર-
થાંતર ગત દ્રોણ પર્વણી દંપતી સમાગમ વર્ણનો નામ એ-
કાદશો અધ્યાય.

કડવું ૧૨ મું.

॥ રાગ પરજીઓ ॥ દેશી વેરાડી ॥ તમે ચાલોનો કાહું
મારા પ્રાણરે; હરે કે રથડો ખેડાનો ધર્મરાયની આંણરે; ના-
ની નણદીના વીરા. ટેક. પારથ પીતા નથી તમ પાસે નથી
હરજીવન મામા; દ્રોણ ગુરૂને કોઇ નવ જીતે જાવું છે તેની
સામારે; નાની. ૧ વૈરાટ મારો પીતા કાવે સુદેષ્ણા મોરી મા-
ત; નજરે મેંતો આજ નીરખ્યા પરણ્યા પછીથી મારા ના-
થરે; નાની નણદી. ૨ રાજ હંશ મેં તમને જાણ્યા મુળ થકી
મહારાજ; આવા નરેશ જાણું તો પ્રાણ કરત મારો તાજરે;
નાની નણદી. ૩ કંકુવરણો દેહ કંથજી માર તેમાં કયમ ખા-
શો; છાતી તમારી ત્યાં નહીં પોહોકે બાણને અણીએ વીંધા-
શોરે; નાની નણદી; ૪ સોળ કળાના સુરજ મારા દાસી હું
તો તમારી; જેવું હસ્તીનાપુર બેસણું તેવી અર્ધાગના હું
નારીરે; નાની નણદી. ૫ કપરા કૈરવ તાપીયા જેમ તેતર પ-

૨ બાજ; તેતો તમને મારશેરે કરશે આ વેળા કુડુ કાજરે; નાની નણદી. ૬ અરજુન સરખો સસરો મારો સુભદ્રા જેવી સાસુ મોહન જેવા મામા સસરા તો પણ લેલાટ માંહી આંસુરે; નાની નણદી. ૭ ॥ હવે અભીમન્યું કહે છે ॥ ગોરીમારિ છોડી ઘો કેકાણ કેરી વાગરે, હરે કે મારા રથને જવાનો મેલો માગરે; કુંવરી વૈરાટનીરે. ટેક. પ્યારી મારી પ્રાણ સ્નેહી શું કરવાને રોવુ; કાકા મામા ત્યાં શું કરે જાત તણું બળ જોવુરે; કુંવરી વૈરાટનીરે. ૮ શાને કાજે રોકી રાખો હવે રહ્યું કેમ જાય; જુધ્ધેથી જો પાછો વળું તો માંસ શિયાળ નવ ખાયરે; કુંવરી વૈરાટનીરે. ૯ આવું રૂપ મેં નોતુ જાણ્યું સાંભળ મારી નાર; જો કદી કાલે આવ્યાં હોતતો આવત નહીં આણે ઠારરે; કુંવરી વૈરાટનીરે. ૧૦ રણમાં હરી જીતાડશે રાખો મોટી હામ; દ્રોણ કર્ણને ઠેર મારૂ તો અભીમન્યું ખરૂ નામરે; કુંવરી વૈરાટનીરે. ૧૧ એકવાર જો મુજને લાવે જુદ્ધ થકી જુગદીશ; તોતો જાદવ સર્વે મારૂ છેદુ મામા કેરૂ શીશરે. કુંવરી૦ ૧૨ અમર નથી કોઇ જગ્તમાં લક્ષ્મી આવે ને જાય; તે માટે ડરવું નહિ જેથી અપકીર્તિ ના થાયરે. કુંવરી૦ ૧૩ લખ્યા પ્રમાણે થાશે નારી મ્રત્યુ જીતને હાર; જીવીશું તો કાલે મળીશું નિકર પેલે અવતારરે. કુંવરી૦ ૧૪ ॥ દોહરો ॥ નારીએ નીશ્ચે કર્યો પાછો નહીં વળે નાથ; તે માટે આક્રંદ કરી, બોલી તેની સાથ. ૧૫ ॥ રાગ મારૂ ॥ અરે નાથ સુણો તમે વાત, મુને મારીને જાઓ સાક્ષાત; કોને વિશ્વાસે સોંપી કૃપાળ, ચાલ્યા યુદ્ધ વિશે આણે કાળ. ૧૬ મારા સામું જોઈ ચાલો ઘેર, સુખ ભોગવો આનંદભેર; તમારે સાટે હુંતો રાજન; કરૂં યુદ્ધ પ્રીતી

આણિ મન્ન. ૧૭ જુઓ જોબન છે ભરપુર, કેમ મેલી ચાલ્યા પંથ દુર; ચાલો અપાવું તાતનું રાજ, શીદ ચાલ્યા ખોવા જીવ આજ. ૧૮ નથી લોપ્યો મેંતો કદી, ધર્મ, ક્રીયા જન્મતણું નડ્યું કર્મ; તેવો વહેતી નીકે ત્વળી પાય, નથી દીધો કોઈ દહાડો રાય. ૧૯ નથી અડકાડ્યું પાપમાં અંગ, તેમ વીહવા નથી કર્યો ભંગ; સતી સંતને શ્રદ્ધાળુ જેહ, તેને દુભ્યાં નથી તોડી સ્નેહ. ૨૦ વળી અગની મુકી અભીરામ, નથી બાળ્યું કદી ઘર ગામ; વેદશાસ્ત્રને બ્રાહ્મણ ગાય, તેને નીંધાં નથીજ જરાય. ૨૧ માટે વીચારીને મારા નાથ ઝાલો આ વખતે મારો હાથ; આપો આધાર પ્રાણજીવન્ન, ઝાઝું શું કહું મુખે વચન્ન. ૨૨ સર્વે વાતના જાણ છો કંથ. આતો ચાલીયા વીકટ પંથ; એવાં સુણી પ્રીયાનાં વચન્ન, મોહ પામ્યો અરજુનનો તંન. ૨૩ કામદ્રષ્ટીએ જોયું તે ઠાર, તેથી ગર્ભ રહયો નીરધાર; કહેછે કેટલા અજ્ઞાની જન્ન, કર્યો વિહાર તેણે રાજન્ન. ૨૪ એ તો કલ્પીત છે જુઠી વાત, નથી કોઇ ઠેકાણે સાક્ષાત; વંશ પાંડવનો રહેવા સારૂ, કૃપા કીધી શ્રી વીઠલે વારૂ. ૨૫ દ્રષ્ટી ગર્ભની સત્ય કથાય; તેમાં ફેર નથીજ જરાય; દેવાંશી ધારે મનમાં જેહ, થાય તતક્ષણ નીશ્ચય તેહ. ૨૬ હવે વૈરાટ રાજકુંમારી, ત્યાંથી મુકામ માંહી પધારી; ત્યારે ભીમને ગદાગચ્છ, આવ્યા તે ઠેકાણે થઇ સ્વસ્થ. ૨૭ હાંકયો રથ પછી નીરધાર, વાયુ વેગે તજીને વિચાર; એક પલક માંહી પ્રકાશ, આવ્યો અભીમન્યુ કોઠા પાસ. ૨૮ જેના તેજ તણો નહીં પાર, જાણે બીજો કશ્યપ કુમાર; કાન્તીમાં કમળાવર જેવો, શસ્ત્રધારીમાં રાઘવ તેવો. ૨૯ સ્વભાવે તો સમુદ્ર નીદાન, ગતી વીશે જાણે હનુમાન;

બુ'દ્ધમાં બળીરાજાને તુલ્ય, ગુણ વીશે મણીજ અમુલ્ય. ૩૦ ક્રોધમાંહી જાણે બીજો કાળ, કૃપા વિશે નીશ્ચે પશુપાળ; પરાક્રમે બીજો શત્રાનન્ત શીતળતાએ શશી પરજન્ય. ૩૧ એવો જોઇ અરજુનનો બાળ, કંપ્યા કૌરવ સૌ તતકાળ; નીચેથી ઉંચુ નવ જોવાય. જેમ સુર્યે શશી ઝાંખો થાય. ૩૨ ॥ વલણ ॥ અભીમન્યુએ તે સમે કીધો ત્યાં ટંકારરે, દુર્ગો કાડે ત્યારે વદ્યા ભારદ્વાજ કુમારરેરેરે. ૩૩ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી અભીમન્યુ કોઠા સમાપેઆગતો નામ દ્વાદશો અધ્યાય.

કડવું ૧૩ મું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન બોલ્યા વચંન, સુણો સત્યવાદી નૃપ તંન; પહેલે કોઠે રહ્યા ગુરૂદેવ, જેથી ઇંદ્ર હારે તતખેવ. ૧ ધ્રોણ વિદ્યાનો એ તો કહેવાય, જાણે લક્ષમણ સર્વે કળાય; તેણે સુણ્યો કુંવરનો ટંકાર, ત્યારે કેહેવા લાગ્યા નીરધાર. ૨ અહો સાંભળ અરજુન બાળ, આજ નીશ્ચે આવ્યો તારો કાળ; સામો આવ્યો માટે નહીં ચુકુ, પાછો જાઉં તો જીવતો મુકુ. ૩ સુણી એવાં ગુરૂનાં વચંન, બોલ્યો સુભદ્રા કેરોજ તંન; અહો બ્રાહ્મણ સાંભળો વાત, તમે પુજ્ય કહેવાઓ સાક્ષાત. ૪ ભીક્ષા માગી કરો ષટ કર્મ, શસ્ત્ર ઝાલ્યું એનો નહી ધર્મ; વીર રસની વાત ન જાણો, મીથ્યા શીદ વીંઢાળો છો બાણો. ૫ તેણે સમે બોલ્યા ગુરૂ વાણ, આમાં ખોડ શી અમને અજાણ; વ્યંઢળ પુત્ર એ લાંછન તારૂ, એથી આયુદ્ધ ઝાલવું સારૂં. ૬ મુકય બાણ હવે તું આ કાળ, પછી લેઉં હું તારી સંભાળ; અભીમન્યુ કેહે એમ ન થાય, ગુરૂ માટે કરો પેહેલો ઘાય. ૭ પછી પ્રેમ હું

તો મન લાવું, બાણરૂપી કુસુમ ચઢાવું; ત્યારે બ્રાહ્મણે મુકયુ નારાચ, સર્વે સેન્યાને કીધા અવાચ. ૮ એવું જોઇ કુંવરે તે ઠાર, મુકયું અગનાસ્ત્ર કોપી અપાર; તેના સામુ ગુરૂએ તે કાળ, મુકયું મેઘાસ્ત્ર બાણ વિશાળ. ૯ ત્યારે વાતાસ્ત્ર મુકીયું વીર, અતી રાખી હૈયા વિશે ધીર; એમ અસ્ત્રવિદ્યાએ સમાન, બેઉ ઉતરીયા બળવાન. ૧૦ તેણે સમે કુંવરે વીચાર્યું, આજ બ્રાહ્મણને ઠેર મારૂં; એવું ધારી છોડયું રૂદ્ર બાણ, પ્રલયકાળના જેવુંજ જાણ. ૧૧ ચાલ્યું ધુત્રવતું તે પ્રચંડ, જાણે ઉજાડશે નવ ખંડ; તેને દેખી ગુરૂએ તે ઠાર, મુકયું વૈષ્ણવાસ્ત્ર નીરધાર. ૧૨ કાપ્યું તે થકી રૂદ્રાસ્ત્ર ભારી, પછી કુંવરની ફોજ મારી; કંઇક યોદ્ધાનાં છેદ્યાં શીશ, વળી હાથ પગ તેણે દીશ. ૧૩ કોઇનાં રદય પેટ ચીરાય, ચાલે શોણીત કેરી પ્રભાય; ગદા ગુર્જને ગોળી વછુટે, તેથી બખ્તર પાખર તુટે. ૧૪ વળતી કોપ્યા ઘણું દ્વીજરાય, કરી કુંવરને મુરછાય; એવું આચર્ણ દેખીને ત્યાંય, પડયો ભીમ ગુરૂ સેના માંય. ૧૫ મારે જોર કરીને ગદાય, એકે ફેરે સો યોદ્ધા હણાય; ઘાલી બગલમાં દાબી નાંખે, ત્રાસ દેખાડે છે મોટી આંખે. ૧૬ ચર્ણ ઝાલીને ચીરી ઉછાળે, તેમ હડફેટથી ઘાણ વાળે; એવો અન્યાય વિપ્રે નવ સાંખ્યો, ભીમને બાણે ચઢાવી નાંખ્યો. ૧૭ પડયો જોજન ઉપર તેહ, તેથી ભંગ થયો વળી દેહ; ત્યારે હેડંબા તણો કુમાર, તેણે ગર્જના કરી અપાર. ૧૮ જેનું રાક્ષસી માયાનું જોર, કર્યું કોઠામાં અંધારૂં ઘોર; પછી આકાશથી નીરવાણ, નાંખવા માંડયા મોટા પાષાણ. ૧૯ વળી રથ ગુરૂ તણો જેહ, લેઈ આકાશમાં ઉડયો તેહ; ઝાઝી વખત તેને ભમાવી, મેલ્યો પડ-

તો સેન્યામાં આવી. ૨૦ તેથી વાગ્યું ગુરૂને અપાર, રથ સુ-ર્ણ થયો નીરધાર; તેણે સમે મુનીએ પ્રકાશ, બાણ મુકી ક-રી માયા નાશ. ૨૧ વળતી બેઠા વજ્રાસન વાળી, લેઇ હા-થમાં કમાન કાળી; કર્યાં પલાંઠી મુળાં ત્યાંય, તેતો ઉતર્યાં પાતાળ માંય. ૨૨ એવામાં સવ્યસાચી કુમાર, થયો મુર્છા થકી હુંશીયાર; તેણે યુદ્ધ કરયું અતી ઘોર, હણ્યું બ્રાહ્મણનું સૌ જોર. ૨૩ વજ્ર પલાંઠી વાળીતી જેહ, ઉખેડી નાંખી કું-વરે તેહ; પછી બાણને અગ્રે ચઢાવી, નાંખ્યા ગુરૂને બા-રણે લાવી. ૨૪ થયો તે સમે જયજયકાર, જીત્યો સુભદ્રા કે-રો કુમાર; વળતી પેઠો કોઠામાંહી બાળ, ત્યારે યોદ્ધા ના-ઠા તતકાળ. ૨૫ ભીમસેને પછી તેણે ઠામ, કીધો ચુરણ કો-ઠો તમામ; હતા સેશ યોદ્ધા કંઇ જેહ; તેને સંહારીઆ પુષ્ટ દેહ. ૨૭ ॥ વલણ ॥ ત્યાર પછી તે પરવર્યો બીજે કોઠે વી-રરે; દુર્ગો કહે ત્યાં તો રહ્યા કૃપાચાર્ય રણધિરરેરેરે. ૨૭ ॥ ઇ-તિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભાર્થા-તર ગત દ્રોણપર્વણી પ્રથમ કોઠે અભિમન્યુ વિજીતો નામ ત્રયોદશો અધ્યાયઃ ॥ ૧૩ ॥

કડવું ૧૪ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ્ જનમેજયરાય; કૃપાચાર્યને કેહે છે વળતી અભીમન્યુ મહા-કાય. ૧ અહો ગોરજી ધન્ય તમોને કૃપા કરી વીશાળ; આ-ઝે દીવસે લેવા આવ્યા શીસ્યતણી સંભાળ. ૨ વ્રધ થયા પણ જ્ઞાન નથી એ રીતે મુંજને ભાસ્યું; પક્ષપાત કરી વ-ઢવા આવ્યા અરે વીચારો આશું. ૩ પ્રાણ વીના કાયા ન-વ શોભે નાથ વીનાની નાર; તેમ દયા વીણ દાન વ્યર્થ છે કીયા

વિના આચાર. ૪ ભાવ વિના ભક્તિ ખોટી છે પુન્ય વીના જર જેમ; તેવી રીતે લોભ મટયા વિણ નીષ્ફળ રાખવું નેમ. ૫ પ્રેમ વીના ભોજન જેવું વળી વીનય વિના વિદ્વાન; તેમાં કંઇ મીઠાશ નહીં જેમ કંઠ વીનાનું ગાન. ૬ તેવી રીતે તમે ગોરજી જાણો સૌ વિદ્યાય; પણ ઉપરાણે વઢવા આવ્યા એતો મુરખતાય. ૭ ઝાઝુ કહેતાં શર્મે આવે છે કયમ જે હું તો બાળ; તે માટે આચાર્ય માયરા બાણ મુકો આકાળ. ૮ એવું સાંભળી ગોર બોલીયા સુતને કહે સાક્ષાત; અરે ભાઈ તું સાચી કહે છે ન્યાય પ્રમાણે વાત. ૯ પણ જબસને આધીન રેહે સઉ સમજુને અજ્ઞાન: જેવા રવીથી તારા સર્વે ઢંકાએ નીદાન. ૧૦ તુજ પીતાને કાકા તેણે વનમાં કીધો વાસ; તેવી રીતે કીંકર થઇને વશીયા ગુપ્ત પ્રકાશ. ૧૧ અમે રહ્યા દુર્યોધન પાસે તેતો આજ નડે છે; એનું અન્ન ખઇએ તે માટે આવવું અહીં પડે છે. ૧૨ તોપણ હું લડનારો નથી નીર્ભયથી તું રહેજે; એક બાણ મારીને મુજને છેટો નાંખી દેજે. ૧૩ એમ કહીને ગોરે મુકયું અર્ધચંદ્ર રાજન; તેણે કરીને અભીમન્યુનો મુગટ કર્યો છેદન્ન. ૧૪ તે વેળા બાળકે આણી મનમાં ઝાઝી રીશ; કૃપાચાર્યના સારથી કેરૂ છેદિ નાંખ્યું શીશ. ૧૫ એવું જોઈ કાળાંતક કોપ્યો દુર્યોધનનો મીત્ર; શંકરનો શીર હાથ તેહને વીદ્યા વીચીત્ર. ૧૬ કાયામાંથી રક્ત નીકળે કોટીરૂપે બની જાય; જેમ જેમ માર પડે વપુ ઉપર ત્યમ ત્યમ વ્રદ્ધિ થાય. ૧૭ તેના સાંમો લડવા બાજ્યો વાયુતણો કુમાર; એક એકને કુદીને મારે ઘોર ગદા તે ઠાર. ૧૮ લડતાં લડતાં કાળાંતકને વાગ્યું અતીશય જ્યારે; તેથી શોણીત કેરી ધારા વેહેવા લાગી ત્યા-

રે. ૧૯ રક્તબીંદુ પૃથ્વીમાં પડીયા તેટલા રાક્ષસ થયા; તે સર્વે ગદાઓ ઝાલી લડવા તૈયાર થયા. ૨૦ એકે કાળે લક્ષ ગદાઓ વાગે ભીમને અંગ; એટલે તે ગભરાવા લાગ્યો ગાત્ર થયાં છે ભંગ ૨૧ એવું દેખી અભિમન્યુએ કીધો મન્ન વીચાર; વળતિ ભાથામાંથી કાઢયું વૈષ્ણવાસ્ત્ર નીરધાર. ૨૨ તેને મંત્ર ભણીને મુકયું આણી ઝાઝો કોપ; કાળાંતકનું મુસ્તક છેદ્યુ મારા કીધી લોપ. ૨૩ ત્યાર પછી સંગ્રામ કરી ને સૌને પમાડયા હાર; તેવી રીતે કૃપાચાર્યને નાંખ્યા કોઠા બહાર. ૨૪ તે સમે વાજીંત્ર વાગીયાં જીતતણાં રાજન્ન; વળતી ત્રીજે કોઠે આવ્યો અરજુન કેરો તન્ન. ૨૫ ॥ વલણ ॥ તે કોઠો ત્રાંબાતણો શોભાનો નહીં પારરે; દુર્ગા કહે ત્યાંતો રહ્યો સુર્યતણો કુમારરેરેરે. ૨૬ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત દ્રોણપર્વણી અભીમન્યુ દ્વાતીય કોઠે વીજીતોનામ ચતુર્દશો અધ્યાય. ॥ ૧૪ ॥

કડવું ૧૫ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, સુણો સત વાદી નૃપ તંન; ત્રીજે કોઠે રહ્યો રાજા કર્ણ જેનું દાનમાં રૂડું આચરણ. ૧ તેને કુંવર બે અભીરામ, વ્રક્ષકેતુ ચંદ્રકેતુ નામ; તેનો આવ્યા છે યુદ્ધમાં સાર, ધરી હાથ વીશે હથીઆર. ૨ હવે ચંદ્રકેતુ નાનો જેહ, ઉભો અભીમન્યુ સામો તેહ; પછી હાસ્ય કરી તેણે ઠાર, કહેવા લાગ્યો પોતે નીરધાર. ૩ અલ્યા પારથ પુત્ર અહંકારી, આજ લેઉં હું ઇજત તારી; સુણી બોલ્યો અભીમન્યુ વાણ, આજ નિશ્ચે જશે તારો પ્રાણ. ૪ એવું કહીને ચઢાવ્યું ચાપ, જેની વિદ્યાનો ઝાઝો પ્રતાપ; ચંદ્રકેતુને સુભદ્રા બાળ, બેઉ વીર વઢે વિકરાળ. ૫ એનો

ઉભય છે કાળા ભાથી, જાણે ઇંદ્રના વરના હાથી; તેવા યુદ્ધની માંય હઠીલા, બાણ વ્રષ્ટી કરી ખુબ ખીલ્યા. ૬ અશ્વ અભી-મન્યુ કેરા જેહ, માર્યા ચંદ્રકેતુએજ તેહ; ગટોરગચ્છને વીંધ્યો શત બાણે, ધ્વજા છત્ર છેદયું તે ઠેકાણે. ૭ વ્રષ્ટી તુલ્ય મુક્યાં લક્ષ બાણ, તેથી યોદ્ધા કરે બુમરાણ; એવું જોઇને આશ્ચર્ય સાર, કોપ્યો અર્જુન કેરો કુમાર. ૮ છેદી નીમીશમાં શર જાળ, કર્યો પ્રકાશ ત્યાં તતકાળ; પછી કાળાસ્ત્ર બાણ ચઢાવ્યું, ત્રણ લોકનું ઇંડ ડોલાવ્યું. ૯ તેને મુકયું અતી આણી રીસ, છેદયું ચંદ્રકેતુ તણું શીશ; તેણે સમે થયો હાહાકાર, ધરૂજી આખી ધરા નીરધાર. ૧૦ વળતી કર્ણનો પાટવી તંન, વ્રશકેતુ મહા બળવંન; તેણે કીધો પછીથી સંગ્રામ, ઘણા યોદ્ધા માર્યા રાખી હામ. ૧૧ ગટોરગચ્છને પારથ તંન. તેનાં વીંધ્યાં છાતી ને વદંન; ત્યારે સુભદ્રા કેરે કુમારે, અર્ધચંદ્ર મુક્યું તેણીવારે. ૧૨ તેથી મુર્છા પામી તતકાળ, પડયો હેઠો કર્ણનો બાળ; તેણે સમે રવી સુત ત્યાંય, થયો શોકાતુર દીલ માંય. ૧૩ પછી સ્વસ્થ થઈ તેણે ઠાર, કર્યો કોડંડ કેરો ટંકાર; તેનો સ્વર્ગ સુધી ગયો નાદ, સળક્યો શેષ તજીને પ્રમાદ. ૧૪ ॥ દોહરો ॥ પુત્ર શોકથી કર્ણનાં, નેત્ર થ ાં છે લાલ; તે તો વળતી કોપીઓ, જાણે જેવો કાળ. ૧૫ ॥ રાગ સામેરી ॥ અભીમન્યુને કહેવા લાગ્યો તરણી સુત મહાકાય; અલ્યા ઉભો રહે બાળક તુજને કરૂં હવે શીક્ષાય. ૧ એવું કહીને બાણ ચઢાવ્યું રીસે રાતોચોળ; પાંડવોની સેન્યાને મારી વાળી દીધો રોળ. ૨ તેવી રીતે વાયુ સુતને હેડંબા કુંમાર; તેને દશદશ બાણ મારીયાં છાતીમાં નીરધાર. ૩ તે વેળા સુભદ્રા સુતને શર કીધો સંધાણ, વળતી કાદે હારીના દીકરા

લેઉ તારો પ્રાણ. ૪ ત્યાર પછી તે સાયક મુકયું રીસ ઘ-
ણેરી વ્યાપી; તેને આવતું દેખી કર્ણે તરતજ નાંખ્યું કાપી.
૪ બે જણના સંગ્રામ થકી ત્યાં વરત્યો હાહાકાર; ગગનેથી
નક્ષત્ર તુટીઆં પૃથ્વી કંપી સાર. ૬ તે કાળે અભીમન્યુએ
તો હૈવત આજ્ઞુ લખ્યું; સુર્ય કુંવરના સારથી કેરૂ મુસ્તક
છેદી નાંખ્યું. ૭ રથ અનોપમ ભાગી નાંખ્યો ઘોડા માર્યા
ચાર; ત્યારે બીજા રથમાં બેઠો તરણીનો કુંમાર. ૮ વળતી
ક્રોધ કરીને વીંધ્યું અભીમન્યુંનું ભાળ; કવચ હતું તે તો-
ડી નાખ્યું વજ્ર જેવું વિક્રાળ. ૯ ચારણિ જેવી છાતી કી-
ધી નીકળી શોણિત ધાર; એટલે અરજુન કેરો દીકરો ક્રોપ્યો
અપરમપાર. ૧૦ ધનુષ મંડળાકાર કરીને બાણ ચઢાવી
દીધું તેમાં સર્વે વાયુ કેરૂ આવાહન તો કીધું. ૧૧ તે બાણે
ત્રીજા કોઠામાં રંભજ ઝાલ્યો રાખ્યો; સુર્યકુંવરને ઉછાળી-
ને બારણે નાંખી દીધો. ૧૨ તે વેળા સૌ યોદ્ધા નાઠા ત્રાસ
પામીને મંન; ત્યારે કોઠા માંહી પેઠો અરજુન કેરો તન્ન. ૧૩
એવી રીતે ત્રીજે કોઠે જય પામ્યો કુંમાર; તે માટે શ્રોતાજ-
ન બોલો જયજય સરજનહાર. ૧૪ ॥ વલણ ॥ ચોથે કોઠે
ચાલીઓ વળતી પારથ બાળરે; દુર્ગો કહે ત્યાંતો રહ્યા દ્રો-
ણ પુત્ર વીક્રાળરેરેરે. ૧૫ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગા-
શંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી અભીમ-
ન્યુનાં ત્રતીય કોઠો જયકૃતો નામ પંચાદશો અધ્યાય.

કડવું ૧૬ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ
સતવાદી રાય; ત્યાર પછી ત્યાં શુ નીપજ્યું તેનો કહું મ-
હીમાય. ૧ ચોથે કોઠે શસ્ત્ર ગ્રહીને ઉભા ધુરૂનો બાળ, તે-

તો સૌ વિદ્યાએ પુરા બુદ્ધિ બળ બીશાળ. ૨ તેને દેખી અ-
ભીમન્યુતો કહેવા લાગ્યો વાત; અરે વીપ્ર શું કરવા આ-
વ્યા યુદ્ધ વીશે સાક્ષાત. ૩ પાઠ પુજાને સંધ્યા કરવી ત્રીકા-
ળમાં હંમેશ; તેને મુકી ન ઘટે આવો દ્વીજને ધરવો વેશ.
૪ એવું સાંભળી અશ્વત્થામા બોલ્યા તેણે ઠાર; અલ્યા કું-
વર તું સાંભળ હવે ઉત્તર આશીવાર. ૫ જેનામાં પુરૂષા-
રથ હોયે તે ઝાલે આયુદ્ધ; નથી એકલું તમને લખી આ-
પ્યું લડવાનું આ યુદ્ધ. ૬ એવું કહી અશ્વત્થામાએ કીધો
ત્યાં ડંકાર; તે વેળાએ પૃથ્વી કંપી શુર ત્રાસા નિરધાર. ૭
એટલે અરજુન કેરા સુતનાં નેત્ર થયાં ખુબ લાલ; તેણે પણ
ટંકાર કરીને બાણ મુકયું તતકાળ. ૮ તેવો તે શર ચાલ્યો
ત્યાંથી ત્વરાથકી નીરવાણ; શોભા તેની શી કહું જાણે ઉ-
ઘડી અગ્ની કેરી ખાણ.૯ તેને આવતો દેખી વીપ્રે શકિત મુકી
એક; તેણે જઇ બાળકનું સાયક છેદી નાંખ્યું છેક. ૧૦ ત્યા-
ર પછી અભીમન્યુ કોપ્યો અરજુનનો કુંમાર; જાણે પૃથ્વી પ્ર-
લે કરવા સુર્ય તપ્યો નીરધાર. ૧૧ ગુરૂ સુતની સેના સં-
હારી હેલ્લામાં રાજંન; તેથી સર્વે નાસવા લાગ્યા ક્ષત્રી કેરા
તંન. ૧૨ કેટલાકનાં ગુસ્તક છેદાયાં નાક કપાયાં નેટ; વળી
કેટલાકનાં બાણ વાગીને વઢતાં ફુટયાં પેટ ૧૩ નેત્ર ફુટે ને
નાડી તુટે નીકળે શોણીતધાર; તેવી રીતે હસ્ત પાદ પણ છે-
દાયે અપાર. ૧૪ દારૂણ યુદ્ધ થયું તે કાળે પૃથ્વી ચઢી છે
ચાક; આખા કોઠા માંહી વાગી અભીમન્યુની હાક. ૧૫ એ-
વો અનર્થ જોઇને કોપ્યા વિપ્ર તણા કુમાર; પાંડવ કેરા
યોદ્ધાનો કરવા માંડયો સંહાર. ૧૬ વળી મનમાં વિચારી તે-
મણે કીધી એક કળાય; નાગ પાસનું બાણ મુકીને બાંધી

સૌ રે ૧૬. ૧૭ એવું દેખી અભીમન્યુએ કીધો મન વીચાર; બળતી ભાથામાંથી કાઢયું ગરૂડાસ્ત્ર નીરધાર. ૧૮ તેને મંત્ર ભણી મુક્યું કે આવ્યો વીનતા તંન; તેથી સર્વે નાગ પળાયા છુટ્યું સૌ બંધન ૧૯ ત્યાર પછી વાતાસ્ત્ર મુકીને ગાજ્યો પારથ બાળ; અશ્વત્થામાને ઉરાડયા આકાશે તતકાળ. ૨૦ તેતો પહોર વખતે પડીયા કોઠા કેરી બાહાર; એટલે ત્યાંથી આગળ ચાલ્યો અરજુનનો કુમાર. ૨૧ દોહરો- પાંચમે કોઠે આવીયો અભીમન્યુ મહાકાય; દુર્ગા કહે પછી શું થયું તેના કહું મહિમાય. ૨૨ રાગ ચાલતો વૈશમપાયન મુનીવર કેહેતું સુણ જન્મેજયરાય; પાંચમો કોઠો શ્રવણે સુણતાં પ્રાશ્ચિત સર્વે જાય. ૨૩ દુર્યાધનનો પુત્ર રહયો ત્યાં લક્ષમણો બળવાંન; તેતો સૌ લક્ષણે પુરો યુદ્ધમાં સીંહ સમાન. ૨૪ રૂપ વીશે રંગીલો તેવો જોબન બાળે વેશ; આખો દીન સંગ્રામ કરે પણ હાર ન પામે લેશ. ૨૫ છબી ફાંકડી મુછ વાંકડી શુરાનો સરદાર; કંઠ વિશે ઘાલ્યા છે સુંદર મણી મોતના હાર. ૨૧ તેતો અભીમન્યુંને દેખી બોલ્યો તર્ત વચંન; આજ તને રણમાં સંહારૂ નીશ્ચે વ્યંડળ તંન. ૨૭ એવું સાંભળી અભીમન્યું કેહે લક્ષમણાને ત્યાંય; તારી પેઠે શુરા હોય તે બોલે નહીં રણમાંય. ૨૮ હાર જીતને જીવવું મરવું તેતો દૈવને હાથ; તેની શી આગળથી કરવી ગર્વ આણીને વાત. ૨૯ એવું કહી અભીમન્યુએ તો કર્યો ધનુષ ટંકાર; લક્ષમણા પર મુંકવા માંડયાં સાયક તીવ્ર અપાર. ૩૦ તે સમે કોરવનો દીકરો દૈત્રત ઝાઝુ દાખે; અભીમન્યુંનાં બાણ આવતાં સર્વે કાપી નાંખે. ૩૧ સોળલાખ યોદ્ધા ત્યાં ટુટયા એક કાળે રાય; તેતો સૌ અરજુન સુત ઉપર કરવા લા-

ગ્યા થાય. ૩૨ તો પણ નથી ગભરાતો દિલમાં અર્જુનનો કુ-
માર; વ્રષ્ટી માફક બાણ મુકીને સૌને પમાડે હાર. ૩૩ એવા-
માં દુર્યોધનને વળી વાયુકેરો તંન; તેતો છેટા લડવા લાગ્યા
ગર્વ આણિને મંન. ૩૪ દાવ પેચથી ગડદા પાટુ મારે માંહો
માંય; એક એકને હડફેટી પાટે પૃથ્વી ઉપર ત્યાંય. ૩૫ વા-
યુ સુતની ઢીંકો વાગે દુર્યોધનને જેહ; તેતો ફુલ બરાબર મા-
ને તેમાં નહીં સંદેહ. ૩૬ અંધ કુંવરના મારથી તો ભાગ્યું
ભીમનું અંગ; ત્યારે નાસવા ધાર્યું તેણે નાશ થયો ઉમંગ.
૩૭ એવામાં તો લાગ આવીઓ ભીમસેનનો જ્યારે; એટ-
લે પગ ઝાલી ફેરવીયો પાપીને તે વારે. ૩૮ વળતી તેને હે-
ઠો નાંખી બેઠો ઉપર વીર: ત્યાર પછી ઢીંકો મારેછે તાણી-
ને રણધીર. ૩૯ એવું જોઇ લક્ષમણાએ શર મુકયો તે
ઠામ; તેનાથી આકાશે ઉડયો વાયુસુત અભીરામ. ૪૦ અભી-
મન્યુને તે વેળાએ પડી પેટમાં ફાળ; ત્યારે ક્રોધ કરીને મુ-
કયું કાળાંતક તતકાળ. ૪૧ તેણે કરીને લક્ષમણાનું છેદયું
મુસ્તક સાર; એટલે સર્વે યોદ્ધા નાઠા વરત્યો હાહાકાર. ૪૨
તે સમે દુર્યોધન આવ્યો સુત પાસે મતી પાપ; વળતી તે
તો કરવા લાગ્યો વીવીધ કહી વિલાપ. ૪૩ દીકરાનું માથું
લઇને રડવા બેઠો જ્યારે; તે સમે અભીમન્યુએ તો કૌતક
કીધું ત્યારે. ૪૪ અનીલતણું આરાધન કરીને મુકયું એક-
જ બાણ; તેનાથી ઉસેટી દીધો પાપીને નીરવાણ. ૪૫ એ-
વી રીતે પાંચમો કોઠો જીત્યો અરજુન બાળ; વળતી ત્યાંથી
આગળ ચાલયો ઉતાવળો તતકાળ. ૪૬ ॥ વલણ ॥ છઠે કો-
ઠે આવીઓ ત્યારપછી નીરધારરે, દુર્ગો કહે ત્યાંનો રહયો મા-
દ્રી રાજકુમારરેરેરે. ૪૭ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગા-

શંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણપર્વણી પંચમે કો ઠે અભીમન્યુના જયકૃતો નામ પોડશો અધ્યાય. ॥ ૧૬ ॥

કડવું ૧૭ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન્ન, સુણો સત્યવાદી નૃપ તંન; છઠે કોઠે રહ્યા રાજા શલ્ય, એતો જાણે બીજો જયમ મલ્લ. ૧ તેને જોઇ સુભદ્રાનો તંન, બોલ્યો હાસ્ય કરીને વચન્ન; અહો શલ્ય તમે મામા કાવ્યા, ભાણેજ પુત્રને મારવા આવ્યા. ૨ નથી ઘટતું એ તમને લગાર, પુજ્ય ઉપર કરવો પ્રહાર; એવું કહીને બાળકે સાર, કર્યો ચાંપ તણો ટંકાર. ૩ મુક્યું અર્ધચંદ્ર કેરૂ બાણ, તેથી છત્ર છેદયું નિરવાણ; ત્યારે શલ્યે મુકયું અગનાસ્ત્ર, તેના સામું બાળકે મેલ્યું મેઘાસ્ત્ર. ૪ એવું દેખીને શલ્યે તે ઠાર, વાયુ બાણ મુકયું નીરધાર; તેણે સમે કુંવરે રાજન્ન, પર્વતાસ્ત્ર મુક્યું હરખી મન્ન. ૫ એવી રીતે વીઢ્ઢામાં તે સ્થાન, ઉતર્યા બેઉ શુરા સમાન; વળતી બાળકે આણીને રીસ, છેદવા માંડયાં યોદ્ધાનાં શીશ. ૬ ત્યારે કૃષ્ણે તો કીધો વીચાર, હવે કરાવું એનો સંહાર; વ્રકોદર જ્યાં સુધી છે પાસ, નથી થાવાનો ત્યાં સુધી નાશ. ૭ એવું વિચારી દીન દયાળ, કર્યો ઉપાય તો તતકાળ; ધર્મરાજાની ફોજમાં જેહ, હતો હાથી જોરાવર તેહ. ૮ જેનું જેમંગળ એવું નામ, તેને ગાંડો કર્યો ઘનસ્યામ; ચતૃભુજ તો કેમ જાય ચુકી, તેમાં બે કળા પોતાની મુકી.૯ તેથી હાથી ઘણું બળ દાખે, જેને દેખે તેને ચીરી નાંખે; ત્યારે યોદ્ધા પામી સૌ ત્રાસ, આવ્યા ધર્મરાજા કેરી પાસ. ૧૦ તેને ગદગદ થઇ તે ઠાર, કહયો હાથીનો સર્વે પ્રકાર; સુણી યુધિષ્ઠીરે એહ વાત, ત્યારે ભીમને તેડયો સાક્ષાત

ક્ષાત. ૧૧ જાણ્યું વ્રકોદરે એહ જ્યારે, થયો તત્પર ત્યાં થકી ત્યારે; કેહે છે પુત્રને ત્યાં વારતાય, ગજ ગાંડો થયો મહાકાય. ૧૨ તેને બાંધવાને હુંતો જાવું, એક પળ વીશે પાછો આવું; અભીમન્યું કેહે કાકા વીચારો હાવેતો ખપ પડશે તમારો. ૧૩ સાતમા કોઠા કેરી જે વાત, નથી જાણતો હુંતો સાક્ષાત; વેરી વૃંદ બધું ભેગું રહેશે, એકલો જાણીને ઘેરી લેશે. ૧૪ સીંધુ ઉતર્યાને સર્યુ કાજ, હવે ખાબોચીયું લેસે લાજ; માટે વાર ન કરશો લગાર, તર્ત પાછા આવો આણે ઠાર. ૧૫ એવું સુણી કુંવરનું વચંન, ચાલ્યો ઉતાવળો વાયું તંન; લડે એકલો પારથ બાળ, રાખી હૈયામાં હાંમ વીશાળ. ૧૬ શલ્યને પછી સો બાણે તેડયો, રથ ઉપરથી હેઠો પાડયો; થઇ તે થકી ત્યાં મુરછાય, ત્યારે નાઠી તમામ સેનાય. ૧૭ એવી રીતે કરી જય ત્યાંય, પેઠો બાળક કોઠાનીમાંય; તેણે સમે સુતેલો નીહાન, થયો સલ્ય રાજા સાવધાન. ૧૮ તેતો અંતરમાં પામી ત્રાસ, આવી ઉભો દુર્યોધન પાસ; તેહ કાળે ગટારગચ્છે સાર, કોઠો ચુર્ણ કર્યો નીરધાર. ૧૯ પછી બેઉ જણા બળવાન, આવ્યા સાતમે કોઠે નીહાન; ત્યાંતો રહ્યો છે જેદ્રથરાય, એતો જામત્ર કૌરવનો થાય. ૨૦ હાવે અરજુન કેરો કુમાર, જુવે કાકાની વાટ તે ઠાર; બોલ્યો તે સમે રાક્ષસી તન્ન, સુણ સુભદ્રા પુત્ર વચન્ન. ૨૧ જય પામ્યો તું મારાથી વિર, જેમ માતલીથી સુના શીર; એવું સાંભળીને તેણે ઠાર, બોલ્યો પારથ કેરો કુમાર. ૨૨ અલ્યા નીશાચરી કેરા બાળ, શીદ ગર્વ ધરે આણે કાળ; તુજ ઉપર આવતાં બાણ, તેને છેદયો હુંતો પ્રમાણ. ૨૩ વળી જીતવું પામવું હાર, તેતો દૈવયોગે બને સાર; તેમાં તેં શું વળી

કર્યું આજ, થયું હરી ઇચ્છા થકીકાજ. ૨૪ એવું સુંણી હેડં-બાનો બાળ, ત્યાંથી નાશી ગયો તતકાળ; એટલે અંધરાય નો તન્ન, કહેવા લાગ્યો ગુરૂને વચન્ન. ૨૫ અહો વીપ્ર સુણો મહાભાગ, હાવે આવ્યો છે આપણો લાગ; ગટોરગચ્છને કું-તા કુંમાર, એતો નાશી ગયા નીરધાર. ૨૬ રહયો એકલો અ-રજુન બાળ, માટે આણીએ તેહનો કાળ; એવો વીચાર પાપીએ કીધો, પછી બાળકને ઘેરી લીધો. ૨૭ જળકુંડું શશી પુંઠે જેવું, સૈન્ય ઉભુ રાખ્યું સૌ તેવું; તેણે સમે સુભદ્રાનો તન્ન, અતિ ચીંતાતુર થયો મન્ન. ૨૮ ॥ વલણ ॥ વળતી સુત અરજુન તણો બોલ્યો તેણે ઠારરે; દુર્ગો કહે તેતો કહે કાકા કરજ્યો વહારરેરેરે. ૨૯ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીને મહા ભારથાંતર ગત દ્રો-ણ પર્વણી ષષ્ટે કોઠે અભીમન્યુના જયકૃતો નામ સપ્તદ-શો અધ્યાય. ॥ ૧૭ ॥

## કડવું ૧૮ મું.

॥ રાગ વેરાડી ॥ મારા ગદા ધારણ ગુણવાનરે કાકા આ-વો. મારી જતી રહી છે શુદ્ધને શાંનરે કાકા આવો. ॥ ટેક ॥ અભીમન્યુ કહે આ સમે નથી મારો ઉપાય; માટે આ-વો તમેરે વાયુ કુંવર મહાકાયરે. કાકા આવો. ૧ ડોસા ડાહ્યા થઇને તમે જોવરાવો શીદ વાટે; આ વખતે મુંજને તજ્યો રે નહી એ તમારો ઘાટરે. કાકા૦ ૨ રીસાયા કયેમ રાજવી આવ્યું શું મનમાંય; છેવટ છળ કીધો મુનેર તે તમે છુટા કર્યાંયરે. કાકા૦ ૩ હીંમત આપી આણીઓ કીના કાળો કે ર; અધવચ મુકયો આ સમેરે વાળ્યું કે દહાડાનું વેરરે. કાકા૦ ૪ આવો આ કોઠો તમે માથે રાખ્યો રાય; તેતો ક્યા

મ ભુલી ગયારે દીલમાં તજીને દયાયરે. કાકા૦ ૫ માતાએ મુને વારીઓ પણ માન્યું નહી લવ લેશ; એક કુમતિ સજયા કારણેરે મુકી ઉત્તરા બાળે વેશરે. કાકા૦ ૬ જ્યમ રાહુ રવીને ગ્રહે તેમ થયું આ કાળ; તમો વિના કોણ છોડવેરે મારા પીતા ગયા પાતાળરે. કાકા૦ ૭ તમને જો કોઈ પુછશે ત્યાં શો દેશો જવાબ; તેવા ઓત્રા નારીનારે સેહેશો શીરીતે વિલાપરે. કાકા૦ ૮ અરેરે કાકા આ સમે બગડ્યું સર્વે કામ; હાવે તમારે મારેરે છેલ્લો વેલ્લો રામરામરે. કાકા૦ ૯ ॥ દોહરો ॥ એવો કહી અભીમન્યુએ, કર્યો ધનુશ ટંકાર; વળતી રાશો અશ્વની, ચર્ણે વીંટી સાર. ૧૦ ॥ રાગ ચાલતો સામેરી ॥ ત્યાર પછી ત્યાં લડવા લાગ્યો અરજુન કેરો બાળ; તે સમે કૌરવના યોદ્ધા ટુટયા એકે કાળ. ૧૧ દ્રોણ કર્ણને અશ્વત્થામા, જેદ્રથ દુર્યોધન; તેવો દુશાશન શુશર્મા માદ્રીરાયનો તંન. ૧૨ તેતો સર્વે કરવા લાગ્યા અપત યુદ્ધ તે ઠાર; એકી વખતે બાણ ચઢાવી મુકે છે નીરધાર. ૧૩ મારો મારો મુખથી કહે છે નથી જેને દયાય; તો પણ નથી ગભરાતો દીલમાં અરજુન પુત્રજ રાય. ૧૪ વળતી વ્રષ્ટી કરવા લાગ્યો સુભદ્રા કુમાર; મંત્ર ભણીને સાયક મારે એકનાં થાય હજાર. ૧૫ સર્વેને એકલો પોચે છે મોટી જેની શર્ત; વળી રથ ઉપર ફરવા લાગ્યો જાણે કરતો નર્ત. ૧૬ એવું અદભુત યુદ્ધ કરીને, ગાજ્યો પારથ બાળ; સો સો બાણે મુરછીત કીધા યોદ્ધા તો તતકાળ. ૧૭ અશ્વત્થામાને ઉશાડ્યા જેવું સુકુ પાન; તેવી રીતે શલ્ય સાત્યકી સુવાડયા નીહાંન. ૧૮ ત્યારપછી અગનાસ્ત્ર મુકીને કીધું કૌતક સાર; સર્વેનાં આભુષણ બાળી નગ્ન કર્યા નીરધાર. ૧૯ દુર્યોધન

ની ડાઢી સળગી મુછો ને વળી કેશ; તેથી તે વરૂવો દેખાયો જાણે મુંડી વેશ. ૨૦ એવું દેખી જેદ્રથ કોપ્યો વ્રહદ્રથનો બાળ: તેણે તપ કરીને આણેલું બાણ મુકયું તતકાળ. ૨૧ તેતો કોટીક વીધુત જેવું વછુટયું તે દીશ; તેણે આવી છેદયું તતક્ષણ અભીમન્યુનું શીશ. ૨૨ કોઇ પુરાણે અન્ય કથા છે સાંભળને તું રાય; શ્રી કૃષ્ણે પડપંચે માર્યો તેનો કહું મહીમાય. ૨૩ સાતમે કોઠે આવી ઉભો સુભદ્રા કુમાર; વળતી એતો કરવા લાગ્યો અંતરમાં વિચાર. ૨૪ હું એક લોને યોદ્ધા ઝાઝા દ્રોણ કર્ણ જેવાય; તે માટે સર્વેને જીતું કરૂં એવો ઉપાય. ૨૫ એમ વિચારી મોહનાસ્ત્રનું મુકયું એણે બાણ; તેથી સૌ નીંદ્રાવશ થઇને સુતા ત્યાં નીરવાણ. ૨૬ એટલે બીજું બાણ ચઢાવ્યું બાળકે તે ઠાર; તેને ડાઢી નીચે રાખ્યું ટેકા માટે સાર. ૨૭ તે વેળાએ શ્રી કૃષ્ણે તો રૂપ મુષકનું લીધું; ધનુષતણી પ્રત્યંચા કાપી કામ અલૌકીક કીધું. ૨૮ તે થકી બાણ વછુટયું નીસ્ચે ક્ષણું નવ લાગી વાર; તેણે જઇને તાળવુ ભેદયું કુંવરતણું નીરધાર. ૨૯ ત્યારે ઉછળી હેઠો પડીઓ સુભદ્રાનો બાળ; તે કાળે નીંદ્રાથી જાગ્યા કૌરવ સૌ તતકાળ. ૩૦ તેણે અભીમન્યુને દિઠો ભોંય પડેલો રાય; ત્યારે મનમાં મગન થયો બહુ અંધકુંવર કળી કાય. ૩૧ એવામાં સોએ કૌરવના પુત્ર એકસો બાર; તેતો સૌ અભીમન્યુ પાસે આવી ઉભા સાર. ૩૨ ॥ દોહરો ॥ મર્ણ પામેલો જાણીને, જોતા કૌરવ બાળ; તેને જોઇ અભીમન્યુનાં નેત્ર થયાં છે લાલ. ૩૨ ॥ રાગ ધોળ ॥ અરજુન પુત્રે કીધો તે વેળા વીચારરે, મારી નાંખુ કૌરવ કેરા કુમારરે; એવું ધારિ કામ અલૌકીક કીધું રે, સુતાં સુતાં પૈડું તો રથ

તણું લીધુંરે. ૩૪ પછી તેને ફેરવ્યું ચાક સમાનરે, ત્યારે આખી પૃથ્વી ધરૂજી તેણે સ્થાનરે; વળતી મુકયું મંત્ર ભણિ નીરધારરે; તેણે માર્યા કૌરવ કેરા કુમારરે. ૩૫ એવું દેખી દુર્યોધનને પડયો ત્રાસરે, નાઠો નાઠો આવ્યો ગુરૂ કેરી પાસરે; એવામાં તો અભીમન્યુએ તજ્યા પ્રાણરે; ત્યારે આવ્યું વીમાન તો નીરવાણરે. ૩૬ તેમાં અરજુન કેરો કુમારરે, વળતિ ગયો સ્વર્ગ વિશે નીરધારરે; કોઠાયુદ્ધ પુરૂ થયું પહોંચ્યા કોડરે, શ્રોતાજન બોલોને શ્રીરણછોડરે. ૩૭ વલણ ॥ ઇતી શ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી સપ્તમે કોઠે અભીમન્યુ મર્ણ પ્રાપ્તો નામ અષ્ટાદશો અધ્યાય.

## કડવું ૧૯ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; અભીમન્યુ મરાણો જે વારે, કુંતા પુત્રે હાથી બાંધ્યો ત્યારે. ૧ ગયા તે સમે દૈત્યના પ્રાણ, જીત્યો ધનંજય નિરવાંણ; એકે કાળે થયાં ત્રણ કામ, એવી ઇચ્છા હરીની તમામ. ૨ કોઠા યુદ્ધ કહેતાં નાવે પાર, માટે થોડો કર્યો છે વિસ્તાર; એતો દેવાંશી લીલા કહેવાય, અલ્પ બુદ્ધિએ પુર્ણ ન થાય. ૩ હાવે બાળક મુવા કેરી વાત, જાણી ધર્મરાજાએ સાક્ષાત; વળી સુભદ્રા પાંચાળી સાર, તેને જાણ થયું નીરધાર. ૪ ત્યારે સર્વે રૂદન કરે છે ત્રાય ત્રાય મુખે ઓચરે છે; તેણે સમે ભીમે મુકી દોટ, આવ્યો પુત્ર પાસે ચડીચોટ. ૪ દીઠો જેદ્રથને તેણે ઠાર; જેના હાથ વિશે તરવાર; તેણે હિઠો કુંતા કેરો બાળ, ત્યારે નાઠો ત્યાંથી તતકાળ. ૬ પછી કુંવરનું જોઈ શરીર, મુર્છા પામ્યો વ્રકોદર વીર; વળતિ તા-

ણીને મુકી ત્યાં પોક, તેનો શબ્દ ગયો સુર લોક. ૭ એવા-
માં કૃષ્ણને ઈંદ્ર નંદ આવે પાતાળમાંથી રાજન; તેને દુ-
ષ્ટ શુકન થવા સારે, રડે અશ્વ જોડેલા અપાર. ૮ કરકતો છે
સીંચા ને કાગ, તેનો ઉતારીયો આડો નાગ; એવું દેખીને
અરજુન પુછે, કહો કૃષ્ણ આ કારણ શું છે. ૯ સુણી શ્યામ
વધા તેણે ઠાર, અલ્યા વહેમી તું ઈંદ્ર કુમાર; બોલવાનો
પ્રાણીનો અભ્યાસ, તેમાં સંદેહ શો છે પ્રકાશ. ૧૦ એવી વા-
તો કરતા અભીરામ, આવ્યા મુકામમાં તેણે ઠામ; દીઠું તે સ-
મે ખોટું આચર્ણ, જાણ્યું અભીમન્યું તણું મર્ણ. ૧૧ ત્યા-
રે મુર્છા પામી ઈંદ્રિ બાળ, પડ્યો પ્રથ્વી ઉપર તતકાળ; પુ-
ત્ર સંભાળી કીધો પોકાર, ચાલે નેત્રથી આંસુની ધાર. ૧૨ તે-
ણે સમે કૃષ્ણે મુકી પોક, રડે ચોવણું આણીને શોક; એવું
દેખીને સાહદેવે ત્યાંય, કહ્યું શ્રી હરીને સાંન માંય. ૧૩ છાના
રહો હવે રાધા રમેશ, મેળે મારી શો કરવો કલેશ; વળતિ
વૈરાટ રાજ કુમારી, ચાલી કંથની પાસે વિચારી. ૧૪ જેવી
રંભા ને ઉર્વશી નાર, તેવી રૂપ વીશે નીરધાર; જેના પગ-
ના અંગુઠાને સાર, નવ દેખે કશ્યપ કુમાર. ૧૧ તેતો ચાલે
છે અટવાતે પાય, પડે આખડે ને ઉભી થાય; જુઓ મામા
સસરા ભગવાન, તેવા સ્વસુર વિજય બળવાન. ૧૬ વળી
સાસુ સુભદ્રા કહેવાય, તોએ આવી પડ્યું કષ્ટ કાય; જેનો
સ્વામી જીત્યો ગઢ સાત, દ્રોણ કર્ણને વીંધ્યા સાક્ષાત. ૧૭
તેનું મુસ્તક રણમાં રોળાય, એનો દૈવ ગતી સુણ રાય; હવે
ઉત્તરા નારી પ્રકાશ, આવી બેઠી પતી કેરી પાસ. ૧૮ પછી
શોકાતુર થઈ ભારી, કરે વિલાપ કંથ પોકારી; નથી દેહનું
તેહને ભાન, જેને સાલે સુભદ્રા સંતાન. ૧૯ ॥ દોહરો ॥ વી-

ધવિધ પ્રકારે કહી રડે, રણમાં ઉત્તરા નાર; દુર્ગો કહે શ્રોતા સુણો, તેનો કહું વિસ્તાર. ૨૦ ॥ રાગ ગરબી ॥ પતિને જોઇનેરે રડવા લાગી ઉત્તરા નાર; ધરણીમાં ઢળીરે આંસુ ચાલે છે ચોધાર. સ્વામી શા કારણ રીસાયા. ટેક. ૨૧ દીવસે નાથજીરે સુવું એ તો મોટી ખોડ; જાણી જોઇનેરે હળહરના શા આવડા કોડ. સ્વામી૦ ૨૨ ધીરજ કેમ ધરૂંરે મુંજને સોંપી કહોને હાથ; વશ કહોને થયારે કોનો જઇને ઝાલ્યો હાથ. સ્વામી૦ ૨૩ રેતી રાંનમાંરે મુકી વ્રક્ષ તળે માહારાજ; નમેરા કંથજીરે મુજને છળ કીધો શા કાજ. સ્વામી૦ ૨૪ ઓશીઆળી થઇરે સાસુ નણદી દેશે ગાળ; દુઃખ કોને કહુંરે દુરીજન મુકશે માથે આળ. સ્વામી૦ ૨૫ કોણે મારીયારે વાળ્યું કીયા જનમનું વેર; કાકો ક્યાં હતારે તે તો કહોને સઘળી પેર. સ્વામી૦ ૨૭ રામજી રૂઠીયારે જેથી ત્રાસે સુરનો રાય; તે ધરણી ઢળ્યારે મુસ્તક અવનીમાં રોળાય. સ્વામી૦ ૨૭ મનસુબા વળીરે મનના મનમાં છે નિરધાર; સરવસ તો ગયુંરે ઉતર્યા શોભીતા શણગાર. સ્વામી૦ ૨૮ ક્યારે બોલશોરે કહેશો મનડા કેરી વાત; એમ કહીને ધસ્યારે અબળાએ પ્રથ્વી પર હાથ. સ્વામી શા કારણે રીસાયા. ૨૯ ॥ વલણ ॥ ત્યાયપછી અભીમન્યુની માતા કરતી વિલાપરે; દુર્ગો કહે તેતો કહું કાળી ઇષ્ટ પ્રતાપરેરેરે. ૩૦ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત દ્રોણપર્વણી ઉત્તરા વિલાપ વર્ણન કતો નામ એકોનવિંસો અધ્યાય. ॥ ૧૯ ॥

કડવું ૨૦ મું.

॥ રાગ ગરબી ॥ દેશી રાજીયાની ॥ દુશ્મનને દેહ અ-

રપ્યો હો દીકરારે રડતી મેલી મુજને દરીયા પારજો; કાળજડે કરવત મુકયું કેમ તે ખમુંરે શું કરવાને લીધો તેં અવતારજો. બાળુડા બુડયોરે રણ દરીયા વિશેજો. ટેક. ૧ આજનો દીન આ વેળા વેરી થયોરે ગઢચક્રાવે ઘેર્યો મારો વાઘજો; દુશ્મનના કબજામાં દીકરા આવીયોરે ના ફાવ્યો કાંઇ નીકળવાનો લાગજો. બાળુડા૦ ૨ મલ્લેનો વાયુ તે મુજને વહી ગયોરે ભાગી પડીઓ મારો સૌ વીચારજો; મુમતાની ભરેલી મારી ઉત્તરારે તેના ઉતર્યા શોભીતા શણગારજો. બાળુડા૦ ૩ અરેરે દીકરા દુર્યોધને દગો કર્યોરે મોકલ્યા તારા પીતાને પાતાળજો; મામા પણ તે વેળાયે ત્યાંતો હતારે છેતરીને આજ આણ્યો તારો કાળજો. બાળુડા૦ ૪ કાળ સરીખા કાકાએ કાળી કરીરે, લીધો તુજને લડવા માટે સંગજો; હાથીને બાને એતો નાસી ગયોરે, ગઢ ચક્રાવે ભેદાયું તુજ અંગજો. બાળુડા૦ ૭ કહોને દીકરા કયારે ઘેર આવશોરે હસ્તા મુખના અલબેલા મુજ બાળજો; કાળજડું આવું કોના ઉપર કર્યુંરે છેક ઉતારયું માતપીતાપરથી વ્હાલજો. બાળુડા૦ ૧ અબોલાં લીધાંરે કીયા વેરથીરે, સોંપી દીધું દુશ્મનને શીદ શીરજો; આ વખતે કયાં રોકી રાખ્યો પ્રાણીઓરે ગોઝારો થઇ નડીઓ જેદ્રથ રાજવી. બાળુડા૦ ૭ વધારે પડી ગઇ મારી વાડકીરે પ્રગટયાં દીકરા કયા જનમનાં પાપજો; સાંચ્યુંને સંતાડયું સૌ લુંટે જશેરે જેવું દર ઉંદરનું ભોગવે સાપજો. બાળુડા૦ ૮ દુશ્મન જેવો બ્રાહ્મણ તે તુજને નડયોરે વિદ્યા ગુરૂ થઇ વાળ્યું એણે વેરજો; ગોઝારે ગઢ રચીયો તે તુજ કારણેરે કીધો એણે કપટે કાળો કેરજો. બાળુડા૦ ૯ પચરંગી વાઘાને નવરંગ મોળીયાંરે પડયા પટારે શોભીતા

શણગારજો; કહોને દીકરા ક્યારે આવી પહેરશોરે બોલો બોલો લાડકડા એકવારજો. બાળુડા૦ ૧૦ સ્વર્ગની વાટે સુત શી રીતે સંચર્યારે દીકરા તમને મળશે ત્યાં દાદાયજો; સેવાયો કરજોરે તેની સ્નેહથીરે ભજજો ભજજો ભાવે વૈકુંઠરાયજો. બાળુડા૦ ૧૧ વૈરાટની દીકરી દીલ દાઝી નહીંરે સુંનો મુકયો ચંપા કેરો બાગજો; રણભુમીને આવીને નિસ્ચૈ વર્યા રે, મહારે અંતર ઉંડી ઉઠાડી આગજો. બાળુડા૦ ૧૨ દીકરા આવું મુળથી મેં જાણ્યું હતુરે તેથી તુજને કેહેતીતી ઘણું ઘણું નાયજો; આંબલીઓ ઉગેલો તે ભાગી પડયોરે આ વખતે મુંને ક્ષણું જુગ જેવી જાયજો. બાળુડા૦ ૧૩ ટેકોને ટુટયોરે આખા આભનોરે ભાગ્યા ભાગ્યા મેરૂને મંદારજો, લાખેણા જીવડાનું જોખમ થઈ ગયુંરે હાવે મુજને કયાં મળશો કુમારજો. બાળુડા બુડયોરે ભર દરીઆ વિશેરે. ૧૪ ॥ વલણ ॥ કૃષ્ણ તણી ભગની રડયાં એ રીતે સાક્ષાતરે, દુર્ગા કહે પછી ઇંદ્રિસુત કરતો અંસુપાતરેરેરે. ૧૫ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત દ્રોણપર્વણી શુભદ્રા વિલાપ વર્ણનો નામ વીંશો અધ્યાય. ॥ ૨૦ ॥

## કડવું ૨૧ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; ત્યાર પછી અર્જુને પુછયું ભીમને તે વેળાય. ૧ અરે ભાઇ તું સાચું કહેને કોણે માર્યો બાળ; કાલે રવી આથમતા પહેલાં કરૂં હું તેનો કાળ. ૨ તે સમે વ્રકોદર બોલ્યો સાંભળ મારા ભ્રાત; વ્રહદ્રથના પુત્રે કીધી અભીમન્યુની ઘાત. ૩ એવું સાંભળી ક્રોધ કરીને બોલ્યો અરજુન વાંણુ; કાલે એને નવ મારૂં તો બળી મરવું નીરવાણ. ૪

તેમાં જો કદી વાર કરૂં તો દીજ હત્યાનું પાપ; પુત્ર શોકથી મરવું સારૂં તેથી ટળે પરીતાપ. ૫ તે સમે ત્રીકમે વિચાર્યું કાલનો દહાડો નડશે; જેદ્રથ મ્રત્યુ નહીં પામે તો મારે બળવું પડશે. ૬ ત્યાર પછી અરજુન તો આવ્યો પુત્રની પાસે વીર; વળતી પોતે રડવા લાગ્યો મુકી મનની ધીર. ૭ શોક રૂપી સીંધુમાં બુડી કેહેવા લાગ્યો તેહ; અરે ભાઇ નહીં બાળવા દેઉ પુત્ર તણો તો દેહ. ૮ એટલે ઇશ્વર કેહેવા લાગ્યા કોટી ઈંડના રાય; અલ્યા વિજય આવું શું બોલે મડદું કેમ રખાય. ૮ કોણ પીતાને કોણ પુત્ર છે મીથ્યા એ માયાય; સંસ્કારે સૌ આવી મળે છે તેમજ એહ પળાય. ૧૦ જીવાત્માતો અજરામર છે નથી મરતો કોઈ દીન્ન; કર્મ પ્રમાણે દેહ ધરે છે નવા નવા રાજંન. ૧૧ તદપી અરજુન શાંત થયો નહીં શોક તજીને મન્ન; ત્યારે તેને તેડી ચાલ્યા કેશવ સ્વર્ગ ભુવન્ન. ૧૨ એતો એક ઘડીમાં આવ્યા ઈંદ્ર તણે દરબાર; તે ઠેકાણે દયુત રમે છે અભીમન્યું કુંમાર. ૧૩ તેને દેખી સવ્ય સાચીનો મનમાં થયો રળીયાત; વળતી પાસે આવી કેહે છે સુતને તો સાક્ષાત. ૧૪ અરે પુત્ર કેમ રીસાઇ આવ્યો પરલોકે પ્રમાંણ; તુજ પાખે નહીં જીવે તારી જનુની તો નીરવાણ. ૧૫ એવું સાંભળી અભીમન્યુ કહે મુરખ છે તું રાય; કોણ કુંવર તારો થાયે છે તું કોનો પીતાય. ૧૬ કેટલા ફેરા તેંતો લીધો મારે ત્યાં અવતાર; તેતો કોટીક ફેરા તારો થયો હુંતો મોટીયાર. ૧૭ પરલોકમાં નથી કોઇ કોઇનું સગુ પુન્યને પાપ; અજ્ઞાને કરી ઉપજે સૌને હરખ અને પરીતાપ. ૧૮ એવાં સુતનાં વાકય સુણીને ઈંદ્ર તણો કુંમાર; અંતરમાં અતી વીસ્મ-

ય પામ્યો શોક મટયો નીરધાર. ૧૯ વળતી કુંતા સુતને કેશવ આવ્યા રણમાં સાર ત્યાર પછી કુંવરને કીધો દાહ તણો સંસ્કાર. ૨૦ સંધ્યાકાળે સ્નાન કરીને વેરાયા સૌ જન્ન; એટલે ગુરૂની પાસે આવ્યો પાપી દુર્યોધન્ન. ૨૧ જેદ્રથને હણવાને કીધો અરજુને વીચાર, તે સર્વે ગુરૂને સંભળાવ્યો મુળ થકી વીસ્તાર. ૨૨ ત્યારે દ્રોણ કહે તું સાંભળે દુર્યોધન ભુપાળ; જેદ્રથને સંતાડીશ હું તો જુક્તિથી પાતાળ. ૧૩ એવું કહી જેદ્રથને તેડી ભારદ્વાજ કુંમાર; શેષનાગની પાસે આવ્યા જ્યાં જળ છે અપાર. ૨૪ તે ઠેકાણે પંકજ માંહી પોરો કરીને સાર; જેદ્રથને સંતાડી દીધો ક્ષણું ન લાગી વાર. ૨૫ વળતી મંત્ર પ્રતાપે કીધા યોદ્ધા એકવીલાખ તેને રક્ષણ કરવા મુકયા રણમાં જેની સાખ. ૨૬ ત્યાર પછી આવીને કીધું વીપ્રેતો શયન્ન; તેવી રીતે ઉઠયા વેહેલા ઉગતાં કશ્યપ તન્ન. ૨૭ નીત્ય કર્મ પરવારી વળતી યુધ્ધે ચઢીયા તેહ; સ્થંભની પાસે આવી ઉભા તેમાં નહીં સંદેહ. ૨૮ એવામાં પારથ પણ આવ્યો કર્યો ધનુષટંકાર; સામાસામા યુદ્ધથયું ત્યાં વરત્યો હાહાકાર. ૨૯ વઢતાં વઢતાં વીત્યા રણમાં ત્રણ પહોર જેવારે એટલે ચીંતા કરવા લાગ્યા ત્રીકમજીનો ત્યારે. ૩૦ તે વખતે સુરજના સામું ચક્ર મુકયું અવીનાશ, તેથી સંજયા જેવું ભાસ્યું દીવસે તો પ્રકાશ. ૩૧ વળતી ઈંદ્ર કુંવરને કે હે છે જગતાણા કર્તાર; અરે મીત્ર હવે યુદ્ધ રહેવા દે સાંજ પડી નિરધાર. ૩૨ તે વેળાએ સન્ય સાચી તો ખેદ પામીને મન્ન; કાષ્ટ ચીતામાં બળવા બેઠો સત્ય થકી રાજન્ન. ૩૩ ત્યારે શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા ધર્મશાસ્ત્રનો ન્યાય; શસ્ત્ર સહીત બળવું ક્ષત્રીને તજી મનથી ત્રણ્યાય. ૩૪ એવું સાંભળી સ-

વ્યસાચીએ ધર્યું ધનુષને બાણ; વળતી ભાવે ભજવા લાગ્યો સુંદીર સારંગપાણ. ૩૫ તે વેળા દુર્યોધન આવ્યો ગુરૂની પાસે સાર; ત્યાર પછી તે કહેવા લાગ્યો મુખ થકી નીરધાર. અહો ગુરૂ જેદ્રથને આપો કૃપા કરીને આજ; જેથી અરજુન બળતાં બળતાં દિલમાં પામે દાઝ. ૩૭ ત્યારે દ્રોણ કહે વિચારી સાંભળ ભુપતી વાણ: હજુ દીવસ તો આઠ ઘડી છે કપટ હરીનું જાણ. ૩૮ એવું સાંભળી અંધ કુંવર કેહે વ્રદ્ધ થયા ગુરૂ દેવ; તે માટે ભ્રાંતિ પામો છો ક્ષણે ક્ષણે તતખેવ. ૩૯ સંધ્યાકાળ પડી છે તેને દિવસ કહો મહારાજ; તે માટે જેદ્રથને આપો નીકર મરીશ હું આજ. ૪૦ એવું દુષ્ટનું વાકય સુણીને ચઢી વીપ્રને રીસ; એટલે તતક્ષણ આણી આપ્યો જેદ્રથને તે દીશ. ૪૧ ત્યારે તેને સાથે તેડી અંધતણો કુમાર; સવ્યસાચીના સામો આવી ઉભો રહયો નિરધાર. ૪૨ તે વેળાએ ત્રીકમજીએ તાણી લીધું ચક્ર; વળતિ ઈંદ્રકુંવરને કેહે છે દ્રષ્ટી કરીને વક્ર. ૪૩ અલ્યા કીરીટી બાણ મુક તું જયદ્રથ ઉપર સાર; હજુ દીવસ ઝાઝો છે માટે કરવો નહીં વીચાર. ૪૪ શંકરનો આપેલો સાયક પશુપતાકા જેહ; તેને મંત્ર ભણીને મુકો આ વખતે નર દેહ. ૪૫ તે સમે પારથે મુકયું સાયક તે તહાય; તેણે જઈને જેદ્રથ કેરૂ મુસ્તક છેદયું રાય. ૪૬ એવામાં એ માથું ઉડયું ગગનેતો વળી ત્યાંય; ત્યારપછી તે પડીયું તેના પીતાતણા કર માંય. ૪૭ તેતો આંખો મીંચી આપે અર્ધ રવીને ત્યારે; માટે હેઠું મુકી દીધું મુસ્તક તેણીવારે. ૪૮ તેથી તેના પીતાનું પણ શીશ કપાયું સાર; તેનું કારણ કહું વિસ્તારી સાંભળ ભુપ કુમાર. ૪૯ જેદ્રથના પીતાએ માગ્યું શિવપાસે વરદાન

મારા સુતનું માંથુ પાડે તેનું પડે તે સ્થન. ૫૦ તે કારણથી મ્રત્યુ પામ્યા ત્યાં પીતા પુત્ર રાજંન; ત્યારે ચીંતા કરવા લાગ્યો પાપી દુર્યોધન. ૫૧ ॥ વલણ ॥ વળતી ગુરૂ કોપે ચઢયા કીધો ત્યાં ટંકારરે; દુરગો કહે દારૂણ વઢયા તેનો કહું વિસ્તારરેરેરે. ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી અર્જુનેન જયદ્રથ હતો નામ એકવીશો અધ્યાય. ॥ ૨૧ ॥

કડવું ૨૨ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા ત્યાર પછી મુની રાજ, સુણો સત્યવાદી નૃપ આજ; મારયો જેદ્રથને જેહ વારે, ઘણા કોપે ચઢયા દ્રીજ ત્યારે. ૧ મુકે બાણ અમોઘ મહાકાય, તેથી કૃષ્ણ કીરીટી ભેદાય; વળી કાંડાં તો કરનાં જેહ, શારયાં શર મુકી મુકી તેહ. ૨ છાતી ચારણીના જેવી કીધી, પછી મારવાને ડાંગ લીધી; તેણે સમે દુશ્યાસન દુષ્ટ, બોલ્યો ભીમ સાથે થઇ રૂષ્ટ. ૩ અલ્યા જાડીઆ આવ આ ઠામ, મારી જોડે કરવાને સંગ્રામ; એવું સુણી વ્રકોદર વાધ્યો, દુષ્ટની સાથે લડવા બાંધ્યો. ૪ એક એકને મારે ગદાય, પગ પ્રહારે ધુજે ધરાય; એમ વઢતાં વઢતાં કોપ્યા જયારે, મલ્લ યુદ્ધ આરંભ્યું છે ત્યારે. ૫ પડે આથડેને ઉભા થાય, એક એકના ઝાલે ખભાય; વળતી ભીમ ઘણો કોપે ચઢીયો, લેઇ પાપીને પૃથ્વીમાં પડીયો. ૬ પછી છાતી ઉપર બેશી સાર, સીંહ નાદ કર્યો નીરધાર; અંશ વાયુ તણો એ કહેવાય, જેથી યોદ્ધા ત્રાસી નાશી જાય. ૭ થયાં લોચન ભીમનાં લાલ, હોઠ પીસી ફુલાવ્યા છે ગાલ; બોલ્યો ત્યાર પછી તેણે ઠાર અલ્યા સાંભળ અંધકુમાર. ૮ તાણયાં પાંચાળીનાં તેં તો ચી-

ર, માટે મારૂછું તુંને અધીર; એવું કહીને વાયુનો તંન, બોલ્યો સર્વના સુણતાં વચંન. ૯ બેઉ સેના વીષે આણે કાળ, હશે શુદ્ધ જે ક્ષત્રીનો બાળ, તેનો છોડાવશે આંને આજ, નીકર વ્યંડળ બધા ક્ષત્રી રાજ. ૧૦ એવી સાંભળી અરજુને વાણી, ત્યારે બાણ લીધું ચાપ તાણી; એવું દેખીને આશ્ચર્ય સાર, હાથ ઝાલ્યો પ્રભુએ તે ઠાર. ૧૧ કહે અરજુનને ભગવાન, અલ્યા કેમ ખસ્યું તારૂં ભાન; બોલ્યો ક્રોધમાં વાયુજ વાંણ, તેના ઉપર મુકેછે બાંણ. ૧૨ ત્યારે પારથની મટી રીસ, એમ સાચ કરી જુગદીશ; પછી ભીમેતો આણી ઉમંગ, ભાગ્યુ દુશાસન કેરૂ અંગ. ૧૩ તેના હાથને પગતો જેહ, ભાંગી લોચો કરી નાંખ્યા તેહ; પછી ઢીંકો મારી સત જ્યારે. તેથી મર્ણ પામ્યો તેણીવારે. ૧૪ જાણી દુર્યોધને એહ વાત, ત્યારે કરવા લાગ્યો આંસુપાત; પાસે આવીને કેહેછે વચંન, કેમ વીરા તેં કીધું સયન. ૧૫ અરે આજ થયો કાળો કેર, વાળ્યું વાયુના કુંવરે વેર; ભાઇ તારા વીના સૌ સુન્ન, બોલ મારી સાથે તજી મુન્ય. ૧૬ જાતાં પુત્રને બાંધવ તુંય, થયો પાંગળો હાવેજ હુંય; એવી રીતે કરીને વીલાપ, આવ્યો દ્રોણ પાસે મતી પાપ. ૧૭ કહિ બંધુ મુવા કેરી વાત, પછી રૂદન કીધું સાક્ષાત; તેને સાંભળી વીપ્ર કુમાર, ઘણા કોપે ચઢયા નીરધાર. ૧૮ લીધીતી હાથમાં સાંગ જેહ, મુકી અરજુન ઉપર તેહ; કર્યો તે સમે કૃષ્ણે વીચાર, નક્કી મારશે શાક્ત આવાર. ૧૯ એવું ધારીને દીન દયાળ, કહ્યું મેદનીને તતકાળ; આપો માગ તમે વસુધાય, જેથી કાર્ય ખોટું નત્ર થાય. ૨૦ તેણે સમે ત્યાંતો નીરધાર, રથ ઉતારયો ઉંડોજ સાર; આવી એવામાં સાંગ અમો-

ધ, તેનો કેવળ અગ્નીનો ઓઘ. ૨૧ તેણે વાત કેહોની ન-વ થઇ, તદપી છત્ર છેદી ગઇ; ત્યારે અરજુને રાખીને હા-મ. શર વ્રષ્ટી કરી તેણે ઠામ. ૨૨ તોય વીષ ન હડે લગાર, મારે ચોગણા સર્વને માર; જેના બાણનું માપ ન થાય, કોઇ શુરા થકી ન જીતાય. ૨૬ ॥ વલણ ॥ ત્યારે ત્રીકમ બોલીયા શ્રી વીશ્વનાગરે; દુર્ગા કડે તેનો અર્જુનને વિચારેરેરે. ૨૪ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહા-ભારથાંતર ગત દ્રોણ પર્વણિ ભીમેન દુશાસન વધો નામ દ્વા-વિશો અધ્યાય. ૨૨

કડવું ૨૩ મું.

॥ રાગ સામેરી ॥ વૈશંપાયન એણીપેર બોલ્યા સુ-ણ સતવાદિ રાય, ત્યાર પછી ગુરુના મ્રત્યુનો કૃષ્ણ કહે ઉપા-ય. ૧ અરે વિજય સાંભળ આ વખતે તું તો મારી વાત; દ્રો-ણ ગુરુને ત્રાસ પડેતો નિશ્ચ થાએ ઘાત. ૨ તે માટે અશ્વત્થામા એક હાથીનું છે નામઃ તેને ભીમ પાસે મરાવો તેથી થા-યે કામ. ૩ હું જાઉં યુધિષ્ટીર પાસે જઇને કહું આ વાત; કારણ કે ગુરુ પુછે ત્યારે જુઠું વદે સાક્ષાત. ૪ એમ કહિને હાથી મરાવ્યો ભીમની પાસે સાર; વળતી અંતરજામી આ-વ્યા જ્યાં છે ધર્મકુમાર. ૫ તેમને જુક્તી કરીને કેહેછે જ-ગત તણા તો તાત; આજ ગુરુજી કોપે ચઢીયા કરશે સૌની ઘા-ત. ૬ તે માટે હું કહું તે કહેજો ગુરુને પાંડુ બાળ; અશ્વત્થા-મા મ્રત્યુ પામ્યા યુદ્ધ વિશે આ કાળ. ૭ એવું સાંભળી ધ-ર્મ બોલીયા એતો હરી અન્યાય; હું મુખથી જુઠું બોલું તો પ્રથ્વી પ્રલે થાય. ૮ ત્યારે કૃષ્ણ કહે એક હતો અશ્વત્થામા હાથી; તેતો રણમાં મ્રત્યુ પામ્યો ઐરાવતનો સાથી. ૯

સત્ય વાત એ તમને કહું છું તેનો માની લેજો; એટલે તેનો
દોશ નથી કાંઈ નર કે કુંજર કેહેજો. ૧૦ યુધિષ્ટીર કેહે એવું
પણ હું નથી કેહેનારો ઈશ; તે સમે કુંતાની પાસે આવ્યા
શ્રી જુગદીશ. ૧૧ ફોઈ કહીને બોલ્યા તેતો હવે વલે શી
થાશે; ધર્મરાય જુઠું નહીં બોલે તેથી પાંચે મરાશે. ૧૨ એવું
સાંભળી ડોશી આવ્યાં ધર્મને કહેવા કાજ; અરે કુંવર આ-
જ્ઞા મુજ પાળી જુઠું બોલો આજ. ૧૩ મારૂં કેહેવું નહીં
માનો તો દેઈશ તુજને શ્રાપ; તેથી તારૂં પુન્ય હણાશે ઉલ-
ટું થાશે પાપ. ૧૪ તે વખતે યુધિષ્ટીર બોલ્યા સાંભળો મા-
રી માય; અડધું સાચું અડધું જુઠુ બોલીશ તમ અંત્રાય.
૧૬ વળતી વીઠલ ચાલી આવ્યા સવ્યસાચીની પાસ; વ્રકો-
દરે વાત ઉરાડી ગુરૂને પડીઓ ત્રાસ. ૧૬ અશ્વત્થામા મ્ર-
ત્યુ પામ્યો એવું સુણ્યું જેવારે; એટલે યુદ્ધ તજીને ચાલ્યા
દ્રોણ મુની તો ત્યારે. ૧૭ યુધિષ્ટીની પાસે આવી બોલ્યા
તે સાક્ષાત; અરે ધર્મ તું સાચું કેહેને પુત્ર તણી થઇ ઘાત.
ત્યારે ધર્મકુંવર તો કહેછે સાંભળો ગુરૂ આ વાર; અમા-
રો એક હાથી તે પણ અશ્વત્થામા સાર. ૧૯ તેવો તે કે પુ-
ત્ર તમારો એમાં એક મરાયો; એવી રીતે જાણી બુજી ઉત્ત-
ર તો બતલાવ્યો. ૨૦ એટલે બ્રાહ્મણ ચાલ્યા ત્યાંથી ચીંતા-
માં બહુ પેઠા, વળતી નિજ રથમાં આવીને ધ્યાન ધરીને બે-
ઠા. ૨૧ પ્રાણ વાયુને રોકી રાખી કરી સમાધી જ્યારે;
ત્યારે હરી અરજુનને કેહે છે માર હવે આ વારે. ૨૨ તે સ-
મે કીરીટી બોલ્યો એવું કર્મ ન થાય; શસ્ત્ર રહીતને મુર્છા
વાળો તેને કેમ મરાય. ૨૩ એવું વાક્ય સુણીને કેહે છે સ-
મર્થ સરજનહાર; આ અવસર ચુકીશ તો તારો કરશે એ

સંહાર. ૨૪ પ્રાણ બચાવા માટે હણવો શત્રુને નીરધાર; તેમ સત્ય ચુકાએ તોપણ બાધ ન બેસે સાર. ૨૫ એટલે કુંતા પુત્રે માર્યું અર્ધચંદ્રનું બાણ; તેની દ્રોણ ગુરૂનું છેદયું મુસ્તક તો નીરવાણ, ત્યારે તે બ્રાહ્મણનો નીકળ્યો પ્રાણ વાયુતો જેહ તેતો અશ્વતણા મડદામાં પેઠો આણી સ્નેહ. ૨૭ તે વેળાએ ટટવું કુદયુ ત્રણ પગનું સાર; તેણે બહુ યોદ્ધાને માર્યા વરત્યો હાહાકાર. ૨૮ ચાર ઘટીકા માંહી કીધી સેના કચ્ચરઘાણ, ત્યારે કરજોડીને બોલ્યા કેશવનો નીર્વાણ. ૨૯ અરે વિપ્ર હવે શાંતી રાખી પામો સ્વર્ગ નીવાસ; તમને તેડવા માટે આવ્યા સ્વર્ગ પતિના દાસ. ૩૦ સુખ દુઃખને મરવું અવતરવું લખ્યા પ્રમાણે થાય; તેમાં પાંડવનો શો ગુનો જુઓ વિચારી ન્યાય. ૩૧ એવું સાંભળી અશ્વ મુખથી બોલ્યા દ્રાજના બાળ; અરે પ્રભુ અરજુને કીધો દગા થકી મુજ કાળ. ૩૨ ધર્મરાય તો જુઠું બોલ્યા જાણિ જોઇ આ વાર; તે માટે એ ઘોડા થાશે સત્ય કહું કીરતાર. ૩૩ એવો શ્રાપ દેઇને મુની પ્રભુને લાગ્યા પાય; વળતી સ્વર્ગ વીશે સંચરીયા સાંભળને તું રાય. ૩૪ એવામાં તે સુર્ય દેવતા તરતજ બેઠો મેર; એટલે અરજુનની સેનામાં વાગ્યાં ભુંગળ ભેર. ૩૫ ત્યારે કૈરવ કેરા યોદ્ધા નાઠા તેણે ઠાર; કર્ણરાયને શર્ણે આવ્યા ક્ષણું નવ લાગી વાર. ૩૬ ॥ વલણ ॥ દ્રોણ પર્વ પુરૂ થયું જેનો અતી મહીમાયરે; દુર્ગો કહે સૌ બોલજો જયજય શ્રી રઘુરાયરેરેરે.

ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત દ્રોણ પર્વણી દ્રોણ વધો નામ ત્રયોવીશો અધ્યાય.

# કરણ પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સા દાએ મઃ ॥ રા
સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા, ભણ સતવાદી :
ય; વિસ્તારી સંભળાવું તુજને, કર્ણ પર્વ મહીમાય. ૧ રે
ળમે દીવસે પ્રાતસકાળે સુર્ય તણો કુમાર; નિત્ય નિયમ
વારી પોને ચઢીયો તેણીવાર. ૨ શલ રાયને કર્યો સાર
તે વેળા રાજંન; વળતી રથમાં બેશી ચાલ્યો તરણી
તંન. ૩ માથે મુગટ શોભે સારો, કંઠે કુસુમના હાર; લેઈ
તો અર્ચા કીધી ખાંધે ધનુષ નીરધાર. ૪ રથની આજુ
જુ ચાલે સઘળી તો સેનાય; એવા ઠાઠે રથંભની આગ
આવ્યો એનો રાય. ૫ એટલે અરજુનને અત્રીનાશી તે પ
આવ્યા ત્યાંય; સામાસામી શંખનાદ પછી કીધો રણની
ય. ૭ કરણરાયે મૂકયું વળતી અરજુન ઉપર બાણ; તેનો
ઇ પારથને નડીયું રુદય વિશે નીરવાણ. ૭ એવું દેખી
તાસુને સાયક મુકાં ચાર; કર્ણતણું કેડંડ કાપીયું છત્ર
જા નિરધાર. ૮ ત્યારે કર્ણે ઝાલ્યું બીજું ધનુષ્યનો તતક્ષ
વળતિ અરજુન ઉપર મુકયું સાયક તો કરાળ. ૯ તે બ
અરજુનના શીરનો મુગટ તો ઉરાડયો, તેમ ધ્વજા ઉપર
ઠેલા મારૂતિને તાડ્યા. ૧૦ તે સમે કપીવર તો કોપ્યા
બળીઓ કયમ સાંખે; વ્રક્ષ અને પાષાણ લાવીને કર્ણની
પર નાંખે. ૧૧ પણ રણપંડીત આતમજ રવીનો સર્વે
વારણ કરે; ફરશુરામની વિદ્યા ભણીયો તે માટે ન ડરે.
ત્યાર પછી અરજુને કાઢયો વાતાસ્ત્ર પ્રકાશ; રવીનંદનનો

તે બાણે ઉરાડયો આકાશ. ૧૩ ત્રણ યોજન તે ઉંચે ચઢી-યો પડીયો હેઠે રાય; ત્યારે કોપે ચઢીયો ઝાઝો તરણી સુત મહાકાય. ૨૪ ભાથામાંથી સાયક કાઢી ધનુષે ચઢાવ્યો જ્યારે; તે સમે ઇશ્વર તો પોતે અંતરમાં વિચારે. ૧૫ અરજુનના રથમાંહી મુકયો ચૌદભુવનનો ભાર; એવામાં તો આવી પ-હોંચ્યો કર્ણ તણો શર સાર. ૧૬ તેણે રથ પારથનો હઠાવ્યો બાર ધનુષ્ય રાજંન; ત્યારે કર્ણને કહેવા લાગ્યા કેશવજી વ-ચંન. ૧૭ ધન્ય ધન્ય દયુમણીના દીકરા સામ્રથનો નહીં પાર; તારા જેવો ધનુષધારીમાં નથી બીજો આ વાર. ૧૮ એ-વું સાંભળી અરજુન કહે છે કેશવને તો વાણ; મારા કર-તાં કયમ કરો કર્ણતણું વખાણ. ૧૯ ત્યારે ત્રીકમ કહે અ-રજુન તું જો મારા મુખ માંય; એવું કહીને વદન વિકાસ્યુ પરમાત્માએ ત્યાંય. ૨૦ તે મુખમાં અરજુને દીઠાં ચૌદભુવન તે ઠાર; તેથી વિસ્મય પામ્યો મનમાં કુંતાનો કુંમાર. ૨૧ વળતી વિઠલ કહે છે પારથ સાંભળને તું રાય; ભુવન તણો મેં ભાર મુકયો તો રથમાં આ વેળાય. ૨૨ નહીં તો તારો ર-થ ઉડીને પડતજ દરીઆ પાર; એવું સાંભળી સ્તબ્ધ થયો ત્યાં સવ્ય સાચી નીરધાર. ૨૩ ત્યાર પછી એક શક્તિ કાઢી દીસંતી વિશાળ; કર્ણરાયના ઉપર મુકી જેવી અગ્ની જ્વા-ળ. ૨૪ તેને દેખી સુર્યકુંવરે મેલ્યું શીવનું બાણ; શક્તિ કે-રા કડકા કીધા મધ્યેથી નીરવાણ. ૨૫ વળતી ભાથામાંથી કાઢયાં પાંચ બાણ તે ઠાર; તે તો મંત્ર ભણીને મુકયાં સગા-ચે નિરધાર. ૨૬ આવી તે પારથને વાગ્યાં ભાળ વિશે રા-જંન; એટલે મુર્છા પામી પડીયો પાંડુ કેરો તંન. ૨૭ એવું દેખી મેઘ વરણને ચડીયો ઝાઝો કાળ; કર્ણતણી સેનામાં પ-

ડીયો ગટોરગચ્છનો બાળ. ૨૮ પાંચ પચીશ યોદ્ધાને લેઇ ઉડે છે આકાશ; ત્યાંથી પડતા નાંખે તેથી થાય તેહનો નાશ. ૨૯ વળી માયા રાક્ષસની કીધી અદ્દભુત તેણે ઠાર; લોહી મુત્રને વિષ્ટા તેની વ્રષ્ટી કરી નીરધાર. ૩૦ ત્યારે સુર્ય તણા દીકરાને ચઢીયો ઝાઝો કોપ; નારાયણ નામે શર મુકી માયા કીધી લોપ. ૩૧ વળતી મેઘ વરણને માર્યું અર્ધચંદ્ર તતકાળ; તેથી મુર્છા પામી પડીયો ગટોરગચ્છનો બાળ. ૩૨ ત્યાર પછી મઘવા સુત કેરી મુર્છા વળી જે વારે; એવામાં તો સુર્ય આથમ્યો સાંજ પડી ગઇ ત્યારે. ૩૩ કૌરવનાં વાજાં ત્યાં વાગ્યાં જીત્યો સુર્યકુમાર; તે દિવસે ઇશ્વર ઇચ્છાએ અરજુન પામ્યો હાર. ૩૪ ॥ વલણ ॥ ત્યાર પછી સર્વે ગયા પોતપોતાને ઠામરે; દુર્ગો કહે પછી ચીંતવે કર્ણનું મ્રત્યુ શ્યામરેરેરે. ૩૫ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત કર્ણ પર્વણી પ્રથમ દિવસે કર્ણ વિજીતો નામ પ્રથમો અધ્યાય. ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન બોલ્યા વચંન, સુણો સત્યવાદી નૃપ તંન; પછી વિચારે શારંગપાણ, કર્ણની પાસે છે પાંચ બાણ. ૧ હરિદશ્વનાં આપેલાં તેહ, જેને મારે તેનો પડે દેહ; તેને લેવરાવ્યાનો પ્રકાશ, આવ્યા શ્રી હરી કુંતાની પાસ. ૨ કહે કુંતાને જગતના તાત, સુણો ફોઇ તમે એક વાત; આજ ઉગતાં સુર્ય પ્રકાશ, જાઓ કર્ણરાજા કેરી પાસ. ૩ માગો તેની પાસે પાંચ બાણ, તેથી ઉગરે પુત્રોના પ્રાણ; એ વો એ પણ તમારો બાળ, પણ તેમાં છે ભેદ વિશાળ. ૪ કરી અધર્મિની એણે સ્હાય, આવ્યો ભ્રાત સામો વઢવાય;

હવે એને ઉગારતાં ફોઇ, નહીં જીવે પાંચમાંથી કોઇ. ૫ માટે કહ્યું માની નીરવાણ; માગો કર્ણની પાસેજ બાંણ; સંધ્યા કરવા બેઠો હોય જ્યારે, જવું તે સમે નીશ્ચે તમારે. ૬ કેહેશે તમને એતો સાક્ષાત, લ્યોને ભાથામાંથી બાણ માત; ત્યારે ભાથો લેઇ કરમાંય; સર્વે બાણને કાઢજ્યો ત્યાંય. ૭ તેણે સમે હું તો નીરધાર, લીલી માખ થઇશજ સાર: બેસું જેજે સાયકને શીશ, તેતે લેજ્યો તમે તેણે દીશ. ૮ ત્યારે કુંતા કેહે સુણો દયાળ; હું તો જઇશ પ્રાતઃકાળ; પછી સર્વેએ કીધું શયંન, જાગે અરજુનને નંદ તંન. ૯ તેણે સમે તો કેશવે સાર, ગટોરગચ્છને તેડયો તે ઠાર; પછી કહેવા લાગ્યા જગતાત સુણો હેડંબાના સુત વાત ૧૦ કરો રાક્ષસી માયા રાજંન, હણો ધૃતરાષ્ટ્રના સઉ તંન; એવું સુણીને ભીમ કુમાર ચઢયો આકાશ મારગે સાર. ૧૧ ત્યાંથી નાંખવા માંડયા પાષાણ, કૌરવ સેના કરે બુમરાણ; એવું દેખીને આશ્ચર્ય સાર, કહે કર્ણને અંધ કુમાર. ૧૨ સુણ મિત્ર મારા આ વેળાય, કરે પાશાણ વ્રર્ષ્ટીથી સાય; ત્યારે કરણ કેહે સુણ ભુપ, માયા ગટોરગચ્ચની અનુપ. ૧૩ આપી સુર્યે મુને શકિત જેહ, મ્રત્યુ પામે તેના થકી તેહ; એતો રાખી છે અરજુન કાજ, નથી મુકવાનો તે હું આજ. ૧૪ ત્યારે દુર્યોધને સમજાવી, કરણ પાસે એ શક્તિ મુકાવી; આવી ગર્જના કરતી એહ; તેણે ભેદયો ગટોરગચ્છનો દેહ. ૧૫ પડયો તે થકી ભીમનો બાળ, કૌરવ સેના ઉપર તતકાળ; પડતાં પડતાં તેણે નીરધાર, દાબીને માર્યા યોદ્ધા હજાર. ૧૬ એમ ગટોરગચ્છ પામ્યો મર્ણ, કરતા હરતા આશરણા શર્ણ; થયો પ્રાતઃકાળ જે વારે, ચાલયાં કુંતાજી તો તેણીવારે. ૧૭ આવ્યાં કર્ણ રાજા કેરી પા-

સ, બોલ્યાં પ્રેમ આણિને પ્રકાશ; બેઠો તે સમે સંધ્યામાં રા-
ય, દેખી કુંતાજીને લાગ્યો પાય. ૧૮ બોલ્યો મર્મ વચંન સા-
ક્ષાત, આવો પધારો જનેતા માત; જન્મ આપી મુને તતકા-
ળ, ગયાં મુકીને અંતરીયાળ. ૧૯ તે દાડાની ખબર આજ
લીધી, મારા ઉપર કૃપા ઘણી કીધી; કહો મારા જેવું કાંઇ કા-
મ, કરૂં તે સઘળું આણે ઠામ. ૨૦ સુણી કુંતાજી બોલ્યાં વ-
ચંન, તું તો સાંભળને મારા તંન; માગું તારી પાસે પાંચ
બાણ. આપ મુજને તે નીરવાણ. ૨૧ એવું સાંભળી સુર્યનો
તંન, બોલ્યો કુંતાની સાથે વચંન; બાણ શું કરશો તમે મા-
ય, મારા મર્ણનો કીધો ઉપાય. ૨૨ બતાવ્યું તમને જુગદીશ
માટે લેવા આવ્યાં આણે દીશ; ઘટે નહીં તમોને આ વાત,
સર્વે સરખા ગણો પુત્ર માત. ૧૩વાલો અળખામણો નવ હો-
ય, આવું કરે નહિ જન કોય; જ્યારે ખેતરને વાડ ખાય,
ત્યારે ન મળે એકે ઉપાય. ૨૪ મેઘ પાશાણની વ્રષ્ટી કરે,
તેણે સમે તો કોણ ઉગરે; માતા પીતા મારે જ્યારે બાળ, તે-
ને જીવાડે કોણ આ કાળ. ૨૫ પણ તમારો હું તો કુંમાર,
કેમ વચન લોપું આ વાર; માટે પેલા ભાથામાંથી માત,
લ્યોને બાણ તમેતો સાક્ષાત. ૨૬ એવું સાંભળ્યું કુંતાએ
જ્યારે, ભાથો ખીંટીએથી લીધો ત્યારે; બાણ પાથર્યાં હેઠળ
સાર; ત્યારે માંખ થયા કીરતાર. ૨૭ બેસે જે જે બાણ પર
ઇશ, લે છે તે તે કુંતા તેણે દીશ; એવી રીતે લેઇ પાંચ બા-
ણ, ચાલ્યાં કુંતા ત્યાંથી નિર્વાણ. ૨૮ આપ્યાં ક્રષ્ણને લાવી
જ તેહ, ત્યારે રાજી થયા પુર્ણ દેહ; તેને ઠેકાણે મુકયાં રાજ-
ન, એમ સ્હાય કરી યદુતંન. ૨૯ ॥ વલણ ॥ ત્યાર પછી યુ-
ધ્ધે ચઢયો તરણીનો કુંમારરે; દુર્ગા કે તેનો કરૂં શ્રોતાજન

વિસ્તારરેરેરે. ૩૭ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત કર્ણ પર્વણી કુંતા બાણ યાચીતોનામ દ્વીતીયો અધ્યાય. ॥ ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; બીજે દીવસે યુધ્ધે ચઢીયો કરણરાય મહાકાય. ૧ સિંહનાદ આવીને કીધો કરણે જેણીવાર; તે વખતે અરજુને કીધો ધનુષ્ય તણો ટંકાર. ૨ વળતી કરણે મુકયાં રણમાં પાંચ બાણ નિરવાણ; તેનો ગર્જના કરતાં ચાલ્યાં મેઘની પેઠે જાણ. ૩ આવીને સંગાથે વાગ્યાં મર્મસ્થળમાં એહ, પણ નરનો અવતાર કીરીટી સહન કીધાં તેહ. ૪ તે સમે અરજુને મુકયાં દ્વાદશ શર નિરધાર, તેથી કર્ણની છાતી ભેદી નીકળી શોણિત ધાર. ૫ ત્યારે વીકળ થઇને કોપ્યો સુર્ય તણો સુત એહ, કૃષ્ણ અને અરજુન એ બેઉનો ભેદી નાંખ્યો દેહ. ૬ ત્યારે અરજુન કહેવા લાગ્યો સુર્યકુંવરને સાર; અરે મુરખ સાંભળ મુજ વાણી તુજને તો ધીક્કાર. ૭ અધરમીની પક્ષ કરીને રણમાં કરૂ સંગ્રામ, ભ્રાતના કરતાં વહાલો ગણીયો અંધકુંવર આ ઠામ. ૮ એવાં વાકય સુણીને બોલ્યો તરણી કેરો તન્ન, ક્ષત્રીને રણમાં નવ ગણીએ ભ્રાત પુત્ર કોઇ જન. ૯ એવું કહી પછી સેના મારી અરજુનની સુણ રાય; ત્યારે શ્રીહરીએ નો આપી પૃથ્વીને આજ્ઞાય. ૧૦ પૃથ્વીને પરમાત્મા કેહે છે સાંભળ મારી વાત, કરણ તણા રથનું પૈડું તું ગળને તે સાક્ષાત. ૧૧ ત્યારે ત્યાં ધરણિએ ગળીયું પૈડું તેણીવાર, કરણ તણો રથ અટકયો તેથી ચાલે નહીં લગાર. ૧૨ કોઈક યોદ્ધા વળગ્યા

ત્યાં તો કાઢવા માટે એહ, તોપણ નવ નીકળીયું તે તો ઇ-
ચ્છા પ્રભુની તેહ. ૧૩ ત્યારે હેઠો ઉતર્યો વળતી તરણીનો
કુંમાર, કૈઢય દેઇને માઢવા માંડયું પૈડું તેણીવાર. ૧૪ તે સ-
મે શ્રીકૃષ્ણ કહે તું સાંભળ અરજુન વાણ, આ વખતે કર-
ણના ઉપર મુકને તીક્ષણ બાણ. ૧૫ એવું સાંભળી અર-
જુન બોલ્યો અપત યુદ્ધ કેમ થાય, પુઠળથી યોદ્ધાને હણ-
તાં દુષ્ટગતી પમાય. ૧૬ ત્યારે કૃષ્ણ કહે કુંતા સુત નથી
બીજો ઉપાય, સૌને મોઢે સુર્ય તણો સુત કોઇથી નવ મરા-
ય. ૧૭ તે માટે અવસર આ જાશે સત્ય કહું રાજંન, વળ-
તી એ મરવાનો નથી તરણી કેરો તંન. ૧૮ એવું હરીનું
વાકય સુણી અરજુને મુકયું બાણ, તેનો સુર્ય કુંવરને વાગ્યું
બરડામાં નિરવાણ. ૧૯ એટલે રથનું પૈડું કાઢી કરણ રાજા
સાર, અરજુન પ્રત્યે કેહેવા લાગ્યો હાસ્ય કરી નિરધાર. ૨૦
અરે ભાઈ સતવાદી થઇને આ શો કરે અન્યાય, પુંઠળથી
સાયક મુકીને વિંધી મારી કાય. ૨૧ પણ અંતે મૃત્યુ સઉ
પામે નથી અચળ કોઈ જંન, તે માટે આવું નવ કરીએ
કોઈ કાળે અરજુન. ૨૨ એવામાં ફરી આજ્ઞા આપી પૃથ્વી
ને જદુરાય, ત્યારે બીજે ફેરે ગળીયું પૈડું તો તદાય. ૨૩ એ-
વી રીતે ત્રીજે ફેરે પૈડું ગળ્યું જે વાર, એટલે ત્યાં પારથે
કીધો ત્રીજો શર તૈયાર. ૨૪ ધનુષ્ય મંડળાકાર કરીને મુ
કયો તે રાજંન; તેથી સુર્યકુંવરતો પડીગો અચેત થઇને તં-
ન. ૨૫ ॥ વલણ ॥ તરણી સુત હેઠો પડયો કંઠે આવ્યો
પ્રાણરે, દુર્ગો કહે તે દેખીને અરજુન બોલ્યા વાણરેરેરે. ૨૬
॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહા-
ભારથાંતર ગત કરણ પર્વણી કરણ પૃથ્વી પતિનો નામ ત્ર-

ત્રીજો અધ્યાય. ॥ ૩ ॥

કડવું ૪ થું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, તું તો સાંભ-
ળ ભુપતી તન; કરણ પૃથ્વી ઉપર પડ્યો જ્યારે, બોલ્યો
અરજુન તો તેણીવારે. ૧ સુણો જકતપતિ ભગવાન; મને
કહેતા હતા આણે સ્થાન; નહી જીતાય સુર્યકુમાર; પણ કે-
મ હણ્યો નિરધાર. ૨ એવું સાંભળી ગર્વ વચન. બોલ્યા
હાસ્ય કરી નંદ તંન; અલ્યા અરજુન સાંભળ વાત, મિથ્યા
ગર્વ કરે સાક્ષાત. ૩ પૃથ્વી પડેલો સુર્ય કુમાર, હજુ મારે ત-
ો નીરધાર; તને દેખાડું હું આ વેળાય, રવી પુત્ર તણી
પ્રભુતાય. ૪ એવું સાંભળીને જગદીશ, થયા બ્રાહ્મણ રૂપે
ત્યાં ઇશ; કર્યો અરજુનને શાખ્ય સાર, તેને તેડી ચાલ્યા કી-
રતાર. ૫ આવ્યા કરણની પાસે રાજંન, બોલ્યા પ્રેમ કરીને
વચંન; અલ્યા સાંભળ સુર્ય કુમાર, નથી તું સમો કોઇ દા-
તાર. ૬ એક કુંવરી છે મારે બાળ, તેનો થઇ ગયો કં-
ન્યા કાળ; નથી દ્રવ્ય મારી પાસે આજ. માટે આવ્યોછું
જાચવા કાજ. ૭ આપો દ્રવ્ય તમે આણે સ્થાન, જેથી દેઉં
હું તો કન્યા દાન; એવાં વીપ્રનાં સુણી વચંન, બોલ્યો પ્રે-
મ થકી સુર્ય તંન. ૮ અરે સાંભળોને મુનીરાય, જુઓ મારી
સામે આ વેળાય; કંઠે આવી રહ્યા છેજ પ્રાણ, નથી દ્રવ્ય
પાસે નીરવાણ. ૯ ત્યારે કૃષ્ણ બોલ્યા ક્રોધ આણી, અલ્યા
સાંભળ તું મુજ વાણી; મારો ટેક એવો નીરધાર, જન્મ ધ-
રી જાચું એકવાર. ૧૦ તારી કીર્તિ સુણિને પ્રકાશ. આવ્યો
છું ગાઉથી તુજ પાસ; હવે જાચું નહીં બીજો જંન, નિશ્ચે પા-
ળીશ મારૂં તંન. ૧૧ ત્યારે કરણ કહે મુનીરાય, જાઓ

જયાં છે મારી અબળાય; તેતો આપશે તમને ધંન, સત્ય કહું છું હું તો વચંન. ૧૨ એવું સુણી બોલ્યા કીરતાર, થાક લાગ્યો છે મુને આ વાર; માટે ના કહું તો સુર્યબાળ, અમે ઘેર જઇએ આણે કાળ. ૧૩ કલ્પવ્રક્ષને કામદુર્ગાય, તેની પાસે જતાં કાર્ય થાય; બીજા પાસે ન મોકલે તેહ; મહા દાતા તાતણો વળી દેહ. ૧૪ ત્યારે કરણ કહે વીપ્ર દેહ, મારા દાંતમાં રેખા છે જેહ; તેતો સોનું પુરૂ સવા ભાર, આપું તે તમને નિરધાર. ૧૫ માટે લાવો ને પેલો પાશાણ, દાંત પાડવાને નીરવાણ; એવું સાંભળી વાકય તે ઠાર, બોલ્યા હાસ્ય કરી કીરતાર. ૧૬ અહ ા એવાં દાન એનો થાય, તારૂં કરેલું નિષ્ફળ જાય; ત્યારે સુતાં સુતાં ખશી રાય, લીધો પાશાણ કરણ તદાય. ૧૭ પાડયા દાંત પોતાના તમામ, આપવા માંડયું સોનું તે ઠામ; એવું દેખી બોલ્યા જદુરાય, એવું દાન શી રીતે લેવાય. ૧૮ તેણે સમે રવી પુત્ર સાર, કીધું પરાક્રમ તો અપાર; સુતાં સુતાં લીધું ચાપ બાણ, તેને ચડાવ્યું ત્યાં નીરવાણ. ૧૯ માર્યું ધરતીમાં તે તતકાળ, ફેડયાં તે થકી સ ત પાતાળ; બાણગંગા નીકળ્યાં તે ઠાર, તેમાં સોનું ધોયું નીરધાર. ૨૦ આપ્યું શ્રી હરીને પછી એહ, ત્યારે સ્તબ્ધ થયો નર દેહ; ટળ્યો ગર્વ થયેલો તદાય; જાણિ કરણ તણિ પ્રભુતાય. ૨૧ રહ્યા પ્રગટ પછી સુરેશ, જેનું સ્મરણ કરે શીવ શેશ; પીત વસ્ત્રને શ્યામ આકાર, તેના તેજ તણો નહીં પાર. ૨૨ ॥ વલણ ॥ ચતૃભુજ રૂપે થયા, જાહેર જગદાધારરે; દુર્ગો કહે પછી કરણને કહે છે નંદ કુમારરેરેરે. ૨૩ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત કરણ પર્વણિ કરણેન કૃષ્ણસ્ય સુદત્તો;

નામ ચતુર્થો અધ્યાય.

કડવું ૫ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય; ચતુરભુજ રૂપે થઇ કહે છે કર્ણને શ્રી જદુરાય. ૧ માગ માગ તરણીના દીકરા આપું હું વરદાન; તારૂં સત્ય જોઇને હું તો પ્રસન્ન થયો આ સ્થાન. ૨ ત્યારે કરણ કહે કમળાવર સાંભળો મારી વાત; ઉંચા કુળમાં જન્મ આપજો બળ બુદ્ધિ સાક્ષાત. ૩ પતિવ્રતા અબળાને તેવા પુત્ર પ્રાક્રમી સાર; વપુ વિશે વ્યાધિ નવ પિડે ઘરમાં દ્રવ્ય અપાર. ૪ સંત પુરૂષની સેવા નિત્યે સ્થાનકમાં નિવાસ; તે ઠેકાણે કાળ પડે નહીં વ્રષ્ટી બારે માસ. ૫ માતાને હાથે જમવાનું તિલક વિપ્રને હાથ; પુત્રને હાથે પીંડ માહરા મુકાવજો જદુનાથ. ૬ કામ ક્રોધ મદ લોભ મોહ તે પીડે નહીં રઘુરાય; પરધનને પરનારી ઉપર ચિત્ત કદી નવ જાય. ૭ મહારા પેહેલી પ્રજા મરે નહીં રાજી રહું હમેશ; દુષ્ટ વ્યસન ને વિઘ્ન નડે નહીં ગર્વ ન થાયે લેશ. ૮ હરી કથા સાંભળતાં જાયે દિવસને વળી રાત; તેમાં શ્રદ્ધા આપજો મુજને અવીનાશી સાક્ષાત. ૯ એક પછી એક આવે નિત્યે જાચક મારે દ્વાર; તેને દાન દેતાં નવ થાકું શ્રીહરી સરજનહાર. ૧૦ તેવી રીતે રસોડામાં જમે વિપ્રને સંત; એક પછી એક પંક્તિ બેસે ના આવે તેનો અંત. ૧૧ નિત્ય તમારી ભક્તિ વિષે ચિત રહે ભગવાન; પ્રસન્ન થઇને આપો એટલું મુજને આણે સ્થાન. ૧૨ ત્યારે કૃષ્ણ કહે વળી બીજી હોય કલ્પના જેહ; તે સર્વે માગી લેજે તું આપીશ હું તો તેહ. ૧૨ એવું વાક્ય સુણીને બોલ્યો રવીનંદન મહાકાય; કું-

વારી પ્રથ્વીમાં કરજો દગ્ધજ મારી કાય. ૧૪ એવામાં દુર્યો-
ધન આવ્યો કરણ કેરી પાસ; ઉંધુ ધાલી રડવા બેઠો નાંખી-
ને નિશ્વાસ. ૧૫ વિલાપથી તે કહેવા લાગ્યો સુર્યકુંવરને
સાર; અરે મિત્ર તેં આ શું કીધું તજ્યો મુને આવાર. ૧૬
તુજ પાખે હું થયો પાંગળો નાથ વિના જેમ નાર; દીપક
તેલ વિના મિથ્યા તેમ દ્રવ્ય વિના સંસાર. ૧૭ ક્ષાર અને
ચોપડ વિનાનું સ્વાદ રહિત ભોજંન; એવું પ્રેમ વિનાનું દી-
સે તુચ્છ સબંધી જંન. ૧૮ સલીલ વિના સરિતા નવ શો-
ભે કંઠ વિનાનો રાય; તેમ તારા વિના સૌ સુનીજ સેન્યા
મહાભાગ. ૧૯ એટલામાંતો કરણરાયનો નિકળ્યો નિશ્ચે પ્રા-
ણ, વિમાનમાં બેશીને ગયો સ્વર્ગ વિશે નિર્વાણ. ૨૦ ત્યાર
પછી દુર્યોધન આવ્યો પોતાને મુકામ; અરજુન ને અવીના-
શી એતો ઉભા તેણે ઠામ. ૨૧ વળતી શ્રી વીઠલે લીધી ક-
રણ કેરી કાય; તેને લઇને ચાલ્યા ત્યાંથી અરજુનને જદુ-
રાય. ૨૨ આખી અવનીમાં તે ફરીઆ લેઇને મડદું સાર;
પણ કુંવારી પૃથ્વી તે નવ દીઠી એકે ઠાર. ૨૩ ત્યારે પરમા-
ત્માએ પુછ્યું પૃથ્વીને રાજંન; કુંવારી તું કીયા ઠેકાણે સા-
ચું કહે વચંન. ૨૪ એવું સાંભળી પ્રથ્વી કહે છે સાંભળો
જુગદાધાર; કોઈ ઠેકાણે કુંવારી હું નથી ઇશ્વર આવાર. ૨૫
મારા ઉપર ભીષ્મ બળ્યા સો ત્રણસેં દ્રોણ મુનીશ; દુર્યોધ-
ન હજાર બળ્યા વળી સત્ય કહું જુગદીશ. ૨૬ તે પ્રમાણે ક-
રણ તણી સંખ્યાનો તો નહીં પાર; ઉપજીને અંત્યે સમાયે
મારામાં સંસાર. ૨૭ સરસ્વતીને કાંઠે હું છું કુંવારી તલપુ-
ર; તે ઠેકાણે કરણને બાળો થાશે પુન્ય પ્રચુર. ૨૮ એવું
સાંભળી ચાલ્યા ત્યાંથી અરજુનને ભગવાન; સરસ્વતીને

કાંઠે આવ્યા ત્વરા થકી તે સ્થાન. ૨૯ તલપુર ધરતી ઉપર મુકયું શ્રી હરીએ તો બાણ; તેના ઉપર હાથ પોતાનો રાખ્યો પુરૂષ પુરાણ. ૩૦ તેમાં રવી સુતને સુવાડી કીધો પછી સંસ્કાર; અસ્થી લેઇ સરિતામાં નાંખ્યાં તેહ તણાં નીરધાર. ૩૧ તે વખતે દેવોએ વખાણ્યો ભાસ્કર કેરો બાળ; જેને ડાબા હાથમાં બાળ્યો પોતે દીનદયાળ. ૩૨ ત્યાર પછી ઠેકાણે આવ્યા અરજુન ને જુગદીશ; વળતી દુર્યોધને કીધો શલ્યને સેન્યાધીશ. ૩૩ ॥ વલણ ॥ કરણ પર્વ પુરૂં થયું પહોંચી મનની આશરે; દુર્ગો કહે સૌ બોલજો જયજય શ્રી અવિનાશરે. ૩૪ ॥ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત કરણ પર્વણી કરણ વધો નામ પંચમો અધ્યાયઃ ॥ ૫ ॥



# શલ્ય પર્વ.

---

અથ શ્રી શલ્ય પર્વ પ્રારંભ્યતે ॥ શ્રી ગણેશાયનમઃ ॥ ॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચન્ન, સુણો સત્ય વાદી નૃપતંન; કરણ મરણ પામ્યા પછી સાર, થયો લડવા શલ્ય તૈયાર. ૧ તેનો દેહ ઘણો છે વિશાળ, ક્રોધ વિશે તો જેવો કાળ; રૂપમાં રતી નાથના જેવો, ધનુષધારીમાં શંકર તેવો. ૨ સર્વે પ્રકારનું જાણે યુદ્ધ, કરે કાળની જોડે વિરૂદ્ધ; ધરી આયુદ્ધ તે સમે રાય, બેઠો રથ વિશે મહા કાય. ૩ આવ્યો સ્થંભ પાસે રણધીર, સીંહ નાદ કર્યો પછી વિર; એવે અરજુનને ભગવાન; આવ્યા તે પણ રણમાં નીદાન. ૪ વળતી વાસવ પુત્રે તે ઠાર, કર્યો ચાપ તાણીને ટંકાર; સામા સામી મંડાયું ત્યાં યુદ્ધ, કરે અરજુન શલ્ય વીરૂદ્ધ. ૫ મુક્યું અર્જુને તે સમે બાણ, અર્ધચંદ્ર નામે નિરવાણ; ચાલ્યો શર એ તો નીરધાર, ભેદી શલ્યને નિકળ્યો પાર. ૬ ત્યારે માદ્રી રાજા કેરો તંન, અતિ ક્રોધે ભરાયો રાજંન; બાણ વ્રષ્ટી કરી તેણે દીશ, નાસે યોદ્ધા તો પાડતા ચીસ. ૭ એવું આશ્ચર્ય જોઈ તે ઠામ, કોપ્યો કુંતા કુંવર અભીરામ; મુકે શલ્ય તો જેટલાં બાણ, તેને છેદી નાંખે નીરવાણ. ૮ બેઉ જણા કરે સીંહનાદ, માંડયું યુદ્ધ તજીને પ્રમાદ; થયું દારૂણ યુદ્ધ ત્યાં રાય, કેહેતાં થાકે કવી રસનાય. ૯ ત્રણ લોકમાં ભય ઉપજાવ્યો, જાણે પ્રલય કાળ શું આવ્યો; થયો સુર્ય ત્યાં ધુંધળે વરણ, દેખાયું ભયભુત આચરણ. ૧૦ વરસે મેઘ રૂધિરનો ત્યાંહે, તારા ટુટી પડે ભુમી માંહે; ઘણા વિદયુતના પાત થા-

ય, વાયુ ચારે દિશા કેરો વાય. ૧૧ પ્રથ્વી સહીત સર્વે પાતા-
ળ, ડોલ્યાં તે સમે ત્યાં તતકાળ; એવું રણમાં થયું વિપરી-
ત, બન્યો વીર કહાવે અજીત. ૧૨ પીનાકીને પુરૂષોત્તમ જે-
મ, વઢે અર્જુનને શલ્ય તેમ; સામા સામી અડક્યા ત્યાંતો
રથ, જેના સારથી તો સમર્થ. ૧૩ છુટે ચાપથી જે સમે બા-
ણ, થાય કાટકો ત્યાં નીરવાણ; એવું યુદ્ધ થયું પોહોર વા-
ર, ત્યારે કંપ્યો દ્વિદશ પતિ સારે. ૧૪ પછી શલ્યે ઘણો ક્રોધ
આણી, મુકયું ત્રીશુળ ચાપજ તાણી; વાગ્યું અરજુનને
તેતો રાય, ત્યારે પામીયો તે મુર્છાય. ૧૫ ત્યારે કોપીયા સ-
હદેવ વીર, આવ્યા યુદ્ધ વીશે રણધીર; તેણે પરાક્રમ કીધું
અતી, જેની સંગ્રામમાં મોટી ગતી. ૧૬ એક બાણ મુકી
તેણે દીશ, છેદયું શલ્યના સારર્થીનું શીશ; બેઉ બાણે મુ-
ગટ છત્ર પાડયો, ડંડ ધ્વજાનો તેતો ઉરાડયો. ૧૭ એવું
દેખીને આશ્ચર્ય સાર, કોપ્યો માદ્રી રાજાનો કુમાર; શક્તિ
મંત્રીને મુકીને ખચીત, કરયા સહદેવને મુરછીત. ૧૮ ત્યારે
વાયુ તણો સુત જેહ, આવ્યો ગદા લેઇનેજ તેહ; તેને બા-
ણ મુકીને ઉડાડયો, એક જોજન ઉપર પાડયો. ૧૯ એવું
અદભુત જોઇને કર્મ, આવ્યા યુદ્ધ વિશે રાજા ધર્મ; કર્યો તે-
મણે ચાપ ટંકાર, પછી બાણ ચઢાવ્યો તે ઠાર. ૨૦ તેતો સુ-
ર્ય જેવું દીપ્રમાન, ચાલ્યું ધુધવતું તેણે સ્થાન; તેને છેદ-
વાને નિરવાણ, મુકયું શલ્યે ઉતાવળું બાણ. ૨૧ એવામાં
શર ધર્મનો જેહ, આવ્યો વીજળીના જેવો તેહ; તેણે મુસ્ત-
ક છેદયું રાજંન, થયો તે થકી શલ્ય પતંન. ૨૨ મુવો ધર્મથી
શલ્ય ભુપાળ, તેનું કારણ કહું આ કાળ; શલ્યે શીવતણું
તપ કીધું, તેની પાસે વચન માગી લીધું. ૨૩ મારૂં મરણ

તો ભોળાનાથ, થાય સત્યવાદી જન હાથ; માટે ધર્મને હાથે તે વાર, શલ્ય મત્યુ પામ્યો નીરધાર. ૨૪ ॥ વલણ ॥ માદ્રી-રાજ સુત પામીયો, મ્રત્યુ જ્યારે રાયરે; દુર્ગા કહે બેઠા તહા દુરયોધન રોવાયરેરેરે. ૨૫ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગા-શંકર વીરચીતે મહાભારથાંતર ગત શલ્ય પર્વણિ શલ્યો વ-ધો નામ પ્રથમો અધ્યાય.



# ગદા પર્વ.



॥ અથ શ્રી ગદા પર્વ પ્રારંભ્યતે ॥ શ્રી ગણેશાયનમઃ ॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું ગદા પર્વ મહીમાય. ૧ શલ્યરાયનો શોક કરીને અંધ તણો કુંમાર; ગાંધારીની પાસે આવ્યો ક્ષણું નવ લાગી વાર. ૨ વળતી તેને કેહેવા લાગ્યો સાંભળને તું માય; પતિવ્રતામાં શ્રેષ્ટ કહાવું સતિ રૂપે અબળાય. ૩ પાંડવ સાથે લઢવા સારૂ જાવું મારે આજ; તેમાં મારો દેહ પડે નહીં એવું કહોને કાજ. ૪ અણસમજુ ને પાપી એવા પુત્રને પાળે મત્ય; તે માટે બતલાવો મુજને આ વખને ઉપાય. ૫ તે સમે ગાંધારી બોલી સાંભળ મારા બાળ; ધર્મરાયની પાસે તમે જાઓને આ કાળ. ૬ તેને કહીએ તમ સંગાથે લડવું મારા ભ્રાત; તેમાં જય પામું હું એવું બતલાવો સાક્ષાત. ૭ તે વખતે તુજને બતલાવશે યુધિષ્ટીર ઉપાય; તે પ્રમાણે તું તો કરજે તજીને શંકાય. ૮ મારગમાં કોઇ તુજને દીકરા સમજાવે આવાર; તો પણ તેનું માનિશ નહીં તું સત્ય કહું નીરધાર. ૯ એવાં વાકય સુણી માતાનાં ચાલ્યો દુર્યોધન; વેગે તેતો આવી પહોંચ્યો જ્યાં પાંડુના તંન. ૧૦ યુધિષ્ટીર એકલા તંબુમાં નથી કોઇ બીજું પાસ; તે વખતે આવીને નમીયો પાપી તો પ્રકાશ. ૧૧ કર જોડીને કહેવા લાગ્યો સાંભળો મારા ભ્રાત; તમને રણમાં જીતું એવું બતલાવો સાક્ષાત. ૧૨ ત્યારે ધર્મ કહે ઓ ભાઇ કહું તેનો પ્રકાર; પણ તુજને ભાવી ભુલવશે છળશે જુગ-

દાધાર. ૧૩ માટે હું બતલાવું તેમાં ચુકીશ નહીં લગાર; તેવી રીતે કરતાં અમને જીતીશ આણીવાર. ૧૪ તારી માતા ગાંધારી છે સતી શીરોમણી એહ; તેની પાસે ઉભો રેહે તું નગ્ન કરીને દેહ. ૧૫ તુજને એ જાશે તે વખતે થાશે વજ્ર શરીર; પછી કોઇનો માર્યો નહી મરૂં સત્ય કહું છું વીર. ૧૬ એવું સાંભળી ચાલ્યો ત્યાંથી ગાંધારીનો બાળ; તે વાર્તા ઇશ્વરે જાણી, એવા દીનદયાળ. ૧૭ ત્યારે લક્ષમીપતિએ લીધું બ્રાહ્મણ કેરૂં રૂપ; મારગ વચ્ચે આવી બેઠા ભુવન તણા તે ભુપ. ૧૮ દુર્યોધન આવ્યો એવામાં અંધતણો કુમાર; તેને દેખી બોલ્યા વળતિ વિઠલ વિશ્વાધાર. ૧૯ અરે ભાઈ ક્યાં જાઓ છો તમે સાચી કહોને વાત, કોના સુત ને ક્યાંથી આવ્યા સમજાવો સાક્ષાત. ૨૦ તે સમે દુર્યોધન કહે તમે સાંભળો વિપ્ર કુમાર, ક્ષત્રીના કુળ માંહી હું ધૃતરાષ્ટ્ર તણો સુત સાર. ૨૧ ધર્મરાયની પાસે ગયો તો પુછવાને મહારાજ, તે પરમાણે જઇને મારે કરવુ વેહેલું કાજ. ૨૨ વળી માથું કુટ્યું મિથ્યા મધુ સુદંન. ૨૩ ત્યાર પછી ત્યાં કહેવા લાગ્યા દુરયોધનને ઇશ, મુજ પીતાને મળવા માટે જઉછું આણે દીશ. ૨૪ અરે ભાઇ પાંડુના પુત્રે કરયો સઉનો સંહાર; એકલો તું બાકીછું એવું સાંભળ્યું આણીવાર. ૨૫ તે માટે ધૃતરાષ્ટ્રને મળવા જાતોતો રાજંન, એવામાં તું મળીઓ હવે સાંભળને વચંન. ૨૬ ધર્મરાયનું કેહેવું માની માતા આગળ રાય, નગ્ન થઇને ઉભો રહેતાં દગ્ધ થશે તુજ કાય. ૨૭ દ્રોણ ગુરૂને મોઢે બોલ્યો જુઠું ધર્મ કુમાર, તે દહાડાનો વિકળ થયો છે શ્રાપ થકી નીરધાર. ૨૮ માટે ભાન નથી બોલ્યાનું યુધિષ્ઠીરને આજ, તેનું કેવું માનીને ક્યમ

થાયે એવું કાજ. ૨૯ શત્રૂ સર્પ ને અગ્નિ તેનો કયમક રીએ વિશ્વાસ, કરગરીએ તો પણ નવ છોડે મળતાં થાયે નાશ. ૩૦ એવું સાંભળી દૂર્યોધન કે સાંભળોને મહારાજ, માતા પુછે તે વખતે શો ઉત્તર દેઉં આજ. ૩૧ ત્યારે ત્રીકમ કેહે છે ભાઇ સાંભળને ભુપાળ, પુષ્પ તણી ચોરણી પેરીને જાજે આણે કાળ. ૩૨ તારી માતા પુછે ત્યારે કેહેવી નહીં આ વાત, અલ્પ બુદ્ધિ અબળામાં તેથી નવ કરીએ પ્રખ્યાત. ૩૩ એવાં વિપ્રનાં વાકય સુણિને ચાલ્યો તે રાજન, તેની આગળ માળી થઇને બેઠા જુગજીવંન. ૩૪ અંધકુંવર માળીને દેખી આવ્યો તેની પાસ, વળતિ પાપી કે'વા લાગ્યો આણીને ઉલ્લાસ. ૩૫ દુર્યોધન કે માળી તું તો કષ્ટજ મારૂં કાપ, પુષ્પ તણી તો ચોરણી સારી મુજને કરીને આપ. ૩૬ તે વખતે ત્રીકમજી માળી બોલ્યા તેણે ઠાર, લ્યોને ભુપ તમારે માટે ચોરણી છે તૈયાર. ૩૭ એવું કહિ તે ચોરણી આપી ઇશ્વરે જે વારે, પાપીએ તે પેહેરી લીધી પ્રેમ કરીને ત્યારે. ૩૮ વળતી પોતે ચાલી આવ્યો માતા કેરી પાસ, ત્યારે ગાંધારીએ પુછ્યું આત્મજને પ્રકાશ. ૩૯ અરે પુત્ર યુધિષ્ટીરતો બતલાવ્યું હોય જેહ, તે પ્રમાણે ઉભો રેહેજે ટાળીને સંદેહ. ૪૦ ત્યાર પછી તો ગાંધારીએ પાટો છોડયો રાય, દ્રષ્ટિથી સર્વે નીહાળી પુત્ર તણી તો કાય. ૪૧ તે સમે ફુલાંની ચોરણી સતીએ દીઠી સાર, એટલે ક્રોધ કરીને કહે છે પુત્રને તેણી વાર. ૪૨ અલ્યા મુરખ તેં સર્વે મારો નાશ કર્યો ઉમંગ, ચોરણી પેરી એટલું તારૂં ભાગી જાશે અંગ. ૪૩ મારગમાં તુજને કોણુ મળીયો સાચી કેને વાત, તુજને ભોળવીને ભુલાડયો તેથી થાશે ઘાત. ૪૪ ત્યારે દુર્યોધન કે

મુજને મળીયો બ્રાહ્મણ એક; તેણે આવિ રીતે મુજને બતલાવ્યો વિવેક. ૪૫ ગાંધારી કે નોય દીકરા બ્રાહ્મણ એ ભગવાન; તુજને છળ કરી છેતરીયો આ વખતે નિદાન. ૪૬ ત્યાર પછી ગાંધારીએ તો દીધો હરીને શ્રાપ; જાદવ કુળની અંદર થાજો માંહ્ય માંહ્ય કાપા કાપ. ૪૭ ॥ વલણ ॥ દુર્યોધન પછો ચાલીઓ દીલમાં આણી ત્રાસરે. દુર્ગો કહે તેતો ગયો ગુરૂ સુત ગોરની પાસરેરેરે ૪૮ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત ગદા પર્વણી કૃષ્ણેન દુર્યોધનસ્ય છલ કૃતો નામ પ્રથમો અધ્યાય. ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ સુણો ભુપ ચતુર સુજાણ; અશ્વત્થામા કૃપાચાર્ય જેહ, નાઠા સંગ્રામમાં થકી તેહ. ૧ તેની પુઠે ગાંધારીનો બાળ; ચાલ્યો ઉતાવળો તતકાળ; તેને ઝાલી પાડીને રાજંન, કેવા લા ગ્યો પછીથી વચંન. ૨ એરે ગોર ગુરૂ સુત દેવ, મુને શરણે રાખો તતખેવ; મુકી એકલો મુને મહારાજ, નથી નાસવું ઘટતું આજ. ૩ ત્યારે ગોર કહે સુણ રાય તુને શરણે અમે ન રખાય; તારી માએ વેઠયું દુઃખ જેહ, કર્યું નિષ્ફળ તેં સઉ એહ. ૪ તેની રીતે અમારૂં આ સ્થાન, કરૂં છેવટ તું અપમાન; માટે જાવાદે અમને આજ, તારા ઉપર કોપ્યા વ્રજરાજ. ૫ ત્યારે પાપી બોલ્યો તેણે ઠામ, તમે કહો તે કરૂં હું કામ; એવું દુષ્ટનું સુણી વચંન; પાછા વળ્યા બેઉ વિપ્ર તંન. ૬ હતી વાવ ત્યાં મોટી વિશાળ, આવ્યા તેની પાસે તતકાળ; પછી દુર્યોધનને સ્વતંત્ર, આપ્યો મ્રત્યુજય કેરો મંત્ર. ૭ વળતી વીપ્ર કહે સુણરાય, અધુરો ન પયોમ રખાય માળા અષ્ટોતર શ-

ત થાશે, ત્યારે અમર પદવી પમાશે. ૮ બાકી રહેશેજે એ-
ક માળાય, ત્યાં સુધી મંત્ર સીદ્ધ ન થાય; એવી રીને કહી
તેને ત્યાંય; બેસાડયો જપવા જળ માંય. ૯ જાણી શ્રીહરી-
એ એહ વાત, ત્યારે ખેદ પામ્યા જગતાત; પછી ભીમને
કે જુગદીશ, જા તું વાવ પાસે આણે દીશ. ૧૦ તેમાં જોઇ-
ને તું આણી વાર, મેહેણાં દુષ્ટને દે નીરધાર; એવું કૃષ્ણ-
નું સુણી વચંન, આવ્યો વાવ પાસે વાયુ તંન. ૧૧ તેણે સ-
મે ગુરૂનો કુમાર, બોલ્યો ક્રોધ કરી નીરધાર; અલ્યા જાડી-
યા છેટો રહે આજ, નહીંતો લેઇશ તારી લાજ. ૧૨ ત્યારે ત્યાં
થકી કુંતા કુમાર, બેઠો છેલ્લા કુવા પર સાર; પછી નીચું ન-
માવીને શીશ, બોલ્યો છાનો માનો તેણે દીશ. ૧૩ અલ્યા
કુતરા અંધના બાળ, કેમ નાશી ગયો આણે કાળ; તારી
તપાસી જોને તું કરણી, તારી મા બોકડા વેરે પરણી. ૧૪
નાસે સીંહને દેખી શીયાળ, તેમ નાગે પાપી આણે કાળ;
પક્ષી રાજથી પરડવું જેમ; નાઠો અમારા થકી તું તેમ. ૧૫
પેઠો પાણી વીશે હારી હામ, બોળ્યું બાપનું હીજડા નામ;
એવાં વચન સુણ્યાં જે વારે, કોપ્યો દુર્યોધન નક્કી ત્યારે. ૧૬
માળા બાકી હતી એકવાર, તેને મુકીને થયો તૈયાર; નીક-
ળ્યો બારણે અંધ તંન, પછી ભીમને કહે છે વચંન. ૧૭ એ-
વું દુષ્ટનું જોઇને કાજ, પામ્યા ગોર ગુરૂ સુત લાજ; નાઠા
ત્યાં થકી તે વિપ્ર બાળ, ત્યારે હસીયા દીન દયાળ. ૧૮ હવે
દુર્યોધન તેણે દીશ, કહે ભીમને આણી રીસ; અલ્યા મુર-
ખ સાંભળ વાત, કરી તેનો ઘાણાઓની ઘાત. ૧૯ દુઃશાસ-
ન જેવો મારો વીર, તેને રોળી નાંખ્યો તેં અધીર; પણ
આજ તને ઠેર મારૂં, કૃષ્ણ સુદ્ધાં બધાંને સંહારૂં. ૨૦ મારા

આગળ તું કોણ માત્ર, ભાગી નાંખુ બધાં તારાં ગાત્ર; ત્રા-
સે મુને જોઇ સુરરાય, નામ સંભાળી દૈત્ય પળાય. ૨૧
॥ વલણ ॥ એવું કહી તતબર થયો લડવા કૌરવ નાથરે; દુ-
ર્ગા કહે તેણે ગ્રહી ઘોર ગદા તો હાથરેરેરે. ૨૨ ઇતીશ્રી પાંડવ
ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ગદા
પર્વણી ભીમેન દુર્યોધનસ્ય અનુષ્ટાન ભંગો નામ દ્વીતીયો
અધ્યાય. ॥ ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ
સતવાદિ રાય; દુર્યોધન લડવાને આવ્યો કરમાં લઇ ગદાય.
૧ સિંહનાદ કીધો તે વખતે મહા બળીઓ ભુપાળ; વાયુ-
સુતને મારી વળતી ગદા એક તતકાળ. ૨ તે સમે ભીમે
પણ મારી પાપીને ગદાય; એવી રીતે વઢવા મંડ્યા બેઉ
જણા મહાકાય. ૩ બંને શુરા બળમાં પુરા નહી ખાંપણને
ખોડ; ઇંદ્રિતણા ઘરના હાથી જેમ મહાકાળની જોડ. ૪ દુ-
ર્યોધનના મુસ્તક માંહી મારે વાયુ તંન, પણ તેને કશુએ ન-
વ વાગે લેખવતો નથી મંન. ૪ અંધકુંવરની ગદા થકી તો
ભીમને ઝાઝું વાગે; સાંધા સર્વે કચ્ચર થાયે કોમળ હાડકું
ભાગે. ૬ વઢતાં વઢતાં વાયુ કુંવર તો થાકયો જેણી-
વાર; ત્યારે તેની પાસે આવ્યા જાતે જગદાધાર ૭ વપુના ઉ-
પર હાથ ફેરવ્યો શ્રીહરીએ જેવારે; તેથી બહુ હુંશીઆરી
આવી વાયુ સુતને ત્યારે. ૮ એવામાં નારદજીએતો કીધો મ-
ન વીચાર; બળદેવજીને જઇને કહયો સર્વે તે પ્રકાર. ૯ ના-
રદ કેહે બળદેવ સાંભળો દયા નથી તમ પાસ; કૌરવને વિ-
શ્વાસે કેમ રખડો છો પ્રકાશ. ૧૦ પાંડવે સર્વેને માર્યા દ્રો-

ણુ ભીષ્મ રાજંન; ભીમની સાથે યુદ્ધ કરે છે એકલો દુર્યો-
ધન. ૧૧ એવું વાકય સુણીને કોપ્યા રોહીણી કેરા બાળ;
હળમુશળ લેઇ આવિ પોંચ્યા યુદ્ધ વિશે ત્રતકાળ. ૧૨ તે-
ને દેખી પાંડવને તો પડીઓ મનમાં ત્રાસ; ધર્મરાય આવ્યા
તે વખતે બળદેવ કેરી પાસ. ૧૩ કર જોડી યુધિષ્ઠીર બો-
લ્યા સાંભળો રોહીણી બાળ; તમારે તો સરખા ગણવા બે-
ઉ આણે કાળ. ૧૪ તો પણ શંકર્ષણના મનનો ક્રોધ મટયો
નહીં રાય; વળતી દુર્યોધનને કેહે છે બળદેવજી તહાય. ૧૫
અરે ભાઇ આઘો તું ખશને યુદ્ધ કરૂં હું આજ; પાંડવને
સંહારૂ પળમાં ભોગવને પછી રાજ. ૧૬ તે સને અલબેલો
ઉતર્યો દુષ્ટના અંતર માંય; ત્યારે પાપી કહેવા લાગ્યો મો-
ઢું ચઢાવિ ત્યાંય. ૧૭ હવે શું કરવાને આવ્યા અંત વખત
બળરામ; ગુરૂ દાદાને ભ્રાત મિત્ર તે નાશ થયા આ ઠામ.
૧૮ કાગ જેવું એકલું જીવીને શું કરવું મહારાજ; તે માટે
નથી કામ તમારૂ ઘેર પધારો આજ. ૧૯ એવાં વાકય સુ-
ણીને બોલ્યા બળદેવજી તે દાર: અરે મુરખ આવું શું બો-
લે કર્યા વિના વિચાર. ૨૦ તારો દેહ હશેતો મળશે પુત્ર અ-
ને પરીવાર; દ્રવ્ય અને કીરતી પણ પામીશ પુનરપી આ-
ણીવાર. ૨૧ જીવતો પ્રાણી સર્વે પામે શાસ્ત્રતણો એ ન્યાય
તે માટે આત્મા જાળવવો જેતે રીતે રાય. ૨૨ તોપણ પા-
પીએ નવ માન્યું થવા કાળ બળવાન; ત્યારે રીસાઇ નાઠા
ત્યાંથી બળદેવજી તે સ્થાન. ૨૩ એવી રીતે હરી કોપ્યાથી
ઉગરે નહીં કોઇ જંન; ત્યાર પછીનો કોપે ચઢીઓ રાજા દુ-
ર્યોધન. ૨૪ ભીમસેનના ઉપર એ તો કરે ગદાનો ઘાત; તેતો
દેવ જુએ છે આકાશે દ્રષ્ટીથી સાક્ષાત. ૨૫ વાયુસુત દુર્યોધન

તેમને વઢનાં તેણે હાર; સામાસામી ભાગી ગદાઓ સોસો પુરી સાર. ૨૬ તે સમે ભીમેનો કીધું નાસવા કેરૂં મંત; ત્યારે તેના સામું જોયું પોતે જુગજીવંન. ૨૭ જાંગો ઉપર હાથ ફેરાવ કીધી પોતે સાન; તેથી વાયુનો સુત સમજ્યો મનમાં તેણે સ્થાન. ૨૮ વળતી જાંગો વીશે કીધો ભીમેનો પ્રહાર; ત્યારે ગાંધારીનો દીકરો કંપ્યો તેણે ઠાર. ૨૯ એવી એવી મારી ગદાઓ અષ્ટોત્તર શત જ્યારે; તેથી મુર્છા પામી પડયો દુર્યોધન તે વારે. ૩૦ ॥ વલણ ॥ પાપી મુર્છા ખાઇ પડયો રણ માં ત્યાં નિરધારરે; દુર્ગો કહે તેને પછી કંઠે આવ્યો પ્રાણરેરે. ૩૨ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત ગદા પર્વણિ ભીમેન દુર્યોધનસ્ય વધો નામ ત્રતિયો અધ્યાય. ॥ ૩ ॥

કડવું ૪ થું.

॥ રાગ સોરઠ ॥ વૈશંપાયન મુનિવર કે તું સાંભળ ભુપ કુમાર; એવામાં તો દિવસ આથમ્યો અષ્ટાદશમો સાર. ૧ તે સમે તંબુમાં આવ્યા પાંડવને જુગદિશ; દુર્યોધન એકલો પડીયો છે રણમાં તેણે દીશ. ૨ તેના પ્રાણ નથી નીકળતો મન વિશે મુઝાય; એવામાં ત્યાં અશ્વત્થામા આવી પોંચ્યા રાય. ૩ તેનો દુર્યોધનને કે છે સાંભળ ભુપતી વાત; શેમાં તારો જીવ રહ્યો છે તે તો કે સાક્ષાત. ૪ એવું સાંભળી અંધકુંવર કે સાંભળો ગુરૂ સુત વાણ; પાંડવનું મ્રત્યુ થાયે તો નિકળે મારો પ્રાણ. ૫ ત્યારે અશ્વત્થામા કે છે સાંભળ દુર્યોધન; તારા આગળ જાન મુકુ હું મારીશ પાડુ તંન. ૬ દુર્યોધન; કે સત્ય કહો પણ મુજથી નવ મનાય; કુંતા સુતનાં માથાં લાવી દેખાડો મુનીરાય. ૭ એવું વાકય સુણીને

ચાલ્યા દ્રોણ તણા કુમાર; તે તો વાત પ્રભુએ જાણી અંતરમાં નીરધાર. ૮ તે સમે કેશવે કીધી કળા એક રાજંન; પાંડવને ઠેકાણે સુવાડ્યા દ્રૌપદી કેરા તંન. ૯ ત્યાર પછી ત્યાં સર્વે સતું રાત્રી પડે નિરધાર; એટલે દ્રોણ તણા સુત આવ્યા અશ્વત્થામા સાર. ૧૦ વિણાજંત્ર વગાડી મુકયું ધારણ તેણે ત્યાંય; વળતી પોતે ચાલી આવ્યા તંબુ કેરી માંય; શસ્ત્ર લેઈને દ્રૌપદી સુતનાં માથાં કાપ્યાં રાય; તેને કરમાં ઝાલી ચાલ્યા તજી મનની દયાય. ૧૨ દુર્યોધનની પાસે આવી બતલાવ્યાં રાજંન; ત્યારે પાપીએ ઓળખીયાં બોલ્યો તર્ત વચંન. ૧૩ અરે વિપ્ર આતો નોહ્ય પાંડવ દ્રૌપદી કેરા તંન; આને શું કરવાને માર્યા દયા તજીને મંન. ૧૪ એવું સાંભળી ગુરૂ સુત બોલ્યા સાંભળને તું રાય; પુત્ર મરાયા તેથી થાશે ન પાંડવી ધરાય. ૧૫ વૃદ્ધ થયા કુંતા સુત માટે થાશે તેમનો નાશ; હવેથી પ્રજા નહીં થાયે કહુછું સત્ય પ્રકાશ. ૧૬ ઉતરાનો ગર્ભ રહ્યો છે અભિમન્યુથી જેહ; તેનો નાશ કરીશ હું ક્ષણમાં તેમાં નહી સંદેહ. ૧૭ એવાં દ્વીજનાં વાકય સુણીને પાપી કેરો પ્રાણ; વપુમાંથી નીકળીયો નીશ્ચે તે સમે નિર્વાણ. ૧૮ એટલે અશ્વત્થામા નાઠા ત્યાંથી ગુરૂના બાળ; એવામાં છો રાત્રી વીતી થયો પ્રાતઃકાળ. ૧૯ દ્રૌપદીએ દીઠાં તે વખતે પુત્ર તણા ધડ સાર; ત્યારે છાતી કુટવા માંડી રૂદન કરે ચોધાર. ૨૦ એવું દેખી પાંડવ પાંચે પામ્યા મન પરિતાપ; કૃષ્ણચંદ્ર પણ શોચ કરે છે મનુષ્ય લીલાએ આપ. ૨૧ તે વખતે દ્રૌપદીએ કીધી કરી પ્રતીજ્ઞા જેહ; શ્રોતા જન સાંભળજો સર્વે વીસ્તારી કહું એહ. ૨૨ જેણે મારા પુત્ર હણીને કીધું ભુંડું કાજ; તેના મસ્તક-

ક ઉપર બેસી નાવું મારે આજ. ૨૩ તેવી રીતે કીધા વિના ભક્ષ કરૂં જો અન; તોતો અંતે થાઉ નિશ્ચે નર્ક વિશે પતંન. ૨૪ એવો નીમ લેઇને બેઠાં દ્રોપદી એણાવાર; ત્યારે પારથને તો કેહે છે પરમાત્મા નિરધાર. ૨૫ વેતા પુત ચાલોને કરવા શત્રુની સંભાળ; એવું કહીને ચાલ્યા ત્યાંથી અરજુન દીનદયાળ. ૨૬ અશ્વત્થામા કેરૂ ઓળખ્યું પગલું તેણે ઠાર; તેની પાછળ પાછળ આવ્યા રેવાકાંઠે ૨।૨. ૨૭ તે ઠેકાણે ગુરૂના સુતને ઓળખીયા રાજંન; ત્યારે નાગ તણો શર મુકી કીધા છે બંધન. ૨૮ ગુરૂના સુતને બાંધ્યા જ્યારે અર્જુને તે ઠાર; ત્યારે હાસ્ય કરીને બોલ્યો વિઠલ નિશ્ચેધાર. ૨૯ અરે ભાઇ તુજ પત્નિએતો કરી પ્રતીજ્ઞા આજ; તે માટે મારો ગુરૂ સુતને જેથી થાએ કાજ. ૩૦ એવું હરીનું વાકય સુણીને બોલ્યો કુંતા તંન; અહો નાથ જુઓ છો મારી બુદ્ધિ જુગજીવન. ૩૧ પણ હું નથી મુરખ નારાયણ શ્રુતિસ્મૃતિ સમજુ ઇશ; ગુરૂના સુતનો વધ નવ થાયે ગુન્હા થકી આદીશ. ૩૨ ભક્ત અને બ્રાહ્મણ ભામીની રોગી વિકળને રાય; એટલા ખુન કરે પણ તેને વધ શિક્ષા નવ થાય. ૩૩ જન્મ કેદ કરવી એ સઉને વળી કરવું હદપાર; એટલી શિક્ષા મનુએ કરી છે સ્મૃતિમાંતો નિરધાર. ૩૪ એવું વાકય સુણીને થયા પરમાત્મા પ્રસંન; વળતી ન્યાય વિચારી કેહે છે વિજયને વચંન. ૩૫ અરે ભાઇ એ બ્રાહ્મણ કેરા મુસ્તકમાં મણી જેહ; તેને કાપીને કાઢી લ્યો નહી પડે તેથી દેહ. ૩૬ તેના ઉપર બેશી ન્હાશે દ્રૌપદી તો નીરધાર; તેથો તેની પ્રતિજ્ઞા પણ પળશે આણીવાર. ૩૭ વળતી ગુરૂ સુતના માથાનો મણી કાઢી લીધો; ત્યાર પછી તેને બાંધેલો ત્યાંથી છોડી દીધો. ૩૮ એવું

કામ કરીને આવ્યા અરજુનને ભગવાન; વળતી આણેલો મ-
ણી આપ્યો દ્રૌપદીને તે સ્થાન. ૩૯ ત્યારે સ્નાન સતીએ કી-
ધુ સુણ જનમેજયરાય; એવામાં તો રણમાં આવ્યાં દુષ્ટનાં
માત પિતાય. ૪૦ ॥ વલણ ॥ ગાંધારી ધૃતરાષ્ટ્ર તે આવ્યાં
સુતની પાસરે; દુર્ગો કહે તેતો રડે નાંખીને નિશ્વાસરે. ૧૪
ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વિરચીતે મહાભાર-
થાંતર ગત ગદા પર્વણિ અશ્વત્થામા દ્રૌપદી સુત હનો નામ
ચતુર્થો અધ્યાય.



# સ્ત્રી પર્વ.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન કહે સુણ રાય, કહું અબ-ળા પરવ મહીમાય; ગાંધારી પામીને પરિતાપ, કરે કારમો રણમાં વિલાપ. ૧ પૃથ્વી ઉપર પછાડી દેહ; કહે પોતાના પુ-ત્રને એહ; અરે કુંવર ચાલોને ઘેર, માત પિતાની વિચારો પેર. ૨ વ્રદ્ધ માબાપને કરયાં ત્યાગ. નથી ઘટતું તુંને મહા-ભાગ; પુત્ર વિનાનો સુનો સંસાર, વંધ્ય કહેવાય તે નરનાર. ૩ પિંડ અંતકાળે નવ પામે. રણ ત્રણ્યે ન છુટે આ ઠામે; ભાઇ કેમ ચઢાવી છે રીસ, અમને બોલાવોને આણેદીશ. ૪ અરે પુત્ર ગયા ક્યે ઠાર, અમને તેડ્યા વિના નીરધાર; કો-ને સોંપણી કરી અમારી, તેનો ઉત્તર ઘોને વિચારી. ૫ એ-વાં સતીનાં સુણી વચંન. કર્યું ધર્મ રાજાએ રૂદન; ત્યારે ત્રી-કમજી અવીનાશ, આવ્યા ગાંધારી નારીની પાસ. ૬ પછી કેહેવા લાગ્યા મહામતી, તને સાંભળોને ત્રિયાસતી; દેહ ધા-રી તણો નાશ થાય, વેહેલું મોડું તે સરવે જાય. ૭ નથી અમ્મર દેવને જંન; તેનો શોક કરવો નહી મંન; લેણ દેણ જ્યારે પુરૂ થાય, ત્યારે તે તેને પંથે પળાય. ૮ નથી નાશ થતો જીવ એહ, નવા નવા ધરે છેજ દેહ; માટે ઉઠો તમે આ-ણીવાર, પાળો પાંડવને નીરધાર. ૯ તેપણ પુત્ર તમારા કે-હેવાય, નહી લોપે વચંન જરાય; મુવા માણસની પુઠે સા-ર, નથી મરાતું આપણે નાર. ૧૦ નથી તજાતું ખાવાનું અંન, નેત્ર જાએ કર્યાથી રૂદંન; કળીયુગ વિશે નિરવાણ, અંન સમાનો રહે છે પ્રાણ. ૧૧ માટે મુકીને નારી રૂદંન, ક-

રો ધર્મને ઘેર ભોજન; એવી શ્રી હરીની સુણી વાણી, બોલી ગાંધારી તો ક્રોધ આણી. ૧૨ અરે કૃષ્ણ શું બોલોછો આ-જું, વંશ ગયો હવે બળ્યું ખાવું; અગ્નિમાં પેસીને આણે ઠાર, અમે મરીશું સ્ત્રી ભરથાર. ૧૩ એવું સાંભળીને ભગ-વાન, થયા ત્યાં થકી અંતરધ્યાન; પછી કળા કરી જગતાત, કહું વિસ્તારી તે હું સાક્ષાત. ૧૪ ગાંધારીના ઉદરનો જેહ, કર્યો પ્રદીપ્ત અગ્નિ તેહ; તેથી ભામીનીને લાગી ભુખ, ત્યા-રે જોવાને લાગી પ્રમુખ. ૧૫ તેણે સમે તો શ્રી અવિનાશ ક-ર્યો કારમો આંબો પ્રકાશ; તેને ડાળખે લટકે કેરી, તેતો પાકી દીસે છે ઘણેરી. ૧૬ તેને જોઇ ગાંધારીએ જ્યારે, ઉ-ઠી લેવા ઉભી થઇ ત્યારે; એક વેંત રહ્યું છેટું રાય, ચઢી પુત્ર ઉપર અબળાય. ૧૭ તોય છેટું રહ્યું નિરધાર, ત્યારે બીજો આણ્યો સુત સાર; એવા તમામ પુત્રની ત્યાંય, ચાકી કરી તેણે રણમાંય. ૧૮ પછી ઉપર ચઢી પ્રકાશ ત્યારે આં-બોતો ગયો આકાશ, થઈ અબળા નિરાશ જ્યારે, આવ્યા ઇશ્વર તો પાસે ત્યારે. ૧૯ કહે કામીનીને કીરતાર, અરે આશું કરયું તમે નાર; ચઢયાં પુત્રના ઉપર આજ. પાકાં ફ-ળને ખાવા કાજ. ૨૦ ધીક ધીક છે તમને નાર, નથી ચીત-માં દયા લગાર; એવી શ્રી હરીની સુણી વાણી, ઘણું શરમા-યાં ગાંધારી રાણી. ૨૧ બોલ્યા ત્યાર પછી ભગવાન, કરો બે-ઉ જણ હવે સ્નાન; જાઓ ધર્મરાજા કેરી પાસ, એનો પાળ-શે તમને પ્રકાશ. ૨૨ એવું કૃષ્ણનું સુણી વચંન ઉઠયાં દંપતિ ત્યાંથી રાજંન; તેણે સમે તો દુષ્ટની નાર, આવી ભાનુમતી નીરધાર. ૨૩ બીજી કૌરવની અબળાય, આવી ને પણ સ-વૈં તહાય; ભાનુમતી બેઠી પતી પાસ, પછી રૂદન કીધું પ્રકા-

શ. ૨૪ ॥ વલણ ॥ દુર્યોધનની તારૂણી કરતી વિવધ વિલાપરે; દુર્ગા કહે તે સુણતાં પામે સઉ પરિતાપરે. ૨૫ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીને મહાભારથાંતર ગત સ્ત્રી પર્વણી દુર્યોધનસ્ય માત પિતા આગતો નામ પ્રથમો અધ્યાયઃ ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ બીહાગ ॥ કેમ નથી કંથ બોલતા, મારા હૈડાના હાર; મેદાનમાં સુતા આ સમે, માર્યા શત્રુએ સાર, કેમ નથી કંથ બોલતા. ॥ ટેક ॥ સ્વામી તમે નવ માનીયું દાદા કેરૂ વચંન; ભ્રાતને પુત્ર મરાવિયા ખોયું છેવટ તંન, કેમ નથી સ્વામી બોલતા. ૧ કુંતાના પુત્રને નવ નમ્યા વળી વધાર્યું વેર; કીરતિ ગવાશે તે ગ્રંથમાં ગુણીજનો કેરે ઘેર; કેમ નથી કંથ બોલતા. ૨ પ્રાણ પતી તમ કારણે કીધો કૃષ્ણે છળભેદ; સારથી અરજુનના થયા જેને રટે છે વેદ; કેમ નથી કંથ બોલતા. ૩ અભિમાની તમ જેવો કંથજી સૃષ્ટિમાં નહીં થાય; દ્રૌપદી જેવીનાં તાણીયાં ચીર જોતાં સભાય, કેમ નથી કંથ બોલતા. ૪ અરેરે આ દૈવગતી જુઓ ત્રાસે જે થકી દેવ; તે ધણી રણમાં રડવડે હંસ રહીતજ એવ, કેમ નથી કંથ બોલતા. ૫ જેને અરથે જીવ આપીયા ગુરૂ દાદાએ આજ; ભુપતી સર્વે રોળાઇ ગયા મુકી સ્ત્રીયોને રાજ કેમ નથી કંથ બોલતા. ૬ નાથ તમો વિના કેમ રહું હૈયું ફાટીરે જાય; મનોહર મંદિર માળીયાં તેતો ખાવારે ધાય, કેમ નથી કંથ બોલતા. ૭ કંથ વીના કામની તણો નથી જગમાં ભાર; ઉભી રહેતાં ભુ ભારે મરે ઓશીયાળો અવતાર. કેમ નથી કંથ બોલતા. ૮ ચોત્રફના વાયુ વાય છે

થતાં સ્વામીનો નાશ; શણગાર સર્વે ઉતરે મટે મનનો ઉ-લ્લાસ, કેમ નથી કંથ બોલતા. ૯ ખાણું ને પીણું ગમે નહીં નીંદ્રા આવે ના લેશ; સ્વપ્નાં આવે તેને ઠારમાં ઉજડ દે-ખાય દેશ; કેમ નથી કંથ બોલતા. ૧૦ આંધે પછી ત્યાં સુ-ધી ત્રીયા મોંઘી મણીથી અપાર; વીધવા સોંઘી કુશકા થકી ઉઠયો સઉ અધીકાર, કેમ નથી કંથ બોલતા ૧૧ હૈયામાં તો હોળી પ્રગટી ટુટી પડયું આકાશ; કોને સોંપી મુને કંથ-જી રહ્યા કોનીજ પાસ, કેમ નથી કંથ બોલતા. ૧૨ ભાનુમ-તી એવું કહી રડી કુટી છાતી અપાર; ઉરવી આખી કંપી તે સમે રોયાં પંખી તે ઠાર, કેમ નથી કંથ બોલતા. ૧૩ વ-ળતી ચિતા કરી કાષ્ટની બેઠી તેમાંજ નાર; સ્વામીનું શી-ર મુકયું અંકમાં અગ્નિ ચેતાવ્યો સાર, કેમ નથી કંથ બો-લતા. ૧૪ એવી રીતે બધી ત્યાં બળી કૈરવોની ત્રીયાય; અ-બળા પરવ પુરૂં થયું હરી બોલો શ્રોતાય, કેમ નથી કંથ બોલતા. ૧૪ ॥ વલણ ॥ પછી પાંડુ પુત્રે કર્યો ઘટે તેને સં-સ્કારરે; દુરગો કહે વળતી ગયા ભીષ્મની પાસે સારરેરેરે. ૧૬ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભાર-થાંતર ગત સ્ત્રી પર્વણી ભાનુમતિ વિલાપ વર્ણનો નામ દ્વી-તીયો અધ્યાય. ॥ ૨ ॥



# [illegible]

॥ અથ શ્રી [illegible] ॥ શ્રી ગણેશાયનમઃ ॥

॥ રાગ સામેરી ॥ વૈશંપાયન ઋષિરે બોલ્યા સુણ સતવાદિ રાય; વળતી ભીષ્મની પાસે આવ્યા પાંડવને જદુરાય. ૧ ગંગાસુતને કરજોડીને કેહેછે ધર્મ કુમાર; અરે પિતા મેં રાજ્યને માટે કીધો કુળ સંહાર. ૨ તેથી મન ઉદવેગ થયું વળી પ્રગટી મન ચીંતાય; મારે શાન્તિ ઉપજે એવો બતલાવો ઉપાય. ૩ એવાં વાક્ય સુણીને બોલ્યા ગંગાજીના બાળ; અરે ભાઇ તમ પાસે રહે છે વિપ્રતણા પ્રતીપાળ. ૪ તેને મુકી મુંજને તું તો પુછેછે રાજંન; પણ એ જ્ઞાનીના જ્ઞાની છે સર્વજ્ઞ યદુતંન. ૫ કોટીક જીવ પ્રગટા એ પ્રભુથી કહું તેનો વિસ્તારી; જેમ રવી સઘળે વ્યાપક છે સ્થુળ સુક્ષ્મમાં મારે. ૬ એમની ઇચ્છાએ [illegible] માયા વિકાર પામી તેહ; તેથી એક વસ્તુ પેંદા થઇ મહતત્વ નામે જેહ. ૭ તેમાંથી ગુણ [illegible] ને [illegible] તમ જાણ; તેણે કરી આ વિશ્વ ઉપજ્યું, જડ ચૈતન્ય નિર્વાણ. ૮ તમો ગુણથી ઉપજ્યાં નિશ્ચ પૃથ્વી જળ આકાશ; વાયુ ને વળી તેજ થઇને પાંચે તત્વ પ્રકાશ. ૯ રજોગુણ થયા ઇંદ્રિયો સર્વે થઇ રાજંન; સત્વ ગુણથી અહંકાર વળી ચિત્ત બુદ્ધિને મંન. ૧૦ તે સઘળું ભેગું થઇ બનીયો લીંગ દેહ નિર્વાણ; તેમાં ચૈતન રૂપે પેઠા પોતે પુરૂષ પુરાણ. ૧૧ હાવે પાંચે તત્વ તણું તો અર્ધ હતું વળી જેહ; તેનાં પચીશ થઇને બનીયો સ્થુળ ઉપાધિ દેહ. ૧૨ લીંગ દેહ પેઠો તે મધ્યે સ્થુળ વિશે તો

જ્યારે; તેથી સજીવન થઇ ઉઠયું વિરાટ તેણીવારે. ૧૩ તે
વાતે વિરાટ દેહથી થયો બધો સંસાર; અહંકારથી માની
લીધો દેહ તણો વેહેવાર. ૧૪ અભિમાનને આધિન રહીને
ભ્રષ્ટ રહયું છે મંન; ઇંદ્રિઓના વિષય વિશે તદરૂપ થયું છે
લીન. ૧૫ સારાં નરસાં કર્મ કરાવે ઇંદ્રિયોથી મંન; અહંકા-
રતો સત્વ મનાવિ વળગાડે રાજંન. ૧૬ એવી રીતે આત્મા
આવ્યો બંધનમાં ભુપાળ, જેમાં પેસે તેવું સુખ દુઃખ મા-
ને છે ત્રતકાળ. ૧૭ ચિત્ત વિષયમાં લીન થયું તેમ વિષય
ચિત તદરૂપ; જેમ ચમકને લોહ ગ્રહે એમ બેઉ પરસ્પર
ભુપ. ૧૮ ક્ષય વ્રદ્ધિને શીત ઉષ્ણ તે દેહ તણો છે ધર્મ; અ-
ધ્યાસેથી માની લેછે પીડા પામે મર્મ. ૧૯ ક્ષુધા અને પીપા-
સા એનો પ્રાણ ધર્મ કેહેવાય; હર્ખ અને વળી શોક થવો તે
મનથી જાણો રાય. ૨૦ એવી રીતે માયાને વશ પડીઆ સ-
ર્વે જીવ; તેથી તેનો નથી ઓળખતા કૃષ્ણ ચંદ્ર આ શીવ.
૨૧ પુર્વ કર્મને ભોગવી રેહેતાં દેહ પડે સાક્ષાત; નવાં કર્મ-
થી થાયે પાછો સ્થાવર પશુ નર જાત. ૨૨ તે માટે વર્ણાશ્ર-
મ કેરા ધર્મ જાણવા રાય; તે પરમાણે અનુસરતાંતો ચિત્તની
શાન્તિ થાય. ૨૩ દ્વીજ ક્ષત્રી ને વૈસ્ય, શુદ્ર એ વર્ણ મનુષ્ય-
માં ચાર; તેનો તુજને ધર્મ કહું તે સાંભળ આણિવાર. ૨૪
સ્નાન સંધ્યાને દેવ પુજા પછી ગાયત્રી સાક્ષાત. બ્રહ્મયજ્ઞ ત-
ર્પણ વળી એવો વૈશ્વદેવ વિખ્યાત. ૨૫ છએ કર્મ એ વિ-
પ્ર વરણને કરવાનાં નીશદીન; વળી વૃત્તિ ભિક્ષા વિદ્યાથી
પોષણ કરવું તંન. ૨૬ ગૌ બ્રાહ્મણનું પાલણ કરવું સુણવી
સત્ય કથાય; ખાળને શિક્ષા દીને કરવી ધર્મ તણી તો સા-
હ્ય. ૨૭ ઉત્પંનમાંથી છઠો હિસ્સો તેનો ખેતી પાસ; તેથી

પિંડનું પોશણુ કરવું ક્ષત્રીને પ્રકાશ. ૨૮ ઉદ્યમમાં ખેતી કરવીને વળી કરવો વેપાર; તેમાંથી દસમા હીસ્સાનું પુન્ય જ કરવું સાર. ૨૯ કૃષ્ણ કથાને સુણવી નિત્યે નમ્રપણે હમેશ; વૈશ્ય તણાં એ કર્મ જાણવાં સત્ય કહું નરેશ. ૩૦ ત્રણે વરણ તણી તો કરવી સેવા નીત્યે સાર, તેથી પિંડનું પોશણ કરીને ભજવા જગદાધાર. ૩૧ શક્તિ પ્રમાણે પુન્યજ કરવું વેદ ન ભણવા સાર; શુદ્ર તણાં એ કર્મ મુખ્ય છે નામતણો અધિકાર. ૩૨ એવી રીતે ભીષ્મે કીધા વર્ણ ધર્મ રાજંન; ત્યારે કરજોડીને બોલ્યા યુધિષ્ઠીર વચંન. ૩૩ ॥ વલણ ॥ કરજોડી કહે ભીષ્મને કુંતાના કુંમારરે; દુર્ગા કહે તે પુછતા આશ્રમધર્મ વિચારરેરે. ૩૪ ઇતી શ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત શાન્તિ પર્વણી યુધિષ્ઠિરસ્ય ભીષ્મેન વિરાગ્રોત્પતિ તથા વર્ણ ધર્મ કથીતો નામ પ્રથમો અધ્યાયઃ ॥ ૧ ॥

કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણ ભુપ ચતુર સુજાણઃ વર્ણ ધર્મ સુણ્યા પાછી સાર, બોલ્યા યુધિષ્ઠીર તેણે ઠાર. ૧ સર્વ આશ્રમના ધર્મ જેહ, કહો વિસ્તારી દાદાજી તેહ; ત્યારે ભીષ્મ કહે સુણ રાય, જેથી સંશય સઘળા તજાય. ૨ પહેલો આશ્રમ તો વળી જેહ, બ્રહ્મચારી તણો જાણો તેહ; કરવો વિદ્યાનો તેમાં અભ્યાસ, ખેદ આણી ન થાવું ઉદાસ. ૩ સાત્વીક પુરાણને વેદ ન્યાય, તેને શીખવાં રાખી ઇચ્છાય; સ્વાદ વૈભવ તાંબુળ પાન, તેને તજવું છોડી ગુમાન. ૪ મતી રાખવી નિર્મળ સારી, એક ચિત્ત જોવી નહિ નારી; ગુરૂ આજ્ઞા ન કરવી ભંગ, તજવાં

ત્યમ વિષય અંગ. ૫ તેલ ચોળવું નહિં તન માંય, વસવું નહિં દુષ્ટને જ્યાંય; ભુમી સુવું ને ઉંઘવું લેશ, પ્રેમથી રાખી પંચ કેશ. ૬ નિત્ય કર્મ ન તજવું તમામ; વ્યસન રાખવું નહીં અભીરામ; દુષ્ટ વસ્તુ ન કરવી ભોજંન, લેવું પવિત્રનું વળી અંન. ૭ સ્વેત વસ્ત્ર તો પહેરવાં સાર, પ્રેત અંન ન કરવું આહાર; વાસ્તુ શાન્તિ શ્રીમંતાદિ જેહ, વળી વર્જવાં નીશ્ચય તેહ. ૮ ગુરૂ સેવાને ભક્તિ પ્રભુની, નવ ચુકવી વેળાજ તેની; એવો રાખવો નીશ્ચય ટેક, બ્રહ્મચારીનો એજ વિવેક. ૯ બ્રહ્મચર્ય પાળ્યા પછી સાર, કરવો પોતાના મનમાં વિચાર; ઇચ્છા ગ્રહસ્થ થવાની થાય, ત્યારે પરણુવી શ્રેષ્ટ કન્યાય. ૧૦ મન હોય જો વૈરાગ્યવાન, ત્યારે તો થાવું ત્યાગી નિદાન; હવે ગ્રહસ્થના ધર્મ જેહ, કહું વિસ્તારી તુજને તેહ. ૧૨ જાતી કર્મ શાસ્ત્રે કહ્યાં જેહ, પવિત્ર પણે પાળવાં તેહ; ઘટે તેવો રાખી કુળાચાર, હિંસા કરવી નહી લગાર. ૧૨ દેવી દેવ થવાને પ્રસંન, જીવ મારવો નહી રાજંન; અતિ દુઃખ પડે અકળાઇ, આત્મ હત્યા કરવી નહિ ભાઈ. ૧૩ સ્વાર્થ પરમાર્થ સમજીને મન, ચોરવું નહી પારકું ધંન; પર પત્નિનો છોડવો સ્નેહ, વળી વ્યસન તો ખોટાં જેહ. ૧૪ ઉંચ વરણને દોશ વિચારી, નિચ જાતીનું પીવું ન વારી; ઉતરતી વરણનું રાંધ્યું અંન, ક્યારે કરવું નહી ભોજંન. ૧૫ અજાણે પણ જો તે ખવાય, તોય પ્રાણ તેનો વટલાય; દેહ શુદ્ધયાદિ કર્મ તો થાશે, ત્યારે દોષ તેવો તે પળાશે. ૧૬ દુધ અગ્નીને ઘીથી જે થાય, તેવું તે શુદ્ર અડકે ખવાય; કેવળ દુધ ઘીથી રાંધ્યું અંન, થાય મારગમાં તે ભોજંન. ૧૭ વૃદ્ધબાળકને રોગીષ્ટ કાય, તેનાથી સ્નાન વિના

ખવાય; એકાદશી આદીવૃત જેહ, કરવાં ઉમંગ આણીને તેહ. ૧૮ દ્રોહી પાપી હશે નર નાર, દંભી વાદીને ખુની અ-પાર; વ્યભિચારી વિમુખ મતિ ભ્રષ્ટ, સંગ તજવો તેનો ઉત્કૃષ્ટ. ૧૯ બ્રહ્મા વિષ્ણું ને ત્રિશુળ ધારી, શક્તિ સુર્યને વિધ્ન વિહારી; એટલાનું કરીને પુજંન, ખાવું ગૃહસ્થને પ-છી અંન. ૨૦ ગળ્યા વિનાનું દુધ ઘી પાણી, તેને પીવું ન હીં માંસ જાણી; હોય જળમાં જીવ અપાર, સ્નાન કરવું ન-હીં તેણે ઠાર. ૨૧ દેવાલય જળાશય બાગ, ધર્મશાળાને ક્ષે-ત્ર વિભાગ; હુત દ્રવ્ય હોમ્યું હોય જ્યાંય, મળ મુત્ર ન કર વું ત્યાંય. ૨૨ રાજા બહુસુતને ગુણવાન, સંત શસ્ત્રધારી વિ-દ્વાન; તેનું અપમાન કયારે ન થાય, શ્રુતિ સ્મ્રતિ તણો એવો ન્યાય. ૨૩ ગુરૂ સંત દેખી ઉભા થવું, આવતા જાણીને સામા જાવું; દેવ મંદિર રાજ સભાય, હરી કથા જ્યાં નિ-ત્યે કેહેવાય. ૨૪ ઠાલે હાથે ન જવાય ત્યાંયે, એવો નિર્ણય શાસ્ત્રની માંયે; જુઠી સાક્ષી દગો પક્ષપાત, લાંચ ખાત્રી ને વિશ્વાસઘાત. ૨૫ જાર કર્મને નિંધાતો જેહ, પ્રાણ ગયે ન કર વાં તેહ, આપદકાળ આવી પડે જ્યારે, મુકવી નહીં હીંમ-ત ત્યારે. ૨૭ ગ્રહણ સુતકને રતુશ્રાવ, ત્રણે પાળવાં આણી-ને ભાવ; યુવાવસ્થાવાળી જે નાર, હોય એકાંતમાં જે-ણીવાર. ૨૭ આપતકાળ વિના તેની પાસ, ઉભું રહેવું ન-હીંજ પ્રકાશ; ઉગારે કોય આપણી કાય, તોય પત્નિ ન તેને અપાય. ૨૮ જન્મ મર્ણ વિવાહનું કર્મ, તેને તજતાં થાય અધર્મ; માતપિતાને ભાઈ રોગીષ્ટ, તેને પાળવાં આણીને નીષ્ટ. ૨૯ આવે આંગણે યાચક જંન, તેને આપવું ઉઠીને અંન; શ્વાન વાયસને વળી ગાય, તેનો વિભાગ કાઢવો રા-

ય. ૩૦ લાભ માંહીથી દશાંશ જેહ, પુન્ય ઠેકાણે અર્પવું તે-
હ; જીવ પડવા વાળું જે અંન, ઝાઝું રાખવું નહીં રાજંન.
૩૧ સુવા ખાવાને મૈથુન માંય, અતિ લોભ ન રાખવો ત્યાં-
ય; પુત્ર પુત્રી બે થતાં પ્રજાય, તુચ્છ વિષય છોડવો રાય.
૩૨ પછી ત્યાગી થઇને પ્રકાશ, કરવો યોગ કળાનો અભ્યા-
સ; નિત્ય ભજવા જગદાધાર, આશા ત્રસ્ણા તજી નીરધાર.
૩૩ ॥ વલણ ॥ બ્રહ્મચારી સંસારીના ધર્મ કહ્યા એહ રાયરે;
દુર્ગા કહે તે પાળતાં પ્રાણી સ્વર્ગે જાયરે. ૩૪ ઇતીશ્રી પાં-
ડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત
શાન્તીપર્વણી બ્રહ્મચારી ત્યાગી ધર્મકથીનો નામ દ્વીતીયો
અધ્યાય. ॥ ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ સોરઠ ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ
સતવાદી રાય; ત્યાર પછી દાદો બતલાવે ત્યાગીની ક્રિયાય.
૧ સંસારીથી છેટા રહેવું ત્યાગીને રાજંન; ભગવાં લુગડાં
પહેરી કરવું ભીક્ષાથી ભોજંન. ૨ અલંકારને ધાતુ પાત્ર
તે નવ રાખવું વળી પાસ; વિષય વાત સાંભળતાં થાવું
અંતરમાં ઉદાશ. ૩ સ્ત્રીની સાથે ભાષણ દર્શન કરવું નહીં
પ્રકાશ; અજાણે થાયે તો કરવો તે દિવસે ઉપવાસ. ૪ કામ
ક્રોધ આદિ છ શત્રૂ મહા બળીયા કેહેવાય; તેને તો વૈરાગ્ય
આણીને હણવા એતો ન્યાય. ૫ દ્રવ્ય તણો પ્રતિગ્રહ તેતો
કરવો નહીં કોઇ કાળ; તેવી રીતે થાંપણ કોઇની રાખવી
નહીં ભુપાળ. ૬ વશ કરવી ઇંદ્રીયો સર્વે કરવો નહીં વ્રેપા-
ર; ક્ષમા ધૈર્ય ને શાન્તિ તેતો તજવી નહીં લગાર. ૭ રાત્રી-
એ એકલા નવ જાવું સંગ વિના રાજંન; તેવું સ્વાર્થ ને

સ્નેહ થકી નવ વદવું વ્યર્થ વચંન. ૮ સદાકાળ તો શુદ્ધજ રેહેવું મન કાયાથી સાર; કલ્પીત ધર્મનો આશ્રય કરીને તજવો નહી આચાર. ૯ મંડળી કે ભીક્ષા વીના નવ જાવું ગ્રહસ્થને ઘેર; પ્રભુની પ્રાપ્તિ થાયે એવી ચિંતવવી વળી પેર. ૧૦ ભીક્ષાને પીરસવા માટે પુરૂષ નથી જે ઠાર; તે ઠેકાણે ભીક્ષા લેવા જાવું નહીં નિર્ધાર. ૧૧ અફીણ, તમાકુ, ગાંજો આદી કરવાં નહીં વ્યસંન; તાંબુળ પણ ખાવું નહીં ભાઇ ત્યાગીને રાજંન. ૧૨ ગર્ભાધાનાદી સંસ્કારો રતુશાંત્યાદી જેહ; એકાદશાદી પ્રેત ક્રીયા તજવી ભોજનમાં તેહ. ૧૩ હરી કથા વીના નવ કરવીં ગ્રામ્ય તણી વારતાય; આપત્કાળ વીના નવ સુવું સજ્યા ઉપર રાય. ૧૪ દુષ્ટ પુરૂષ કોઈ ગાળો ભાંડે વળી મારે અતી માર; તો પણ તેના જેવું સંતને કરવું નહીં નીરધાર, ૧૫ વળી કોઇ પ્રાણી કરે તેહની નીંદાને અપમાન; તદપી આશીશ દેવી તેને એતો ન્યાય નીદાન. ૧૬ દ્યુત આદી જે રમત કહાવે તેતો નવ રમાય, ચોરી ચાડી હીંસા નીંધા તે શમણે નવ થાય. ૧૭ ભ્રષ્ટ તણું ઔસડ નવ ખાવું કેફ ન કરવી સાર; પક્ષપાતથી વાંકું ચુકું વદવું નહિ લગાર. ૧૮ અવીધામય અબળા તેથી બીહિવું બહુ રાજંન; સઘળે સરખી દ્રષ્ટી રાખી કરવું નીત્ય ભજંન. ૧૯ વાહન ઉપર બેશી નવ જાવું સાજે શરીરે રાય; કાળ તણો ભય રાખી દીલમાં કરવી નહીં ચીંતાય. ૨૦ પ્રાણિ કોઇ આવીને પુછે પ્રશ્ન તણી તો વાત; ત્યારે શાસ્ત્રની શાખે દેવો ઉત્તરતો સાક્ષાત. ૨૧ સદવીધાનો સંગ્રહ કરવો દેવું જ્ઞાનનું દાન; સર્વ કાળ આનંદી રેહેવું રાખવું નહીં વળી માન. ૨૨ કોઇ પ્રકારે કલેશ ન કરવો, ત-

જવી તૃષ્ણા સાર; મમતા મનથી મુકી દેવી કરવો તત્વ વિચાર. ૨૩ દેશકાળ પ્રમાણે વદવું મુખથી પ્રિય વચંન; તેમાં તો નવ થાવા દેવું ધરમતણું છેદંન. ૨૪ વલણ ॥ ત્યાગીના જેહ ધરમ છે તેને પાળે જેહરે; દુર્ગો કહે દાદો વદો ફરી નવ પામે દેહરેરેરે. ૨૫ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતરગત શાન્તિ પરવણી ત્યાગી ધર્મ વરણનો નામ તૃતિયો અધ્યાયઃ ॥ ૩ ॥

કડવું ૪ થું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન સુણ સત્યવાદી નૃપ તંન; હવે ગંગા તણા સુત જેહ, કહે સ્ત્રીઓ તણા ધર્મ તેહ. ૧ સુવાસીની ને વિધવા નાર, તેના જુદા જુદા બે પ્રકાર; સુવાસીની નારીને રાજંન, કરવું કંથનુ નિત્યે સેવંન. ૧ અંધ પંગુ ને દરીદ્રી સાર, રોગી નપુસક નીરધાર; મતિ મુરખ ને અનાચારી, કામી ક્રોધી ને વ્યસની ભારી. ૩ તેવા પતીની નારીને રાય, કરવી પ્રિતી આણીને સેવાય; પતિ પેહેલું ન કરવું ભોજંન, તેવું તજવું પહેલું શયંન. ૪ કટુ ભાષણ કરવું ન કયારે, સ્મ્રતિ વાકય તો એવું ઉચ્ચારે; પર પુરૂષ સાથે નિરવાણ, દુઃખ વીના ન કરવું પ્રયાણ. ૫ વિના પ્રસંગે તેહની સંગ, બોલવું નહિ આણી ઉમંગ; રહય ભાગ ને નાભી વીશેષ, વળી સાથળ મુખનો દેશ. ૬ પરપુરૂષ દેખે એમ તેહ, નવ રાખવાં ઉઘાડાં એહ; ભાંડ ભવૈયા જે ગીત ગાય, તેને શ્રોત્ર થકી ન સુણાય. ૭ પતી દ્વેશી અને વ્યભીચારી, એવી હોય કદી સગી નારી; તદપી તેનો તજવો સંગ, અબળાને આણીને ઉમંગ. ૮ પતિ પોતાનો પરદેશ જાય, ત્યારે વસ્ત્ર નવાં ન પહેરાય; સા-

રાં સારાં ઘરેણાંજ જેહ. નવ પેહેરવાં પ્રેમથી તેહ. ૯ હાસ્ય વિનોદ તજવું સાર, બેસવું નહીં પારકે દ્વાર; સાસુ સસરો- ને જેઠ જેહ, તેનું કહેવું કરવું આણિ સ્નેહ. ૧૦ પતિને નવ ગમે જે વાત, તેતો કરવી નહીં સાક્ષાત; ઝાઝો મેળો ભરાય જે ઠાર, ત્યાંતો જાવું નહીં નીરધાર. ૧૧ કહ્યા સુવા- સીની ધર્મ એહ, પાળવા પ્રેમદાઓને તેહ; હવે વિધવા ત- ણો વ્યવહાર, સુણ ભુપતિ તું આણીવાર. ૧૨ સચ્ચિદાનં- દ જે કૃષ્ણ દેવ, તેની પતિભાવે કરવી સેવ; સાસુ પુત્ર ને સસરો જેષ્ટ, આજ્ઞા તેહની પાળવી શ્રેષ્ટ. ૧૩ સમીપ સ- બંધ વિનાના જંન, તેને અડકવું નહીં જાણી મંન; હોય ત- રૂણ અવસ્થા જ્યારે, તરૂણ પુરૂષની સંગાથે ત્યારે. ૧૪ ઉ- ભાં રહી એકાંતમાં સાર, નવ કરવો વાત વીચાર; ચાંદ્રાય- ણાદિક વ્રત જેહ, કરવાં ઇંદ્રિયો દમવા તેહ. ૧૫ આત્મા પોષણ જેટલું ધંન, રાખી મુકવું કરી જતંન; તેથી વધારે હોય તો સાર; દેવું સુપાત્રને નિરધાર. ૨૭ એકવારજ કર- વો આહાર, ભોંય સુવા તણો અધીકાર; મૈથુનાશક્ત એવાં જે પ્રાણિ, એક ચિતે જોવાં નહિ જાણી. ૧૭ સુવાસીની જે- વા શણગાર, કોઇ કાળે ન ધારવા સાર; જાતી કુળથી ઉલ- ટો વેશ, નવ ધરવો તેને નરેશ. ૧૮ ગર્ભ પાત કરવા વાળી- નારી, તેને અડકવું નહીં વીચારી; તેની જોડે ન કરવી વા- ત, વિધવા અબળાને સાક્ષાત. ૧૯ ચીત્ર વીચીત્ર કસબી જેહ, નવ પહેરવું વસ્ત્રજ તેહ; બેઉ પ્રકારની સ્ત્રીને રાય, વ- સ્ત્ર ઝીણું ન ઓઢવું કાય. ૨૦ રજસ્વળાપણું વળી જેહ, ન વ રાખવું ગુપ્તજ તેહ, નગ્ન દેહે ન કરવું સ્નાન, ભાવે ભ- જવા શ્રી ભગવાન. ૨૧ ॥ વલણ ॥ વિધવાને સધવા તણા

ધર્મ કહ્યા નિરધારરે; દુર્ગો કહે હવે કરે રાજ્ય ધર્મ વિસ્તારરેરેરે. ૨૨ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત શાન્તિ પર્વણી વિધવા સધવા ધર્મવર્ણનો નામ ચતુર્થો અધ્યાયઃ ॥ ૪ ॥

કડવું ૫ મું.

॥ રાગ સોરઠ ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય; યુધિષ્ઠિરને ગાંગેવ કહે હવે રાજ્ય ધર્મ મહિમાય. ૧ માતપિતા જયમ પુત્રને પાળે પ્રીતી આણી સાર; તેવી રીતે પ્રજા પાળવી રાજાને નીરધાર. ૨ વેદ ધર્મનું સ્થાપન કરીને ખળનો કરવો નાશ; ગૌ બ્રાહ્મણની વારે ચડવું દુઃખ દેખી પ્રકાશ. ૩ સાત અંગ છે રાજ્યતણાં વળી પ્રસીદ્ધ ચાર ઉપાય; તે સર્વે જાણીને કરવો સ્મૃતી પ્રમાણે ન્યાય. ૪ બત્રીશ લક્ષણ વિદ્યા ચૌદે બોનેર પુરી કળાય; તે સર્વેને શીખી રાખવી ઘટતી પાસે રાય. ૫ દેશ કાળ વ્યવહાર નીતીને જાણે એવા જંન; તેને નીત્યે રાખવા પાસે મનવી તેનું મંન. ૬ જ્યોતિરવિદ ને વેદ શાસ્ત્રીઓ વાત વીનોદી જેહ; તે સર્વને પાસે રાખવાં તેમાં નહીં સદેહ. ૭ ધનુર્વેદને ધર્મશાસ્ત્ર તે ભણવાં આણી પ્રેમ; સેવકનું અપમાન ન કરવું વીના પ્રસંગે તેમ. ૮ ગજું તપાશી શીક્ષા કરવી ગુન્હા પ્રમાણે રાય; તેમાં ધર્મ તપાશી જોવો જેથી પાપ ન થાય. ૯ રૈયતનું દુઃખ સુખ સમજીને કરવો નહીં વળી કેર; પોતાથી ભારે હોય તેની જોડે ન કરવું વેર. ૧૦ વીપ્ર સાધુ ને અબળા એ ત્રણ ખુન કરે કદી રાય; પણ તેને દેહાંત વિનાની કરવી તો શીક્ષાય. ૧૧ પ્રગયા માટે જાણું બેસવું રાજસભાની માંય; વિનતા જોડે વૈભવ કરવો ટે-

મ રાખવો ત્યાંય. ૧૨ નાની મોટી પર અબળાને જાણવી માત સમાન; ગુરૂની પાસે જઇને સુણવી સત્ય કથા નીદાન. ૧૩ દુષ્ટ મંત્રીને તજવો તેવો કરવો યજ્ઞ વિશાળ; અંન છત્ર બાંધીને લેવી રંક તણી સંભાળ. ૧૪ શામ દામ ભેદે વશ કરવો શત્રુને નિરધાર; તેથી નવ માને તો છેવટ યુદ્ધ કરવું સાર. ૧૫ રણ સંગ્રામે ચઢીને આણે દયા ખેદ ને ત્રાસ; તેથી તે નર્કે સંચરશે શ્રુતિમાં એમ પ્રકાશ. ૧૬ સત્ય યુદ્ધ કરતાં રણ મધ્યે કોટીક જીવ હણાય; તદપી તેનું પાપ ન બેસે ક્ષત્રી સ્વર્ગે જાય. ૧૭ તેવી રીતે ધર્મ તણા આચાર્ય ભુપતી જાણ; તેના ધર્મ કહું તું સાંભળ યુધીષ્ઠીર નિરવાણ. ૧૮ વેદશાસ્ત્રથી રહિત કરે જે પ્રાણી કોઇ વાત; તેવાનું આચાર્ય પુરશે માનવું નહીં સાક્ષાત. ૧૯ પોતાને પણ શ્રુતિ સ્મ્રતિથી પ્રવર્તાવવો ધર્મ; સેવકને વિસ્તારી કેહેવાં વર્ણાશ્રમનાં કર્મ. ૨૦ આશ્રમ ભેદ પ્રમાણે કરવો પ્રાણીને ઉપદેશ; તેમાં મુખથી દ્રવ્ય ન માગવું લોભ દ્રષ્ટીથી લેશ. ૨૧ હરી ઇચ્છાએ દ્રવ્ય આવે તો તેનો કરી વિચાર; પાંચ પ્રકારે વાવરવું તે તેનો કરૂં વિસ્તાર. ૨૨ હરી મંદિરને અંન છત્ર વળી યજ્ઞ વુદશાળાય; તેવું ઓછ્વ કેરા દિવસે દ્રવ્ય ખરચવું રાય. ૨૩ એક ઠેકાણે રેહેવું ઠરીને ચાતુરમાસમાં સાર; આઠ માસ ફરવા નીકળવું અવનીમાં નીરધાર, ૨૪ આપત્તિમાં પોષણ કરવું ભીક્ષાથી રાજંન; પ્રાણ જાય પણ નવ ઓચરવું વેદ રહિત વચંન. ૨૫ કર્જ આપવું ને લેવુ થાવું નહિ જમાન; પોતાને સઉ પુજે તેનું કરવું નહિ અભીમાન. ૨૬ શિષ્યોએ આપેલું જે કંઇ અંન વસ્ત્ર નીરધાર; તેને વેચી દ્રવ્ય ન કરવું ગુરૂને સમજી

ને સાર. ૨૭ શીવ શક્તિને વીષ્ણું ગણપતી દીવસ તણો કરનાર, એ પાંચેની પુજા કરવી પ્રીતી આણી અપાર. ૨૮ બ્રહ્મચારીને સાધુ તેનું કરવું નહીં અપમાન; તેના મત પ્રમાણે ચાલવું જ્યાં જાવું તે સ્થાન. ૨૯ હરી મંદીરમાં હરી સેવાનો રાખવો બંદોબસ્ત; મુમુક્ષુને ઉપદેશજ કરવો સર્વ કાળ રહી સ્વસ્થ. ૩૦ વીના પ્રસંગે વાદ ન કરવો ખળની સાથે રાય; ધર્મ ગુરૂના ધર્મ કહ્યા તે સુણતાં પ્રાશ્ચીત જાય. ૩૧ ॥ વલણ ॥ ધર્મગુરૂને ભુપના ધર્મ કહ્યા નીરધારરે; દુર્ગો કહે ત્યારે વધ્યા ભુપતી ધર્મ કુમારરેરેરે. ૩૨ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત શાન્તિ પર્વણિ આચાર્ય ધર્મ તથા રાજધર્મ વર્ણનો નામ પંચમો અધ્યાયઃ

કડવું ૬ ઠું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણ ભુપતિ ચતુર સુજાણ; ધર્મગુરૂને ભુપના એહ, કહ્યા વિસ્તારીને ધર્મ તેહ. ૧ પછી ભીષ્મ પીતાને ઠાર, પુછ્યું યુધીષ્ટીરે નીરધાર; ત્યારે ભીષ્મ કહે સુણ રાય, કહું મોક્ષ તણો મહીમાય. ૨ વર્ણાશ્રમના કહ્યા ધર્મ જેહ, પવીત્રપણે પાળવા તેહ; ધર્મ પાળે સારી રીતે જ્યારે, થાય ચિત્તની શુદ્ધી તે વારે. ૩ ચિત્ત શુંદ્ધ થવાથી રાજંન, મળે બ્રહ્મ ગુરૂ મહામંન; તેવા ગુરૂની પ્રાપ્તીજ થાય, ત્યારે આત્માનુંરૂપ દેખાય. ૪ આત્મા દેખાએ પરમાત્મા ભાસે, તેથી ઉપાધી સર્વે પળાશે; એવું સાંભળીને તેણે ઠાર, બોલ્યા પાંડુરાજાના કુંમાર. ૫ બ્રહ્મ ગુરૂતણું નિરવાણ, પડાવોને મુને ઓળખાણ; ત્યારે બોલીયા ગંગાકુમાર, જગતના ગુરૂ કેહે રાય ચાર. ૬ પાંચમા ગુરૂ બ્રહ્મ પ્રભાત, જેથી તાપ ટળે છે સાક્ષાત; અનુ-

ક્રમ થકી આણીવાર, કહુ પાંચે ગુરૂનો પ્રકાર. ૭ શીશુ પૌ-ગંડ કુમાર જેહ, યુવા સંજ્ઞા છે ચોથાની તેહ; શીશુગુરૂ પીતાને કહેવાય નાંખે સંસાર માંહી સદાય. ૮ તેનું પોશણ કરવું સાર. દુઃખ દેવું નહીં નીરધાર; ગુરૂ પૌગંડ ગોરને કહે છે. કર્મ કાંડ એતો શીખવે છે. ૯ આપવી તેહને દક્ષણાય ધરમ શાસ્ત્રતણો એવો ન્યાય; ત્રીજા ગુરૂતો મહેતાજી જાણો, તેની કુંમાર સંજ્ઞા પ્રમાણો. ૧૦ ભણાવે એતો વિદ્યા તમામ, તેથી ગર્વ વામે અભીરામ; ગજા પ્રમાણે તેહનો સાર. કરવો દ્રવ્યથકી સતકાર. ૧૧ હવે યુવા ગુરૂ જેહ રાય, તેનો આચાર્ય મોટો કહેવાય; આપી ઉપદેશને દ્રવ્ય લે છે, ગાડી ઘોડે બેસીને ફરે છે. ૧૨ શક્તિ પ્રમાણે તેહની રાય, કરવી સંસારીને તો સેવાય; કાળી રાત્રીના પોહોર એ ચાર, તેથી નવ જડે તત્વજ સાર. ૧૩ વ્રદ્ધ ગુરૂ મળે મોક્ષ થાય, કહું લક્ષણ તેહનાં રાય; નથી ક્રોધ રૂદેમાં લગાર, જાણે સત્ય અસત્ય વીચાર. ૧૪ તિવ્ર વૈરાગ્ય મનમાં રાખે, વાણી મિથ્યા મુખે નવ ભાખે; દયા દીલમાં દ્રષ્ટી સમાન, નથી લોભ અને અભીમાન. ૧૫ દ્રવ્ય તારૂણીથી રહે દુર, ભક્તિ ભાવ વીશે ભરપુર; નથી શોકને મોહ લગાર. રહે આનંદ માંહી અપાર. ૧૬ કરે શીષ્યને પોતાના જેવો, તેના સંગનો પ્રતાપ એવો; જીવ શીવના ભેદને જાણે સચ્ચીદાનંદ જ્યોતી પ્રમાણે. ૧૭ એવા હોય પ્રાણી કોઇ જેહ, વ્રદ્ધ ગુરૂ ગણાય છે તેહ; તેને સોંપવું તન મન ધંન, પાળવું પ્રેમ આણી વચંન. ૧૮ કૃપા કરે ગુરૂ તેણીવાર, શીખવાડે સમાધી પ્રકાર; તેના મારગ બે નિરધાર, પૈપીલીક વિહંગમ સાર. ૧૯ વિહંગમતો મારગ જેહ, સેહેજ સમા-

ધી જાણવી તેહ; પૈપીલીક પ્રકારની વાત, યોગ સમાધીમાં છે સાક્ષાત. ૨૦ હવે સેહેજ સમાધીનું જ્ઞાન, કહું વિસ્તારી સર્વ નિદાન; મન સ્થિર કરી નીત્યમેવ, ધ્યાનમાં લાવવા કૃષ્ણ દેવ. દ્રઢ આસન કરાવવું તે ઠાર, વિષય ઇંદ્રિયોના હણી સાર; ઇંદ્રિ જીતીને રાખવી સ્થીર, ઘણી ધારવી હૈયામાં ધીર. ૨૨ મુળ મંત્ર જે છે ઓમકાર, તેને જપવોજ તેણી વાર; સેજ સમાધી જાણવી એહ, કરવી ભકત પુરૂષો ને તેહ. ૨૩ યોગ સમાધી કેરો પ્રકાર, ઘણો કઠીણ છે નિરધાર; ભુમી પવિત્ર હોયજ જયાંય, કરવું એકાંતે આસન ત્યાંય. ૨૩ મ્રગચર્મ પાથરી સાર, બેસવું રાખી શુદ્ધ વિચાર; વ્રત્તિ ઇંદ્રિયોની વળી જેહ, સમેટી સઉ રાખવી તેહ. ૨૫ કરવો પ્રાણાયામ તેણે ઠાર, વાયુ બંધ કરી નીરધાર; વળી અપાન વાયુ જે કાવે, ઉંચો ચઢાવવો તેને ભાવે. ૨૬ થાય અપાન ભેગા સમાન, ત્યારે મન થાશે સાવધાન; મન નિશ્ચળ થાશે જે વારે, દેહમાં ચક્ર દેખાય ત્યારે. ૨૭ તેના દેવનાં દર્શન થાય, વર્ણનું રૂપ તે ઓળખાય; કરવી માનસી પુજા તે ઠામ, અતિ આનદથી અભીરામ. ૨૮ પછી પ્રાણને ઉંચો ચઢાવી, જોવા બ્રહ્મને ધ્યાનમાં લાવી; બ્રહ્મ રંધ્રનો મારગ જેહ, સોયના અગ્રથી ઝીણો તેહ. ૨૯ પાછો ઉતરે નહીં જો પ્રાણ, થાય મૃત્યુ તદા નીરવાણ; એવું કઠીણ છે કામ એહ, ગુરૂ વિના ન કરવું તેહ. ૩૦ યોગ સમાધિનો કરનાર, જુવે વિશ્વને દ્રષ્ટિથી સાર; ભુત ભવિષ્યને વર્તમાન, ત્રણે કાળને જાણે નિદાન. ૩૧ અણિમા આદિ સીદ્ધિઓ જેહ, રહે યોગીને આધિન તેહ; પરકાયામાં કરે પ્રવેશ, દેવતાનો ધરે તેમ વેશ. ૩૨ પછી ભિષ્મ કહે પાંડુ કુમા-

૨, યોગ સમાધિ જાણો એ સાર; યોગ સમાધિ થકીજ રાય, સેજ સમાધિ સહેલી કહેવાય. ૩૩ બેઉ મારગે મુક્તિ પમાશે, જીવ રૂપ મટી શીવ થાશે; ફરી આવવું કયારે ન થાય, એવો સમાધિનો મહિમાય. ૩૪ ॥ વલણ ॥ એ રીતે ભિષ્મે કહયો મોક્ષ ધર્મ મહિમાયરે; દુર્ગો કહે તેને સુણે તે તો પાવન થાયરે. ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગંત શાન્તિ પર્વણી મોક્ષ ધર્મ વર્ણ નો નામ ષષ્ટો અધ્યાયઃ ॥ ૬ ॥

## કડવું ૭ મું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વળતી યુધીષ્ટીરને કહે છે પોતે ભીષ્મ પીતય. ૧ અહ્યા ધરમ કૃષ્ણચંદ્રને પુર્ણ બ્રહ્મ તું જાણ; નિરાકાર સાકાર થયા સ્વઇચ્છાએ નીરવાણ. ૨ જન્મ કરમ એમનાં સઉ તે તો અલૌકીક કહેવાય; શેષ સરીખા પાર નપામે સહસ્ત્ર જીભથી રાય. ૩ કોઇના એ સબંધી નથી મીત્ર ભ્રાત રાજંન; સઘળે સરખા વ્યાપી રહ્યા છે પોતે પ્રાણજીવંન. ૪ સર્વે ધરમનો ત્યાગ કરી તું રહેજે એમને શર્ણું; તેથી તો ટળશે દુઃખદાયક જન્મ અને વળી મર્ણ. ૫ કાર્ય કારણને માટે એતો ધરે મનુષ અવતાર; પણ માયા વળગે નહી પ્રભુને કર્મ દોશ નીરધાર. ૬ અનંત કોટી બ્રહ્માંડ રહ્યાં એક રૂંવાડામાં રાય; વેદ સરીખા પાર ન પામે નીગમ કહીને ગાય. ૭ એક રૂપને અનેક નામ છે વ્યાપક વિશ્વાધાર; જે નામે ભજીએ તે નામે મુક્તિ આપે સાર. ૮ સત્ય યુગમાં પ્રસંન થાયછે ધ્યાન થકી જુગદિશ; ત્રેતામાંતો યજ્ઞયાગથી ફળ આપે એ ઇશ. ૯ પરીચર્યાથી દ્વાપર યુગમાં

કૃપા કરે કીરતાર; તેમ કળીમાં કીર્તન કીર્તન ઉતારે ભવપાર. ૧૦ પ્રભુને મુકી અન્ય દેવને આરાધે જે જંન; તેને તો આત્માનો ઘાતી જાણજે તું રાજંન. ૧૧ હરી શરણે રેહેનારો પ્રાણી કર્મથી નવ લેપાય; જયમ ખીલડા પાસેનો દાણો તેતો નવ દળાય. ૧૨ કોટીક જન્મનું સંચીત પાપ તે કૃશ્ન કેહેતામાં જાય; નામ સ્મરણથી નીચો પ્રાણિ ઉચો સેહેજે થાય. ૧૩ જકત વ્રક્ષનું મુળ કૃષ્ણ છે ડાળાં બીજા દેવ; તે માટે ઇશ્વર મુકી નવ કરવી અન્યની સેવ. ૧૪ અન્ય દેવ કોપ્યાથી કરશે શ્રીહરી પોતે સાય; એ કોપ્યા શીવ સરખે પણ શરણે નવ રખાય. ૧૫ એવી રીતે જ્ઞાન કરી પછી બોલ્યા ગંગા બાળ; ધર્મરાયને કેહે છે લાવો પુજાપો આ કાળ. ૧૬ કૃશ્નચંદ્રની કરવી મારે આ વખતે પુજાય; જેથી જમના દુતતણું નવ દર્શન ક્યારે થાય. ૧૭ ત્યારે ધર્મે આણી આપ્યા પુજાપાના ઉપચાર; વળતી ભીષ્મે પાસે તેડયા સમ્રથ સરજનહાર. ૧૮ સુતાં સુતાં ધોયા પોતે પ્રભુના પદ નિરવાણ; તેવું તે જળ માથે મુકયું પાન કર્યું પ્રમાણ. ૧૯ ત્યારપછી તો પુજા કીધી વિધિ પુર્વક રાજંન; વળતિ પોતે કરવા લાગ્યાં કરજોડી સ્તવંન. ૨૦ ॥ વલણ ॥ કરજોડી હાદો કરે સ્તુતિ હરીની જેહરે; દુર્ગો કહે શ્રોતા સુણો વિસ્તારી કહું તેહરેરેરે. ૨૧ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાં તર ગત શાન્તિપર્વણી ભીષ્મેન કૃશ્ન મહાત્મ કથીતો નામ સપ્તમો અધ્યાય. ॥ ૭ ॥

## કડવું ૮ મું.

॥ રાગ પદ ॥ માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે, એ પ્રમાણે વ્હાલા વિઠલજી આ વખતે મુજને તારજો; મારો

જોશો નહીં કંઈ અલબેલા અન્યાય, લજ્યા બાંનાની બહુ નામી તેતો રાખવી; જેમ બાળકને પાળે માત પિતાય, વહાલા વિઠ્ઠલજી આ વખતે મુજને તારજો. ॥ ટેક ॥ ત્રીકમ તિવ્રશરે મેં રણમાં તમને ભેદિયા; તેવું યુદ્ધ કરીને ઝલાવ્યું હથીયાર. ઘોડા દોડાવીને પ્રાણ કર્યો ત્યાં ગાભરો; તેને જોશો નહીં તમે કેશવ આણીવાર, વહાલા૦ ૨ જદુપતિ જન્મ તમારો જે સ્થળમાં નીશ્ચે થશે, ત્યારે કમળા કરશે નિશ્ચે ત્યાંતો વાસ; ત્યાંના રહેવાશીના તાપ ત્રીવીધી તે ટળે; ઉપજે પશુ પક્ષી નરનારીને ઉલ્લાસ. વહાલા૦ ૩ વિઠલ વેદ સરીખા પાર તમારો ન પામીયા; વરણન કરતાં થાકયા શિવસનકાદિક શેષ; ઇંદ્રાદિક દેવોને આપનો મારગ નવ જડે, ત્રીકમ ત્યાં આગળ શી સમજણ મારી લેશ, વહાલા૦ હરી તમે નીરગુણ છો પણ માનુશી લીલા કરી, લીધો ધરમની રક્ષાને માટે અવતાર; પાપી મારી સુર તંતોને સુખડુ આપવા, કોટીક ભક્તનો કરવા અલબેલા ઉદ્ધાર વહાલા૦ મોહન મુખડું તમારૂં તેતો મોહની રૂપે છે, જોતાં ઉપજે સઉને પ્રીતીતો મનમાંય; યોગી ધ્યાન ધરીને રદય કમળમાં રાખશે, પ્રેમી પદમાં ગાશે વરણન કરશે ત્યાંય; વહાલા કોમળ કર અંબુજ તે કેશવ મુજ માથે ધરો, તનના તાપ ત્રીવીધી તેથી શાન્તી થાય; સાધન સ્વરૂપ થએલું તદપી તે વેહેલું ફળે, તેવાં કોટીક ભવનાં પ્રાશ્ચીત પળમાં જાય. વહાલા૦ ચંચળ ચરણ કમળમાં ચીન્હ શોળે શોભી રહ્યાં, અંકુશ વજ ત્રીકોણને ઉર્ધરેખા બળવાન; અરધો શશીદ્વજ અંબુજ શંખ ગદા જવને તુળા, જાબુ છત્ર કળશને ચક્ર ધનુષ નીદાન. વહાલા૦ વહાલા વીધા ચૌદે તેતો તમને

આવડે, લક્ષણ બત્રીશ પુરાં લક્ષમીપતિ તમ માંય; કમળા નાથ કળાનો પાર તમારામાં નહી; જેવા ઇચ્છે તેવા દર શાઓ તમે ત્યાંય. વહાલા૦ વીભુ આ વીશ્વને ઉપજાવી પળમાં પ્રલ્લે કરો, તેવી રીતે પોશણ કરતા દીનદયાળ; પુન્યને પાપ એ બેઉ તમને તો વળગે નહી, ભુદર ભક્તની હયો છો વીપત વીશે સંભાળ. વહાલા૦ નીશ્ચે નામ તમારૂં જે પ્રાણી નીત્યે રટે, તેનો થાય નહી કોઈ કાળે ગર્ભમાં વાસ; ચતૃભુજ ચેતન તેતો તમમાં આવી ભળે, માટે માધવ મુજને મનમાં છે વિશ્વાસ. વહાલા૦ એવું કહેતાં હરીના સાંનીધ્ય તેણે સમે, તજીઆ ભીષ્મ પીતાએ પોતા કેરા પ્રાણ; આવ્યા વૈકુંઠેથી પારશદ પ્રભુના તેડવા, બેઠા વિમાનમાંહી દાદાતો નીરવાણ. વાહાલા૦ આવી આ સ્તુતીને જે કોઇ પ્રાણી સાંભળે, તેના તાપ ત્રીવીધી તેનો તર્ત પળાય; દુરગાશંકરનો સ્વામી સહેજે કરૂણા કરે; કોટીક યજ્ઞતણું ફળ કહે તેને તો થાય. વહાલા વીઠલજી આ વખતે મુજને તારજો. ॥ વલણ ॥ શાન્તિપર્વ પુરૂં થયું પોહોચી મનની આશારે; દુરગો કહે સઉ બોલજો જયજયશ્રી અવીનાશરેરેરે ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત શાન્તી પર્વણી ભીષ્મ સ્તુતી વર્ણનો નામ અષ્ટમો અધ્યાય. ॥ ૮ ॥

શાન્તિ પર્વ સમાપ્ત.

# અનુશાસન પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ અથ શ્રી અનુશાસન પર્વ પ્રારભ્યતે ॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, સુણો સત્યવાદી નૃપ તંન; ભીષ્મ મુક્તિ પામ્યા પછી સાર, કર્યો ધરમે તો દાહ સંસ્કાર. ૧ સ્નાનવીધી કર્યા પછી ગય, બોલ્યા શ્રીહરી પોતે વાચાય; અહ્યા પાંડવ સાંભળોને વાત, ચાલો હસ્તીનાપુરમાં સાક્ષાત. ૨ બેસે ગાદીએ ધરમ કુમાર, ત્યારે પ્રજા સુખી થાયે સાર; ધરમશાસ્ત્ર વીષે એવો ન્યાય, પાટવીને અભીષેક થાય. ૩ એવું સુણી હરીનું વચંન, બોલ્યો તે સમે વાયુનો તંન; અરે કૃષ્ણ શું બોલો છો આમ, મારયા કૈરવ મેંતો તમામ. ૪ ગાત્ર ભંગ થયાં મહારાજ, માટે ગાદીએ બેસું હું આજ; એવું સાંભળીને જગદીશ, તેડી સર્વને ચાલ્યા તે દીશ. ૫ આવ્યા બબ્રીક પાસે રાજંન; પછી બોલીયા વિભુ વચંન; અહ્યા બબ્રીક સાંભળ વાત, સત્ય બોલજે તુંતો સાક્ષાત ૬ જુઠું બોલું જો પક્ષથી આપ, તો તો પ્રથ્વીતણું શીર પાપ; કોટીક બ્રહ્મહત્યા તારે શીર, વદું અસત્ય જો તુંતો વીર. ૭ રણયદ્ધ વિશે આણે ઠાર, કર્યો યોદ્ધાનો કોણે સંહાર; ત્યારે બોલીયો ભીમનો બાળ, સુણો વિશ્વતણા પ્રતિપાળ. ૮ નથી કોઇ લડયું આણે દીશ, કાળરૂપે હતા તમે ઇશ; ચક્ર તમારૂં ત્રીકમ જેહ, સૌનાં છેદતું તું શીર તેહ. ૯ હત્યા રૂધીર પતીતી રાય, જાણું એટલી હુંતો કથાય; એવાં પુત્રનાં સુણી વચંન, લાલચોળ થયો વાયુ તન. ૧૦ લાત મારવા જાય જેવારે; કર્યો કેશવે ખેલજ ત્યારે; માથું બબ્રીકનું હતું જેહ, લેઇ ઉછાળ્યું આકા-

શે તેહ. ૧૧ પડયું તે જઇ શંકર પાસ, ધામ કૈલાસ વિષે પ્રકાશ; પછી પાંડવને ઘનશામ, ચાલ્યા ત્યાં થકી પોતે તમામ. ૧૨ કુંતા દ્રૌપદી ઉત્તરા નાર. ગાંધારીને વિચીત્ર કુમાર; વળી ઉગર્યાતા જે કોઈ જંન, તેને સર્વેને તેડીને રાજન્ન. ૧૩ આવ્યા હસ્તીનાપુરમાં સાર, પ્રજા હર્ખ પામી તેણે ઠાર; ત્યાર પછી યુધિષ્ટીરે ત્યાંય, ઘણા મુની તેડયા પુરમાંય. ૧૪ મંગાવ્યાં ચાર સીંધુનાં વાર, વળી સત્તાવીસ કુપનાં સાર, ચૌટાં કચેરી ને રાજ ધામ, ચીતરાવ્યાં ફરીથી તમામ. ૧૫ પછી મુહુર્ત પુછી તે ઠાર, બેઠા ગાદીએ ધર્મ કુમાર; આપ્યાં વિપ્રને તે સમે દાન, થયા ભીક્ષુક ભુપ સમાન. ૧૬ વાગે વાજીંત્ર ત્યાંતો રસાળ, બોલે યાચક યશ વિશાળ; વળતી વિશ્વપતી ભગવાન, આવ્યા દ્વારીકાં વિશે નીદાન. ૧૭

॥ વલણ ॥ ભુપતી બેઠા ગાદીએ, વરત્યો જેજેકારરે; દુરગો કહે સૌ બોલજો જયજય સરજનહારરેરેરે. ૧૮ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અનુશાસન પર્વણી ધર્મસ્ય રાજ્યાભીશેક કૃતો નામ પ્રથમો અધ્યાયઃ ॥ ૧ ॥



# અશ્વમેધ પર્વ.



॥ શ્રી ગણેશાય નમઃ ॥ અથ અશ્વમેધ પર્વ પ્રારંભ્યતે ॥ ॥ રાગ સામેરી ॥ શંભુ સુત ગુરૂ સરસ્વતી તેને પુજી લાગું પાય; ઇષ્ટદેવ ઇશ્વરને ભજતા પ્રાશ્રીત સર્વે જાય. ૧ અશ્વમેધની કથા વખાણું પાવન પુન્ય પવીત્ર; સાંભળતાં સુખ પામે પ્રાણી પાંડવનું ચરીત્ર. ૨ વૈશમપાયન મુનીવર કેહે તું સુણ જનમેજયરાય; વાજીમેધ સુણ્યાથી કોટીક હત્યાઓ પળાય. ૩ જય મુનિને ભારદ્વાજે તો પ્રશ્ન પુછીયું એક; યુધિષ્ટીરે યજ્ઞ કર્યો કયમ તેનો કહો વીવેક. ૪ ત્યારે જય મુની રાજી થઇને બોલ્યા તેણે ઠાર; ભારદ્વાજને કેવા લાગ્યા યજ્ઞ કથા વીસ્તાર. ૫ પાંડવ ગાદી ઉપર બેઠા વળતી વીત્યો માસ; એટલે યુદ્ધની વાત સાંભરી ધર્મ થયા ઉદાસ. ૬ એવામાં ત્યાં વ્યાસ પધાર્યા જ્ઞાની એ કહેવાય; તેને જોઇ યુધિષ્ટીર હરખ્યા પુજી લાગ્યા પાય. ૭ પછી ભુપતી કે ભલે પધાર્યા વ્યાસ તમે નીરવાણ; ઇશ્વર કેશ અંશ તમે છો શાસ્ત્ર સકળના જાણ. ૮ કુળનો નાશ કર્યો મેં મુનીવર ગુરૂ માર્યા નીરધાર, તે પાપે હું વીકળ થયો છું શાન્તિ વળે નહી સાર. ૯ માટે ખેદ મટે એવો કંઇ બતલાવો ઉપાય; જે તે રીતે શાંન્તિ ઉપજે પ્રાશ્રીત સર્વ પળાય. ૧૦ એવું સુણી વ્યાસ કહે હયમેધ કરો આવાર; તેણે કરીને શાન્તિ થાશે મોક્ષ પમાશો સાર. ૧૧ ત્યારે ધર્મ કુંવર તો કહે છે સાંભળોને રૂષીરાય; અશ્વમેધમાં શુંશું જોઇએ તેનો કહો મહીમાય. ૧૨ વ્યાસ કહે એ યજ્ઞ કર્યો તો મરૂતે ભુપાળ;

સો સો મણ સોનું આપ્યુંતું બ્રાહ્મણને તે કાળ. ૧૩ હા-
જથી ઉચકાયું નહીં તેતો પડયું ગુકયું સાર; હજુ સુધી હી-
માલયમાં તે પડયું રહ્યું નીરધાર. ૧૪ વરૂણ વીશે તો બ્રાહ્મ-
ણ જોઇએ નીશ્ચે વીશ હજાર; તેને કેટલી દક્ષણા દેવી તેનો
સુણ વીસ્તાર. ૧૫ સો મણ કુંદન સોનું ને વળી સો વીઘાં
વસુધાય; સહસ્ત્ર ગાયને ગામ એક ત્યમ અશ્વ એહ કહેવા-
ય. ૧૬ બાજઠ લોટા આસન દીવી ગૌમુખી શણગાર; એ-
વી રીતે અકેકાને આપવું તેણે ઠાર. ૧૭ હયતો પાંચ કલ્યા-
ણી જોઇએ શ્વેત શરીરે હોય; પીત પીછડું નીલભાળને ર-
ક્તાવર્ણ મહી સોય. ૧૮ સ્યામ કર્ણને ખોડ વીનાનો તેતો
શ્રેષ્ટ કહેવાય; એક વરસ તેને પાળીને પછી મુકવો ફરવા-
ય. ૧૯ સુવર્ણપુત્ર તેને શીર બાંધવું લખવું તેમાં સાર; બ-
ળીઆ હોતો અશ્વ બાંધજો ક્ષત્રીના કુમાર. ૨૦ ચૈત્ર શુદી
પુનમને દીવસે છોડવો તે કેકાંણ; તેના રક્ષણ માટે યોદ્ધા
મોકલવા નીરવાણ. ૨૧ મારગમાં મળમુત્ર કરે જાય જ્યાં
જ્યાં એ તોખાર; ત્યાં ત્યાં હોમ કરી જમાડવા બ્રાહ્મણ એ-
ક હજાર. ૨૨ એવું સાંભળી ધર્મ બોલીયા અશ્વ હશે એ
ક્યાંય; તેતો વ્યાસ તમે બતલાવો દુત મોકલું ત્યાંય. ૨૩
ત્યારે મુની કેહે વાજી એ છે ભદ્રાવતીપુર માંય; યૌવનાશ્વ ના-
મે ત્યાં નૃપતિ તેણે આણયો ત્યાંય. ૨૪ એ રાજાને પુત્ર એ-
ક છે સુબળ નામે સાર; તેતો હય માગ્યો નહી આપે બળ-
વંતો અપાર. ૨૫ તે માટે તેડાવો તમે પ્રથમ જાદવરાય; તે-
ની કૃપાએ કરીને મહત કામ આ થાય. ૨૬ એવું કહીને
વ્યાસ પધાર્યા સુણ જનમેજયરાય; ત્યાર પછી ધર્મે સંભારયા
કૃષ્ણચંદ્ર મહાકાય. ૨૭ તે વેળા ત્રીકમજી આવ્યા અરજી

સુણી તે દીશ; તેને દેખી યુધીષ્ટીરે નામ્યું નીશ્ચે શીશ. ૨૮ વિશ્વંભર કહેવાને લાગ્યા વળતિ તેણે ઠાર; આજ ઉદાશી કેમ થયા છો પાંડુના કુંમાર. ૨૯ ત્યારે કુંતાસુત કહે કરવો અશ્વમેધ મહારાજ; તે કારણ ચીંતાપ્રગટી છે સત્ય કહું છું આજ. ૩૦ ભદ્રાવતીથી અશ્વ લાવવો જીતી તે ભુપાળ; તે માટે હું કોને મોકલું બતલાવો દયાળ. ૩૧ સાંભળીને શ્રી કૃષ્ણ બોલીયા પ્રસંન થઇ તે ઠાર; હય લેવાને માટે મોકલો ભીમને કર્ણ કુમાર. ૩૨ તેની જોડે ગટોરગચ્છના સુતને કરો આજ્ઞાય; તેથી કામ થશે આ વખતે હય નિશ્ચે પમાય ૩૩ એવું કહી એક દિન રહીને ચાલ્યા વિશ્વાધાર: દ્વારામતિમાં આવ્યા તેતો ભુવનતણા ક્રીરતાર. ૩૪ તે પુંઠે ભુપે બોલાવ્યો ભીમસેનને પાસ; મેઘવરણ ને વ્રશકેતુ વળી તેડયા તેહ પ્રકાશ. ૩૫ તે ત્રણેને હય આણવાની આપી ત્યાં આજ્ઞાય; એટલે તે તતખર થઇ ચાલ્યા સેના લેઈ તદાય. ૩૬ થોડી મુદતમાં આવ્યા તેતો ભદ્રાવતિમાં સાર; ભાગોળે ઉભા રહીને પછી કરતા મન વિચાર. ૩૭ ॥ વલણ ॥ એટલે પાવા આવીયા અશ્વને રક્ષક જંનરે: દુરગો કહે ત્યારે કરી માયા રાક્ષસી તંનરેરેરે. ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધપર્વણી વ્યાસેન ધર્મસ્ય યજ્ઞો પ્રદેશ કતો નામ પ્રથમો અધ્યાયઃ ॥ ૧ ॥

## કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, સુણો સત્યવાદી નૃપ તંન; મેઘવર્ણે કરી ત્યાંતો માયા, ચારે દીશા કેરા વાયુ વાયા. ૧ થયો વંટોળીઓ દુખદાઇ, રખવાળની આંખો પુરાઇ; ત્યારે અશ્વને ઉપાડી લીધો, વ્રક્ષ ઝા-

ડીમાં સંતાડી દીધો. ૨ થયો પ્રકાશ વળતિ જ્યારે, સુજ્યું તે સમે સર્વને ત્યારે; અશ્વ દીઠો નહીં તેણે ઠાર, ત્યારે સેવક કંપ્યા અપાર. ૩ કહી રાજાને આવીને વાત, અશ્વ ખોવાયા કેરી સાક્ષાત; કોઇ દેશના ક્ષત્રી કુમાર, આવ્યા ત્રણ જણા આણે ઠાર. ૪ તસ્કર જેવાં છે તેનાં આચર્ણ, તેણે નિશ્ચે કર્યો અશ્વ હર્ણ; એવી વાત સુણી જેહ વારે, યૌવનાશ્વ કોપે ચઢયા ત્યારે. ૫ આપી સૈન્યાને આજ્ઞા તે વાર, થયા લડવાને માટે તૈયાર; સુબળસેન તે રાયનો તંન, ચઢયો સંગ્રામે હરખીને મન. ૬ ગાજે દુંદુભી ગોમુખ ત્યાંય, અશ્વ ઉછળે ફોજની માંય; સોર સૈન્યમાં સબળો થાય, શંખનાદનો શબ્દ પુરાય. ૭ મોટા મહજર ચાલે તે માંય, રથ પાલખીઓ શોભે ત્યાંય; દળ વાદળ પ્રગટયું પુર જાણે શ્રષ્ટી થશે ચકચુર. ૮ કોઇ યોદ્ધા ઉટાં માથે માલે, પગ પાળા પ્રથ્વીપર ચાલે; ધર્યાં આયુદ્ધ સર્વે પ્રકાશ ખીલ્યો તરવારોનો ત્યાંતો કાસ. ૯ સીંહ નાદ કરે સઉ શુર, મારૂ રાગ આલાપેરે પુર; સેન્ય એ રીતે રાયનું ચાલ્યું; ત્યારે ભોમીનું મંડળ હાલ્યું. ૧૦ યૌવનાશ્વ આવ્યા નગ્ર બાર, ત્રણ જણા ઉભા તેણે ઠાર; કર્ણ પુત્ર સુબળસેન, યૌવનાશ્વ સામા ભીમસેન. ૧૧ એમ બીરૂ થયા બળવાન, સિંહનાદ કરયો તેણે સ્થાન; સામાસામી મારે બહુ બાણ, ગદા ઘાત કરે નિરવાણ. ૧૨ સુબળસેન કહે છે કર્ણ તંન, અલ્યા સાંભળ મારૂ વચંન; તારાં બાપને પાંડવે માર્યો, ચંદ્રકેતુને રણમાં વિદાર્યો. ૧૩ તેનું કરવાને આવ્યો છું કાજ, નથી આવતી લંપટ લાજ; એવાં સુણી સુબળનાં વચંન, પછી બોલ્યો કરણ કેરો તંન. ૧૪ અલ્યા મુરખ દીસે તું છેક;

નથી સમજણ વિશે વિવેક; પાંચ પાંડવ છે શીવરૂપ, જેણે જીત્યા ભુમંડળ ભુપ. ૧૫ થયા સારથી નંદકુંમાર, આપી સુભદ્રા બેન તે ઠાર; તેને હાથે મુવા મારા તાત, તેથી મુક્તિ પામ્યા છે પ્રખ્યાત. ૧૬ તેમાં શું તેં મુને મેણું દીધું, એવું કહીને બાણુજ લીધું; મુકયું સાયક તે નીરધાર, વાગ્યું સુબળને તેણે ઠાર. ૧૭ ત્યારે સુબળ કોપ્યો અપાર, કરવા માંડયો સૈન્યાનો સંહાર; મેઘવર્ણ ચઢયો છે આકાશ, નાંખે પર્વત મોટા પ્રકાશ. ૧૮ કરે ચુરણ તે નૃપ તંન, વજ્રબાણ મુકી બળવંન; બ્રહ્મકેતુએ મુકયું શીવાસ્ત્ર, નૃપ તંને મુકયું નારાચાસ્ત્ર. ૧૯ પછી કર્ણના પુત્રે તે ઠાર, નાગપાસ મુકયું નીરધાર; કીધી સેન્યાની બંધન કાય, સર્પ સર્વેને અંગે વીંટાય. ૨૦ ત્યારે મુકી ગરૂડાસ્ત્ર બાણ, ગાજ્યો સુબળ ત્યાં નીરવાણ; છોડયું સેન્યાનું બંધન સાર, ત્યારે કર્ણ પુત્રે તેણીવાર. ૨૧ અર્ધચંદ્ર મુકયો શરભારે, વાગ્યો સુબળને તેહ વારે; તેથી મુર્છા પામ્યો નૃપ બાળ, પડયો પ્રથ્વી ઉપર તે કાળ. ૨૨ હવે ભીમને ભુપતી જેહ, વઢે બેઉ જણા ઘણું તેહ; ગદા યુદ્ધ કરે છે વિશાળ, મારે કુદીને તેતો કરાળ. ૨૩ કંપે મેદીની ચર્ણ મતાપ, ગદાએ ગદા આથડે આપ; બેઉ સૈન્ય લડે છે અપાર; ઘણા યોદ્ધા મુવા તેણે ઠાર. ૨૪ ચાલી શોણીતની સરીતાય, તેમાં કાપેલાં શીશ તણાય; યૈવનાશ્વે ગદા ઘણી મારી, કર્યો ભીમને શીથળ ભારી. ૨૫ ત્યારે બ્રશકેતુ આવ્યો તે ઠાર, ભુપતિના સામો નિરધાર; તેને જોઇ કોપ્યો ઘણું રાય, ધર્યું ધનુષ્ય બાણ તહાય. ૨૬ મુકયાં અગણીત બાણ તે વાર, કર્યો સેન્યા તણો ત્યાં સંહાર; મેઘવર્ણને ઉડાડયો સાર, જેથી જઇ પડયો જોજન બાર. ૨૭

કરણ પુત્રને વીંધ્યો તે દીશ, છેદયુ સારથી કેરૂં જ શીશ; મા-
ર્યો અશ્વને છેદયુંજ ચાપ, ત્યારે પામ્યો કુંવર પરીતાપ.
૨૮ પછી લીધું બીજું ચાપ ભારી, અન્ય રથમાં બેઠો ગર્વ
ધારી; શર વ્રષ્ટી કરી ત્યાં અપાર, જાણે પરજન્યની પડે ધા-
ર. ૨૯ ભેદી ભુપતીની સઉ કાય, રથ ઉપરતો ન ટકાય; વ્ર-
શ કેતુએ વાળ્યો છે બાણ, પાડયું ફોજની માંય ભંગાણ.
૩૦ મુગટ ઉડાડયો માથાનો જ્યારે, યૌવનાશ્વ કોપ્યો ઘણું
ત્યારે, જાણ્યું આવસે આ વેળા અંત, એવો ત્રાસ પામ્યા
બળવંત ૩૧ પછી ઓચરયા ભુપ વચંન, કરણ પુત્ર તને ધ-
ન્ય ધન્ય; આજ જીત્યો તેં મુજને વીર, યુદ્ધ બંધ કરો હવે
ધીર. ૩૨ તારી પાસે માગુ મુકી માન, આપ મુજને જીવત
દાન; વળી એટલે મુરછા તે વાર, સુબળસેન તણી નીરધાર.
૩૩ પછી સર્વને તેડીને રાય, યૌવનાસ્વ આવ્યા પુરમાંય;
કર્યો ભુપતીએ પરોણાચાર, રાખ્યા ત્રણ દિવસ તે ઠાર. ૩૪
આપ્યો અશ્વ અનોપમ સાર, તેની સંઘાતે ભેટ અપાર; પ-
છી પોતાનો લેઇ પરીવાર, થયા ભીમની સાથે તૈયાર. ૩૫
આવ્યા હસ્તિનાપુરની માંય, યુધિષ્ઠીર હતા નૃપ ત્યાંય;
મળ્યા સરવે ધર્મને જ્યારે, થયો જયજય તો તેણી વારે.
૩૬ યૌવનાસ્વે કર્યો છે પ્રણામ, રહ્યા ત્યાર પછી તેણે ઠામ;
નિત્ય આનંદમાં દીન જાય, કરે યજ્ઞ ગોષ્ટીની કથાય. ૩૭
॥ વલણ ॥ એ રીતે હય આણીયો વરત્યો જેજેકારરે; દુર-
ગા કહે પછી સાંભર્યા ધર્મને ધરણી ધારરેરેરે. ૩૮ ઇતી
શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંત-
ર ગત અસ્વમેધ પર્વણી અસ્વઆનીતો નામ દ્વીતીયો અ-
ધ્યાય. ॥ ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; અસ્વને આણી બાંધ્યો પુંડે આનંદમાં દીન જાય. ૧ ત્યાર પછી ત્યાં શું નિપજ્યું તેનો કહું વિસ્તાર; યુધિષ્ટિરે તેડયા વળતી મુનીવર મોટા સાર. ૨ તે સર્વેને રેહેવા માટે આપ્યો એક મુકામ; ખાનપાન પહોંચાડે તેને રૂચી માફક અભીરામ. ૩ તે પુંડે વાયુજને મોકલી તેડયા શ્રી ભગવાન; તેતો નીજ પરીવાર લેઇને આવ્યા તેણે સ્થાન. ૪ યુધીષ્ટીરે આપ્યો ત્યારે રેહેવા મેહેલ વિશાળ; તેમાં શ્રીજી ઉતર્યા પોતે પાંડવના પ્રતિપાળ. ૫ ત્યાં રહીને આનંદ કરે છે પુરણ બ્રહ્મ અવતાર; એવામાં ભીમસેનને કેહે છે ત્રીકમ કેરી નાર. ૬ અસ્વતણી પુજા કરવી છે અમારે રાજન; તે માટે તમે બારણે કાઢો કુંતા કેરા તંન. ૭ એવું સાંભળી ઘોડાને તો ભીમે કાઢયો બહાર, ચોક વચ્ચે લાવીને બાંધ્યો યજ્ઞતણો તોખાર. ૮ તેની પુજા કરવા બેઠી કૃષ્ણ તણિ અબળાય; ધામ્ય રૂષી ત્યાં મંત્ર ભણે છે આનંદ ઓચ્છવ થાય. ૯ એવામાં એક દૈત્ય આવીયો અનુશાલ્વ બળવાન; તેણે માયા કરીને હરીયો ઘોડો તેણે સ્થાન. ૧૦ વનિતા વિસ્મય પામી ત્યાંતો વરત્યો હાહાકાર; ધર્મરાયને ખબર થઇ કે આવ્યા તેણે ઠાર. ૧૧ ધીરજ રાખી પુછયું તેમણે શ્રી હરીને તે કાળ; અરે પ્રભુ આ કોણે હરીયો વાજી દીન દયાળ. ૧૨ ત્યારે કૃષ્ણ કહે મેં ઓળખ્યો અસ્વનો તસ્કર આજ; અનુશાલ્વ પાપીએ હરીયો મુંજ માટે મહારાજ. ૧૩ તે માટે ચીંતા છોડી દ્યો ભુપતી આણે ઠાર; હુંતો યુદ્ધ કરીને લાવીશ યજ્ઞ તણો તોખાર. ૧૪ પછી પોતાની ફોજમાં

બોલ્યા ઉંચ સ્વરથી ઇશ; શુરો હોય તે લેવા જાઓ વાજી આણે દીશ. ૧૫ એવું સાંભળી ઉઠયો ત્યાંતો રૂક્ષ્મણીનો તંન; પ્રભુને પાયે નમીને ચાલ્યો પોતે પ્રદ્યુમંન. ૧૬ ॥ દોહરો ॥ મનમથ રથમાં બેશીને લડવા માટે જાય, તેની પુઠે ચાલતિ જાદવની સેનાય. ૧૭ ॥ રાગ મારૂ ॥ આવ્યો કૃષ્ણ કુંવર રણમાંય; ત્યારે દીઠો દનુંજને ત્યાંય; પછી બોલીયો યદુકીશોર, અલ્યા ઉભો રહેને તું ચોર. ૧૮ એવું સુણ્યું અસુરે જેવારે, બોલ્યો ગર્જના કરીને ત્યારે; અલ્યા રાંડવા કામી અજાણ, શીદ ખોવાને આવીયો પ્રાણ. ૧૯ એવું સુણ્યું પ્રદ્યુમને સાર, ત્યારે ચાપનો કીધો ટંકાર; મુક્યું દૈત્ય ઉપર બાણ, નારાચાસ્ત્ર નામે નીરવાણ. ૨૦ છેદ્યું આવતું પાપીએ એહ, પછી કોપે ચઢયો દૈત્ય તેહ; વાયુ બાણ મુકી બળ દાખ્યો કૃષ્ણ પુત્રને નગ્રમાં નાંખ્યો. ૨૧ પડયો સભા વિશે આવી બાળ, ઘોર મુર્છા પામી ત્રતકાળ; ત્યારે કૃષ્ણે ઉઠીને સાક્ષાત, મારી સુતેલા સુતને લાત. ૨૨ કહ્યું દુષ્ટ તું અહીં થકી જાને, પેહેરી કંચુકીને ગીત ગાને; તારૂં દેખાડીશ નહીં મુખ, થયો યુદ્ધ વિશે તું વિમુખ. ૨૩ પછી પોતે થયા ત્યાં તૈયાર, યુદ્ધ કરવાને નંદકુમાર; આવ્યા રણમાંતો શ્રી ભગવાન, રથ સામો રાખ્યો તેણે સ્થાન. ૨૪ પછી દૈત્યને કેહે રણછોડ, આજ પહોંચાડું તારા હું કોડ; એવું કહીને ચડાવ્યું કોડંડ, શરવ્રષ્ટી કરે છે અખંડ. ૨૫ ગરજે ગુર્જ ગદા રણમાંય, વાગે તોમર ત્રીશુળ ત્યાંય, ગાજે દુંદુભી ને રણતુર, રેણું ઉડી ઢંકાયો છે સુર. ૨૬ સામાસામી ત્યાં સાયક છુટે, તેથી યોદ્ધાઓનાં ગાત્ર તુટે, અનુશાલ્વ મારે શર ચોટ, થયો તે થકી બાણનો કોટ. ૨૭ વાળ્યો કૃષ્ણની

સેનાનો ઘાણ, થયો ધુંધળો તે વેળા ભાણ; પછી કોપ કર્યો ઘણું રાય, અર્ધચંદ્ર ચઢાવ્યું તદાય. ૨૮ માર્યું હતું જે કૃષ્ણને તેહ, વાગ્યું આવી તેણે ભેદ્યો દેહ, ઉડયા આકાશે દીન દયાળ, પડયા સભા વિશે વિસ્વપાળ. ૨૯ સુતા મુર્છા પામી પ્રભુ જ્યારે, હાહાકાર થયો છે તે વારે; સુતા દેખીને દેવકી તંન, સત્યભામાતો બોલ્યાં વચંન. ૩૦ અરે કંથ છો કાયર તમો, ઘણા વારીને રાખીએ અમો; તોય સંગ્રામમાં તમે જાઓ, પડે માર ત્યારે નાશી આવો. ૩૧ મિથ્યાપુત્રને મારીજ લાત, ખોયો ભાર તમે જગતાત; તમે પેહેરો અમારાંજ વસ્ત્ર, આપો આ વેળા અમને શસ્ત્ર. ૩૨ તમે નારી થઈ કાઢો લાજ, અમે જીતીએ શતરૂને આજ; એવાં સુણિ પ્રિયાનાં વચંન, હસ્યા પ્રભુ ઉઘાડી લોચન. ૩૩ સુણો શ્રોતા તમે નીરધાર, હરી હાર્યા તેનો તો પ્રકાર; અનુશાલ્વે કર્યું અનુષ્ટાન, માગ્યું શીવની પાસે વરદાન. ૩૪ મુને જીતે નહીં જાદવરાય, તેને હાથે ન મ્રત્યુ પમાય; માટે મુર્છા પામ્યા વ્રજરાજ, એ તો રાખવા શીવની લાજ. ૩૫ ઉઠી બેઠા થયા હરી જ્યારે, વ્રશકેતુ બોલ્યો તેહવારે; સુણો જાદવ નાથ કૃપાળ, અનુશાલ્વને લાવું આ કાળ. ૩૬ એક પહોરમાં જો ન લાવું, તોતો સ્વાનની વિષ્ટાજ ખાવું; બ્રહ્મહત્યાદિ પાપ જે થાય, મારે માથે ના લાવું જો રાય. ૩૭ ત્યારે આજ્ઞા આપી ધર્મે ત્યાંય, ચાલ્યો કર્ણકુંવર રણમાંય; સેના સંગાથે લીધી છે ભારી; તેમાં મુખ્ય શોભે ગદાધારી. ૩૮ વ્રશકેતુને વાયુકુમાર, આવ્યા અસુર છે તેણે ઠાર; ત્યારે દૈત્યે કર્યો સિંહનાદ, પછી ભીમને કેહે તાણિ સાદ. ૩૯ અલ્યા જાડીયા અહીં થકી નાશ, હોય જીવ્યાની જો તારે આશ; એવું ક-

હિને મુક્યું નારાચ, વિંધ્યો વાયુ કુમારને સાચ.૪૦ બાંણુ ઉપ-
ર ચઢાવી ત્યાંય, નાંખ્યો ભીમને નગ્રની માંય; ત્યારે કર્ણ-
પુત્રે તેણિવાર, માર્યો દૈત્યને બાણુ અપાર. ૪૧ અનુશાલ્વ
નો સારથી જેહ, માર્યો ક્રોધ કરી વળી તેહ; અસ્ત્ર મર્ણ પ-
માડયા તે ઠાર, રથ ઉરાડયો આકાશે સાર. ૪૨ અનુશાલ્વ
જોઇ એવું કામ, બેઠો બીજા રથમાં તે ઠામ; કર્યું ક્રોડંડ મં-
ડળાકાર, શક્તિ મંત્રીને મુકી તે ઠાર. ૪૩ જેના તેજ તણો
નહીં પાર, કોટી વિદ્યુતનો ચળકાર; વાગી કર્ણ કુંવરને એ-
હ, તેથી મુર્છા પામ્યો વિર તેહ. ૪૪ વળી શાતા ઘટીકાએ
જ્યારે, ઘણો ક્રોધ કર્યો તે વારે; પછી બ્રહ્માસ્ત્રનો શર સાં-
ધ્યો, અનુશાલ્વને તે થકી બાંધ્યો. ૪૫ વરત્યો તે સમે જે જે
કાર, વાગ્યાં વાજીંત્ર જીતનાં સાર; પછી સુર્ય સુનુ સુત મા-
લ્યો, અનુશાલ્વનો ચોટલો ઝાલ્યો. ૪૬ લીધો લટકતો તે-
ણે ઠાર, આવ્યો નગ્રમાં કર્ણ કુમાર; અસ્વયજ્ઞનો લેઇને ગં-
ગ, નમ્યો ભુપને આણી ઉમંગ. ૪૭ ॥ વલણ ॥ પ્રશકેતુ
વિજય કરી આવી લાગ્યો પાયરે, દુર્ગો કહે તેહ દેખીને સ-
ર્વે વિસ્મય થાયરેરેરે. ૪૮ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુર-
ગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અસ્વમેધ પર્વણી પ્ર-
શકેતુના અનુશાલ્વ વિજીતો નામ ત્રતિયો અધ્યાય.

## કડવું ૪ થું

॥ રાગ સામેરી ॥ શ્રી કૃષ્ણે તે વેળા વખાણ્યો કર્ણ કું-
વરને સાર; ધન્ય ધન્ય તુજ માતપીતાને ધન્ય તને નિરધા-
ર. ૧ હમારી તેં લજ્જા રાખી યુદ્ધ કરી આ વાર; અનુશા-
લ્વને જીતી આણ્યો સ્યામ કરણ તોખાર. ૨ ત્યાર પછી દી-
ન વીસ ગયા કે આવ્યો ચૈત્ર માસ; પુર્ણિમાનો દીન આવ્યો

કે બોલ્યા શ્રી અવિનાશ. ૩ જગતપતિ કહે સુણો યુધિષ્ટીર આજ તમે નવ ચુકો; મધ્યાને હયને પુજીને ફરવા માટે મુકો. ૪ તેવી રીતે પુજન કરીને છોડયો છે કેકાણ; સોનાનું પતરૂં શીર બાંધ્યું હાર્દ લખી નીરવાણ. ૫ ત્યાર પછી ભુપે બોલાવ્યા ત્રણ જણાને ત્યાંય; મેઘવરણ વ્રશકેતુ અર્જુન આવ્યા સભાની માંય. ૬ તે ત્રણેની રક્ષા કરવા તુરીની તેણે ઠાર; યુધ્રીષ્ટીરે આજ્ઞા આપી પછી બોલ્યા નીરધાર. ૭ વીરા મારા પ્રેમ ધરીને સાંભળજો આ વાત; વ્રદ્ધ બાળાને રોગી તેની કરશો નહિ કદી ઘાત. ૮ શસ્ત્ર રહીતને વ્યંડળ સાધુ બ્રાહ્મણને અબળાય; તેટલાં જણ અપરાધ કરે પણ વધ તેનો નવ થાય. ૯ એવી રીતે શીક્ષા કહીને આપી સેના સાર; પછી તે ત્રણ ચાલ્યા ત્યાંથી અસ્વ પુઠે નીરધાર. ૧૦ આગળ અસ્વ અનોપમ ચાલે પુંઠળ સૌ સેનાય; શુરાતો સીંહનાદ કરે છે મારૂ રાગે ગાય. ૧૧ રેવા કાંઠે સુંદીર નગરી માહીસ્મતી કહેવાય; તિર્થ જગા તે તો સૌ કહે છે નીલધ્વજ છે રાય. ૧૨ અગ્નિનો સસરો તે રાજા મહાબળીયો ભુપાળ; અરજુનનો હય તે ઠેકાણે આવ્યો છે તતકાળ. ૧૩ તે ભુપતિએ ઘોડો બાંધ્યો નિશ્ચે તેણીવાર; એટલે અરજુન આવી પોંચ્યો સેના લઇ નીરધાર. ૧૪ કુંતાપુત્રે કહેવા મોકલ્યો કિંકરને તેવારે; નીલધ્વજને જાણ કર્યું કે યુદ્ધ કરો આવારે. ૧૫ એટલે નીલધ્વજ રાજાએ સૈન્ય કર્યું તૈયાર; અબળા પાસે આજ્ઞા લેવા પછી આવ્યા નીરધાર. ૧૬ જ્વાળા નામે જુવતી તેની બોલી પતીની સાથ; આજ તમે રણમાં નવ જાશો લડવા મારા નાથ. ૧૭ અરજુન રાજા મહાબળીયો છે તે તો નહી જીતાય; માટે હય જઇ પાછો આપો સત્ય ક-

ર્યું રાય. ૧૮ હું તમને જોઇને જીવું છું કાળજડાની કોર;
! મારૂં કેહેવું માનો ચંચળ ચિતના ચોર. ૧૯ મણીધર-
છંછેડયે સ્વામી સુખડું નવ પમાય; ઉછળીને તે વળ-
આવી ક્રોધે કરડી ખાય. ૨૦ શુરા થઇને સમજણ રા-
છોડોને અભીમાન; મુજને મારા કંથ ન મુકો રોતી ર-
તી રાન. ૨૧ અજીત એ પાંડવ પ્રથ્વીમાં કોઇથી નવ-
ાય; શંકરનો અવતાર કહાવે શ્રી હરી કેરી સાય. ૨૨
માટે એ વાત જવાદો શતરૂ કરો સ્વાધીન; પાતળીઆ પિ-
ા વિચારો તમે જળને હું મીન. ૨૩ એવી રીતે અબળા
ને લાગી પતિને પાય; તે વેળા ગાજીને બોલ્યો નિલ-
૪ તો રાય. ૨૪ કામની કયમ આવું બોલો છો કાયર મુ-
ી વેણ; યુદ્ધ તણી માલમ નહીં તમને મારી જાણો નેણ.
ફાવે તેવો બોધ કરો પણ હય પાછો નહીં આપું; રણ-
જઇને યુદ્ધ કરૂં વળી શત્રુ દળને કાપું. ૨૬ એમ કહીને
ચો ત્યાંથી નીલધ્વજ રાજંન; ક્ષોણી સેના લઇને આ-
જ્યાં ઉભા અરજુન. ૨૭ અસ્વ ઉપર યોદ્ધાઓ બેઠા
ની મારે એડી; સિંહનાદ સુભટ સઉ કરતા પડે નગારે
. ૨૮ અવળા સવળી ભાથા ભીડયા ધનુષ્ય ધરયાં નીર-
; ગેડીપટાની ઢાલ ઢળકતી ચળકતી તરવાર. ૨૯ કેડે
ી કરમાં ભાલા મુખે ભર્યાં તંબોળ; શીર મોતીના તો-
ઘળકે નેત્ર ગુલાબી ચોળ. ૩૦ કેસરની અરચાઓ ફ્રી-
કંઠે દોરા હાર; એવી રીતે નીલધ્વજની સેના શોભે સા-
૩૧ સામાસામી બેઉ દળ ઉભાં શોભાનો નહીં પાર; એ-
કના ઉપર મારે છે બાણ ગદાનો માર. ૩૨ અરજુને રા-
દેખી તર્ત કર્યો ટંકાર; નીલધ્વજના ઉપર મુકયાં બે

બાણો તે વાર.૩૩ ાાવલણાા યુદ્ધ થયું એમ ચાલતું ઉછળે છે બાણ ગદાયરે; દુર્ગો કહે દેખી તેહને ધ્રુજી સર્વ ધરાયરે. ૩૪ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અસ્વમેધ પર્વણી નીલધ્વજ યુદ્ધે આગતો નામ ચતુર્થો અધ્યાય.

કડવું ૫ મું.

ાા રાગ મારૂ ાા વાગી અરજુનની ત્યાંતો હાક, તેણે ઉરવી ચઢી છેરે ચાક; નીલધ્વજને માર્યો બહુ બાણ, કર્યો નિરબળ ત્યાં નિરવાણ. ૧ ત્યારે પક્ષ કરી તેની ત્યાંય, આવ્યો હુતાશન ફોજ માંય; તેણે અરજુનની ફોજ બાળી, દાઢી મુછો બધાની પ્રજાળી. ૨ ત્યારે મુકી મેઘાસ્ત્રનું બાણ, વ્રષ્ટી વિજયે કરી નીરવાણ; અગ્નિ શાંત થયો વળી જ્યારે, નીલધ્વજ કોપે ચઢયા ત્યારે. ૩ માર્યા અરજુનને દશ બાણ, ત્યારે સવ્યસાચી બોલ્યો વાણ; અહયા ભુપ તું જો મારા હાથ, કરૂં સંગ્રામમાં તારી ઘાત. ૪ એવું કહીને કોપ્યો અપાર, શર વ્રષ્ટી કરી નીરધાર; વાગે યોદ્ધાને છેદાય શીશ; નાઠા કેટલા પાડતા ચીસ. ૫ મોટા મગદળ પૃથ્વીમાં પડીયા, શુરા લેહેરો ખાઈ લડથડીઆ; રથ ચક્ર થયાં ચકચુર, ચાલી શોણીતની નદી પુર. ૬ છુટે સરરર સાયક તીર, કરે અરર મારથી ધીર; વાળ્યો અરજુને બાણનો છેક, હાર્યો નીલધ્વજ મુકી ટેક. ૭ નમ્યો અરજુનને તેણીવાર, યુદ્ધ બંધ કર્યું નીરધાર; ગયો અર્જુનને તેડી ઘેર, કર્યો પ્રોણાચાર ખુશી ભેર. ૮ અસ્વ સોંપીને થયો તૈયાર, જાવા અરજુન સાથે તે વાર; નીલધ્વજની નારી એવું જોઇ, ગંગા કાંઠે આવી બળી મોઇ. ૯ થઈ બાણ રૂપે એતો નાર, દ્વેષ અરજુન

થે અપાર; જ્વાળા એ રીતે અગ્નિમાં બેઠી, બબરૂવાહ-
ા ભાથામાં પેઠી. ૧૦ તેથી અરજુનનું મોત થાશે, એવી
કથા આગળ કહેવાશે; સુણી જન્મેજયે એવી વાત, ત્યા-
પુછ્યું મુનીને સાક્ષાત. ૧૧ એક શંકા થઇ મુનીરાય, જ-
ઇ જ્વાળાનો અગ્નિ કહેવાય; તેમાં જ્વાળા મનુષ્યની ના-
અગ્નિ તો દેવ ત્રીદશ સાર. ૧૨ કેમ પરણાયે એની કં-
ાય, કહો વિસ્તારી એ મુનીરાય; ત્યારે રૂશી કહે સાંભ-
ભુપ, કહું વિસ્તારી તુને અનુપ. ૧૩ હતી જ્વાળાને
ક કુમારી, સ્વાહા નામને સ્વરૂપ ભારી; થઇ દ્વાદશ વ-
ની બાળ, ત્યારે પુછ્યું જ્વાળાએ તે કાળ. ૧૪ કહો પુ-
તમે મુને પેર, તમને પરણાવું હું કોને ઘેર; ત્યારે કં-
ા કહે સાંભળ માય, અગ્નિ અંતે પ્રજાળેછે કાય. ૧૫ મા-
વન્હિને હું તો વરીશ, અનુષ્ટાન એવું આચરીશ; એવું
ોને તૈયાર થઇ, સ્વાહા સાધન કરવા ગઈ. ૧૬ જપ્યો
ગ્નિનો મંત્ર જે વાર, થયો પ્રસંન તેણી વાર; ગુપ્ત રા-
ા પોતાનું સ્વરૂપ, વન્હિ વીપ્ર રૂપે થયા ભુપ. ૧૭ આ-
ા નીલધ્વજને મુકામ, દીધો આશીર્વાદ તે ઠામ; કહે છે
યને કંન્યા તમારી, મુને પરણાવો મહુરત ધારી. ૧૮ ત્યા-
રાજા કહે સુણો મહારાજ, કરે કંન્યા તપશ્ચર્યા કાજ; એ-
મનથી વર્યો જાત વેદ, તમને પરણાવતાં પામે ખેદ. ૧૯
ણી અગ્ની કહેછે વચંન, હું તો નક્કીજ છું હુતાશંન;
ારે બોલ્યો રાજાનો પ્રધાન, તમે આપો પરીક્ષા નિદાન.
એવું સુણી કોપ્યો વાયુ મિત્ર, જ્વાળા મુખમાંથી કા-
વિચીત્ર; મંત્રી કેરી દાઢી મુછ કેશ, તેને બાળી કર્યું
ડી વેશ. ૨૧ ત્યારે બોલ્યો ફરીથી પ્રધાન, કર્યું તર્કટનું

અનુમાન; ઇંદ્રિ જાળની આતો કળાય, નિશ્ચય અગ્નિ તો કેમ મનાય. ૨૨ ત્યારે અગ્નિ થયો મુળ રૂપ, ભડકા રૂપે ભયંકર ભુપ; લાગી સભામાં દોહશ લાય, નાઠા જીવ લેઇ સઉ ત્યાંય. ૨૩ બાળ્યાં અગ્નિએ ભુપનાં ધામ, સચિવ સુદ્ધાંનાં ત્યાં તો તમામ; ત્યારે ભુપતી તે લાગ્યો પાય, કરો કશાનું હવે કૃપાય. ૨૪ અગ્નિ શાંન્ત થયો તેણીવાર, મટયો ક્રોધ તમામ તે ઠાર; પછી ભુપે કંન્યાને તેડાવી, વિધી યુક્ત કરી પરણાવી. ૨૫ એવી રીતે પુરાણ વદે છે, માટે યજ્ઞમાં સ્વાહા તો કહેછે; હોમ કરતાં સ્વાહા જો ભુલાય, તોતો આહુતી નીષ્ફળ થાય. ૨૬ હવે અરજુનનો હય જેહ, ચાલ્યો માહીસ્મતી થકી તેહ; એક વંન આવ્યું તેણે ઠાર, તેતો બીહામણું નીરધાર. ૨૭ તેમાં પડીતી એક બિલાય, તેને અડકીયો અસ્વનો પાય, ત્યારે ચોટયો તે વેળા કાણ, થયું અરજુનને તેહ જાણ. ૨૮ આપી યોદ્ધાને આજ્ઞા તે વાર, અસ્વ ચરણ ઉખેડવા સાર; તોય હાલ્યો નહીં તુરી જ્યારે, થયો વિસ્મય અરજુન ત્યારે. ૨૯ આજુ બાજુ તપાસ્યું તે વાર દીઠો આશ્રમ વીપ્રનો સાર; રૂશી સૌભરીનો એ મુકામ, ઘણા વીપ્ર વસે તેણે ઠામ. ૩૦ આવ્યો તે ઠેકાણે કુંતા તંન, નમ્યો સૌભરીને અરજુન; પછી બોલ્યો વિજય જોડી હાથ, મારૂં પ્રશ્ન સુણો મુનીનાથ. ૩૧ રૂષિ કહે તમે કોના કુમાર, કેમ આવ્યા આ વન મોઝાર; ત્યારે અરજુન કહે મુનીરાય, પાંડુ રાજા તો મારા પીતાય. ૩૨ મોટા ભાઇ યુધિષ્ઠિર જેહ, અસ્વમેધ કરે વળી તેહ; મુકયો અસ્વને ફરવા મહારાજ, આવ્યો આ ઠેકાણે મુનીરાજ. ૩૩ અમે નીકળ્યા રક્ષાને માટ, ઘણા જોયા ગીરી અને ઘાટ; ધર્મરાયનો ના-

નો હું ભ્રાત, નામ અરજુન મારૂં પ્રખ્યાત. ૩૪ ચોકયો શિલાએ અશ્વનો પાય, નથી ઉખડતો મુનીરાય; તેનું કારણ શું મુનીદેવ, કહો કૃપા કરી તતખેવ. ૩૫ ॥ વલણ ॥ વચન સુણીને બોલીયા સૌભરી મુની મહારાજરે; દુર્ગો કહે તેતો કહું અવળચંડીનું કાજરે. ૩૫ ઇતી શ્રીપાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી અર્જુનેન નીલધ્વજ વિજીતો નામ પંચમો અધ્યાય.

કડવું ૬ હું.

॥ રાગ આશાવરી ॥ મુનીવર કહે છે સાંભળ અરજુન વિસ્તારી કહું વાત; એવી એ શીલા હતી પુર્વે દ્વિજપત્નિ સાક્ષાત. ૧ ઉદ્દાલક મુની એને પરણ્યા બ્રાહ્મણના કુમાર; તે અબળા તો અવળી ચાલે પતિથી ઉલટી સાર. ૨ ઉદ્દાલકે એવું જોઇને નામ ઠરાવ્યું સાર; અવળું કૃત્ય કરે તે માટે અવળચંડી નાર. ૩ એવામાં એક દીવસે આવ્યું શ્રાદ્ધ પિતાનું સાર; ઉદ્દાલકના તાત તણું તે સપ્તમીને સોમવાર. ૪ તે દિવસે ત્યાં આવી પહોંચ્યા મુનીવર મોટા એક; કૌડીન્ય રૂષીનામ તેમનું જેનો મોટો ટેક. ૫ ઉદ્દાલક તેને જોઇ હરખ્યા આસન આપ્યું ત્યાંય; પ્રેમ કરીને પુજા કીધી, મગ્ન થઈ મન માંય. ૬ અવળચંડીને આપી આજ્ઞા રસોઇ તણી નીરધાર; ત્યારપછી ત્યાં મુનીવર બેઠા શ્રાદ્ધને માટે સાર. ૭ પિંડ વિસરજન કરીને બોલ્યા ઉદ્દાલક મહારાજ; અવળચંડીને કેહે છે એતો કરો તમે એક કાજ. ૮ લ્યો આ પિંડ લેઈ પધરાવો સરોવર કે નદી માંય; તે વેળા કામનીએ કીધું અઘટીત કામજ ત્યાંય. ૯ પિંડ લેઈ ઉકરડે નાંખ્યા દુષ્ટ જન્માામાં જયારે; મુનીવરને તે જાણ થયું કે શ્રાપ દીધો તે વારે.

૧૦ પથ્થર થઇને પડ તું નારી મોટી એક શિલાય; શીત તાપને વ્રષ્ટી સેજે કષ્ટ ઘણું તુજ કાય. ૧૧ અરજુન કેરા સ્પર્શ થકી તું પામીશ વળી ઉદ્ધાર; તે દહાડાની શીલા થઇ એવી ત્યાં વરષ હજાર. ૧૨ તેણે અશ્વને રોકી રાખ્યો ચોટાડયો નિરધાર; તે માટે સૌભરી કહે એને સ્પર્શ કરો આવાર. ૧૩ અરજુન એવું સુણીને આવ્યો સ્પર્શ કર્યો જેવારે; શીલા મટીને સુંદરી થઇ ત્યાં અવળચંડીતો ત્યારે. ૧૪ કરજોડી કામનીએ કીધી સ્તુતી ઘણી તે વાર; ત્યાર પછી પતી પાસે આવી વરત્યો જયજયકાર. ૧૫ અરજુનનો હય ત્યાંથી ચાલ્યો વાયુ વેગેસાર; ચંપાવતી નગરીમાં આવ્યો યજ્ઞ તણો તોખાર. ૧૬ હંસધ્વજ ત્યાંનો રાજા છે મહાબળીઓ ભુપાળ; પાંચ પુત્ર તે નૃપને કહાવે કીરતી યશ વિશાળ. ૧૭ સુરથ સુબળને સુંદરદર્શન સમ ચોથો કુમાર; સુધન્વા તે સૌથી નાનો ભક્ત હરીનો સાર. ૧૮ તે રાજાએ હય બાંધીને પુરમાં પડાવ્યો સાદ: સર્વે જણ લડવાને નિકળો મુકી મનથી વાદ. ૧૯ એક પહોરથી મોડા આવશે જે કોઇ પુઠે જન; તેલ કડામાં તેને તળીશું હશે કદી જો તંન. ૨૦ હંસધ્વજની પાસે રેહે છે બ્રાહ્મણ બે નીરધાર; શંખલીખીત નામે મહા પાપી કળીયુગનો અવતાર. ૨૧ અરજુન તે ઠેકાણે આવ્યા જાણી સઘળી વાત; હંસધ્વજે હય બાંધ્યો છે આ વેળા સાક્ષાત. ૨૨ અરજુને કીંકરને મોકલી સંદેશો ત્યાં કાવ્યો; તે સુણી હંસધ્વજ રાજા લડવા માટે આવ્યો. ૨૩ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું સેનાની શોભાય. ૨૪ સારથી મારથી પગપાળાને સર્વે ચાલ્યા શુર: દળવાદળ સમ ચઢીને આવ્યું સરીતાનું

જયમ પુર. ૨૫ બકતર પાખર સર્વે પેહેર્યાં ધર્યાં ધનુષને બાણુ અવળા સવળી ભાથા ભીડયા કેડ કશી નીરવાણ. ૨૬ ગુર્જ-ગદા ને બરછી ભાલા ઉઘાડી તરવાર; મુગદળ મુશળ જંજાળો એમ ગ્રહ્યાં હથીયાર. ૨૭ કેસરની અરચાઓ કીધી સોનેરી સુરવાળ; માથે મુગટ તેમાં તોરા ઢળકતી છે ઢાલ. ૨૮ વિધ વિધ કેરાં વાજાં વાગે થયો નગારે ઘાવ; ત્રંબાળુ ગડગડીયાં ત્યાંતો બોલે કીરતી રાવ. ૨૯ ધજા ફરૂકે નેજા ચળકે થાય શંખનો નાદ; શુરા તો સિંહનાદ કરે છે કાઢી મોટા સાદ. ૩૦ મદઝર માંથે માવત ચઢીયા ઝુલ શોભે જરતારી; તેની ઉપર ભુપતી બેઠા ધનુષ્ય બાણને ધારી. ૩૧ પાખરીયા તો પગ નવ માંડે ઉછળે છે આકાશ; સુખપાલો મેનારથ સુંદીર ચાલે તેહ પ્રકાશ. ૩૨ એવી રીતે સેના લેઇને આવ્યા રણમાં રાય; તે વેળાએ ધરતી ધરૂજી પડછંદા બહુ થાય. ૩૩ સુધન્વા તે વેળા આવ્યો સ્ત્રીની પાસે સાર; વિદાયગીરી લેવાને માટે હંસધ્વજ કુંમાર. ૩૪ આવીને અબળાને કહે છે આપો તમે આજ્ઞાય; અરજુન સાથે લડવા જાતું તેમાં વિલંબ થાય. ૩૫ પાંડવનો ઉન્માદ ઉતારૂં એક ઘડીમાં આજ; અબળા જઇ વેહેલો આવું છું જો લાવે શ્રીજરાજ. ૩૬ પ્રભાવતિ પત્ની તે વેળા પતિને તો સમજાવે; મનમાં જાણ્યું નાથ જશે તે ફરી પાછા નહીં આવે ૩૭ ॥ વલણ ॥ કરજોડીને કરગરે વનિતા તેણી વારરે; દુર્ગા કહે શ્યામા વદિ શું ધાર્યું ભરથારરેરેરે. ૩૮ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી અવળચંડી આખ્યાન કથનો નામ ષષ્ટો અધ્યાય.

૯૯૯૯૯૯૯૯૯૯૯૯૯

કડવું ૭ મું

॥ રાગ કેદારો ॥ મુનીવર ઓચર્યારે, તું તો સુણ જન્મેજયરાય; અબળા ત્યાં વદીરે, લાગી પ્રાણ પતીને પાય; રાણી વાણી એણી પેર બોલીયાં. ટેક ૧ હું અબળા તણીરે, બુદ્ધિ પ્રાણ પતી છે હીન; તદપી જે કહુરે, તે તો માનોને સ્વામીન; રાણી વાણી. ૨ પીયુ ના પરવરોરે, વિજય સાથે વઢવા આજ; પ્રભુ જેના સગારે, તેની કયમ લેવાશે લાજ; રાણી વાણી. ૩ તમને જીતશેરે, એતો કુંતાનો કુંમાર; અળગા નાથાશોરે, મારી સેજ તણા શણગાર; રાણી વાણી. ૪ હું મુખ જોઇનેરે જીવું કાળજડાની કોર; અંતરમાં વસ્યારે, મારા ચંચળ ચિત્તના ચોર; રાણી વાણી. ૫ તમ અભિમાનનોરે, ત્રીકમ નહીં નભવાદે ટેક; લજ્જા રાખશેરે, પણ અંતે છેતરશે છેક; રાણી વાણી. ૬ વાર્યું જો કરોરે, તો સઉ સુખડું મારે હાથ; જશ કોને મળ્યોરે લડતાં અરજુન કેરી સાથ; રાણી વાણી. ૭ ભય તમ તાતનોરે, તેથી નાશી જઇએ વંન; વન ફળ ખાઇનેરે, નીશ્ચે નિર્ગમીશું ત્યાં દિન; રાણી વાણી. ૮ હુકમ જોઇતો નથીરે, એકઠાં રહીશું મારા નાથ; આવું આદરોરે ત્યારે શીદ ઝાલ્યો મુજ હાથ; રાણી વાણી. ૯ સુધન્વા તે સમેરે, કેહે છે કામની સાંભળ વાત; ધીરજ ધારીનેરે, હૈડુ રાખોને વળી હાથ; રાજા વાણી. ૧૦ આજ્ઞા તાતનીરે, તે હું લોપું જો અબળાય; તે તો આ સમેરે, પૃથ્વી પાતાળે પળાય; રાજા વાણી. ૧૧ એવું સુણીનેરે, બોલી પતીની સાથે નાર; આપો આ સમેરે, સ્વામી મુજને કાંઈ આધાર; રાણી વાણી. ૧૨ ત્યારે મોહ પામીયોરે, હંસધ્વજ કેરો કુમાર; વળતિ ત્યાં કર્યોરે, વિનતા

ની સાથે વિહાર; રાણી વાણી. ૧૩ આપીને પ્રજારે, સુધન્વા એ કીધું સ્નાન; સજ થઇને પછીરે, સંભાર્યા શ્રીપતી ભગવાન; રાણી વાણી. ૧૪ પ્રભાવતીએ કરીરે, કુંમકુંમ કેશરની અરચા; માળા ફુલનીરે; ઘાલીને બોલી અબળાય; રાણી વાણી. ૧૫ સ્વામી માહરારે, રહેજો સાવધ રણુની માંય; નાશી ન છુટશોરે, જેથી હસવું જગમાં થાય; રાણી વાણી. ૧૬ સૈયર માહરીરે, દેશે મુજને મેહેણાં સાર કાયર કંથનીરે, એવું કહેશે વારંવાર, રાણી વાણી. ૧૭ વિધિ વેહેરી થયોરે, લખીયા કર્મે અવળાલેખ; હાવે શું કરૂરે, નથી મુનેસુઝતી બારી એક; રાણી૦ ૧૮ એમ કહીને પછીરે, આશીષ દીધી તેણીવાર; સુધન્વા સંચર્યોરે, આયુદ્ધ ધારીને નીરધાર; રાણી ૧૯ ॥ દોહરો ॥ સુધન્વા આવી પછી લાગ્યો પિતાને પાય; તેને દેખી બોલીયા ક્રોધ કરી રાજાય. ૨૦ ॥ રાગ સામેરી ॥ લંપટ જાને તું તો અહીંથી આ વેળા નીરધાર; આજ્ઞા મારી લોપી કીધો સ્ત્રી સાથે વિહાર. ૨૧ માટે દેશવટો હું દેઉં છું તુજને આણીવાર; હાલ ઘડી વનમાંહી જાઓ કૃષ્ણ ધરી શણગાર. ૨૨ એવું સાંભળી નાઠા ત્યાંથી શંખ લિખત મહારાજ; પાપી એ બ્રાહ્મણ રીસાયા કરવા કુડુ કાજ. ૨૩ તેની પુઠે નાઠા ત્યારે હંસધ્વજ રાજંન; શંખ લીખીતને પાયે લાગી કીધું ત્યાં સ્તવન. ૨૪ અરે વીપ્ર તમે પાછા આવો લાગું હું તો પાય; તમે કહો તે રીતે કરૂં હું આત્મજને શિક્ષાય. ૨૫ ત્યારે એતો બોલ્યા વળતી શંખલીખીત મુની સાચ; સત્ય ચુકયો તું ભુપતી માટે કરૂં હું તો શિક્ષાય. ૨૬ કરેલી પ્રતીજ્ઞા તોડી વહાલી કીધી પ્રજાય; તે માટે ત્યારે ત્યાં હાવે અમથી નવ રહેવાય. ૨૭ ધર્મ શાસ્ત્રની માંય લખેલો

સાંભળને તું ન્યાય; પ્રતિજ્ઞા હંતાના પુર્વજ સર્વ નર્કે પળાય. ૨૮ પોતે પણ રહે કુંભી પાકમાં સત્ય કહું રાજંન; કોટીક કલ્પ સુધી તે પ્રાણી પીડા પામે તંન; ૨૯ એવું સાંભળો હંસધ્વજે કીધી ત્યાં આજ્ઞાય; સુધન્વાને તળો તેલમાં કિંકર આ વેળાય. ૩૦ એવું સાંભળી બ્રાહ્મણ હરખ્યા શંખ લીખીત મનમાંય; પ્રેમ કરીને આવ્યા પાછા ભુપની સાથે ત્યાંય. ૩૧ દુતોએ ઉનું ત્યાં કીધું તેલજ તેણીવાર, વળતી સુધન્વાને કહે છે બેસો ભુપ કુમાર. ૩૨ એવું સાંભળી રાજકુંવર તો આવ્યો પેગા પાસ, ત્યારપછી ભજવા માંડયા ત્યાં સુંદર શ્રી અવીનાશ. ૩૩ ॥ વલણ ॥ કરજોડી કેહે તે સમે સુણજો અરજી શ્યામરે; દુરગાના દેવ આ સમે મોટી તમારી હામરે. ૩૪ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણિ સુધન્વા સ્ત્રી સમીપે ગતો નામ સપ્તમો અધ્યાય. ॥ ૭ ॥

કડવું ૮ મું.

॥ રાગ મારૂ ॥ સુધન્વા કહે કુંજવિહારી, લાજ રાખજો આ સમે મારી. તમે કીધાં અનેકનાં કામ, તેથી કષ્ટ હારી પડયું નામ. ૧ ગજ ગ્રાહથી છોડાવ્યો નાથ, ઝાલ્યો ઈંદ્રનો દૈત્યથી હાથ; મચ્છ રૂપ ધરી લાવ્યા વેદ, મટાડયો મહામુનીનો ખેદ. ૩ કચ્છ રૂપ ધરીને કૃપાળ, ધર્યો પર્વત પીઠે દયાળ; થયા વરાહ રૂપે તથાપી, હણી દઇતને ઉરવી થાપી. ૩ નરસિંહરૂપે હર્યો દિતીતંન ભક્ત ઉગાર્યો પ્રલ્હાદ જન; વામન રૂપે છળ્યો બળરાય, ચાંપ્યો પાતાળે તેને તદાય. ૪ ફરશુરામ થયા હરી જ્યારે, કરી મેદીની નક્ષત્રી ત્યારે; રામચંદ્ર થયા રઘુદેવ, માર્યો રાવણને તતખેવ. ૫

હાલ કૃષ્ણ થયા છો મહારાજ. રાખી પાંચાળી પ્રભુની લા-
જ; મારી લાજ જશે જો ત્યાગી, તેનું લાંછન તમને વિશા-
ળ. ૬ એવું કહી પડયો તેલની માંય, થયું શીતળ તે વેળા-
ત્યાંય; તળે લાગે છે તાપ અપાર, તોય દાઝે નહીં તે લગા-
ર. ૭ જુઓ હરિ કૃપા બળ એવું, ઉષ્ણ તેલ થયુ હીમ જે-
વું; થયું શંખ લીખીતને જાણ, આવ્યા જોવા પરીક્ષા પ્ર-
માણ. ૮ બોલ્યા બ્રાહ્મણ આવીને આડું, હજું તેલ તો છે ઘ-
ણું ટાઢું; માટે મંગાવો શ્રીફળ રાય, ત્યારે પરીક્ષા તેની જ-
ણાય. ૯ ત્યારે સેવકે શ્રીફળ આપ્યું, ખરૂં ખોટું તેને દ્વીજે
માન્યું; તેને કુંવર ઉપર શીસ, નાંખ્યું તેલ કઢામાં તે દીશ.
૧૦ ફાટયું પડતામાં શ્રીફળ તેહ, બેઉ ભાગ થયા તેના જેહ;
આવ્યા ઉછળીને એનો ભાગ, વાગ્યા બ્રાહ્મણને લાગો લાગ.
૧૧ ફુટયાં તે થકી તેનાં કપાળ, પડયા જંખવાણા દ્વીજબા-
ળ; ફટફટ કરે સઉ લોક, નાઠા બ્રાહ્મણ પામીને શોક. ૧૨ પ-
છી નીકળ્યો ભુપ કુમાર, તેલ કઢા થકી નીરધાર; સ્નાન
કરીને પહેર્યાંજ વસ્ત્ર, ધર્યાં આયુદ્ધને સઉ અસ્ત્ર. ૧૩ નમી
પીતાને ચાલ્યો કુમાર, આવ્યો અરજુન ઉભા તે ઠાર; કર્યો ધ-
નુષ કેરો ટંકાર, આપી આજ્ઞા સેનાને તે વાર. ૧૪ એવું
બોલીને કુંતા કુમારે શંખનાદ કર્યો તેણીવારે; સામાસામી
મંડાયું છે યુદ્ધ, ભીરૂએ ભીરૂ કરે વીરૂદ્ધ. ૧૫ સામાસામી વ-
ઢે કાળભાથી, અશ્વ અશ્વ ને હાથીએ હાથી; રથે રથને પા-
ળાએ પાળા, વઢે ઉછળી વીર વિશાળા. ૧૬ થયું દારૂણ
યુદ્ધ તે સ્થાન, જુવે દેવતા બેશી વિમાન; ફાટે યોદ્ધાઓનાં
ઘણાં શીશ, મોટા મહઝર પાડે છે ચીસ. ૧૭ બાણવ્રષ્ટીએ
છાયું આકાશ, નથી દેખાતો સૂર્યપ્રકાશ; શેશ સળકયો ને

કંપી ધરાય, ચાલે શોણીત કેરો પ્રભાય. ૧૮ ડોલ્યા દિગ-
પાળ ને મેરૂ હાલ્યો, સુધન્વાએતો ધાણજ વાળ્યો; મુક્યું અ-
રજુને ત્યારે અગનાસ્ત્ર, નૃપ તંને મુક્યું વરૂણાસ્ત્ર. ૧૯ પ્રેર્યું
પારથે વાયુનું બાણ, મેઘ ઉડાડયા ત્યાં નિરવાણ, ત્યારે સુ-
ધન્વા કોપ્યો અપાર, મુક્યું નારાચતો નીરધાર. ૨૦ તેને
છેદયું વિજય તે દીશ, માર્યો સારથી આણીને રીસ; સુધ-
ન્વા કહે કુંતા કુમાર, પ્રતિજ્ઞા કરતું આણીવાર. ૨૧ સુણી
અર્જુન કેહે ઠીક વારૂ, ત્રણ બાણ થકી તને મારૂ; મારાં બા-
ણ જો નિષ્ફળ થાય, તોતો પુર્વજ નરકે પળાય. ૨૨ ત્યારે નૃ-
પ તંન કહે બાણ છેદું, સારથી સુદ્ધાં તુજને ભેદું; બાણ ત્ર-
ણ્યે તારાં ન છેદાય, ત્યારે પુર્વજ મારા પળાય. ૨૩ એવી
પ્રતિજ્ઞા બે જણે કરી ત્યારે આવ્યા તે ઠેકાણે હરી, ચતરૂભુ-
જ ચિંતા વિશે પેઠા, રાસ પરોણો ઝાલીને બેઠા. ૨૪ સુધ-
ન્વાએ જોયા ઘનશ્યામ, ત્યારે કર્યો તે વેળા પ્રણામ; ભલે
પધાર્યા ગિરિવરધારી, લજ્જા રાખજો આ સમે મારી. ૨૫
કહે અરજુનને કીરતાર, નથી તારામાં બુદ્ધિ લગાર; વારેવા-
રે કરૂં પ્રતિજ્ઞાય, નથી જોતો નિર્બળ બળરાય. ૨૬ જય થા-
વાનો દૈવને હાથ, હવે બાણ મુકો નરનાથ; તેમાં પુન્ય મુ-
કયું ઘનશ્યામ, કૃષ્ણાવતાર કેરૂં તમામ. ૨૭ પછી અરજુનને
કહે ઇશ, મુકય બાણ હવે તું આદીશ; છોડયું ચાપથી બા-
ણ તે જ્યારે, સુધન્વાએ કાપી નાંખ્યું ત્યારે. ૨૮ બીજું બા-
ણ લીધું અર્જુન, તેમાં પુન્ય મુકયું બળવંત; ફરશુરામાવ-
તારનું જેહ, પુન્ય મુકયું પ્રભુએજ તેહ. ૨૯ છુટયું ધનુષ્ય
થકી તે બાણ ઘોર ગર્જના કરતું પ્રમાણ; ત્યારે સુધન્વે બા-
ણ નિવેદયું, બીજું સાયક આવતું છેદયું. ૩૦ પુત્રી પાંડુ

વિસ્મય થાય; હવે કોણ ગતિ રઘુરાય. પછી અર્જુને
જ કરી, ત્રીજું બાણ લીધું વળી ફરી. ૩૧ ઝાલ્યું શ્રી
એ તેતો ત્યાંય, ત્રણ દેવ સ્થાપ્યા તેની માંય; બ્રહ્મા વિ-
ને શંકર જેહ; સ્થાપ્યા ત્રણે ઠેકાણેજ તેહ. ૩૨ રામાવ-
પુન્ય જે કર્યું, તે સૌ બાણના ઉપર ધર્યું; એવી રીતે કૃ-
ણી કરી, બાણ આપ્યું અરજુનને હરી. ૩૩ સવ્યસાચી-
લીધું તે વાર, કર્યું કોડંડ મંડળાકાર; મુકયું અરજુને
પ્ર તે જયારે, બોલ્યો સુધન્વા મુખથી ત્યારે. ૩૪ કહે કૃ-
ને ભુપકુમાર, ધન્ય ધન્ય પ્રભુ અવતાર; મારી મુક્તિ ઇ-
જદુપત્ય, તમે જે કરો તે હરી સત્ય. ૩૫ આવો જોગ ન-
રે ફરી, અંતકાળ સમે સામા હરી; પ્રભુ પેખીને કરશે
ાર, તેના જીવતરનેજ ધિક્કાર. ૩૬ માટે જક્તપતી રા-
લાજ, મુક્તિ આપજો મુને મહારાજ; એવું કહિ સુધ-
એ સાર, બાણ મુકયું સામું નીરધાર. ૩૭ શર આવે છે
જુન કેરો, કરે ગર્જના તેતો ઘણેરો; ઉડે અગ્ની તેમાંથી પ્ર-
, જાણે ઉજાડશે નવ ખંડ. ૩૮ નાઠા દેવ આકાશેથી ત્યા-
જાણે આવતો બાણ એ મારે; એવે આવ્યું સુધન્વાનું
ા, તેણે જોર કર્યું નિરવાણ. ૩૯ કાપ્યો અરજુનનો શર
રે, ત્રણ ભાગ પડયા હેઠા ત્યારે; હાહાકાર થયો તેણિવા-
સોમવંશી કંપ્યા નિરધાર. ૪૦ ત્યારે બાણનો આગલ્યો
ા, ચઢયો આકાશમાં લેઇ લાગ; આવિ વાગ્યો સુધન્વા-
ાહ, કંઠ કપાયો તે થકી જેહ. ૪૧ પડયું હેઠું સુધન્વાનું
ા, બેઉ પક્ષ રાખી જુગદિશ; સુધન્વાના શરીરમાંથી
, તેજ નિકળ્યું દીવ્ય અપાર. ૪૨ તેતો ચાલ્યું ભાનુ તુ-
ત્યાંય, પેઠું માધવના મુખમાંય; પછી આવ્યું ઉડીને ત્યાં

શીશ, ત્યારે ઝાલી લીધું જુગદીશ. ૪૩ જોઇ મુસ્તકને ર-ડયા સ્યામ, કહ્યું અરજુનને તેણે ઠામ; તારે માટે કીધો ઉ-તપાત, મરાવ્યો ભક્ત મારો સાક્ષાત. ૪૪ પછી ઉછાળ્યું મુસ્તક ઇશ, પડયું હંસધ્વજ કને શીશ; કર્યો ત્રીદશે જયજય કાર, પામ્યો મુક્તિ સુધન્વા કુમાર. ૪૫ હંસધ્વજે જોયું શી-શ જ્યારે, ઘણો વિલાપ કીધો તે વારે; પુત્રના ગુણ સંભારી સાર, ચાલે નેત્રેથી આંસુની ધાર. ૪૬ ॥ વલણ ॥ એવું દે-ખી તે સમે સુરથ થયો તૈયારરે; દુર્ગા કહે યુદ્ધે આવિયો નૃપનો જયેષ્ટ કુમારરેરેરે. ૪૭ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગા-શંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી સુ-ધન્વા વધો નામ અષ્ટમો અધ્યાય.

## કડવું ૯ મું.

॥ રાગ દેશાખ ॥ સુરથ આવી રણમાં ઉભો બોલ્યો તેણીવાર; અલ્યા ઉભો રહે અરજુન તુજને શિક્ષા કરૂં આ-વાર. ૧ મારા ભાઇને માર્યો તેતો કીધું કુડું કાજ; તેમાં તેં શું પ્રાક્રમ કીધું પુન્ય હાર્યો જદુરાજ. ૨ એમ કહીને ચાપ ચઢાવ્યું કીધો ત્યાં ટંકાર; અરજુન ઉપર વ્રષ્ટી કીધી બાણુ તણી નીરધાર. ૩ ત્યાર પછી ત્યાં સુરથ કહેછે સાંભળ અ-રજુન વાત; આજ તને મુર્છા પમાડું યુદ્ધ કરી સાક્ષાત. ૪ એક ઘડીમાં મુસ્તક કાપું પણ પ્રભુ તુજને સાહ્ય; તે માટે મ્રત્યુ નથી તારૂં પણ મુર્છા તો થાય. ૫ માટે કર સંગ્રામ હ-વે તું મુકીને મરજાદ; એવું કહીને ફરીથી મુકયું બાણ કરી સિંહનાદ. ૬ તે વેળા કુંતા સુત કોપ્યો મુકયાં બાણ અપાર; સુરથનો રથ ભાગી નાંખ્યો, ઘોડા માર્યા ચાર. ૭ ધજા ધનુ-ષને મુગટ પાડયો આણી અદકી રીસ; સારથીનું તો નિશ્ચે

ું તે વેળાએ શીશ. ૮ એટલે સુરથ બેઠો વળતી બી-
રથમાં સાર; અરજુન કેરી સેન્યાનો કરવા માંડયો સંહા-
ગજ રથ ઘોડા માહીસ માર્યા વાળ્યો કચ્ચરઘાણ; યો-
ાનાં મુસ્તક ફાટે થાય ઘણું ભુમરાણ. ૧૦ મેઘ વરણ
ક્તુ તેને માર્યા ત્રણ ત્રણ બાણ; નીલધ્વજને હાર પ-
યો નિશ્ચે ત્યાં નીરવાણ. ૧૧ પછી કાળાંતક બાણ ચઢા-
ાર્યો જેણીવારે; અરજુનને મુર્છા થઇ તેથી વિકળ થયો
ારે. ૧૨ ત્યારપછી ત્યાં સુરથ કહેછે શ્રીહરીને નિર્વા-
અરે પ્રભુ હું શું કહું તમને કપટી પુરૂષ પુરાંણ. ૧૩
વાને બળતો શ્રીજી તેલ થકી બચાવ્યો; ઉગારીને
બેલા તમે અંતે કેમ મરાવ્યો. ૧૪ તમને જે સેવે તેને
દુઃખ દ્યો છો મહારાજ; ભક્ત તણા ભુંડાની તમને ન-
નારાયણ લાજ. ૧૫ બળીરાજાએ તમને સેવ્યા જ્યારે
દયાળ; ત્યારે તેને છેતરી ચાંપ્યો પ્રભુ તમે પાતાળ. ૧૬
ા સ્નેહી પોતાનો તેને દળદર રાખ્યું; અંત વખત સુ-
ાને આપ્યું ચાવણું જ્યારે ચાખ્યું. ૧૭ હરિશ્ચંદ્રે સેવ્યા
તમને ભક્ત એતો કહેવાયો; ત્યારે દુઃખ પામ્યો એ-
નિચને ત્યાં વેચાયો. ૧૮ પાંડવ પાંચે વનમાં ભમીયા
શું કહું ઇશ; પાંચાળી સભામાં આણી સત્ય કહું જુ-
ા. ૧૯ તમને અર્પણ કરીને આપે સુર્ય કુંવર નીત્ય દા-
અરજુન પાસે તેને મરાવ્યો યુદ્ધ વીશે ભગવાન. ૨૦ અ-
શી તમને દેખાડું આ સમે મારા હાથ; બાણ રૂપી પુ-
પુજા માની લેજો નાથ. ૨૧ એમ કહીને સાયક મુ-
કરીની ઉપર સાત; તેનો જઇ વાગ્યાં વિકુલને રૂદય વિ-
ાક્ષાત. ૨૨ એવામાં કુંતા સુત કેરી વળ્યા વેગે મુર્છાય

બેઠો થઇને કરમાં લીધું બાણ ધનુષ મહાકાય. ૨૩ સુરથ સાથે યુદ્ધ કરયુ બહુ કહેતાં ન આવે પાર; ત્યાર પછી અરજુને કીધો હણવાનો વિચાર. ૨૪ અર્ધચંદ્ર તો બાણ ચઢાવ્યું મંત્ર ભણી નીરધાર; સુરથના ઉપર તે મુકયું કરવાને સંહાર. ૨૫ તે બાણે આવીને છેદયું મુસ્તક તેણે ઠાર; પાછું જઇ ભાથામાં પેઠું ક્ષણું નવ લાગી વાર. ૨૬ સુરથ રણમાં પ્રત્યુ પામ્યો વરત્યો હાહાકાર; હંસધ્વજને જાણ થયું તે આવ્યો તેણે ઠાર. ૨૭ સુરથનું મુસ્તક બહુ સુંદીર પડીયું પ્રભુની પાસ; તેને લેઇ ઉંચુ ઉછાળ્યું શ્રીહરીએ આકાશ. ૨૮ ગરૂડે તે મુસ્તકને ઝીલ્યું લેઇને ચાલ્યા જાય; એવામાં રસ્તામાં આવ્યો નંદીગણ મહાકાય. ૨૯ તેણે તે ઝુંટાવી લીધું ગરૂડ પાસેથી શીશ; ઉમીયાના પતિને તે આપ્યું નંદીએ તે દીશ. ૩૦ મહાદેવે લઈ ગુંથ્યું તેને રૂંઢમાળની માંય; એટલામાં ત્યાં આવી ઉભા હંસધ્વજ તો ત્યાંય. ૩૧ પુત્ર શોકથી કોપે ચઢીયા દેહ કર્યો વિકાળ; લાલચોળ આંખો થઇ બેઉ જાણે જેવા કાળ. ૩૨ રથ ઉપર બેશીને ઝાલ્યું ભુપે જયારે ચાપ, તે વેળા ત્યાં ધરતી ધરૂજી સુર પામ્યા પરિતાપ. ૩૩ શોણિતનો વરસાદ થયો ત્યાં ડોલ્યા સૌ દીગપાળ; મેરૂ હાલ્યો તારા તુટયા લાગી દોદશ ઝાળ. ૩૪ એવું જોઇ હરીએ વિચાર્યું ભુપતિ કરશે કેર; પુત્ર શોકથી નિશ્ચે કરશે પારથને તો ઠેર. ૩૫ એમ વિચારી ભુપની સામા ચાલ્યા દીનાનાથ; પ્રભુએ જઇ પ્રણામ કર્યો ત્યાં જોડીને વળી હાથ. ૩૬ હંસધ્વજે હરીને ઓળખ્યા પ્રેમે લાગ્યો પાય; ભુજ બીડી આલીંગન કીધું ક્રોધ શમ્યો મહાકાય. ૩૭ ત્યાર પછી રાજાને કેહે છે દેવકીનંદન દેવ; ભુપતી યુદ્ધ રેહે-

વા ઘો હાવે શાન્તિ ગ્રહો તતખેવ. ૩૮ પુત્ર તણી મુકિત મેં કીધી આપ્યો વૈકુંઠ વાસ; તે માટે હય આપો પાછો ચાલ્લો અરજુન પાસ. ૩૯ અરજુન કોઇથી નવ જીતાયે ઇંદ્રતણો એ તંન; કોટીક યોદ્ધા મ્રત્યુ પામ્યા ક્ષમા કરો રાજંન. ૪૦ એવું સુણી ભુપતી મળીયા અરજુનને તે વાર; નગ્ર વિષે સૌને લેઇ આવ્યા વરત્યો જયજયકાર. ૪૧ ત્યાર પછી હંસધ્વજ રાયે આપ્યો ત્યાં કેળાણ; સેન્યા લેઇને સાથે ચાલ્યા ભુપતિ તો નિરવાણ. ૪૨ અર્જુનનો હય ત્યાંથી ચાલ્યો દારૂણ વનમાં જાય; શ્રીહરી હસ્તિનાપુર આવ્યા એકલા તો યદુરાય. ૪૩ અશ્વની પુંઠે અરજુન ચાલ્યા સેન્યા સાથે સાર; મહાવનમાં તે આવી પહોંચ્યો આગળ તો તોખાર. ૪૪ તે વનમાં એક સરોવર આવ્યું શોભાનો નહીં પાર; તે ઠેકાણે જળ પીવાને હય આવ્યો નીરધાર. ૪૫ વાજીને વારી એ અડક્યું અંગ વિશે જેવારે; ઘોડાની ઘોડી થઈ સુંદીર અશ્વ તણી તે ત્યારે. ૪૬ અશ્વની થઇને ચાલ્યો ત્યાંથી આગળ જેણીવાર; એટલામાં બીજું સરોવર આવ્યું ત્યાં નીરધાર. ૪૭ તેમાં જઇને જળ પીધું કે વાઘ બન્યો તે વાર; નવ ગજ લાંબો બે ગજ પહોળો પીતવરણ આકાર. ૪૮ ફાળની ઉપર ફાળ ભરે છે વાયુ વેગે જાય; કુંતા સુત કેસરીને જોઈને વિસ્મય મનમાં થાય. ૪૯ એટલે ત્રીજું સરોવર આવ્યું રમ્ય જગા તે ઠાર; તેમાં જઇને વાઘ પડયો કે અશ્વ થયો નીરધાર. ૫૦ ત્યારપછી તે વાજી વળતી આવ્યો તરીયા દેશ; પુરૂષ તણી નથી વસ્તી ત્યાંનો વશે વનિતા વેશ. ૫૧ પ્રમીલા નામે રાણી ત્યાંની સુંદરીની સરદાર; ચંદ્રમુખી એક પુત્રી તેને રૂપ તણો નહીં પાર. ૫૨ તે રાણી ઘણી કા-

મણગારી શીખી સર્વ કળાય; નરની નારી કરીને ફેરવે પુ-
રૂષ પણ થઇ જાય. ૫૩ અગ્નિમાં પેશીને નીકળે ઝાલે સીંહ-
ના કાન; આકાશે ઉડીને ચાલે નાથે નાગ નીદાન. ૫૪ પાતા-
ળે પેશીને આવે પર્વત લેઈ ઉછાળે; પરકાયામાં પેશી બો-
લે સો યોજન તો ન્યાળે. ૫૫ અદર્શન વિદ્યાને જાણે બહુ રૂ-
પે બની જાય; ત્રાંબાનું સુવર્ણ બનાવે દેખે એટલું ખાય. ૫૬
મુઠ ચોટ ને મારણ મોહન વશ કરવાની વાત; તે સઘળું એ-
ને આવડે છે મંત્ર તંત્ર સાક્ષાત. ૫૭ રણસંગ્રામે યુદ્ધ કરી
ને જીતે શત્રુસાર; બાણ મહાને મારી જાણે એવી એનો ના-
ર. ૫૮ તેણે અરજુનનો હય બાંધ્યો હિંમત રાખી મંન; એટલે
ત્યાં સૌ સેન્યા આવી પાંડુ કેરા તંન. ૫૯ તેણે સંદેશો કા-
વ્યો કે અબળા થઈ તૈયાર; કોટીક નારીઓ લઇને આવી
લડવાને નીરધાર. ૬૦ ધનુષ્ય બાણને બરછી ઝાલી ગદા
ગુર્જ તરવાર; કચ્છ વાળીને આવી સર્વે કામનીઓ તેવાર.
૬૧ ॥ વલણ ॥ તેને જોઇ કુંતા સુતે કીધો ત્યાં ટંકારરે; દુ-
ર્ગો કહે તરીયા તણા યુદ્ધનો કહું વિસ્તારરેરેરે ૬૨ ॥ ઇતિ
શ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર
ગત અશ્વમેધ પર્વણી સુરથ વધો નામ નવમો અધ્યાય.

કડવું ૧૦ મું.

॥ રાગ મારૂ ॥ પછી પ્રમીલાએ તેણે ઠાર, સિંહનાદ ક-
ર્યો નીરધાર; જેવાં પુર્વે વઢયાં મહાકાળી, દૈત્યની સાથે દીન
દયાળી. ૧ તેવી રીતે કુંતા સુત સાથ, વઢે વનિતા એ તો
સાક્ષાત; મારે પ્રમીલા પોકીને બાણ, થાય એકનાં લક્ષ પ્ર-
માણ. ૨ સવ્યસાચીની સેન્યાને વાગે, તેથી યોદ્ધાઓના પ્રા-
ણ ભાગે; થયું દારૂણ યુદ્ધ અપાર; કર્યો સેન્ય તણો ત્યાં સંહા-

૨. ૩ પ્રમીલાએ તો વિંધ્યા પ્રકાશી, યોગ માયાને નિશ્ચે ઉ-
પાસી; લાગી અરજુન સેન્યામાં લાય, લોહી માંસની વ્રષ્ટીજ
થાય. ૪ સર્પ વીંછીને પડે પાશાણ, સર્વ યોદ્ધા કરે બુમરા-
ણ; શબ્દ કારમા ઓચીંતા થાય, ભયંકર તે સઉને જણા-
ય. ૫ જાણે જોગણી ખાવાને આવી, એવી માયા તે સ્ત્રીએ
બતાવી; તેને જોઇને કુંતા કુમાર, ઘણો વિસ્મે પામ્યો તે-
ણીવાર. ૬ પછી સંભાર્યા સુંદર શામ, ત્યારે માયા મટી તે-
ણે ઠામ; થઇ સેના સઉ સાવધાન, કોપ્યા કુંતા કુંવર તેણે
સ્થાન. ૭ મુક્યું નારાચ ત્યાં નિરવેહ, પડયા પ્રેમદાને દેહે
છેહ; પછી કાળાસ્ત્ર લેઇને ત્યાંય, મુકે મંત્ર ભણી વળી જ્યાં-
ય. ૮ થઇ એટલે આકાશ વાણી, કહ્યું અરજુનને ભક્તજા-
ણી; અલ્યા અરજુન તું હરી જંન, કેમ ઇચ્છે સ્ત્રીઓનું પ-
તંન. ૯ નારીના હોય કોટીક દોશ, તોયે હણીએ નહીં આ-
ણી રોશ; માટે મુનીને પુછ તુંય, યુદ્ધ કરવાનું કારણ શું-
ય. ૧૦ કહે કામની તે કરો ભુપ, તેથી કલ્યાણ થાશે અનુ-
પ; સુણી આકાશ વાણીની વાત, યુદ્ધ બંધ રાખ્યું વિષ્ણુ
રાત. ૧૧ પછી પુછયું પ્રમીલાને ત્યાંય, કેમ યુદ્ધ કરો રણ
માંય; અબળાને આ કરવો સંગ્રામ, નથી ઘટતો તમોને આ
ઠામ. ૧૨ તમને જીતે નથી યશ સાર, હણું તો જાઉં નર્કે
આવાર; માટે કહોને તમારી ઇચ્છાય, જેથી બેઉનું સારૂં
થાય. ૧૩ ત્યારે કામની કેહે સુણો રાય, મારી વરોને તમે
કન્યાય; કહે અરજુન તે કરવું મારે, યુદ્ધ બંધ કરો આણીવા-
રે. ૧૪ પછી પ્રમીલા પ્રેમજ લાવી, તેડી અરજુનને ઘેર આ-
વી; વિધિએ કરી આપી કન્યાય, સૈન્ય સર્વે જમાડયું તહા-
ય. ૧૫ આપી પેહેરામણી ત્યાં અપાર, રથ અશ્વ ને હાથી

ભંડાર; રાખ્યા પાંચ દિવસ ને ઠાર, પછી યજ્ઞનો આપ્યો તોખાર. ૧૬ થયા અરજુન જાત્રા તૈયાર, કહ્યું રાસુને ત્યાં નિરધાર; ફરી આવીશું આવતાં જ્યારે, તેડી જઇશું કન્યા તેવારે. ૧૭ પછી અશ્વને કીધો વિદાય, તેની પુંઠળ સર્વે પળાય; શીઘ્ર ગતિએ ચાલે કેકાણ, મહા વંન વિશે નિરવાણ. ૧૮ આવ્યો ક્રોંચાપુરી વીશે જ્યારે, બાંધ્યો ભીશણ દૈત્યે તે વારે; લક્ષ દાનવનો છે એ નાથ, અર્ધ કોશ સુધી લાંબા હાથ. ૧૯ બાંધી અશ્વને જુએ છે વાટ ઉભો રહ્યો છે યુદ્ધને માટ; સાથે દાનવ લીધા અપાર, જેના જોર તણો નહી પાર. ૨૦ એવે આવ્યો ત્યાં કુંતાનો તંન, તેને જોઇને બોલ્યા વચંન; અલ્યા માનુશ જાત ભુપાળ, તારો આણીશ હું તોજ કાળ. ૨૧ નાસે વિષ્ણુ વીધિ મુને જોઇ, ઈંદ્ર ચંદ્ર પામે ત્રાસ સોઇ; એવું કહી અસુરે તેવાર, યુદ્ધ કરવા માંડ્યું નીરધાર. ૨૨ થયો દારૂણ ત્યાં સંગ્રામ, કેહેતાં ગ્રંથ વધે આણે ઠામ; વળતી અરજુને આણીને રીસ, છેદયું ભીષણાસુરનું શીશ. ૨૩ પછી પુત્ર હતો તેનો એક, તેણે કર્યો ત્યાં રાજ્યાભિશેક; લીધો તોખાર ત્યાં થકી રાય, મુકયો આગળ ફરવા તદાય. ૨૪ ક્રોંચાપુરીથી ચાલ્યા કેકાણ, આવ્યો સિંધુ તિરે નિરવાણ; મહી સંગમ આગળ ગામ, મણીપુર એવું એનું નામ. ૨૫ તેમાં રાજ્ય કરે પારથ તંન, તેનું નામ તો બભ્રૂવાહન; તેના સેવકે દીઠો કેકાણ, કર્યું ભુપતીને જોઇ જાણ ૨૬ બભ્રૂવાહને વાંચીને પત્ર; બાંધ્યો શામકરણને તત્ર; એવે આવ્યા ત્યાં અરજુન રાય, મણીપુર વિશે મહાકાય. ૨૭ જોઇ નગ્રની શોભા અપાર, પુછયું હંસધ્વજને તે ઠાર; પુછે અરજુન કહો તમે રાય, આવું આ નગ્ર કોનું કહેવાય. ૨૮ કોણ

ન્ય કરે છે આ ઠાર, તેનો સર્વે કહોને પ્રહાર; ત્યારે બો-
ા હંસધ્વજ ભુપ, સુણો પારથ સત્ય સ્વરૂપ. ૨૯ સુત ત-
રો અહીંનો ભુપાળ, બભ્રૂવાહન નામ વિશાળ; તમે ની-
ીયા વનમાં જ્યારે, તીર્થ યાત્રા કરવા આવ્યા ત્યારે. ૩૦
ાન કરવા પેઠા નદી માંય, એક મગરીએ ઝાલ્યાતા ત્યાંય;
ા ચરણ પ્રતાપથી તેહ, થઇ અપછરા કેરોજ દેહ. ૩૧ તેની
ે કર્યો તમે સંગ, રહ્યો ગર્ભ તે નારીને અંગ; તમે મુ-
ગયા એહ નાર, પછી અપછરા રહી આણે ઠાર. ૩૨ થ-
તે થકી તેને કુમાર, મહા તેજસ્વી બુદ્ધિ અપાર; કરે રા-
ા તેતો આણે ઠાર, તેણે બાંધ્યો તમારો તોખાર. ૩૩ સુ-
ા અરજુનને આવી હામ, કહ્યું સેવકને તેણે ઠામ; જાઓ
ત્રા તમે ચરચાય, કેવી કચેરીની છે શોભાય. ૩૪ ફોજ કે-
ી છે એને ઘેર, તેની સર્વ કહો આવી પેર; ચાલ્યા સેવ-
તો તેણે ઠાર; આવ્યા સભા વિશે નીરધાર. ૩૫ બેઠો
ંહાસને નૃપ તંન, જાણે બીજો દીસે અરજુન; મહા તેજ-
ી ને ઘણું રૂપ, દીર્ઘબાહુને શાન્ત સ્વરૂપ. ૩૬ મુખ સુ-
ં ને કોમળ કાય ધર્મ શાસ્ત્ર જોઇ કરે ન્યાય; સ્વર્ગ તુ-
કચેરી તે ઠાર, એક યોજન તેનો વિસ્તાર. ૩૭ કરે અ-
ારાઓ નૃત ગાન, આપે યાચકને ઘણું માન; સુમતી ના-
તેનો પ્રધાન; તેતો વૃદ્ધ અને ગુણવાન. ૩૮ ત્રણ અક્ષૌણી
જ સાર, તેમાં શુરા ઘણા નીરધાર; જોઇ સેવકે સૌ સ્થ-
ય; પાછી આવ્યા જ્યાં અરજુન રાય. ૩૯ કહી વિસ્તારીને
ે વાત, સુણી ક્ષોભ પામ્યો નર જાત; હંસધ્વજને પુછી
ી પેર, કરવો મેળાપ કે વળી વેર. ૪૦ ત્યારે હંસધ્વજ
ા રાય, પુત્ર તમારો નહીં જીતાય; પીતા જાણી જો નમે કુ-

માર; તેનો લાજ રહે આણીવાર. ૪૧ એવી વાત કહી ભુપે જ્યાંય. થયા માડા શકુન ઘણા ત્યાંય; ગીધ પક્ષી આવ્યો તેણે દીશ, બેઠો અરજુનને તેતો શીશ. ૩૨ શ્વાન રડયા ને કકળ્યા કાગ, આડા ઉતર્યાં આવીને નાગ; ચઢયું વાદળ ને ઢાંકયો ભાણ, જાણી બભ્રૂવાહને સાક્ષાત; ત્યારે વિચાર્યું મન ॥ માં ૧. પુછ્યું પ્રધાનને વળી ત્યાંય. ૪૪ કહો સુમતિ મુજને ન્યાય, યુદ્ધ આવ્યાછે મારા પિતાય; તેને નમવું કે કરવો સંગ્રામ. એમાં સારૂં કીયું અભીરામ. ૪૫ ત્યારે સુમતિ બોલ્યો વચંન, સારૂં તાતને કરવું નમંન; માતપિતાને જે દુભે પ્રાણી, તેનો નિશ્ચે પડે નર્કખાંણી. ૪૬ માટે ચાલો આ વેળા રાજંન, અશ્વ આપીને કરીએ નમંન; એવું સુણીને અપછરા બાળ, થયો તૈયાર મળવા તે કાળ. ૪૭ સાથે લીધો તુરંગ ને વાર. મણી માણેક ભેટ અપાર; એવી રીતે આવ્યો ક્ષત્રી રાજ, નીજ તાતને મળવા કાજ. ૪૮ આવી ભેટ મુકી પીતા પાસ, પગે લાગ્યો આણીને ઉલ્લાસ; બેઠો આસને વળતી બાળ, જેમાં બુદ્ધિ ને બળ વિશાળ. ૫૦ ॥ વલણ ॥ ત્યાર પછી સ્તુતી કરે, અરજુન કેરો તંનરે; દુર્ગો કહે તેતો કહું, શ્રોતા ધરજો મંનરેરેરે. ૫૦ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભાર્થાંતર ગત અશ્વમેધ પર્વણી અરજુનેન પ્રમીલા તથા ભિસણાસુર વિજીતો નામ દશમો અધ્યાય. ૧૦

### કડવું ૧૧ મું.

॥ રાગ મેવાડો ॥ બભ્રૂવાહન કહે તાતજી, રોષ ધરોરે; બાંધ્યો અશ્વ અજાણ્યે તો આજ, માટે કૃપા કરોરે. ૧ તમ તણા વિર્યથી હું થયો, રોશ નવ ધરોરે; તેથી રાખો ત-

મે મારી લાજ, માટે કૃપા કરોરે. ૨ પ્રજાના કૃત્યને જોઇને, રોશ નવ ધરોરે; છોરૂ જેવાં ન મા બાપ થાય, માટે કૃપા કરોરે. ૩ પાશાણુ વ્રષ્ટિને વરસતાં રોશ નવ ધરોરે; તેની આગળ કંઇ ન ધરાય, માટે કૃપા કરોરે. ૪ ખેતરને વાડ ખૈ જતાં, રોશ નવ ધરોરે; કહો શી રીતે એ સચવાય, માટે કૃપા કરોરે. ૫ કિંકર ચોરી કરે કદી, રોશ નવ ધરોરે; તેને ઝાલવાનો શો ઉપાય, માટે કૃપા કરોરે. ૬ વ્રક્ષ જ્યારે ફળ ખાઈ જશે, રોશ નવ ધરોરે; ત્યારે શું કરે રક્ષક જંન, માટે કૃપા કરોરે. ૭ કામીની કંથને મારશે, રોશ નવ ધરોરે; ત્યારે જીવે શી રીતે સ્વામિન, માટે કૃપા કરોરે. ૮ પ્રાણીનાં કૃત્યને જોઈ પ્રભુ, રોશ નવ ધરોરે; વ્રષ્ટી બંધ કરે નહી તાત, માટે કૃપા કરોરે. ૯ સત્ય કહેતાં દુઃખ નવ નડે, રોશ નવ ધરોરે; અંતે પ્રમાણ થાય એ વાત; માટે કૃપા કરોરે. ૧૦ સત્યે તપે તરણી વળી, રોશ નવ ધરોરે; વાયુ સત્યે ગતિ કરે તેમ, માટે કૃપા કરોરે. ૧૧ સત્યે મેરામણ સ્થંભીયો, રોશ નવ ધરોરે; સત્યે અવની રહી સ્થીર એમ, માટે કૃપા કરોરે. ૧૨ સત્યે અગ્નિ પેદા થાય છે. રોશ નવ ધરોરે; રહ્યું આકાશ અંતરીયાળ, માટે કૃપા કરોરે. ૧૩ સત્યે તરૂ ફળે સંવદા, રોશ નવ ધરોરે; સત્યે પાપ બળે તતકાળ, માટે કૃપા કરોરે. ૧૪ માટે પીતા ચાલો નગ્રમાં. રોશ નવ ધરોરે; કરૂં સેવા તમારી હું આજ, માટે કૃપા કરોરે. ૧૫ એવું સુણી વધો પાર્થ ત્યાં, મુખે બોલમાંરે; અરૂયા લંપટ બોલતાં લાજ, ક્ષત્રીની ઓળમાંરે. ૧૬ કાયર કયાં તું પેદા થયો, મુખે બોલમાંરે; મારૂં બોળ્યું તેં આ વેળા નામ. ક્ષત્રીની ઓળમાંરે. ૧૭ અપ્સરાથી તું ઉદે થયો, મુખે બોલમાં

રે; જાણું ગાવા બજાવાનું કામ, ક્ષત્રીની ઓળમાંરે. ૧૮ ગુ-
ણકા સતી નવ જાણવી, મુખે બોલમાં રે; તેની કુખે તારો
અવતાર ક્ષત્રીની ઓળમાંરે. ૧૯ બુદ્ધિ વિના અલ્યા બા-
ળકા, મુખે બોલમાંરે; તારો નાચવાનો અધિકાર ક્ષત્રીની
ઓળમાંરે. ૨૦ વ્યંઢળ વિર ન નીપજે, મુખે બોલમાંરે; મો-
ળાને ન ચઢે વારી લેશ, ક્ષત્રીની ઓળમાં રે. ૨૧ વેત ફળે
નહી કોઇ સમે, મુખે બોલમાંરે; જડ પામે નહીં ઉપદેશ, ક્ષ-
ત્રીની ઓળમાંરે. ૨૨ કાંસુ સોનું નવ નીપજે, મુખે બોલ-
માંરે; મણી સ્પર્શ થયો ખાલી જાય, ક્ષત્રીની ઓળમાંરે.
૨૩ વાંઝણી શુક્તિના પ્રસવે, મુખે બોલમાંરે સ્વાતી નિર
અકારજ થાય, ક્ષત્રીની ઓળમાંરે. ૨૪ વણ વિચાર્યે અશ્વ
બાંધીયો, મુખે બોલમાંરે; ત્યારે શું સમજ્યો નીરધાર, ક્ષ-
ત્રીની ઓળમાંરે. ૨૫ હાવે નમું તે સૌ વ્યર્થ છે મુખે બોલ-
માં રે; તારા જીવતને ધીક્કાર, ક્ષત્રીની ઓળમાં રે. ૨૬ સુ-
ભદ્રાનો સુત તે ખરો, મુખે બોલમાં રે; જેણે જીત્યો કૌરવ
કેરો સાથ, ક્ષત્રીની ઓળમાં રે. ૨૭ ચક્રાવો જીત્યો એ એક
લો, મુખે બોલમાં રે; ગુરૂ દ્રોણને દેખાડયા હાથ, ક્ષત્રીની
ઓળમાં રે. ૨૮ એવું કહી ઉઠયો પારથ, મુખે બોલમાં રે; ઘ-
ણો ક્રોધ ચઢયો તેણીવાર, ક્ષત્રીની ઓળમાં રે. ૨૯ સર્વ સ-
ભા જોતાં તે સમે, મુખે બોલમાં રે; મારી બબરૂવાહનને લા-
ત; ક્ષત્રીની ઓળમાં રે. ૩૦ વિનાશે વિપ્રીત સુઝયું મુખે
બોલમાં રે; ભુલ્યો અરજુન તે વેળા ભાન ક્ષત્રીની ઓળમાં-
રે. ૩૧ બબરૂવાહન ખેદ પામ્યો, મુખે બોલમાં રે; થયું સ-
ભા વિશે અપમાન, ક્ષત્રીની ઓળમાં રે. ૩૨ ॥ વલણ ॥ ક્રો-
ધ કરી પછી ઉઠીયો બબરૂવાહન બાળરે; દુર્ગો કહે ઘેર આ-

વીચો ત્યાંથી તો તતકાળરે. ૩૩ ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીને મહાભાર્થાતર ગત અશ્વમેધ પર્વણી બભરૂવાહનેન અશ્વબંધો નામ એકાદશો અધ્યાયઃ ૧૧

કડવું ૧૨ મું.

॥ રાગ સામેરી ॥ બભરૂવાહને આવીને સેન્ય કરયું તેયાર; ઇષ્ટ ઉપાસન કરીને ધરીયાં આયુદ્ધ તો નીરધાર. ૧ ટોપ કવચ ને મોજા પહેર્યા કેડ કશી તે ઠાર; કાને કુંડળ કુસુમ માળા કંઠ વીશે છે સાર. ૨ મુગટમાં મોતીયા તોરા બાંહે બાજુબંધ; અવળાસવળી ભાથા ભીડયા ધનુષ ધરાવ્યું સ્કંધ. ૩ ત્યાર પછી રથ મધ્યે બેઠો અરજુનનો કુમાર; ચતુરંગી સેન્યા તો ચાલી શોભાનો નહીં પાર. ૪ છત્રીસે વાજાં તો વાગે શંખનાદ તો થાય; ધજા ફરૂકે નેજા ચળકે મારૂ રાગ ગવાય. ૫ ગજ રથ અશ્વ અનોપમ ચાલે તે ઉપર અસ્વાર; ધમકારે ધરતી ધરૂજે છે ચળકે છે તરવાર. ૭ મઘવાની અસ્વારી કરતાં સો ગણી રચના તેહ; દળવાદળ જેવું ચાલે છે જોર કરીને જેહ. ૬ એવી રીતે રણમાં આવ્યો પારથ કેરો તન; એટલે ત્યાં તૈયાર થયા છે લડવાને અરજુન. ૮ નીલધ્વજ હંસધ્વજ રાજા મેઘવરણ મહાકાય; યૌનાશ્વ અને અનુશાલ્વ તે સર્વે તતપર થાય. ૯ સામાસામી સર્વે ઉભા મંડાયું છે યુદ્ધ; પિતા પુત્ર સંગ્રામ કરે છે વધી પ્રકટયું વિરૂધ. ૧૦ બાણ તણો વરસાદ થયો ત્યાં દીનકર નવ દેખાય; ગગન ગાજે ભોમી ભાગે હોકારા બહુ થાય. ૧૧ ગદા ગુર્જને બરછી ભાલા ભુંગળ ભીંડી પાળ; ચક્ર પરીઘને પટ્ટી શકિત ફરશી તો વિકાળ. ૧૨ એવી રીતે આયુધ ઉછળે ઉડે રથ આકાશ; શોણિતનો વરસાદ થયો ત્યાં

સૈન્ય મુવું એ પાસ. ૧૩ પરવતાસ્ત્ર મુક્યું પારથે પુત્ર ઉપર જોવારે, તેના ઉપર વજ્ર તણો શર મુક્યો પુત્રે ત્યારે. ૧૪ પછી પારથે ક્રોધ કરીને મુક્યું ત્યાં અનાસ્ત્ર; તે વેળા બબ્રુવાહને સાંધ્યું છે મેઘાસ્ત્ર. ૧૫ ત્યારે કુંતા પુત્રે સુતને સર્પ બાણતો મારયું; તે વેળા ગરૂડાસ્ત્રજ મુકી કુંવરે કષ્ટ નિવાર્યું. ૧૬ અર્જુન કેહે અલ્યા બાળક તુજને મારી નાંખું ઠેર; એવું કહીને બાણ ચઢાવ્યું વજ્ર સમું સુખ ભેર. ૧૭ બબરૂવાહન ઉપર મુક્યું તેજ તણો નહીં પાર; તેને જોઈ કુંવરે મુક્યું ચક્ર બાણ તે વાર. ૧૭ અરજુનનો શર કાપી નાંખ્યો કડકા કીધા સાત; ત્યાર પછી કુંવરે મુકી શક્તિ એક સાક્ષાત. ૧૯ તે શકિત પારથને વાગી તેથી થઇ મુર્છાય; એટલે વ્રશકેતુ ત્યાં આવ્યો ક્રોધ કરી મહાકાય. ૨૦ વ્રશકેતુ કેહે બબરૂવાહન શા છે તારા ભાર; આજ તને નિશ્ચે પમાડુ યુદ્ધ વિશે તો હાર. ૨૧ એમ કહીને બાણ મુક્યું એક કર્ણ કુંવરે સાર; વાગ્યું તે બબરૂવાહનને રદય વિશે નિરધાર. ૨૨ અરજુન સુતે એવું જોઇને મુકયું તીવ્રજ બાણ; વ્રશકેતુની કાયા ભેદી રૂધીર શ્રવ્યું નિરવાણ. ૨૩ એક એકને અંગે શર ચોટયા ખીલ્યા પુષ્પ સમાન; વર્ષા રૂતુમાં જેમ શીખંડી કળા કરે અનુમાન. ૨૪ દારૂણ યુદ્ધ કર્યું તે બેયે કેહેતાં ના આવે પાર; આકાશે અમર જોવાને આવ્યા તેણે ઠાર. ૨૫ પારથ પુત્રે મંત્ર ભણીને સાયક મુક્યાં સાત; સારથી સુદ્ધાં ઘોડા માર્યા ક્રોધ કરી સાક્ષાત. ૨૬ પછી કાળાંતક બાણ ચઢાવ્યું આણી અદકી રીસ; કર્ણ કુંવરનું અર્જુન પુત્રે છેદી નાંખ્યું શીશ. ૨૭ એટલે મેઘવર્ણ મારૂતી કોપ્યા અપરંપાર; પર્વત કેરી વ્રષ્ટી કીધી તેતો મુશળ

૨૮ ને વેળા પારથનો દિકરો દંવત ઝાઝું દાખ્યો; હ-
નજીને બાણે ચઢાવી સો યોજનપર નાંખ્યો. ૨૯ મેઘવ-
ે મછો કીધી ત્રીશુળ મારી ત્યાંય; ત્યાર પછી મોહના-
મુકયું સર્વે સેન્યા માંય. ૩૦ એવી રીતે સૌને જીત્યા
યો કચ્ચરઘાણ: તે વેળા અર્જુનની મુર્છા મટી ત્યાંતો
વાણ. ૩૧ સવ્યસાચી સાવધ થઇ બેઠો રથમાં જેણીવા-
ૃશકેતુનું મુરતક દીઠું કાપેલું તેવાર. ૩૨ ॥ વલણ ॥ મુ-
લીધું હાથમાં અરજુને નીરધારરે, દૃગો કહે સુત પાં-
વિકળ થયો તે વારરેરેરે. ૩૩ ॥ ઇતિ શ્રી પાંડવ ચરિ-
વી દુરગાશંકર વીરચીતે મહાભાર્થાંતર ગત અરવમેધ પ-
ે બબરૂવાહનેન વ્રશકેતુ વધોનામ દ્વાદશો અધ્યાય. ૧૨

કડવું ૧૩ મું.

॥ રાગ મારૂ ॥ વ્રશકેતુનું જોઇને શીશ, બોલ્યો અરજુ-
ા તેણે દીશ; ભાઇ તારા વિના સઉ સુન્ય, કેમ આજ
ા છું તું મુન્ય. ૧ તારા બાપને માર્યો મેં બાળ, મારે
થયો તારો કાળ; મુને થાય ઘણો પરિતાપ, તારી મા-
॥ દેઇશ જવાબ. ૨ મહા બાણાવળી તું કેહેવાયો, આ-
મ કરી છેતરાયો; તારૂં મર્ણ ઘણું મુને સાલે, દૈવ ઉપ-
ઇ નવ ચાલે. ૩ થયો પાંગળો હવેજ હુંય, સુભદ્ર સુ-
જાતાં તુંય; એવું કહી રડે કુંતા કુમાર, બબરૂવાહન
યો તેવાર. ૪ અહયા કાયર સુતો તું કેમ રડે રાંડની
તેમ, થયો વ્યંડળ વૈરાટ માંય, આવ્યો તે તને અ-
સ આંય. ૫ શીશ તોળી શું નીસાસા નાંખે, જેવો વા-
ા કાટલાં સાંખે, તું તો નથી વણિકનો તંન, સોમ વંશી
ુદ્ધ પાવંન. ૬ મારે કોડંડ ઝાલીને હાથ, ઉઠ સંગ્રામ ક-

૨ મારી સાથ; એવાં સુણી વિરોધી વચંન, ઉઠી બેઠા કુંતા કેરો તંન. ૭ રૂંવે રૂંવે લાગી ઘણી જ્વાળ, રકત નેત્ર થયાં વિક્રાળ; મુસ્તક ઝાલેલુ તે મુકી દીધું, ચાપ ગાંડીવ તેતો- જ લીધું. ૮ પછી દૈવના તુલ્ય તે વાર, મુકયાં સામટાં બાણ હજાર; વાગ્યાં પુત્રને જઇજ તેહ, જેથી ભેદાયો સઘળો દેહ. ૯ ત્યારે બભ્રૂવાહને તે વાર, અર્ધચંદ્ર મુકયું નિરધાર; તેણે ઉડાડયો મુગટ ત્યાંય, કાપી છત્ર ધજા ક્ષણ માંય. ૧૦ ત્યારે અરજુને સાંગ ચઢાવી; એતો કોટીક વિજળી જેવી; મંત્ર ભ- ણીને મુકી જેવાર, ત્યારે ખળભળ્યાં સાત પાતાળ. ૧૧ ચા- લી ગર્જના કરતીજ તેહ, જાણે ફોડશે પર્વત દેહ; તેને જોઇ અપ્સરા કુમારે, ચક્ર બાણ મુકયું તેણીવારે. ૧૨ ચાલ્યું ચ- ક્ર રૂપે બની બાણ, જાણે ઉવડા અગ્નીના ખાણ; આવ્યું સાંગની સામું સાક્ષાત, કીધા કકડા વળી તેના સાત. ૧૩ થ- યું યુદ્ધ સંહાર સમાન, ઉરવીકંપ થયો તેણે સ્થાન; તુટયાં નક્ષત્ર ત્યાં નીરવાણ, થયો ધુંધળો આકાશે ભાણ. ૧૪ લવ- કુશ ને શ્રી રઘુવીર, જેવા પુર્વે લડયા રણધીર; તેવા બભ્રૂ વાહન અરજુન, સામાસામી લડે તાત તન. ૧૫ પ્રલયકાળ નો વાયુ ત્યાં વાય, ચાલી શોણિતની સરીતાય; પછી પાર- થ પુત્રે તેવાર, કર્યું કોડંડ મંડળાકાર. ૧૬ મુકયુ કાળાંતક તેણે દીશ, છેદયું અરજુનનું તેથી શીશ; જુઓ દૈવતણી ગતી જંન, પામ્યો મ્રત્યુ પોતે અરજુન. ૧૭ જેણે જીત્યા પ- શુપતિ દેવ, દ્રોણ કર્ણ માર્યા તતખેવ; સ્વર્ગવાસી જીત્યો સુ- રરાય, તેનું મુસ્તક ભોમી રોળાય. ૧૮ કાર્તિક સુદી એકા- દશી સાર, તેના ભોગો હવો સોમવાર; વળી નક્ષત્ર ઉત્તરા ત્યાંય, હતો વ્યાઘાત યોગ તે માંય. ૧૯ સંધ્યાકાળ સમે તે

ણે દીશ, પડ્યું પારથ કેરૂં શીશ; સર્વે સેન્યા પામી ત્યાંતો મર્ણ, દીસે બીહામણી સૌ ધર્ણ. ૨૦ ભુત ભૈરવને ઘણું ફાવ્યું, જાણે ટાંકણું તે તકે આવ્યું; લોહિ માંસ ખાઇ રાજી થાય, કાગ ગરધણો આવે ને જાય. ૨૧ વજ્રદેહી ઉભા તેણે ઠાર, ચાલે નેત્રેથી અશ્રુની ધાર; નત્ર ચાલે કુંવરપર લેશ, ઘણું સોચે છે વાન્નર વેશ. ૨૨ પછી પારથનો પુત્ર ત્યાંય, પેઠો પાંડવ સેન્યાની માંય; ઉતારી લીધા સઉના શણગાર, આવ્યો નગ્ર વિષે નિરધાર. ૨૩ તેની માતા ચિત્રાંગદા જેહ, બેઠી પોતાના મહેલમાં તેહ; તેને દાસીએ કહી આવી વાત, થઈ અરજુનની જેહ ઘાત. ૨૪ પછી કીંકરિ બોલી વચંન, રૂડું જણ્યું તમે તો રતંન; જેણે માર્યો પોતાતણો તાત, તમને વિધવા કર્યા વળી માત. ૨૫ એવાં દાસીનાં સુણી વચંન, ચિત્રાંગદાએ કીધું રૂદંન; પછી પુત્રને ત્યાં તો બોલાવ્યો, ત્યારે બબ્રૂવાહન ત્યાં તો આવ્યો. ૨૬ કહ્યું કુંવરે આવી તે ઠાર, કેમ શોક કરો નિરધાર; ત્યારે અપ્સરા કેહે ધન્ય ધન્ય, માર્યો સ્વામિ મારો અરજુન. ૨૭ એવું કહિને શીશ પછાડયું, મારી ઢીકોને રહય તાડયું; ચાલે નેત્રથી આંસુની ધાર, કરે વિલાપ કારમો નાર. ૨૮ ॥ વલણ ॥ આતુર થઈ અબળા કહે પુત્રને તેણીવારરે; દુર્ગા કહે તેહ વિલાપથી પ્રથ્વિ કંપી સારરેરેરે. ૨૯ ॥ ઈતિ શ્રી પાંડવ ચરિત્રે કવી દુર્ગાશંકર વીરચીતે મહાભાર્થાતર ગત અશ્વમેધ પર્વણી બબ્રૂવાહનેન અરજુન વધો નામ ત્રયોદશો અ૦ ૧૩

કડવું ૧૪ મું.

॥ રાગ દેવ ગંધાર ॥ લાડકડા મુજને આ સમે રાનમાં બેસાડી; ડાહ્યો થઇ દીકરા મુને લોક વિશે લજવાડીરે; લાડ

કડા મુજને આ સમે રાનમાં બેસાડી. ટેક ૧ અબળાનો અવતાર અધમ છે સ્વામીથી સઉ સારૂ; વિધવાને વસમું નીકળવું ઘરમાંથી ક્ષણું વારૂરે; લાડકડા. ૨ સ્યામાને સુત સાત હશે પણ સ્વામિ વિના સરે કાચું; બળવંતા મુજ પતિને લાવો એટલું હું તો જાચુંરે; લાડકડા મુજને. ૩ ઝુરી ઝુરી જીવડા જાશે નિશ્ચે દીકરા મારો; આ વખતે કોણ અક્ષત છાંટી તાત જીવાડે તારોરે; લાડકડા. ૪ નવ જાણ્યું તેં બાળક માતા કેમ નિવેડો કરશે; જ્યાં જ્યાં જઇ ઉભી રહું ત્યાં ત્યાં ભોમી ભારે મરસેરે; લાડકડા. ૫ નાથ વિના હવે નથી રેહેવાતું હૈયું ફાટી જાશે; મનોહર મંદીર રેહેવાનું તે મુજને ખાવા ધાશેરે; લાડકડા. ૬ કંથ વિના કંઇ ભાર પડે નહીં ઉભું ન રાખે કોઇ; એક પલક જુગ જેવી થાયે આંખ્યો જાશે રોઇરે; લાડકડા. ૭ સ્વામી જાતાં સુંદરીને ચોત્રફના વાયુ વાશે; સાચું જુઠું માની સેહેજે વહાલા વેરી થાશેરે; લાડકડા. ૮ કંથ વિના કંઇ ગમન થાય નહીં લુગડું સારૂં પેહેરી; ઉડતું આળ ચઢે ત્યમ થાયે વાડનો કાંટો વેરીરે; લાડકડા. ૯ ખાવું પીવું ગાવું ન સુઝે નિંદ્રા તો વળી જાવે; દિલ ખોલીને વાત સુઝે નહી શમણાં ખોટાં આવેરે; લાડકડા. ૧૦ જ્યાં સુધી સ્વામિ માથે હોયે ત્યાં સુધી તરીયા મોંઘી; નાથ વછુટી નારી થઇ તે રેણું કરતાં સોંઘીરે; લાડકડા. ૧૧ પતિવ્રતાને પતિ બહુ વાલો શેવા નિત્ય કરશે; પિયુ પરદેશે જાય કદીતો નિત્ય ઉદાશી ફરશેરે; લાડકડા ૧૨ કોણ કર્કશા એવી હોયે કંથ જેને નવ સાલે; હૈયામાં હોળી ધીકે પછી મનમાં તો કેમ માલેરે; લાડકડા. ૧૩ દીકરા તુજને કેહેતાં લાજું માટે રહી મન મારી; પણ સરવસ

ખુંચી લીધું તે સસ્ત્ર વિના સંહારીરે: લાડકડા ૧૪ વેચાતી વઢવાડ લેઇને જુલમ કર્યો સુત મારા; ધર્મ તજી અન્યાય કર્યો તેં તીર્થરૂપને માર્યારે; લાડકડા. ૧૫ આવું હીણું કર્મ કર્યાની કોણે બુદ્ધિ દિધી: આ વખને મેં સમજણ તારી સર્વે સમજી લીધીરે; લાડકડા, ૧૬ સેવા પતિની નથી કીધી મેં નથી પીરસ્યું વળી રાંધી; આ અવસર આવ્યો તે વખતે તેંતો સુત તક સાંધીરે: લાડકડા. ૧૭ અભાગણી શીદને જીવી હું આવું નજરે જોવા; પ્રસવ સમે રાજી થઇ તેવી હાલ બેઠીછું રોવારે; લાડકડા ૧૮ હાવે મુજને દીકરા મારા લેઇ જાને પતિ પાસે; સ્વામીનું મુસ્તક લેઇ બ'ગવું વસવું સ્વર્ગ નિવાસેરે; લાડકડા. ૧૯ એવાં માનાં વચન સુણીને બભ્રૂવાહન રોયે; જનુંનીનું કહેવા સામે એમ અન્યાય વિચારી જોયોરે; લાડકડા. ૨૦ ત્યાર પછી બાળક કેહે માતા વાંક નથી મારો; પ્રસંગ વિના કયમ યુદ્ધ થયુ હશે તેનો મન વિચારોરે લાડકડા. ૨૧ મુળ થકી મળવા માટે હું ગયો તાતને જયારે; એટલે એમણે મેહેણાં માર્યાં ના કેહેવાનાં ત્યારેરે; લાડકડા. ૨૨ હવે રડવું મૂકીને માજી હુંન્નર કંઇ બતલાવો; જેથી તાત જીવાડું મારા દેવ ઉપર કરી હાવોરે, લાડકડા. ૨૩ એવું સાંભળી સુંદરી બોલી સાંભળને સુત મારા; પાતાળેથી મણિ લાવું તો તાત જીવે નકી તારારે; લાડકડા. સંજીવન મણી લાવુ તેને જાણો તે છે નાગની પાસે; તેનો વાયુ વાતાં સર્વે પ્રાણી જીવતા થાશેરે; લાડકડા. ૨૫ ॥ વલણ ॥ એટલેથી એ રહી કથા સુણ જન્મેજયરાયરે; ફરી કેહે પ્રભુ આવીયા તેનો કહુ મહીમાયરે. ૨૬ ઇતિશ્રી પાંડવ ચરીત્રે કવિ દુર્ગાશંકર વિરચીતે મહાભારથાંતર અ-

ત અશ્વમેધ પર્વણી ચિત્રાંગદા વિલાપ વર્ણનો નામ ચતુર્દ-
શો અધ્યાયઃ ॥ ૧૪ ॥

કડવું ૧૫ મું.

॥ રાગ મારૂ ॥ પડ્યો અરજુન કેરો જે દેહ, થયું સ્વપ્ન
કુંતાજીને તેહ; જાગ્યાં ઝબકીને નિંદ્રાથી માત, જાણે પુત્ર
તણી થઈ ઘાત. ૧ વ્રશકેતુનું કપાયું શીશ, સૈન્ય સર્વે મુવું
આણેદીશ; એવું સ્વપ્ના વિશે દરશાયું, ત્યારે કુંતાને રડ-
વું આવ્યું, ૨ જાણી ધર્મરાજાએ તે વાત, આવ્યા જ્યાં રડે
પોતાની માત; એવે આવ્યા ત્યાં શ્રી જુગદીશ, છાનાં રાખ્યાં
કુંતાને તે દીશ. ૩ પછી બોલ્યા ત્યાં દીનદયાળ, ચાલો ખ-
બર જોવાને આ કાળ; પછી સર્વે થયાં ત્યાં તૈયાર, મણીપુર
જાવા નિરધાર. ૪ હિનાનાથ ને વાયુ કુમાર, સહદેવ ને નિકુ
ળ સાર; કુંતા માતને દ્રોપદી રાણી, સત્યભામા સાથે રૂક્ષ-
મણી. ૫ સર્વ આવ્યાં મણીપુર માંય, રણ ભુમિ વિશે વ-
ળી ત્યાંય; દીઠું મર્ણ પામેલું તમામ, ઉભા અંજની પુત્ર તે
ઠામ. ૬ દીઠું અરજુન કેરૂં કબંધ, નથી દેખાતું ઉપલું કંધ;
ખોળે મુસ્તક સર્વે તે ઠાર, ચાલે નેત્રે આંસુની ધાર. ૭
જાણી બભ્રુવાહને તે વાત, આવ્યાં કુંતાને કૃષ્ણ સાક્ષાત;
પછી પુત્ર આવ્યો તેણે ઠામ, કર્યો સર્વેને ત્યાંતો પ્રણામ. ૮
કહ્યો કૃષ્ણને સર્વે પ્રકાર, યુદ્ધ થાવા તણો નિરધાર; થવા
કાળ થયું મહારાજ, માટે રાખો પ્રભુ તમે લાજ. ૯ મણી
લેવા જવું જદુરાય, માટે ચાલો કરીને કૃપાય; વળી મુસ્ત-
ક તાતનું જેહ, કોણે હર્ણ કર્યું હશે તેહ. ૧૦ સુણી કૃષ્ણ ક-
હે સાંભળ બાળ, કહું સત્ય તને આણે કાળ; દુર્યોધનનો ક-
નીષ્ટ ભ્રાત, પામ્યો અવગતી એતો સાક્ષાત. ૧૧ થયો સ-

ર્પ તણો અવતાર, તેણે શીશ હર્યું નીરધાર; માટે ચાલ તારી સાથે આવું, દુષ્ટ સર્પને હું બતલાવું. ૧૨ પછી કૃષ્ણ ને પારથ બાળ, પેઠા પાતાળમાં તતકાળ, બતાવ્યો બહુનામીએ ચોર, ભ્રાત દુર્યોધનનો કઠોર. ૧૩ માગ્યું મુસ્તક તો તેની પાસ, બભરૂવાહને થઇને ઉદાશ; ત્યારે આપ્યું નહીં તેણે ઠામ, કર્યો કુંવર સાથે સંગ્રામ. ૧૪ હાર્યો દુષ્ટ અહીં તેણીવાર, નવ સેહેવાયો બાણનો માર; ત્યારે આપ્યું લાવી પેલું શીશ, નમ્યો કુંવરને તેણે દીશ. ૧૫ કોઇ ઠેકાણે આવી કથાય, તેનો વિસ્તારી કહું મહિમાય, બોલ્યા મુખથી દીનદયાળ; જો હું બ્રહ્મચારી હોઉં આ કાળ. ૧૬ તોતો મુસ્તક આવજો એહ, પડજો લેનારા પ્રાણીનો દેહ; એવું કેહેતામાં મુસ્તક સાર, પડયું આકાશથી નિરધાર. ૧૭ કલ્પભેદ તણી એ કથાય, માટે શ્રોતા ન કરવી શંકાય; પામ્યો મુસ્તક પિતાનું બાળ, એવી હરીની કૃપા વિશાળ. ૧૮ ચાલ્યા ત્યાર પછી તેણે ઠામ, આવ્યા પુંડરીકને મુકામ; નાગ સર્વને એકઠા કરી, બોલ્યો બાળક તો કરગરી. ૧૯ સુણો નાગ તમે મારી વાત, મારા પિતા તણી થઇ ઘાત; માટે મણી તમારો છે જેહ, આપો આ વેળા મુજને તેહ. ૨૦ પાછો આપીશ હું નીરધાર, માટે માનો તમે આણીવાર; એવાં સુણી કુંવરનાં વચંન, બોલ્યા સર્પ વિચારીને મન. ૨૧ અલ્યા માણસ જાત અધીર, નાશી જાને તું અહીં થકી વીર; મણી લેતાં સૌનો જીવ જાશે, કેઇ નાગ તો કરડીરે ખાશે. ૨૨ એવા સર્પના સુણીને બોલ, થયો કુંવર તો લાલચોળ; કર્યો કોદંડ કેરો ટંકાર, મુકયાં બાણ તે વેળા અપાર. ૨૩ નાગે ઉડાડી વિશની જ્વાળ, કર્યો કોળાહળ તેણે કાળ; પ-

ણ પાસે છે દેવ મોરાર, તેથી ઝેર ચડ્યું નહીં લગાર. ૨૪ કોપ્યો કુંવર ત્યાં નિરવેદ, પાડ્યા પન્નગને અંગે છેદ; પછી મુક્યું મેઘાસ્ત્રનું બાણ, મધુ વ્રષ્ટિ થઇ નિરવાણ. ૨૫ તેમાં આળોટ્યા અહિ તમામ, થયા ચીકણા તેથી તે ઠામ; ત્યારે મુક્યું પિપિલીકા બાણ, થયો કીડીઓનો સથરાંણ. ૨૬ પેઠી છીદ્રમાં પિપિલીકાય, ત્યારે નાગ ઘણું અકળાય; કર્યો કાલાવાલા તેણીવાર, અલ્યા બાળ અમને ઉગાર. ૨૭ એવાં સુણી અહીનાં વચંન, મુક્યું મેઘાસ્ત્ર પારથ તંન; થઇ વારીની વ્રષ્ટી પ્રકાશ, તેથી કીડીઓનો થયો નાશ. ૨૮ મધ ધોવાઇ ગયું તમામ, ત્યારે નાગ બોલ્યા તેણે ઠામ; ધન્ય ધન્ય તને નીરધાર, આજ જીત્યા તેં અમને કુમાર. ૨૯ પછી પન્નગને પ્રેમ વ્યાપ્યો, સંજીવન મણી આણી આપ્યો ચાલ્યો એટલે બભ્રુવાહન, જેની સગાથે જુગજીવંન. ૩૦ આવ્યા પાતાળથી બેઉ બહાર, રણ ભુમી વિશે નિરધાર; દેહ અરજુન કેરો સંધાડ્યો, પછી પેલો મણી અડકાડ્યો. ૩૧ ત્યારે બેઠો થયો કુંતા તંન દીઠા સનમુખ જુગજીવંન; માતા કુંતા ને વાયુ કુમાર, તેને દીઠા વિજ્યે તે વાર. ૩૨ મળ્યા અરજુનને ઘનશામ, કર્યો કુંતાજીને પ્રણામ; મળ્યા સર્વને અરજુન સાર, ત્યારે વરત્યો જય જયકાર. ૩૩ પછી કર્ણ કુંવરને જીવાડ્યો, સર્વ સેનાનો સાથ ઉઠાડ્યો; થયા જીવતા સર્વે જંન, ઘણો હર્ષ પામ્યો અરજુન. ૩૪ પછી બભ્રુવાહન પુત્ર ત્યાંય, તેડી સૌને આવ્યો પુરમાંય; સમ્યો ચીત્રાંગદા કેરો શોક, મળ્યા સામરીનો સઉ લોક. ૩૫ લાગી અપ્સરા સાસુને પાય, પતિ પેખીને હર્ખ ન માય; ભાત ભાતનાં રાંધી ભોજન, જમાડ્યો સઉ સાથ સ્વામન. ૩૬ સ-

સાચીને અપ્સરાનાર, રહ્યાં ત્યકાં દિવસ ચાર; સુખ
ખ તણી કીધી વાત, મન વિરામ પામ્યુ સાક્ષાત. ૩૭ પ-
પાંચમે દિવસે સાર, થયા અરજુન જાવા તૈયાર; સઉ સા-
ને કુંતા માતય, તેને કીધાં તે વેળા વિદાય. ૩૮ રાખ્યા
ાં થકી પ્રભુને પાસ, જોડે તેડી જવાને પ્ર.ાશ; પછી બ-
ભ્રુવાહન બળવાન, થયો સેના લઇ સાવધાન. ૩૯ છોડયો
ાં થકી વળતિ તે:ખાર, ચાલ્યા તેની પુંઠે નિરધાર; અશ્વ
ાં થકી ચાલ્યો પ્રકાશ, આવ્યો મોરૂધ્વજ પુર પાસ. ૪૦
નપુરી તે નગ્રનું નામ, વર્ણ ચારે વસે તેણે ઠામ; મોરૂધ્વ-
તણો જેહ તંન, આવ્યો પ્રણામ કરવા વંન. ૪૧ તામ્ર-
જ એવું તેનુ નામ, અશ્વ દીઠો તેણે અભિરામ; ત્યારે
મ્રધ્વજે નિરધાર, બાંધ્યો વૃક્ષની સાથે તોખાર. ૪૨ ઉભો
ાવા માટે સંગ્રામ, એવે આવ્યા વિજય તેણે ઠામ; દીઠો
મ્રધ્વજે અરજુન, ત્યારે બોલ્યો તે વેળા વચંન. ૪૩ અહો
રજુન પાંડુ કુમાર, તારો બાંધ્યો મેં આજ તોખાર; માટે
ગ્રામ કર મારી સાથ, આજ દેખાડું મારા હું હાથ. ૪૪
ી મુકયું તામ્રધ્વજે બાણ, છેદયું અરજુને તે નિરવાણ;
રે તામરધ્વજે કરી ક્રોધ, મુકયું વજાસ્ત્ર બાણ વિરોધ. ૪૫
ઇ વિજયે દૈવત હાખ્યું, ચક્ર બાણે તને છેદી નાંખ્યું; ત્યારે
મરધ્વજે નિરધાર; મુકયું ત્રીશુળ મંત્રી તે ઠાર. ૪૬ પ્રે-
પારથે શકિત તે વાર, છેદયું ત્રીશુળ તે થકી સાર; ત્યાં
મરધ્વજે નિરવાણ, મોહનાસ્ત્ર તણું કાઢયું બાણ. ૪૭
તી ક્રોધ કરી મુકયું તેહ, મહા તેજસ્વી કેહેવાય જેહ;
ાવી વાગ્યું પારથને જ્યારે, થયો મોહ તેતો થકી ત્યારે.
: પછી સર્વને વાગ્યું તે બાણ, તેથી મોહ પામ્યા નિરવા-

ણુ; એક કૃષ્ણ રહ્યા તેણે ઠાર, નીદ્રા આવી તમામને સાર. ૪૯ લીધો ત્યાર પછી અશ્વ ત્યાંય, તામ્રધ્વજ આવ્યો પુર માંય; મોરૂધ્વજ પોતાના પીતાય, એને આવીને લાગ્યોજ પાય. ૫૦ કહ્યું પિતાને ગર્વ વચંન, આજ જીત્યો મેં કુંતાનો તન; સર્વે સેનાને સુવાડી તાત, લાવ્યો સ્યામ કરણ સાક્ષાત. ૫૧ સુણી મોરૂધ્વજ કેહે વચંન, અલ્યા મુરખ દીસે તું તંન; પાંડુ પુત્રને જાણે નહીં તુંય, એમને ઓળખું છું હુંય. ૫૨ ધરી આપણા જેવીજ કાય, પણ પાંચે એ દેવ કેહેવાય; એવી વાત કહી તાતે જ્યારે, પુત્ર પસ્તાવો પામ્યો તેવારે. ૫૩ હવે રણમાં જાગ્યા અરજુન ઉઠયા મોહથી સર્વે જંન; ત્યારે અર્જુને પુછયું તે ઠાર, સુણો શ્રીહરી વાક્ય આવાર. ૫૪ ઘણો અનરથ આ વેળા થયો, કીયો રાજા આ જીતીને ગયો; લીધી આ સમે આપણી લાજ, કરયું એકલે સમરથ કાજ. ૫૫ ॥ વલણ ॥ અરજુન કહે છે ઓ પ્રભુ સાંભળો સરજનહારરે; દુર્ગાના દેવ અહિં થકી કયમ મળશે તોખારરેરે. ૫૬ ઇતીશ્રી પાંડવચરીત્રે ક્વી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધપર્વણો મોરૂધ્વજ સુત તામ્રધ્વજેન અશ્વમધ્યો નામ પંચમો અધ્યાય.

કડવું ૧૬ મું.

॥ રાગ સામેરી ॥ એવું સાંભળી સ્યામ કહે એ ભુપ ઘણો સતવાદિ; મોરૂધ્વજ મહા પુન્યશાળી છે સ્વર્ગપુરી સમ ગાદિ. ૧ ઘણા વર્ષથી રાજ્ય ભોગવે એવા એ રાજંન; કુમુદ્વતિ નામે પતિન છે તામ્રધ્વજ એક તંન. ૨ તે સહુ લક્ષણે પુરો છે શિખ્યો સર્વ કળાય; સ્રુતિ સ્મૃતિને વેદ જાણે છે કોઇથી નવ જીતાય. ૩ હરીશ્ચંદ્ર જેવો દાતારી સત્યમાં

શ્રી રઘુરાય; યુદ્ધ વિશે શંકરના જેવા બળી જેવી પ્રભુતા-
ય. ૪ મુજથી વાહાલું કોઇ નવ જાણે જરજુવતિની પ્રાણ;
યાચક જે માગે તે આપે તન મન ધન નિરવાણ. ૫ તે મા-
ટે અરજુન તમે ચાલો દેખાડું પ્રભુતાય; એવું કહીને શિ-
ષ્ય ગુરૂ થઇ ભુપતીને ત્યાં જાય. ૬ મોરૂધ્વજને મંદીર આ-
વ્યા અરજુનને ઘનશામ; ત્યારે તેણે આસન આપ્યું દ્વીજ
જાણિ તે ઠામ. ૭ વળતી ભુપતિ કહેવા લાગ્યો સાંભળોને
રૂષીરાય; આજ મને અતી પાવન કીધો કેમ કરી કરૂણાય. ૮
એવું સાંભળી કૃષ્ણ કહે નૃપ આવ્યાની પેર; તુજ નગરીમાં
વેવાઇ મારો આવ્યો તેને ઘેર. ૯ શુશીળશર્મા વિપ્ર વિચ-
ક્ષણ તેને એક તનયાય; તે મુજ પુત્રની સાથે પરણિ સત્ય
કહું છું રાય. ૧૦ તે વહુને તેડવા આવતાતા પીતા પુત્ર નિ-
રધાર; એવામાં એક વાઘ મળ્યો તેણે ઝાલ્યો કુંમાર. ૧૧
ત્યારે કાલાવાલા કરીને લાગ્યો હુંતો પાય; પુત્રને બદલે મુ-
જને ખા તું એવું કહ્યું મેં રાય. ૧૨ તે સમે તે શાર્દુલ બો-
લ્યો સાંભળ બ્રાહ્મણ વાત; મોરૂધ્વજનું અંગ વેહેરીને લા-
વ્ય તું તો સાક્ષાત. ૧૩ તે માટે આ દેહ તમારો વેહેરે સુત
ને નાર; તે વખતે અતિ આનંદ રાખે શોક ધરે નહીં સાર.
૧૪ અંગ વહેરતાં આંસુ આવે નેત્ર વિશે રાજંન; તો એ
દાન ખપે નહીં મારે સત્ય કહું વચંન. ૧૫ એવું સાંભળી
ભુપ કહે હું પ્રસન્ન થયો મુનીરાય; ઘોર નર્કમય દેહ આવી-
યો વિપ્રતણા ખપમાંય. ૧૬ વળતી ભુપે આજ્ઞા આપી સે-
વકને તેવાર; કદળી સ્થંભ મગાવી બાંધ્યો મંડપ તેણે ઠા-
ર. ૧૮ જાન્હવી જળમાં સ્નાન કરી પછી સુતને સોંપ્યું
રાજ; યાચકને અતિ દાન દેઇને સમર્યા શ્રી વ્રજરાજ. ૧૯

શાલીગ્રામની સેવા કરીને ઘાલી તુળશી માળ; શંખગદાદિક ચીન્હ ધરી પછી તિલક કીધું ભાળ. ૧૯ મંડપ મધ્યે આવી વળતિ તેડયાં સુત વનિતાય; તેને નિજ કાયા વેહેરવાની આપી ત્યાં આજ્ઞાય. ૨૦ તે વખતે કુમુદ્વતી કંપી મોરૂધ્વજની નાર; પુત્રને બહુ પરીતાપ થયો ત્યમ વરત્યો હાહાકાર. ૨૧ રાણી વળતી કેહેવા લાગ્યાં શાસ્ત્રતણો એક ન્યાય; હું નૃપની અર્ધાંગના માટે મુજને લ્યો મુનીરાય. ૨૨ ત્યારે હરી કહે વામ અંગ તમે તેનું નથી ત્યાં કામ; જમણું અંગ વાઘે માગ્યું છે ભુપતીનું અભીરામ. ૨૩ એવું સાંભળી તામ્રધ્વજ સુત બોલ્યો ત્યાં નિરવાણ; જમણું અંગ હું કહાવું માટે અરપું વાઘને પ્રાણ. ૨૪ તે સમે શ્રી કૃષ્ણ બોલીયા પુર્ણ બ્રહ્મ અવતાર; એવા વપુની ના કહી છે શાર્દુલે તેણે ઠાર. ૨૫ ઘ્રતસાકરના સત્વે ભરેલો ભુપતી કરો દેહ; તેનો કેસરીએ માગ્યો છે તેમાં નહી સંદેહ. ૨૬ તે માટે તમે વાતો મુકી વેહેરો નૃપને આજ; જેથી મારૂં આ વખતે તો થાયે સત્વર કાજ. ૨૭ ત્યાર પછી મંડપની મધ્યે ઉભો મોરૂધ્વજ રાય; કરવત લેઇને વેહેરેવા આવ્યાં પુત્ર અને પ્રેમદાય. ૨૮ રાજાએ રઘુનાથને કહ્યું અંતરમાં નિરવાણ; આવી રીતે જાજો મારો પરમારથે પ્રાણ. ૨૯ કરવત તાણતાં હાથ ન ચાલે કુમુદ્વતિનો ત્યાંય; અબળાને તે વખતે આવ્યું આંસુ નેત્રની માંય. ૩૦ તેવું દેખી ત્રીકમ નાઠા કોપ કરી નિરધાર; કલ્પીત દાન ખપે નહીં મારે એવું કહ્યું તે ઠાર. ૩૧ ત્યારે રાણી દોટ મુકીને દ્વીજને લાગ્યાં પાય; અરે વિપ્ર મેં શોક કર્યો નથી સત્ય કહું મુનીરાય. ૩૨ મેં જાણ્યું સ્વામીનો આવ્યો ખપમાં અરધો દેહ; બાકીને શું પ્રાશ્ચીત કી-

૬ પડયો રેહેશે અહીં તેહ. ૩૩ એવું સમજી આંસું આ-
વ્યું નથી મારો કાંઇ દોશ; તે માટે મુની પાછા આવો મુકી
મનથી રોશ. ૩૪ ત્યારે હરી કેહે પ્રેમથકી કરવત તાણો
આવાર; વિવાહ જેવો ઓછવ રાખો સુતમાતા નિરધા-
ર. ૩૫ એવું સાંભળી અબળાએનો કરવત ઝાલ્યું હા-
થ; સ્વામી કેરે માથે મુકી સમર્યા દીનાનાથ. ૩૬
વળતી તેને તાણવા જાયે જે વખતે અબળાય; ત્યારે ત્રીક-
મ પ્રગટ થયા ત્યાં કોટી વીશ્વના રાય. ૩૭ સ્યામ દેહ પી-
તામ્બર પેર્યું કોટે કૌસ્તુભ માળ; ચાર હાથને મુગટ મણી
મય મુખ હસતું રસાળ. ૩૮ કેશવે પછી ઝાલી લીધું કર-
વત તેણે ઠાર; તે પુઠળ રાજાને કેહે છે હાસ્ય કરી કીરતાર
૩૯ ધન્ય ધન્ય તુજને અવનીપતી ધન્ય તારી શ્રદ્ધાય; તા-
રા જેવો સતવાદી કોઈ નથી વીશ્વમાં રાય. ૪૦ માગ માગ
આ વખતે તું તો ઇચ્છા જે મન હોય; તે પ્રમાણે આપું તુ-
જને સત્ય કહું છું સોય. ૪૧ ત્યારે ભુપતી કેહેવા લાગ્યો સાં-
ભળોને મહારાજ; કૃપા કરી મુજ મંદીર આવ્યા નુન્ય ર-
હીશી આજ. ૪૨ કોટીક કલ્પ સુધી ભમે પણ પદરજ નવ-
પમાય, તેતો મુજને દરશન આપ્યું હાવે શી ઇચ્છાય. ૪૩
વારે વારે આપજો મુજને ભક્તિ તમારી નાથ; તેવો ભવ
સિંધુમાં બુડતાં હેતે ગ્રહેજો હાથ. ૪૪ એવી સ્તુતી કરીને
પુજ્યા ભુપે દીનદયાળ; પંચામ્રત જમાડયું પ્રીતે ફોજ સહી-
ત નૃપ બાળ. ૪૫ મોરૂધ્વજનું સત્ય જોઇને અર્જુન વિસ્મ-
ય થાય; પોતે ભક્તિ કરતો તેનો ગર્વ મટયો તદાય. ૪૬
પછી તે ભુપે કુંતા સુતને અર્પ્યો યજ્ઞ તોખાર; વળતી ની-
જ સેનાને લેઇ સાથે થયો તૈયાર. ૪૭ અસ્વ અનોપમ આ-

હ્યો ત્યાંથી પુંઠે સર્વ પળાય; મોટા મોટા દેશ ઓળંગી વાજી ચાલ્યો જાય. ૪૮ ॥ વલણ ॥ એ રીતે હય આવીયો સારસ્વતપુર માંહરે; દુર્ગો કેહે તેણે સમે બંધાયો પછી ત્યાંહરેરે. ૪૯ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી મોરૂધ્વજ આખ્યાન વર્ણનો નામ ષોડષો અધ્યાય.: ॥ ૧૬ ॥

કડવું ૧૭ મું.

॥ રાગ મારૂ ॥ સારસ્વત કેરો ભુપાળ, વિરવર્મા મહા વિકરાળ; તેણે બાંધ્યો તુરી તતખેવ, જેનો જમાઈ તો જમ દેવ. ૧ અતિ બળવાન છે એતો રાય, યમ રાજા તણી મોટી સાય; આવ્યા તે ઠેકાણે અર્જુન, થયું વિદીત વાજી બધન. ૨ પછી ભુપને સદેશો કાવ્યો, યુદ્ધ કરવાને માટે બોલાવ્યો; વિરવરમાએ જાણી વાત, ત્યારે તેડાવ્યો તેણે જામાત્ર. ૩ યમરાજ તે ઠેકાણે આવ્યા, સાત કોટી સેના એનો લાવ્યા; એતો બીહામણી સૌ દેખાય, કાળાં મોઢાંને કાળી છે કાય. ૪ પીળાં નેત્રને અમળા કેશ, માથાં મોટાં જાણે ગીરી દેશ; હળની ડાંડી જેવા લાંબા દંત, જીભ લાંબી દીસે બળવંત. ૫ આંખ્યો અંધ કુપ હોય તેવી, નાસીકા વક્ર ગરનાળા જેવી; કર્ણ ગંભીર ગુફા સમાન, ભુજ વ્રક્ષ જેવા અનુમાન. ૬ ચર્ણ અવળા તે જાણે વાંકોડી, મુકી ચોટલાની લટછોડી; કાળાં વસ્ત્ર પેહેર્યાં વીકરાળ, મેશનું કર્યું તીલક ભાળ. ૭ ગ્રહ્યાં આયુદ્ધ તો તેણે દીશ, જીભ કાઢે ને પાડે છે ચીસ; એવી સૈન્યા સાથે બળવાન, યમરાજ આવ્યા તેણે સ્થાન. ૮ વીરવરમાએ કીધી તૈયારી, ફોજ પોતા તણી શણગારી; તાણી કચકચીને કેડ બાંધી, તેમાં

તરવારને ઢાલ નોંધી. ૯ જેને જીત્યાની મનમાં આશ, ભા થા બીડીયા છે બેરે પાસ; નાંખ્યા અશ્વને સોનેરી સાજ, તેના ઉપર બેઠા ક્ષત્રી રાજ. ૧૦ મારે પાખરીયા ઘણી ફાળ વાગે ત્રંબાળુ તુરઇ રસાળ; ચળકે ત્રીશુળને તરવાર, થાય ગજના ઝાઝી તે ઠાર. ૧૧ જાણે ઇંદ્રની ચાલી સવારી, ધ્વજા ફરકે લીલી પીળી ભારી; ચાલ્યું વાદળ દળ રણમાંય, પૃથ્વી કંપ થયો છેજ ત્યાંય. ૧૨ એવી સેના લેઇને રાજંન, આવ્યો ભુપતી જ્યાં અરજુન; પછી બોલ્યો સવ્યસાચી સાથ સારસ્વતપુરી કેરો નાથ. ૧૩ અશ્વ્યા જીત્યા તેં સર્વે ભુપાળ, ધર્યું વિજય નામ વિશાળ; પણ જીતું જો મુજને આજ, તો તો નિશ્ચય તું ક્ષત્રી રાજ. ૧૪ એવું કહી કર્યો સિંહનાદ, માંડયું યુદ્ધ તજીને પ્રમાદ; સામા સામી મારે શર ચોટ, થયો બાણનો આકાશે ઓટ. ૧૫ બીરૂએ બીરૂ બાંધીને હોડ, મારે આયુદ્ધ અસંખ કોડ; વાગે સાયકને ગદા ઘોર, ઉભય દળમાં થયો અતિ સોર. ૧૬ કોઇનાં શીશ સમુળાં છેદાય, કોઇનાં રદય પેટ ચીરાય; એવું યુદ્ધ જોઇને તે ઠામ, કોપ્યો અરજુન રાખીને હામ. ૧૭ મુકયું વાતાસ્ત્રબાણ તે વાર, વીરવર્માને ઉડાડયો સાર; પડયો જોજન તે જઇ બાર, ત્યારે આવ્યા કૃતાંત તે ઠાર ૧૮ ચઢી યમરાજને અતિ રીશ જાણે અરજુનનું છેદુ શીશ; કર્યો કોડંડ કેરો ટંકાર, મુકયું અગનાસ્ત્ર તો નિરધાર. ૧૯ ત્યારે પારથે ત્યાં નિરવાણ, મેલ્યું મેઘાસ્ત્ર કેરૂંજ બાણ; યમરાજે મુકયું ત્યાં વાતાસ્ત્ર, પાંડુપુત્રે મુકયું પર્વતાસ્ત્ર. ૨૦ ત્યારે યમેનારાચ નીરેદયું, અંગ અરજુનનું સઉ ભેદયું; કરી ગર્જનાને ગાજ્યો કાળ, કર્યું સ્વરૂપતો વિકરાળ. ૨૧ ત્યારે કૃષ્ણને અરજુન કહે છે, હા-

થ જોડીને વાણી વદે છે, નોય માણસ એ જગતાત, અ
દેવ દીસે છે સાક્ષાત. ૨૨ ઉપરાણું આ ભુપનં કરયું,
બળ તેણે બધું હર્યું; સુણી કૃષ્ણ કહે પાંડુકુમાર, એતો
મરાજ છે નિરધાર. ૨૩ વિરવર્માનો જમાઇ કાવ્યા,
સંગ્રામમાં એહ આવ્યા; ત્યારે અરજુન કેહે સુણો સ્યામ
ક શંકા થઇ અભીરામ. ૨૪ દેવ પરણ્યા મનુષ્યને ઘેર
ની વિસ્તારી કહેો મુને પેર; ત્યારે કૃષ્ણ કહે સાંભળ
કહું વિસ્તારીને હવે હુંય. ૨૫ વીરવરમાને પુત્રી છે
નામ માલીની તેનું વિવેક; રૂપ રંભાથકી છે વિશાળ, ર
કોકીલા જેવા રસાળ. ૨૬ તેની માતાએ પાસે બોલાવી,
છયું હારદ પ્રેમજ લાવી; સુણો પુત્રી તમે તો વચંન,
ગમે છે તમને રાજંન. ૨૭ તેની જોડે કરૂં તારૂં લગ્ન, ક
દાન દેઇ થાઉં મગ્ન; ત્યારે માલીનિ કેહે સુણો માય, મુંને
ગમે છે જમરાય. ૨૮ અંતકાળે ત્યાં થાય નિવાસ, માટે
વતાં વરૂં પ્રકાશ; ત્યારે માતા કહે પુત્રી મારી, એતો દેવ
હાવે દુલારી. ૨૯ કેમ પરણે મનુષ્યની નાર, માટે તજો
ત્રરણા આ વાર; સુણી પુત્રી કેહે સાંભળ માત, તપ ક
હું તો સાક્ષાત. ૩૦ કરી પ્રસંન પરણીશ દેવ, એવું કહ
ચાલી તતખેવ. ૩૧ આવી નેમીશીરણ્યની માંય, બેઠી આ
નવાળીને ત્યાંય; એવે આવ્યા ત્યાં નારદ રૂષી, થયા પુ
ના ઉપર ખુશી. ૩૨ આપ્યો નારદ રૂષીએ મંત્ર, પુજા પ
નો બતાવ્યો તંત્ર; એવી રીતે કરી ઉપદેશ, યમલોકે ગ
મુનીવેશ. ૩૩ આવ્યા યમરાજ કેરીજ પાસ, કહી કન્યા
વાત પ્રકાશ; અહો યમરાજ ઇચ્છે એક નાર, તેના રૂપ
ના નહીં પાર. ૩૪ રતિ રંભા થકી છે રસાળી, એવી અ

ળા મેં નથી ભાળી; સુણી નારદ કેરાં વચંન મોહ પામ્યા કૃતાંત રાજંન. ૩૫ કોની પુત્રી કહો રૂષીરાય, તેનો વિસ્તારી કહો મહીમાય; કીયો દેશ ને કીયું એ ગામ, તેના તાતતણું શું છે નામ. ૩૬ ત્યારે નારદજીએ તેવાર, બતાવ્યું નામ ઠામ તે ઠાર; ગયા નારદજી એવું કહી, યમે પ્રધાન બોલાવ્યો સહી. ૩૭ ક્ષય રોગ એવું એનું નામ, આવ્યો ઉતાવળો તેણે ઠામ; કહે યમરાજ તેને તે વાર, થાઓ જાનમાં સર્વે તૈયાર. ૩૮ પછી યમરાજે કીધો ઉપાય, કરી મનુષ્યના જેવી કાય; રોગ બનાવ્યા રાજકુંમાર, માથે મુગટને કોટે હાર. ૩૯ જાન લેઇને યમરાજ ત્યાંય, આવ્યા સારસ્વતપુર માંય; માલીનીએ કર્યું તપ જેહ, કહેવડાવ્યું વીરવર્માને તેહ. ૪૦ વીરવર્માએ જાણી છે વાત, પુત્રીને ઘેર આણી સાક્ષાત; પછી પ્રેમ ઘણો મન લાવી, પુત્રી યમરાજને પરણાવી. ૪૧ એવી રીતે કહ્યો યદુરાય, માલીની સતી કેરો મહીમાય; તેને સાંભળે જે નરનાર, તેના રોગ મટે નીરધાર. ૪૨ પછી કુંતા કુંવરે સાક્ષાત, યુદ્ધ કરવા માંડયું ત્યાં આઘાત; પશુ પતાકા શીવનું બાણ, જેને વાગે તેનો લેછે પ્રાણ. ૪૩ મહાઉગ્ર કહેવાય એ બાણ, કાઢયું ભાથામાંથી નીરવાણ; તેને ચઢાવ્યું અરજુને જ્યારે ઉરવી કંપ થયો તે વારે. ૪૪ ચાલ્યું ચાપથી સાયક તેહ, તેણે ભેદયો કૃતાંતનો દેહ; થઇ તે થકી ત્યાંતો મુર્છાય, પડયા ઉછળીને યમરાજ. ૪૪ દેહ માટે ન નિકળ્યો પ્રાણ, પણ મુર્છા થઇ નીરવાણ; પછી વીરવર્મા તેણે ઠાર, આવી અરજુનને નમ્યો સાર. ૪૬ કરજોડીને કહે છે ભુપાળ, ધન્ય ધન્ય કુંતાજીના બાળ; આખી ઉરવીમાં તને પારથ, નથી જીતવા કોઇ સમ્રથ. ૪૭ તને સાય સદા

જગદીશ, અંશરૂપે તારામાં છે ઇશ; એવે યમરાજને આ-
વી શાતા, ઉઠી બેઠા થયા મૃત્યુદાતા. ૪૮ જાણ્યા કૃષ્ણને પુ-
રણ ઇશ, સ્તુતિ કરવા માંડ્યું તેણે દીશઃ જય જય હ મોહર
દેવ, જય જય નારાયણ એવ. ૪૯ જય જય જગત પ્રતિપાળ
જય જય સુરેશ દયાળ; ધર્યો ધર્મને માટે અવતાર, વળી
ઉતારવા ભુવી ભાર. ૫૦ એવી સ્તુતી પ્રભુ કેરી કરી, કહે
અરજુનને પ્રેમ ધરી; થયે તુજને હું તો પ્રસન, માગ મારી
પાસે તું વચંન. ૫૧ ત્યારે અરજુન કહે સુણો કાળ, માગું
એટલું હું તો કૃપાળ; અશ્વમેધની સુણે કથાય, તેને તમદુત
ત્રાસ ન થાય. ૫૨ વીંષ્ણુ લોકને પામે તે પ્રાણી, માગું એટ-
લી તમ પાસે વાણી; ત્યારે ધર્મ કહે અસ્તુ રાજંન, પછી ગ-
યા પોતાને સદંન. ૫૩ વીરવર્મા બોલ્યો તેણીવાર, ચાલો
નગ્રમાં કુંતા કુમાર; પછી સર્વેને તેડીને ત્યાંય, આવ્યો ભુપતી
તે પુર માંય. ૫૪ કર્યો પ્રાણાચાર આણીપ્રેમ, રાખ્યા ત્રણ
દિવસ તો તેમ; લેઇ પોતાની સેના તમામ, થયો તૈયાર વ-
ળતી તે ઠામ. ૫૫ આપી અરજુનને ભેટ સાર, સ્યામકર્ણ સુ-
દ્ધાં તેણીવાર; પછી પારથે છોડયો કેકાણ, ચાલ્યા તેની
પુંઠે નીરવાણ. ૫૬ વાજી ચાલ્યો વ્રક્ષ ઝાડીમાંય, તે તો દ્રષ્ટી
થકી ન દેખાય; વેગ વાજી તણો છે પ્રચુર, આવ્યો અસ્વ તે
કુંતલપુર. ૫૭ ચંદ્રહાસ છે ત્યાં તો ભુપાળ, અતિ ભક્તને
કિરતી વિશાળ; તેણે બાંધ્યો છે તે તો તોખાર, જેના તેજ ત-
ણો નહીં પાર. ૫૮ ॥ વલણ ॥ ચંદ્રહાસે હય બાંધીયો મળ-
વા શ્રી જદુરાયરે; દુર્ગો કહે તેને નથી યુદ્ધતણી ઇચ્છાયરેરે
૫૯ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મ-
હાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી (વીરવર્મા આખ્યાન વ-

ર્ણનો નામ સપ્તદશોઅધ્યાય. ॥ ૧૭ ॥

કડવું ૧૮ મું.

॥ રાગ સામેરી ॥ અરજુને હયને નવ દીઠો મનમાં થઈ ચિંતાય; પગલું નથી દેખાતું કોઇનું દારૂણ વન દરશાય. ૧ એવામાં ત્યાં આવી પહોંચ્યા નારદજી તે ઠાર; તેમને જોઇને નરનારાયણે કીધો નમસ્કાર. ૨ પછી પારથે મુનીને પુછી હય જડવાની વાત; કહો મુની કેકાણ હશે કયાં પ્રશ્ન જુઓ સાક્ષાત. ૩ તે વેળા નારદજી બોલ્યા સાંભળને અરજુન; અશ્વ તારો કુંતલપુરમાં છે સત્ય કહું વચંન. ૪ ચંદ્રહાસ રાજાએ બાંધ્યો તેતો બહુ બળવાન; ઇસ્વરનો તે ભક્ત ઘણો છે સાય સદા ભગવાન. ૫ દશે દિશાને જીતી એણે વશ કીધા ભુપાળ; ઇંદ્રિ જેવી શોભે છે ગાદી કીરતી અતી વિશાળ ૬ હું જાણું તમે સઘળે જીત્યા પણ એ નહિ જીતાય; યુદ્ધ કર્યા વિણ અસ્વ લેવાનો કરવો કંઇક ઉપાય. ૭ તે રાજાના નગ્ર તણી સૈ પ્રજા ઘણી ધરમીષ્ટ, કૃષ્ણ ભક્ત છે નરને નારી કોઇ નહી પાપીષ્ટ. ૮ ચોરી ચાડીને પરનીંદા હિંસાને વ્યભીચાર; દ્રોહ વાતને ઇરશા તે નથી સ્વપ્નામાં નીરધાર. ૯ અકાળ મોતે કોઇ મરે નહીં નથી નડતો વળી રોગ; નીરધન નથી કોઈ નરને નારી ભોગવે સૈ વૈભોગ. ૧૦ જમ લોકે કોઈ જાય નહીને પામે મુક્તિ સર્વ; પુન્યવાન તે સઘળા પ્રાણી નથી કોઇને મન ગર્વ. ૧૧ જુદી જુદી ટોળી થઇને નિત્ય કરે ભજંન; કૃષ્ણ નામની ધુન્ય કરે છે મુકી લજ્જા મંન. ૧૨ સૌને ભાલે તીલક શોભે કંઠે તુળશી માળ; શંખ ગદાદી ચીન્હ ધરે છે વાણી સત્ય વીશાળ. ૧૩ તે રાજાને નાની વયમાં દુઃખ પડયું અપાર; પણ પ્ર-

પ્રભુએ ઉગારી લીધો એને વારંવાર. ૧૪ બાળપણાથી બુદ્ધી મોટી પ્રભુ ઉપર શ્રદ્ધાય; શાળીગ્રામને ક્ષણું નવ મુકે હાથ થકી વિલાય. ૧૫ એવું સુણી વિસ્મય પામ્યો કુંતા કેરો તંન; કર જોડી મુનીને કહે છે નમ્રતાથી વચંન. ૧૬ અહો મુનિવર ચંદ્રહાસ તે કોણ તણો કુંમાર; એને દુઃખ શી રીતે પડીયું કયમ રીઝયા કીરતાર. ૧૭ એ સઘળું વિસ્તારી કહોને જેથી સંશય જાય; વૈષ્ણવની લીલા સાંભળતાં દુષ્કૃત દુર પળાય. ૧૮ એવું સુણી નારદ બોલ્યા આણી પ્રેમ અપાર; વિસ્તારી તુજને સંભળાવું પ્રશ્ન તણો વિસ્તાર. ૧૯ કેરલ દેશ તણો એક રાજા સુધારમીક કહેવાય; તેની સ્રીને પુત્ર થયો તે આનંદ અંગ ન માય. ૨૦ સુધારમીક રાજાના પીત્રાઇ દુષ્ટ હતા નીરધારઃ તેમણે તેની સાથે કીધું યુદ્ધ ઘણું તે ઠાર. ૨૧ સુધારમીને મારી નાંખ્યો તે પાપીએ જ્યારે; તે વેળાએ તેની સ્રીએ શોક કર્યો બહુ ત્યારે. ૨૨ પતીની સાથે સહગમન કીધું બળી મુઈ તે અબળાય; બાળક તે દાસીને સોંપ્યો તેનો કહુ મહિમાય. ૨૩ દાસી તે બાળકને લેઇને ચાલી ત્યાંથી સાર; કુંતલપુરમાં આવી તેણે વાસ કર્યો નિરધાર. ૨૪ હરી ઇચ્છાએ એતો દાસી મૃત્યું પામી ત્યાંય; બાળક નીધણીઓ થઈ બેઠો કુંતલપુરની માંય. ૨૫ નગ્ર વીશે તે પુત્ર ફરે છે બોલાવે ત્યાં જાય; ટાઢું ઉનું જે કોઇ આપે તે વેળાયે ખાય. ૨૬ કોઇને ઓટલે કે મંદીરમાં રાત પડે સુઇ જાય; પ્રાતસ્કાળે સ્નાન કરીને રમવા માટે જાય. ૨૭ શાલિંગ્રામને મુખમાં રાખે રમતી વેળા બાળ; પ્રાણ થકી તો વહાલા ધારે સ્નેહ થકી તે કાળ. ૨૮ બહુ રૂપાળો બાળક તેથી ઉપજે સૌને પ્રેમ; ખાવાનું બોલાવી આપે હેત

કરીને તેમ. ૨૯ ડગલી ટોપી છેટી આપે ઉપાનને રૂમા-
લ; એવી રીતે પોશણ કરે આણી અંતર વહાલ. ૩૦ કુંત-
લપુરનો રાજા કહાવે કુંતળીક નામે સાર; તેના જે પ્રધાન છે
તે તો પાપી અપરંપાર. ૩૧ રાજ્ય બધું દબાવ્યું તેણે સુણ
જન્મેજયરાય; રાજાને નીમનોક આપે છે ઉપજ પોતે ખાય.
૩૨ દુષ્ટ બુદ્ધિ છે નામજ તેનું કળીયુગનો અવતાર; હરી ક-
થાને શ્રવણ કરે નહીં નથી શ્રદ્ધા આચાર. ૩૩ તે દુષ્ટ બુદ્ધિ
ને ઘેર આવ્યું શ્રાદ્ધ પીતાનું સાર; ત્યારે તેણે દ્વીજને તેડયા
જમાડવા નીરધાર. ૩૪ બ્રાહ્મણ પાસે રસોઇ કરાવી શ્રાદ્ધ
કર્યું તે કાળ; પછી સૌને જમવા બેસાડયા ત્રપ્ત કર્યા દ્વીજ
બાળ. ૩૫ પેલો બાળક આવી પહોંચ્યો રમતો રમતો ત્યાંય.
તેને જોઇને બ્રાહ્મણ હરખ્યા મગ્ન થયા મનમાંય. ૩૬ છે-
ટે બેસાડી દ્વીજ પુત્રોએ પીરસ્યો તેને પાક; એકે ફેરે સર્વે
મુકયું દાળ ભાતને શાક. ૩૭ દુષ્ટબુદ્ધીએ તેને દીઠો તેજ-
સ્વી કુમાર; ત્યાર પછી સર્વે બ્રાહ્મણની પુજા કીધી સાર. ૩૮
પાન સોપારી પૈસા આપી બોલ્યો પાપી વાણ; અહો મુની
એક પ્રશ્ન કહું તે શ્રવણ કરો નીરવાણ. ૩૯ આ બાળક દા-
સીનો દીકરો રૂપે જેવો કામ; હજુ ઉંમર નાનીછે તો પણ બુ-
દ્ધીને બહુ ઠામ. ૪૦ તો એ આગળ કેવો થાશે પરાક્રમી બ-
ળવાન; તેનો મુજને ઉત્તર આપો આ વેળા વીદ્વાન. ૪૧
તે વેળાએ જોશીએતો પ્રશ્ન કુંડળી કાઢી; ત્યાર પછી તેને
વાંચીને પ્રભુતા કહેવા માંડી. ૪૨ ॥ વલણ ॥ બ્રાહ્મણ ભાવ
કરી કહે બાળકનો મહીમાયરે; દુર્ગો કહે તે સાંભળી દુષ્ટને
બળત્રા થાયરેરેરે. ૪૩ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર
વિરચીતે મહાભારથાંતર ગત અસ્વમેધ પર્વણી ચંદ્રહાસેન

અસ્વબન્ધો નામ અષ્ટાદસો અધ્યાયઃ ॥ ૧૮ ॥

કડવું ૧૯ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા બ્રાહ્મણ સર્વે વાણ, સુણો દુષ્ટ બુદ્ધી પ્રમાણ; થશે બાળક એ બળવાન, એને સાહ્ય સદા ભગવાન. ૧ મહા મુરતી મનોહર રૂપ, રાજ્ય ભોગવશે થઇ ભુપ; બત્રીશ લક્ષણ ને તેના ભેદ, તેને જાણીને શીખવે વેદ. ૨ શાન્ત સંતોષને દયા જેહ; તેને ગ્રહણ કરશે તેહ; ન્યાયમાં હોય વિધાતા એવો, શસ્ત્રધારીમાં શંકર જેવો. ૩ શિક્ષા કરવામાં કૃતાંત તુલ્ય, કીરતી રામના જેવી અમુલ્ય; શોભે આસને જેવો મરાળ, વાણીમાં મેઘ જેવો વિશાળ. ૪ પછી વિપ્ર કહે સાંભળો રાય, એક આશ્ચર્ય અમને જણાય; એનો થાશે તમારો જમાઇ, રાજ્ય ભોગવશે સુખદાઇ. ૫ માટે રોષ ન કરશો રાજન, કહ્યું પ્રશ્ન પ્રમાણે વચંનઃ એવી વાણી સુણીને વિરોધ, ચઢયો દુષ્ટ બુદ્ધિનેજ ક્રોધ. ૬ કર્યા વિપ્રને ત્યાંથી વિદાય, પછી વીચાર્યું મનની માંય; ચાર ચંડાળ તેડાવ્યા પાસ; તેને હારદ કીધું પ્રકાશ. ૭ અલ્યા ચાંડાળ સાંભળો વાત, પેલા બાળકની કરો ઘાતઃ દાસી પુત્ર એ કહેવાય બાળ, તેને છેતરીને આણો કાળ. ૮ તેની નીશાની લાવજો સાર, જાઓ ઉતાવળા આણીવાર; જીવતો મુકશો જો આ દિશ, તોતો છેદીશ તમારાં શીશ. ૯ સુણી ચંડાળ કહે છે મહરાજ, પ્રાતસકાળે કરીશું એ કાજ; એવું કહીને ચંડાળ જેહ, આવ્યા પોતાને મુકામે તેહ. ૧૦ પ્રાતસ્કાળે તેડી પેલો બાળ, ગયા વંન વિશે તે ચંડાળ; એક વ્રક્ષની નીચે બેસાડી, પછી મારવા તરવાર કાઢી. ૧૧ જાણ્યો ચદ્રહાસે તે વિચાર, મુને મારવા લાવ્યા આ ઠાર;

રે ચંદ્રહાસે જોડી હાથ, ભજવા માંડયા બ્રહ્માંડના નાથ.
વારે ધાજો તમે કીરતાર, ઉભા ચંડાળ લેઇ તરવાર;
આંના તણું તે વિચારી, મુને લેજો આ સમે ઉગારી. ૧૩
કાજે આકાશમાં જ્યારે, મોર ઢાંકયો રહે નહીં ત્યારે;
ગે મોરલીનો સાદ જે વાર, ત્યારે નાગ ડોલે નિરધાર. ૧૪
મ ભક્તનો સુણી પોકાર, તમે કરો છો ત્રીકમ વાર; ગંગા
ાને કરી બળે પાપ, સંત સેવ્યે ટળે પરિતાપ. ૧૫ મ-
પામે દરિદ્ર હણાય, કામધેનુ મળે ભુખ જાય; તેમ ત-
રી ભક્તિથી ઇશ, દુઃખ રેતું નથી જુગદીશ. ૧૬ પુર્વે ક-
તમે કોટી કામ, ભક્ત ઉગાર્યા સુંદર સ્યામ; ગજ ગ્રાહ-
ઉગાર્યો નાથ, ઝાલ્યો પ્રહ્‌લાદનો પ્રભુ હાથ. ૧૭ જાળં-
ની છેતરી નાર, દેવ ઉગાર્યા દુષ્ટથી સાર; અજામેળને
મે ઉધાર્યો, જમ દુતથી તેને ઉગાર્યો. ૧૮ લીલા માનુશ-
તમે દાખી, પાણી ઉપર પ્રથવી રાખી; ભાગ્યું બ્રહ્મા ત-
તમે દુઃખ, વેદ વાળીને કીધું જ સુખ. ૧૯ થયા રામ
રૂપે મોરાર; હણી રાક્ષસ ઉતાર્યો ભાર; હાલ કૃષ્ણ થ-
છો મહારાજ, રાખી પંચાળીની તમે લાજ. ૨૦ કેતાં
ર ન આવે કૃપાળ, માટે લ્યો તમે મારી સંભાળ; થશે
વેળા મારો જો કાળ, તેનું લાંછન તમને દયાળ. ૨૧ એ-
સ્તુતી કરી જેણીવાર, ત્યારે રીઝયા ત્યાં દેવ મોરાર;
ધી લક્ષ્મીપતિએ સંભાળ, મોહ પામ્યા પેલા ચંડાળ. ૨૨
ર્યા અંતરમાં ભગવાન, ત્યારે દુષ્ટ થયા દયાવાન; મારવા
ટે ઉભો તો જેહ; બોલ્યો બીજાઓને મોઢે તેહ. ૨૩ આ-
મારી સુંદર બાળ, કત્ય ભોગવીશું કીયે કાળ; થયા
જ તમે નીચ પ્રાણી; હવે કેવા થઇશું પ્રમાણી. ૨૪ દેવ

જેવો આ દીસે કુમાર, ધન્ય ધન્ય એનો અવતાર; એની માની કુખે એ રતંન; પુર્ણ ચંદ્રના જેવું વદંન. ૨૫ માટે જીવતો મુકીયે આજ, તજી હિંસા તણું વળી કાજ, બીજા ચાંડાલ કહે ખરી વાત; પણ ચિન્હ માગ્યું છે સાક્ષાત. ૨૬ માટે કરવો તેનો ઉપાય, જેથી દુષ્ટ બુદ્ધિ રાજી થાય; એવો વિચાર કરીને જેહ, કાપી કુંવરની આંગળી તેહ. ૨૭ છઠી આંગળી છેદી તે વાર, મુકયો જીવતો તેણે કુંમાર; ચાલ્યા અંત્યજ આંગળી કાપી, દુષ્ટ બુદ્ધિને તે જઇ આપી. ૨૮ થયો પાપી તો મનમાં પ્રસંન, કર્યા રાજી ત્યાં અંત્યજ જંન; ધાર્યું મનમાં પાપીએ એવું, કર્યું નિષ્ફળ શાસ્ત્ર મેં કેવું. ૨૯ રહી એટલે એતો કથાય, પેલા બાળની શી ગતી થાય; ચંદ્રહાસ રહયો વન માંય, આવ્યાં જનાવરાં સઉ ત્યાંય. ૩૦ કરી પાંખોથી છાંયા તે વાર, તાપ નીવારવા તેણે ઠાર; ભજે બાળક શ્રીપતિ ઇશ, એક ભુપતિ આવ્યો તે દીશ. ૩૧ ચંદનાવતિ કેરો એ રાય, નામ કુલીંદ તેનું કેવાય; તેણે દીઠો ત્યાં પેલો કુમાર, ત્યારે પાસે આવ્યો નિરધાર. ૩૨ નોતી પ્રજા તે રાજાને લેશ, માટે રાજી થયો તે નરેશ; પેલા બાળકને પુછી વાત, તારાં કોણ છે માતને તાત. ૩૩ કેમ બેઠો તું વનમાં બાળ, નગ્ર કીયું તે કહે આ કાળ; સુણી બાળક બોલ્યો વચંન, મારાં માત પીતા નંદ તંન. ૩૪ જેણે ઉગાર્યો મૃત્યુથી આજ, તેને ઓળખું હુંતો મહારાજ; નથી થાતું તેનું દરસન, માટે કરૂં છું હુંતો રૂદંન. ૩૫ જાણ્યું કુલીંદે મનમાં સાર, આનો ઉત્તમ કુળનો કુમાર, અતિ ભક્તને બુદ્ધિ વિશાળ, માટે તેડી જાઉ આણે ઠાર. ૩૬ એવી વિચારી મનમાં પેર, ગયો કુંવરને તે

ડી ઘેર; મેધાવતી નામે હતી નાર, તેને લાવીને સોંપ્યો કુમાર. ૩૭ લીધો પ્રેમદાએ પુત્ર જ્યારે, દુધ નિકળ્યું સ્તંન માંથી ત્યારે; ધવરાવ્યો પછી પેલો બાળ, કર્યું ચુંબન તો તત્કાળ. ૩૮ પછી કુલીંદ રાજાએ ત્યાંય, વિપ્ર તેડાવ્યો કચેરી માંય; પાડવા પેલા પુત્રનું નામ; આવ્યા જોશી પુરાણી તે ઠામ. ૩૯ કહે છે વિપ્રને કુલીંદરાય, કરો પુત્ર તણી પુત્રી કાયે; નામ પાડો તમે નીરધાર, કહો વર્ણવી ભાગ્ય વિચાર ૪૦ ત્યારે જોશીએ પંચાંગ જોયું, પ્રશ્ન કાઢતાં મનડું મોહ્યું, જોઇ ભુપને કહે છે સુદેવ, સુણો કુલીંદ કહું સત્યમેવ. ૪૧ ચંદ્રહાસ એવું એનું નામ, થશે ભક્ત એતો અભીરામ; શુરાઓનો થશે સરદાર, દશે દીશાઓ જીતશે સાર. ૪૨ દહાડે દહાડે વધશે કળાય, એવું કહી થયા વિપ્ર વિદાય; થયો સાત વરસનો તંન, ત્યારે વિચાર્યું પોને રાજંન. ૪૩ મુકયો નિશાળે ભણવા બાળ, વહેંચી સાકર તો તેહકાળ; ચંદ્રહાસ નિશાળમાં આવે, શાલીંગ્રામને સાથે તે લાવે. ૪૪ જાય મહેતાજી બારણે જ્યારે, સૌને ધુન્ય કરાવે તે વારે; ગોખે જકતપતી કેરૂં નામ, બીજું બોલે નહીં તેણે ઠામ. ૪૫ જાણી મહેતાજીએ એહ વાત, ત્યારે પુછવા માંડયું સાક્ષાત; અલ્યા બાળક ભુપ કુમાર, કેમ ભણતો નથી આણે ઠાર. ૪૬ ત્યારે બાળક બોલ્યો તે વાર, સુણો બ્રાહ્મણ કેરા કુમાર; વેદ શાસ્ત્રનું તત્વ વિચારો, ત્યાર પછી તમે મુને મારો. ૪૭ કક્કો કેશવના નામનો જેહ, ભણ્યો ભાવ કરી હું તો તેહ; બીજું બાહલું સૌ સમજાય, કહોને કેમ કરીને સુણાય; જેના મુખમાં નથી હરી નામ, તે તો જીવતો પ્રેત આ ઠામ. ૪૯ એવાં સાંભળી વાક્ય તે વાર, થયા વિસ્મય મહેતા સાર; જા-

ણ્યું મન વિશે ક્રીજે સત્ય, થયું જ્ઞાનને ઉઘાડી મત્ય. ૫૦ પછી કુળ ગુરૂએ તેણીવાર; કર્યો ઉપવીત કેરો સંસ્કાર; વેદ વિદ્યાને શાસ્ત્ર પુરાણ, તેને ભણાવ્યાં નિરવાણ. ૫૧ પાળે બ્રહ્મચર્ય પણ બાળ, ભજે ભક્તતણા પ્રતિપાળ; એમ કરતાં થયાં વરસ સોળ, કાયા દિસેછે કંકુની લોળ. ૫૨ ત્યારે કુલીંદે કરી વિચાર, સોંપ્યા પુત્રને સૌ અધીકાર; પછી ચંદ્રહાસે તેણીવાર, થાળી ફેરવી નગ્રમાં સાર. ૫૩ મારા રાજ્યમાં કરશે નહિં જેહ, વ્રત એકાદશી તણું તેહ; તેને બાંધિને મારીશ માર, કાઢી મુકીશ નગ્રની બહાર. ૫૪ એવી રીતે પાળે પોતે ધર્મ, કરે નહીં કદી ખોટું કર્મ; ન્યાય અદલ તોળે છે તેહ. ઘણો ભક્તના ઉપર સ્નેહ. ૫૫ ॥ વલણ ॥ ચંદ્રહાસ પછી બોલીયો બાળક તાતની સાથરે; દુર્ગા કહે તે માગે છે આજ્ઞા ઉરવી નાથરે. ૫૦ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી ચંદ્રહાસો પાખ્યાને ચંદ્રહાસ બાળ ચરીત્ર કથનો નામ એકોનવીંશો અધ્યાય. ૧૯

## કડવું ૨૦ મું.

॥ રાગ મારૂ ॥ ચંદ્રહાસ કહે છે સુણો તાત, આપો આજ્ઞા મુને સાક્ષાત; જાઉં જીતવા પ્રથ્વીના રાય, જેથી દ્રવ્યને કિર્તિ પમાય. ૧ ત્યારે કુલીંદ કહે સુણો તંન, કુંતલપુરમાં ન કરશો ગમંન; વસે દુષ્ટ બુદ્ધિ ત્યાં પ્રધાન, તે તો પાપી ઘણો બળવાન. ૨ લીધાં આપણાં એણે સૌ ગામ, ત્યારે વસવા દેછે આ ઠામ; માટે જાજો બધે મારા બાળ, મુકી કુંતલપુર આ કાળ. ૩ ચંદ્રહાસ સુણી એવી વાણ, ચાલ્યો સેના લેઇ નીરવાણ; જે જે ઠેકાણે જાય કુમાર ત્યાં ત્યાં

સાજા કરે સતકાર. ૪ આપે ગજ રથ અશ્વ ભેટ, રાખે ભાવ કરી સઉ નેટ; એવી રીતે ફર્યો બધા દેશ, ઘણું દ્રવ્ય પામ્યો એ નરેશ. ૫ જીત્યા સર્વે દિશા કેરા સુર, બાકીમાં એક કુંતલપુર; પછી પોતાના નગ્રમાં આવ્યો, ત્યારે કુલીંદે પુષ્પે વધાવ્યો. ૬ મહોત્સવ કર્યો તેણે તત્ર, આપ્યાં યાચકને અંન વસ્ત્ર; ચંદ્રહાસ ચલાવે છે રાજ્ય, કરે પરમારથ બહુ કાજ. ૭ ધર્મશાળાને મંદીર જેહ, ગામો ગામ કરાવ્યાં છે તેહ; સ્થાપ્યાં શીવલીંગ ઝાઝાં તે ઠાર, સદાવ્રત કર્યાં નિરધાર. ૮ તેથી કીરતી ચાલી તતકાળ, ઘણું લોક વખાણે ભુપાળ; માગ્યો વરશે છે મેઘ તે ઠાર, રોગ રહીત છે નર નાર. ૯ ત્યારે કુલીંદે કરી વિચાર, ચંદ્રહાસને બોલાવ્યો સારે; કહે છે પુત્રને કુલીંદ સુર, ભેટ મોકલો કુંતલપુર. ૧૦ દર વરશે દશ હજાર, મોહોર મોકલવાની નીરધાર; થશે એ વાતમાં સાર જ્યારે, પાપી આવીને મરશે ત્યારે. ૧૧ એવી સુણીને વાણી તે ઠાર, સેવકોને બોલાવ્યા તે ઠાર; તેને મોહોરો ગણી આપી સાર, લખી પત્રમાં તે નીરધાર. ૧૨ પછી કિંકરને કહે છે બાળ, જાઓ કુંતલપુર આ કાળ; દુષ્ટ બુદ્ધિને આપજો ભેટ, પછી આવજો નગ્રમાં નેટ. ૧૩ ચાલ્યા કિંકર લેઇ આજ્ઞાય, એતો કુંતલપુરમાં જાય; હતી એકાદશી નિરધાર, કર્યું સેવકે વ્રત તે ઠાર. ૧૪ આવી નાહ્યા સરોવર માંઇ, કીધું તિલકને છાપ ત્યાંય; પછી આવ્યા સભા વિશે તેહ, મુકી ભેટ ત્યાં લાવ્યાતા જેહ. ૧૫ આપ્યો પાણીને પત્ર તે વાર, દુષ્ટ બુદ્ધિએ લીધો તે ઠાર; પછી દુતને ઓળખ્યા જ્યારે, બોલ્યો હાસ્ય કરી દુષ્ટ ત્યારે. ૧૬ આવ્યા ચીઠી કોની તમે લાવ્યા, નાહી ધોઇ સભા વિશે આ-

વ્યા; પામ્યો કુલીંદ શું આજ મર્ણ, એવું જણાય છે આ-ચર્ણ. ૧૭ સુણી સેવક બોલ્યા વચંન, ઘણું જીવો અમારો રાજંન; આવી વાણી શું બોલ્યા મહારાજ, ખોટા ભાષણ-થી જાય લાજ. ૧૮ પુત્ર કુલીંદ કેરો પ્રકાશ, તેનું નામ રૂડું ચંદ્રહાસ; તેણે જીતી દીશાઓ તમામ, ભેટ મોકલી છે આ-ણે ઠામ. ૧૯ એવાં સુણીને તેનાં વચંન, ક્ષોભ પામ્યો ઘણો દુષ્ટ મંન; લીધી ભેટ ગણીને તે વાર, ચીઠી આપી સીધા તણી સાર. ૨૦ ત્યારે સેવક બોલ્યા વચંન, તમે સાંભળો વા-ત રાજંન; આજ એકાદશી છે અમારે, નથી ખાવું પીવું આણી વારે. ૨૧ ત્યારે પ્ર ાનને ચઢયો કાળ, બોલ્યો ક્રોધ કરી વીકરાળ; અલ્યા ઉન્મત્ત છો તમે સર્વ, ઘણો રાખો છો મનમાં ગર્વ. ૨૨ થયો ગર્વિષ્ટ કુલીંદરાય, માટે કરૂં જ હાવે શિક્ષાય; એવું કહી ઉઠયો નીરધાર, માર્યો સેવકને ઘણો માર. ૨૩ નાઠા કીંક? પામીને ત્રાસ, આવ્યા ચંદ્રહાસ કેરી પાસ; કહી સઘળી તેમણે વાત, માર માર્યા તણી તો સાક્ષાત. ૨૪ હાવે પાપી જે પેલો પ્રધાન, સેન્યા લેઈ થયો સાવધાન. ત્યારે વિષયા નામે કુમારી, બોલી પીતાની સાથે વિચારી. ૨૫ પિતા જય પામી વેહેલા આવજો, મારે માટે વર ખો-ળી લાવજો; પછી દુષ્ટ બુધ્ધિએ તે ઠાર, સોંપ્યો પુત્રને રા-જ્ય વેવાર. ૨૬ કરવા કુલીંદને શિક્ષાય, ચંદાનાવતીમાં ચા-લ્યો રાય; જેના અંતરમાં અતી રીસ, આવ્યો ઉતાવળો તેણે દિશ. ૨૭ ॥ વલણ ॥ ચંદનાવતીમાં આવીયો પાપી દુ-ષ્ટ પ્રધાનરે; દુર્ગો કહે પછી પરવર્યો તેતો સભાને સ્થાનરેરેરે. ॥ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવિ દુરગાશંકર વીરચીતે મહા-ભારથાંતર ગત અશ્વમેધ પર્વણી ચંદ્રહાસ કુંતલપુરે આગ-

તો નામ વિંશો અધ્યાયઃ ॥ ૨૦ ॥

કડવું ૨૧ મું.

॥ રાગ સામેરી ॥ તેને જોઇને ભુપતિ ઉઠયા ત્યાં તો મળવા કાજ; હેત કરીને આસન આપ્યું ખબર પુછી મહારાજ. ૧ દુષ્ટબુદ્ધિ કહે રાય તમારે નહોતી પ્રજા નિરધાર; તે માટે આ દીકરો કહોને કયાં થકી લાવ્યા સાર. ૨ કુલીંદ કહે હું વનમાં ગયોતો મ્રગયા કરવા કાજ: તે વનમાંથી આણ્યો એને સોંપ્યું સરવે રાજ. ૩ છઠી આંગળી કાપી કોઇએ બાળકની નિરધાર; પરાક્રમી એ પુત્ર કહાવે પ્રસંન એને કિરતાર. ૪ ત્યારે દુષ્ટને શરતજ આવી ઓળખ્યો પેલો બાળ; મારવા માટે મોકલ્યાતા મેં વન વિષે ચંડાળ ૫ તે ચંડાળે આંગળી કાપી આપી મુજને સાર; બાળકને જીવાડયો તેમણે તેતો આ કુમાર. ૬ વિપ્રનું કહેવું સાચું પડશે માટે કરૂં ઉપાય; પછી એ વાતને મનમાં રાખી ભોજન કરવા જાય. ૭ જમી ઉઠી એકાંત જગ્યાએ પત્ર લખ્યો નીરધાર; વૈશમપાયન કહે જનમેજય તેનો કહું વિસ્તાર. ૮ સ્વસ્તશ્રી કુંતલપુર મધ્યે મદનને માલમ થાય; ચંદનાવતી પત્ર લખ્યો છે તુજ તાતે અન્યાય. ૯ અહીંથી જે કાગળ લઈ આવે આપે તુજને જેહ; તેને તો તું વિષ દેજે ભાઇ પ્રેમ કરીને તેહ. ૧૦ રૂપ કળા ગુણ જાણું નહીં અને કરવો નહીં વિચાર; નાત જાતને કુળ પુછવું નહીં વિષ દેવું આવાર. ૧૧ એવો પત્ર લખીને આપ્યો ચંદ્રહાસને ત્યાંયઃ પછી પાપી કહે જાઓ તમે તો કુંતલપુરની માંય. ૧૨ ચંદ્રહાસ તૈયાર થયો ત્યાં કુલીંદ કેરો બાળ; રથ જોડાવી બેઠો તેમાં મહાબળીયો તતકાળ. ૧૩ કુંતલપુરમાં

વેગે આવ્યો એક દિવસમાં સાર; તે ઠેકાણે સરોવર દીઠું શોભાનો નહીં પાર. ૧૪ તેના ઉપર બાગ હતો ત્યાં ઉતર્યો નૃપનો બાળ; વ્રક્ષ તળે મુકામ કરીને શયંન કરયું તે કાળ. ૧૫ શીતળ વાયુ વાયો તેથી આવી ગઈ નીદ્રાય; સારથી પણ સુતો તે વેળા ઇશ્વરની ઇચ્છાય. ૧૬ ચંદ્રહાસના અંગરખાની કસે બાંધેલો પત્ર; તેતો ઉઘાડો હાલે છે વાયુથી વળી તત્ર. ૧૭ એવામાં ત્યાં વીખ્યા આવી સખીઓ લેઇને સંગ; રતિ રંભાથી રૂપાળી તે ગૌર ઘણું છે અંગ. ૧૮ તેણે ભુપતિને જોયો કે આવી પોતે પાસ; ચંદ્રહાસનું રૂપ જોઇને પામી મન હુલાસ. ૧૯ સખીઓને વિદાય કરીને એકલી રહી તે ઠાર, પછી પેલો કાગળ છોડીને વાંચ્યો ત્યાં નીરધાર. ૧૦ વિખ દેજો એવું વાંચીને વિખ્યા ઉઈ ઉદાસ; પછી મનમાં પસ્તાવા લાગી નાખીને નિશ્વાસ. ૨૧ વિખ્યાએ વિચાર કર્યો કે લખતાં ભુલ્યા તાત; વિખ્યાનું વિખ ભુલે લખીયું પ્રેમ થકી સાક્ષાત. ૨૨ મારો ભાઇ વિખ દેઇને હણશે તેથી થશે હત્યાય; આવો પતિ મુજને કયાં મળશે માટે કરૂં ઉપાય. ૨૩ એવું વિચારી નેત્રનું કાઢયું નખથી કાજળ સાર; તે થકી અક્ષર એક વધાર્યો વિખયાએ નિરધાર. ૨૪ ત્યાર પછી તે કાગળ બાંધ્યો વળતી આવી ઘેર, ચંદ્રહાસ જાગ્યો તે વેળા ઉર્પાને પછી શી પેર. ૨૫ જાગીને મુખ જોયું વળતી તર્ત થયો તૈયાર, રથમાં બેશી રાજકુંવર તે આવ્યો તેણિવાર. ૨૬ પ્રધાનનું ઘર પુછી આવ્યો નગ્ર વિષે જે વારે; અબળાઓ તેને દેખીને મોહ પામી છે ત્યારે. ૨૭ એવામાં મદનને કોઇએ ખબર કહી નીરધાર, તેથી તેતો સામો આવ્યો દુષ્ટતણો કુમાર. ૨૮ ચંદ્રહાસને આ-

હન મળ્યો ત્યાં વરત્યો જેજેકાળ; ત્યાર પછી તેડીને આવ્યો તેહ પોતા કેરે દ્વાર. ૨૯ મદને ઘણું સનમાન કરીને પુછી પીતાની વાતઃ કેમ પધાર્યા રાજકુવર અહીં તેનો કહો સાક્ષાત. ૩૦ તે વેળાએ કાગળ આપ્યો નૃપ પુત્રે નિરધાર; મદને પ્રેમ કરીને વાંચ્યો કરમાં લઇ તે ઠાર. ૩૧ તે કાગળમાં એવું નીકળ્યું સુણ જનમેજયરાય; પત્ર લઇને આવે તેને દેજે તું વિખ્યાય. ૩૨ નાતજાતને કુળ જોવું નહીં કરવો નહી વીચાર જેમતેમ કરીને વિષયા દેવી એવું નીકળ્યું સા . ૩૩ એવું વાંચી બાળક હરખ્યો અંતરમાં અપાર; બ્રાહ્મણને બોલાવિ પુછ્યું લગ્ન તો તેણીવાર. ૩૪ બોલ્યા કહેછે હાલ ઘડી છે શુભ મહુરત રાજંન; માટે વિખયાને પરણાવો આ વેળા મદંન. ૩૫ ॥ વલણ ॥ પરણાવવા નિજ બેનને મદનને હરખ ન માયરે; દુર્ગો કહે વિખયા વરી તેનો કહું મહીમાયરે. ૩૬ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી ચંદ્રહાસ મદન સમાગમો નામ એકવિસો અધ્યાય. ૨૧

કડવું ૨૨ મું.

॥ રાગ મારૂ ॥ દુષ્ટબુદ્ધિને દીકરે ત્યાંય, રચ્યો મંડપ આંગણામાંય; તેમાં ચંદની બાંધી તે ઠાર, હાંડી લટકાવી કાઢી હાર. ૧ ઘણું ચિત્ર કઢાવ્યું વિશાળ, વાજાં તેડાવ્યાં ત્યાંતો રસાળ; પછી કુળના તેડાવીને જંન, કર્યું ગણપતિ કેરૂં પુજંન. ૨ ગ્રહશાન્તિ આદી શુભ કર્મ, તેને આચર્યું પાળીને ધર્મ; પછી પરણાવી બેનને ત્યાંય, દીધું દાનતો મોસરા માંય. ૩ ચંદ્રહાસને વિખયા આપી, નાંખ્યું ચાચકેનું દુખ કાપી; આપી પહેરામણી તેણીવાર, હીરા માણેક મોતી-

ના હાર. ૪ ગજરથને ભુમી તોખાર, તેની સંગાથે સોનું અપાર; શાલ દોશાલાને પટકુળ, જેવું જેને ઘટે અનુકુળ. ૫ કર્યું યાચકને અતિ દાન, થયા ભીખારી ભુપ સમાન; હતું જેટલું ઘરમાં ધન, તેને વાપરી દીધું મદન. ૬ હતો ભંડાર ઉપર વ્યાળ, ઘણા દહાડાનો જુનો વિશાળ; દ્રવ્યના રહ્યું તેમાં જે વારે, ચાલ્યો પનંગ ત્યાં થકી ત્યારે. ૭ હવે ચંદનાવતિની માંય, કર્યો પાપીએ જુલમ ત્યાંય; દુષ્ટબુદ્ધિ કોપ્યો નિરવેદ. કર્યો કુલીંદ રાજાને કેદ. ૮ લુંટી લીધો બધો દરબાર, માર્યો ભુપતિને ઘણો માર; એવો નગ્રમાં વરતાવી કેર, ચાલ્યો દુષ્ટબુદ્ધિ પછી ઘેર. ૯ મળ્યો મારગમાં પેલો સાપ, તેને પુછ્યું ત્યાંતો મતિપાપ; કેમ ચાલ્યા તમે નાગ દેવ કોણે કાઢી મુકયા તતખેવ. ૧૦ ત્યારે ભુજગ કેહે સરવથી, વાલની વીંટી કોશમાં નથી; કીધો તમારે પુત્રે વિવાહ, ચંદ્રહાસને આપી કન્યાય. ૧૧ તેમાં વાવર્યું સરવે નાણું, નાઠો તે થકી એટલું જાણું; એવી સાંભળી વારતા જ્યારે, પામ્યો મુરછા પાપી તેહવારે. ૧૨ ઘણી રહયમાં ઢીકો મારી, ચાલ્યો ઉતાવળે દુરાચારી; મળ્યા મારગે જાચક પ્રાણી, તેણે કીરતિ સારી વખાણી. ૧૩ ધન્ય ધન્ય દુષ્ટબુદ્ધિ રાય, તમ પુત્રે તો કીધો વિવાય; પુન મારગમાં હદવાળી, આપી દક્ષણા અમને કૃપાળી. ૧૪ એવી યાચકની સુણી વાત, થયો બે ગણો ત્યાં ઉતપાત; માર્યો યાચકને ત્યાંનો માર, દ્રવ્ય ખુંચી લીધું નીરધાર. ૧૫ પછી આવ્યો પોતાને સદંન, તર્ત બોલાવ્યો પુત્ર મદંન; ઘણી ગાળો તનુજને દીધી, આંખ્યો કારમી તે વેળા કીધી. ૧૬ ત્યારે મદન કહે તાત, નથી રહેવા દીધું દ્રવ્ય જાત; પત્ર પ્રમાણે રીત સૌ કીધી, ચ-

દ્રહાસને વિષયા દીધી. ૧૭ દુષ્ટ કહે લાવ્ય કાગળ એહ, વિખયા છે કે વિખજ તેહ; જોયું પાપીએ પત્રમાં જ્યારે, વિષયા એવું નીકળ્યું ત્યારે. ૧૭ પછી દુષ્ટે ત્યાં કીધો વિચાર, મારી નંખાવું ફરી આવાર; એવું ધારીને તેડયા ચંડાળ, તેને ત્રાસ દેખાડયો વિશાળ. ૧૯ અલ્યા ચંડાળ સાંભળો વાત, કેમ તે દહાડે કીધી નહીં ઘાત; મુને આંગળી લાવી દેખાડી, મુક્યો જીવતો બાળક કાઢી. ૨૦ માટે મારો ફરી થકી તમે, પુજા કરવા પ્રેરીશું અમે; કાળીકાના દેવાલયમાંય છાનામાના સંતાઇ રહેજ્યો ત્યાંય. ૨૧ ચંદ્રહાસ આવે તેણે દીશ, છેદો છેતરી રાત્રીએ શીશ; આજ જીવતો રહેશે જો તેહ, તોતો છેદીશ તમારો દેહ. ૨૨ એવું કહીને આવ્યો ઘરમાંય, ચંદ્રહાસને બોલાવ્યો ત્યાંય; સુણો જામાત્ર મારૂં વચંન, કરો દેવીનું તમે પુજંન. ૨૩ આજ રાત્રી જતાં મધરાત, જજો એકલા તમે સાક્ષાત; પુજા કરીને આવજો ઘેર, એવી પાપીએ બતાવી પેર. ૨૪ ચંદ્રહાસ કહે સારૂ પીતાય, એવું કહીને ઉઠયો મહાકાય; ચંદ્રહાસને મદન જેહ, તેને બેઉને ઝાઝો સ્નેહ. ૨૫ આવી મદનને કહી વાત, દેવી પુજન કેરી પ્રખ્યાત; હવે એવાએ નગ્રનો રાય, કુંતળીક નામે તો કહેવાય. ૨૧ થયો માંદો શરીરેજ તેહ, ઘણો દુર્બળ છે તેનો દેહ; તેણે તેડાવ્યા વિપ્ર તહાય, રીષ્ટ આરોગ્ય જાણવા રાય. ૨૭ સુણી વિપ્ર વધા સરવેથી, રાય રીષ્ટ તમારૂ તો નથી; ત્યારે રાજા થયા રળીઆત, પુછયું લગ્ન તે દહાડે પ્રખ્યાત. ૨૮ ચંપકમાલીની નામે કુમારી, ચંદ્રહાસને આપવી ધારી; પછી મોકલ્યો સેવક જંન, તેડાવ્યો ત્યાં પ્રધાનનો તંન. ૨૯ તેને કહ્યું રાજાએ તે વાર, લાવો ચંદ્રહાસને આ ઠાર; મા-

રી પુત્રીને હું પરણાવું, કન્યાદાન દેઈ ખુશી થાઉં. ૩૦ સુ-ણ્યાં મદને એવાં વચંન, ત્યારે થયો તે મનમાં પ્રસંન; આ-વ્યો ચંદ્રહાસ કેરી પાસ, કરી વારતા તેની પ્રકાશ. ૩૧ લ-મને તેડે છે અહીંનો રાય માટે ચાલો કરીને ક્રુપાય; ચંદ્રહા-સ કહે સત્ય એ વાત, પણ આજ્ઞા કરી તમ તાત. ૩૨ માટે મારાથી કેમ અવાય, દેવી પુજવાને કોણ જાય; ત્યારે મદન કહે હું તો જાઉં, દેવી પુજીને વહેલો અહીં આવું. ૩૩ એવું કહીને મદન જેહ, ચાલ્યો ચંડીકા પુજવા તેહ; ચંદ્રહાસને મોકલ્યા ત્યાંય, કુંતળીક હતો નૃપ જયાંય. ૩૪ કૃષ્ણ પક્ષની કાળી નીશાય, મોઢે મોહું ન કોઇનું દેખાય; એવી રીતે પ્ર-ધાન કુમાર, આવ્યો દેવી પાસે નીરધાર. ૩૫ પેસવા જાય દેરામાં જયારે, માર્યું ખડગ ચંડાળે તે વારે; વાગ્યો મર્મ જગ્યા વિશે ઘાય, પામ્યો મ્રત્યુ તે પુત્ર તદાય. ૩૨ રામ રા-મ કહેતાં ગયો પ્રાણ, ઓળખ્યો અંતજેએ પ્રમાણ; ત્યારે નાઠા તે અંત્યજ જંન, ત્રાસ પામીને આવ્યા સદંન. ૩૭ ॥ વલણ ॥ પ્રધાન પુત્રને ઓળખ્યો ચંડાળે તે વારરે; હુ-ઞો કહે વિસ્મય થઈ નાઠા તે નીરધારરેરેરે. ૩૮ ઇતી શ્રી પાં-ડવ ચરીત્રે કવી હુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી ચંદ્રહાસ પરણ્યો નામ તથા મદન મ્રત્યુ પામ્યો નામ દ્વાવિષો અધ્યાય. ૨૨

## કડવું ૨૩ મું.

॥ રાગ સામેરી ॥ ચંદ્રહાસ તો ચાલી આવ્યો કુંતળી-ક નૃપની પાસ; ભુપતીએ ત્યાં આસન આપ્યું આણીને ઉ-લ્લાસ. ૧ ત્યાર પછી તે કન્યા આપી કરી કુળનો વહેવાર નગ્ર વિષે વરઘોડો નિકળ્યો શોભાનો નહીં પાર. ૨ ચંદ્રહા-

તે હય ઉપર બેઠા શોભે સુરપતિ તુલ્ય; શાલ ઓઢી પીતા-મ્બર પેહેર્યું માથે મુગટ અમુલ્ય. ૩ ચારે બાજુ ચમ્મર થા-યે વાગે વાજાં સાર; ખમા ખમા એમ મુખથી બોલે ચોત્ર-ફથી ચોપદાર. ૪ દુષ્ટ બુદ્ધીના મહેલ તળે થઇ ચાલ્યો નૃ-પનો બાળ; પાપીએ તે નજરે દીઠો પડી પેટમાં ફાળ. ૫ ચંદ્રહાસને તેણે પુછ્યું ક્યાં છે તમારો સાળો; પુજા કરવા કેમ ગયા નહીં તેતો સંશય ટાળો. ૬ ચંદ્રહાસ કહે મારે બ-દલે ગયો તમારો તંન; મુજને તો કન્યા પરણાવા તેડાવ્યો રાજંન. ૭ એવું સાંભળી દુષ્ટબુદ્ધિએ માથું કુટયું ત્યાંય; પડતો ને આખડતો આવ્યો દેવી દેવળ જ્યાંય. ૮ મદન મુ-વેલો જોયો તેણે પુત્ર પોતાનો સાર; તે વેળાએ પોતે મારી પેટ વિષે તરવાર. ૯ દુષ્ટબુદ્ધિ પણ મ્રત્યુ પામ્યો વરત્યો કાળો કેર; પુત્ર પીતાની ઘાત થઈ તે ખબર ગઇ છે ઘેર. ૧૦ ચંદ્રહાસને જાણ થયું કે તર્ત થયો તૈયાર; ચંડીકાને દે-રે આવ્યો કુલીંદનો કુમાર. ૧૧ કુંડ કરી આરાધન કીધું દે-વીનું તે ઠાર; જાંગતણું કાપીને હોમ્યું માંસ પોતાનું સાર. ૧૨ તહપી દેવી પ્રસંન થયાં નહિ ત્યારે લીધી તલવાર; મુ-સ્તક કાપી હોમી દેવું એવો કર્યો વિચાર. ૧૩ કંઠ ઉપર તલવાર મુકી કે પ્રગટયાં માતા ત્યાંય; જગદંબાએ ઝાલી લીધું શસ્ત્ર પેલું કરમાંય. ૧૪ માગ માગ એમ કહેવા લા-ગ્યાં મહાકાળી માતાય; રાજકુંવર કહે એટલું માગું આ-બે જીવતા થાય. ૧૫ મુજને ભક્તિ હરીની આપો જેથી મુ-ક્તિ પામું; લક્ષ ચોરાશી કુંડતણી નિશ્ચે પીડા વામું. ૧૬ તે વેળાએ જગદંબાએ કીધિ ત્યાં કરૂણાય; ચંદ્રહાસનો સ-સરો સાળો તેને કર્યા જીવતાય. ૧૭ પછી માતા અંતરધ્યા-

ન પામ્યાં જોતામાં નિરધાર; સામાસામી સર્વે મળ્યા વરત્યો જયજયકાર. ૧૮ દુષ્ટબુદ્ધિએ ત્યારે જાણી કુંવરની પ્રભુતાય; દ્વેષપણું મુકી દીધું પછી આણી કુંપળતાય. ૧૯ નગ્ર વિશે આવ્યા તે વળતી સુધર્યું સર્વે કાજ; ત્યાર પછી કુંતળીકે સોંપ્યું ચંદ્રહાસને રાજ. ૧૦ તે વેળાએ મદનને કીધો ચંદ્રહાસે પ્રધાન; ચંદનાવતીથી તર્ત તેડાવ્યાં માતપીતા તે સ્થાન. ૧૧ નારદ કહે છે અર્જુન પ્રત્યે એવો એ રાજંન, ત્રણસેં વર્ષ રાજ્ય કરે છે કુલીંદ કેરો તંન. ૧૨ યુદ્ધ કર્યે એ નહીં જીતાએ કુલીંદ પુરનો નાથ; ચંદ્રહાસને રણમાં દેખી કંપે સુરનો નાથ. ૧૩ શાલીગ્રામ શીલાને સેવ્યે કૃપા કરી જગદીશ; તે માટે નારદજી કહે છે ભજવા વંદા ઇશ. ૧૪ ચંદ્રહાસનો મહીમા કીધો પેહોંચ્યા મનના કોડ; શ્રોતાજન સર્વે તમે બોલો જયજય શ્રી રણછોડ. ૧૫ ॥ વલણ ॥ અરજુન બોલ્યો તે સમે સાંભળને રૂષીરાયરે, દુર્ગાનો પતિ કયમ થયા શાલીગ્રામ શીલાયરેરેરે. ૧૬ ઇતી શ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી ચંદ્રહાસેન દેવી પ્રસંન કૃતો નામ ત્રયોવીંશો અધ્યાયઃ ॥ ૨૩ ॥

## કડવું ૨૪ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા નારદજી તેણી વાર, તું તો સાંભળ કુંતા કુમાર, શાલીગ્રામ હરીની કથાય, કહું વિસ્તારી તુજને રાય. ૧ એક સમે પુરંધર દેવ, ગયા કૈલાસમાં તતખેવ; અતી ગર્વથી દેવનો નાથ, બોલ્યો વાસવ શીવની સાથ. ૨ મુને યુદ્ધ આપો ત્રીપુરારી, નહીંતો હર્ણું કરૂં તુજ નારી; એવું સાંભળીને શીવરાય, બોલ્યા ક્રોધ કરી મહાકાય

ચ. ૩ અલ્યા દુષ્ટ શું બોલ્યા વચન, જાવાનું થયું સ્વર્ગ આસન; કોઇ યોદ્ધા એવો પેદા થાશે, તારી સંપત તે લુંટી જાશે. ૪ એવું કહીને થયા વિકરાળ, પુરૂહુતનો આણવા કાળ; જોયું શુરપતીએ તે સ્વરૂપ. ત્રાસ પામી થયો તદરૂપ. ૫ નાશે ત્યાં થકી દેવનો રાય, તોય શંકર શાન્ત ન થાય; વળ્યો પરશેવો શીવને ત્યાંય, પડયું બિંદુ કમંડળ માંય. ૬ બન્યું ઇંડ પ્રસ્વેદનું વાર, ફાટયું કમંડળ તેણીવાર; ત્યારે ત્રીસુળ ધારીએ ત્યાંય, ઇંડ મુકી દીધું કુંડમાંય. ૭ તેમાં માયું નહીં તેહ જ્યારે; નાંખ્યું સરોવર વીશેજ ત્યારે; થયું તે ટલું પર્વત પ્રાય; ત્યારે શંકર વિસ્મય થાય. ૮ આપી આજ્ઞા ત્રીસુળીએ ત્યાંય, નાંખો નંદીને કહે નદીમાંય; સુણી શેવકોએ નાંખ્યું તેહ; મહાસરિતા વીશેજ જેહ. ૯ થયું તે ઠેકાણે મોટું ઇંડ, નદી સોષણ કીધી પ્રચંડ; ત્યારે શંકરના ગણે સાર, કર્યો ઇંડમાં ઝાઝો પ્રહાર. ૧૦ તોય ફાટયું નહીં એહ જ્યારે, નાંખ્યુ સાગરમાં પછી ત્યારે; વધ્યું સો ગણું ઇંડ તે ઠાર, સિંધુ સોષવા માંડયો અપાર. ૧૧ ત્યારે અબ્ધિ ને ચીંતાતો થાય, જીવ જંતુ ઘણા ગભરાય; એવામાં ઇંડુ ફાટયુજ તેહ, થયો પુત્ર તેમાં થકી જેહ. ૧૨ મહા કાળના જેવું સ્વરૂપ, જાણે બીજો હીરણ્યાક્ષ ભુપ; પામ્યો અર્ણવ તે થકી ત્રાસ, આવ્યો રાગં પતી કેરી પાસ. ૧૩ કહી પુત્રની તેહને વાત, ત્યારે ત્રાસ પામ્યો તે સાક્ષાત; પછી સાગરને સુરરાય, આવ્યા પરમેષ્ટી પાસે તહાય. ૧૪ કહિ બ્રહ્માને સઘળી પેર, ત્યારે સ્રષ્ટા કહે આણિ મહેર; એવો જોયો નથી મેં બાળ, ચાલો સગાથે આવું આ કાળ. ૧૫ એવું કહિ પિતા મહધીર, આવ્યા તેમને લેઇ સીંધુ તીર; પેલા બાળ

ને બોલાગ્યો જ્યારે, આવ્યો રિઝીને તેહ વારે. ૧૬ આ- લી દાઢી બ્રહ્માજી ની સાર, બેઠો ખોળા વિશે નીરધાર; પુછ્યું બ્રહ્માએ તેને વચંન, અશ્યા બાળક તું કોનો તંન. ૧૭ ત્યારે બોલ્યો તે બાળક ક્ષુદ્ર, મારાં માત પીતા તો સમુદ્ર; સુણિ સાગરને કહે વિધાતા, પુત્ર તારો એ આનંદ દાતા. ૧૮ કર રક્ષણ તેનું આવાર, ત્યારે સીંધુ બોલ્યો તેણે ઠાર; પાડો પીતામહ એનું નામ, જોઇ જન્મ વેળા આણે ઠામ. ૧૯ સુ- ણ પરમેષ્ટી કહે નીરવાણુ, એનું નામ જાળંધર જાણુ; પ- છી બ્રહ્માને ત્રિદશરાય, થયા ત્યાં થકી બેઉ વિદાય. ૨૦ હવે મથુરાંપુરીનો ભુપ, નામ કૌચક તેનું અનુપ; તેને વૃંદા નામે પુત્રી એક; થઇ પરણાવા જેવી તે છેક. ૨૧ ત્યારે કૌચકે પ્રેમજ લાવી, જાળંધરને તે પરણાવી; સોંપ્યું મથુરાંપુરીનું રાજ ગયો કૌચક તપને કાજ. ૨૨ પછી જાળંધરે તેહકાળ જીત્યા પૃથ્વી તણા તો ભુપાળ; કોટી બોતેર રાક્ષસ જેહ, સર્વે નોકરીમાં રહ્યા તેહ. ૨૩ સિંધુપુત્ર સભા કેરી માંય, થ- યું કૌતક તો વળી ત્યાંય; પડ્યું રાહુનું ઉંચેથી શીશ, પા- મ્યા વિસ્મય સર્વે તે દિશ ૨૪ તેને પુછ્યું જાળંધરે સાર, કેમ આવ્યાને કોના કુમાર; ત્યારે બોલ્યો ત્યાં રાહુ વિચીત્ર તારા તાતનો હુંતો છું મીત્ર. ૨૫ રૂષી કષ્યપ કેરો કુમાર; ના- મ રાહુ મારૂ નીરધાર; તુજ તાતની દોલત જેહ, ગયા ત્રીદ- શ લુંટીને તેહ. ૨૬ ઘણો ખેદ પામ્યો તારો તાત, થયા દુ- ર્બળને રંક જાત; એવું સુણ્યું જાળંધરે જ્યારે, થયો તતપ- ર લડવા ત્યારે. ૨૭ કર્યો દેવની સાથે સંગ્રામ, રત્ન ખુંચી લીધાં તેણે ઠામ; માર્યો સુરસેન તણો કુમાર, કાઢયો સ્વર્ગ થ- કી નીરધાર. ૨૮ નાઠો પુરૂહુત પામીને ત્રાસ, આવ્યો તેતો

સ્વયંભુની પાસ; કહ્યુ સૃષ્ટાને રાખો શર્ણ, મારે માથે આવ્યું આજ મર્ણ. ૨૯ જાળધરે સંગ્રામમાં તોડયો, સ્વર્ગ લુટી લીધું ને નસાડયો; સુણી સૃષ્ટા કહે સુરપતીરાય, એતો મારા થકી ન જીતાય. ૩૦ માટે ચાલ તું મારી સંગાથ, વીનવીએ શ્રીવૈકુંઠનાથ; એવું ધારીને બ્રહ્માને શક્ર, આવ્યા જ્યાં હતા ધારણ ચક્ર ૩૧ કહી દુઃખની સરવે વાત, ત્યારે વિષ્ણુ વધા ત્યાં સાક્ષાત; ચાલો સંગ્રામ કરવા આવું જીતી દુષ્ટને રતન અપાવું. ૩૨ એવી વાસવને કહી વાણી, ચડ્યા સંગ્રામે પુરૂષ પુરાણી; થયું જાળંધરને તે જાણ, ત્યારે લીધું ધનુષ્યને બાણ. ૩૩ ચાલ્યો યુદ્ધમાં દૈત્યનો નાથ, ત્યારે, વ્રંદા બોલી પતિ સાથ; અરે સ્વામી ના જાશો આવાર, એતો વિષ્ણુ પ્રપંચી અપાર. ૩૪ જે તે રીતે કરી છેહ દેશે, મારૂં એવાતન ખુંચી લેશે; સુણી જાળંધર કેહે નાર, રાખો હિંમત હૈયે અપાર. ૩૫ હેલા માત્રમાં જીતું મોરારી, નાંખુ ત્રીદશને ઠેર મારી, પછી વ્રંદાએ પુષ્પની માળ, ઘાલી કંથને કોટે વિશાળ. ૩૬ કહ્યું તે વેળા તેણે વચંન, સ્વામિ છું હું સતી શુદ્ધ મન; મારૂં સત્ય જે વેળા પળાશે, ત્યારે માળા આ નિશ્ચે સુકાશે. ૩૭ તેથી આવશે તમારો અંત સત્ય વાત કહું મારા કંથ; પછી પરાવાર કેરો તંન, આવ્યો જ્યાં ઉભા જુગજીવંન. ૩૮ સામા સામી મંડાયુ છે યુદ્ધ તહાકાર થયા નથી શુદ્ધ; સિંધુપુત્રને સ્યામળા કેરો, થયો સંગ્રામ ત્યાંતો ઘણેરો. ૩૯ કરી કેશવે દ્રષ્ટી ત્યાં વક્ર, મુક્યું મંત્રી સુદર્શન ચક્ર; વાગ્યું જાળંધરને તે જઇ, તારે ધાર તેની ખાંડી થઇ. ૪૦ સિંધુ સુતને અડક્યું નહીં એહ, આવ્યું પાછું પછી ચક્ર તેહ; મુકયાં માધવે બાણ અપાર, તોય હાર્યો

નહીં એ લગાર. ૪૧ મારે ઉછેરી સિંધુ કુમાર, વાગે વિષ્ણુ ને તેતો અપાર; ત્યારે વિચારીને પછી મંત, નાઠા ત્યાં થકી જુગજીવંન. ૪૨ ॥ વલણ ॥ જાળંધર ઘેર આવીયો જીતી રણ સંગ્રામરે, દુર્ગાના દેવ હારીયા ત્રાશ્યા સુર તે ઠામેરેરે. ૪૩ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી જાળંધરોત્પત્તી કથનો નામ ચતુર્વીંસો અધ્યાયઃ ॥ ૨૪ ॥

## કડવું ૨૫ મું.

॥ રાગ સામેરી ॥ ત્યાર પછી ત્રીદશને વિષ્ણું આવ્યા શીવની પાસ, શંકરને સ્યામળીઓ કહે છે દુઃખ ભાગો અવિનાશ. ૧ જાળંધરે મુજને જીત્યો માર્યો બહુ વિધ માર, ચક્ર મુકેલું પાછું આવ્યું ખાંડી થઇ વળી ધાર. ૨ તે વેળા શંકર કે મારી થાઓ બધા સેનાય, સિંધુ સુતનો નાશ કરૂં હું આ વેળા જદુરાય. ૩ એવામાં નારદજીએ ત્યાં કીધી એક કળાય, છાના માના આવી પહોંચ્યા જ્યાં જાળંધર રાય. ૪ સિંધુ સુતે આસન આપ્યું આણીને હુલ્લાસ; જાળંધર કે' કેમ પધાર્યા દેવ રૂષી મુજ પાસ. ૫ નારદજી કે' સર્વે વસ્તુ તારે ઘેર શોહાવી; પણ એક રત્ન રૂપી રામા છે તે તુજ ઘેર ન આવી. ૬ બ્રંહ્મા કરતાં વીશ ઘણું છે રૂપ એમાં નીરધાર, પણ યોગીને હાથ પડી છે વ્યર્થ એનો અવતાર. ૭ મશાણનો રહેનારી શંકર તેને ઘેર એ રત્ન; નારદજી કે' તેને લાવો કરીને ઝાઝો યત્ન. ૮ સિંધુ સુત બોલ્યો તે વેળા એક ઘડીમાં લાવું, જો એ જોગી ના આપે તો જમપુરીએ મોકલાવું. ૯ એવું કહીને સિંધુ પુત્રે સ્વર ભાનુ બોલાવ્યો, તેની સાથે શંકર ઉપર સંદેશો મોકલાવ્યો.

૧૦ સ્વર ભાનુને સિંધુ સુત કહે તતખર વેગે થાઓ, શંક-
રને કહીએ તમારી અબળા આપી જાઓ. ૧૧ સિંધુ સુત
ને સોંપો નારી પછી લેઓને સંન્યાસ, નહીંતો યુદ્ધ કરવાને
આવો પોચે મનની આશ. ૧૨ રાહુ ત્યાંથી ચાલી આ-
વ્યો ગિરી કૈલાસે સાર, જાળંધર કેરો સંદેશો શીવને કહયો
નિરધાર. ૧૩ સાંભળતાંમાં શીવજી કોપ્યા માર્યો ઝાઝો માર,
સ્વરભાનું જીવ લેઇને નાઠો શ્વાસ ભર્યો નિરધાર. ૧૪ જા-
ળંધરને જાણ કર્યું તેણે આવી જે વારે; સિંધુ સુત સંગ્રામે
ચઢયો સૈન્યા લેઇને ત્યારે. ૧૫ શંકર નીજ સેના લેઇ આ-
વ્યા ભુત ભૈરવને પ્રેત; સામાસામી યુદ્ધ થયું ત્યાં પ્રભુ કરે
સંકેત. ૧૬ જાળંધરની સેના મારી શીવજીએ તે ઠાર; દૈત્રત
તણાં તો મુસ્તક છેદયાં કોપ્યા અપરંપાર. ૧૭ સિંધુ પુત્રે
શુક્ર ગુરૂને તેડાવ્યા તતકાળ; તેતો રણમાં આવી પહોંચ્યા
ભ્રગુરૂષીના બાળ. ૧૮ સેનાને સજીવન કીધી મંત્ર થકી તે ઠા-
ર; શંકરે તેવું દેખીને જટા પછાડી સાર. ૧૯ તેમાંથી એક
કૃત્યા નીકળી દીસતી વિક્રાળ; તેને જોઇને પ્રસન્ન થયા ત્યાં
પરમાત્મા પશુપાળ. ૨૦ તે વેળા પક્ષીપતી પડયો દૈતની
સેનામાંય; શુક્રગુરૂને લાગ્યો તેનો ચાંચમાં ઘાલી ત્યાંય. ૨૧
શીવજીએ કૃત્યાને સોંપ્યા ભ્રગુરૂશીના બાળ; પછી તેને ક-
હે સંતાડી દે ઉદર વિશે આકાળ. ૨૨ કૃત્યાએ યોનીમાં રા-
ખ્યા શુક્રગુરૂને ત્યારે; ભ્રગુ સુતને એમ ભ્રષ્ટ કરીને સંતા-
ડયા તે વારે. ૨૩ પછી દૈત્યોને મારવા માંડયા ત્રીશુળીએ
તેવાર; જાળંધર તે જોઇને કોપ્યો ગદા ગ્રહી નીરધાર. ૨૪
ઘોર ગદા શંકરને વાગે તેથી બહુ પીડાય; ઉમાપતીનાં આ-
યુધ સરવે તેતો નિષ્ફળ જાય. ૨૫ તે વેળા કેહે છે શીવજી

વિષ્ણુને નિરધાર; મારુ નથી સેહેવાતો માધવ પામીશ હું તો હાર. ૨૬ નારાયણ કહે ધિરજ રાખો જઇને હું આવું છું; જેતે રીતે સીંધુ સુતનું મોત પુછી લાવું છું. ૨૭ એવું કહીને વિષ્ણુ આવ્યા કમળા પાસે સાર; લક્ષ્મીને કહે પીયર પધારો મુજ અર્થે આવાર. ૨૮ ભ્રાત તમારો જાળંધર તે શી રીતે મરાય; પડપંચે જઇને તે પુછો મોત તણો મહીમાય. ૨૯ સાંભળતાં લક્ષ્મી રડીયાં કેશવ કાળો કેર; મુજ મૈયરનું માઠું તાકયા મિથ્યા વધાર્યું વેર. ૩૦ નારાયણ કેહે નારી તમારો પતિવ્રતાનો ધર્મ; સ્વામી કેહે તે પાળવું પંડે હોય કદી કુકર્મ. ૩૧ મારૂં કહ્યું નહીં માનોતો લેઇશ હું સન્યાસ; તમે તમારૂં ગમતું કરજો એમ બોલ્યા અવિનાશ. ૩૨ તે વેળા લક્ષ્મીજી કંપ્યાં કરજોડીને નીરધાર; ભ્રાતતણું મૃત્યુ પુછવાને તર્ત થયાં તૈયાર. ૩૨ કમળા ત્યાંતો આવી પહોંચ્યાં જાળંધરની પાસ; અરે વીરા તેં આશું માંડયું દારૂણ યુદ્ધ પ્રકાશ. ૩૪ રૂદન કરીને કમળા કહે છે શંકર કયમ જીતાશે; વીરા તારો વધ સાંભળતાં હૈયું ફાટી જાશે. ૩૫ જાળંધર કહે ભગની મારી નવ કરશો ચીંતાય; તારી ભોજાઇ સત્ય ચુકે નહીં ત્યાં સુધી જય થાય. ૩૬ કમળા કહે છે કયમ હું માનું ધિરજ કયમ ધરાય; જાળંધરે ત્યારે દેખાડી પુષ્પ તણી માળાય. ૩૭ એની માળા કરમાયાની નિશાની તું જાણ; વૃંદા કેરૂં સત્ય ચુકયાનું નિશ્ચે આ એંધાણ. ૩૮ પછી કમળાં વૈકુંઠે આવ્યાં પુરષોત્તમની પાસ; સત્ય ચુકયાની વાત હતી તે કીધી સર્વ પ્રકાશ. ૩૯ વિષ્ણુ સુણી શીવ પાસે આવ્યા વિસ્તારી કહી વાત; મહાદેવને માધવ કહે જાઓ છળવાને સાક્ષાત. ૪૦ એટલે શીવજી ચાલ્યા ત્યાંથી

ઉમાકાંત અનુપ; માયા કરી મહાદેવે લીધું જાળંધરનું રૂ-
પ. ૪૧ શીવ વિષ્ણુનાં મુસ્તક કરીને ઝાલી લીધાં હાથ;
એવી રીતે બ્રંહા પાસે આવ્યા ભોળાનાથ. ૪૨ બ્રહાએ વિ-
ચાર કર્યો કે હરી હર નવ મરાય; તેના જેવાં મુસ્તક લેઇ
કોણ આવ્યો કપટી કાય. ૪૩ પછી પ્રેમદાએ શીવને ઓળ-
ખ્યા એટલે બોલી વાણ; અરે પિનાકી આવું કરવું ઘટે ન-
હીં નીરવાણ. ૪૪ શંકર એવું સાંભળી લાજ્યા નાઠા ત્યાં-
થી ઇશ; સિંધુ સુતને પાસે આવ્યા નારદજી તે દિશ. ૪૫
શંકરનું તેને સંભળાવ્યું વિસ્તારીને કૃત્ય; નારદ કહે પણ
નવ ચુકી તે તારી સ્રીતો સત્ય. ૪૬ તે માટે બદલો વાળવા-
ને શંકરની ઘરકાય; ભોળાની સ્રી છે ભોળી નીશ્ચે એ
છેતરાય. ૪૭ નારદજીનાં વાકય સુણીને તનબર એનો થયો;
શંકર કેરૂં રૂપ ધરીને ગીરીજા પાસે ગયો. ૪૮ પાર્વતિએ
મંન વિચાર્યું તર્ત આવ્યા ભરથાર; બ્રંહા સત્ય ચુકયા વિણ
પાપી કેમ મુઓ આવાર. ૪૯ તે માટે પરીક્ષા જોવા ઉપજા-
વી એક નાર; પોતાના જેવી તે કીધી રૂપ વિશે નીરધાર.
૫૦ તેને મોકલી કપટી પાસે તે વેળાએ ત્યાંય; જાળંધરની
પાસે આવી ઉભી અબળા જયાંય. ૫૧ મોહ થયો સિંધુ સુ-
તને ત્યાં વિર્ય વછુટયું સાર; તે વેળા પારવતી બોલ્યાં ક્રો-
ધ કરી નિરધાર. ૫૨ અલ્યા દુષ્ટ નાસી જા અહીંથી નહીં
તો દેઇશ શ્રાપ; મિથ્યારૂપ મહાદેવનું લીધું મ્રત્યુ થાશે મ-
તી પાપ. ૫૩ જાળધર જીવ લેઇ નાઠો આવ્યો રણની માંય;
શંકર પણ ફીકા પડી આવ્યા પ્રભુની પાસે ત્યાંય. ૫૪ શં-
કર કેહે છે વિષ્ણુ મુજને ઓળખ્યા તેણે ઠાર; તે માટે હું
યુદ્ધ કરૂ છું તમે જાઓ આવાર. ૫૫ ॥ વલણ ॥ વચન સુ-

ણીને સ્યામળો તર્ત થયા તૈયારરે; દુર્ગાના દેવ પરવર્યા છ-ળવા વ્રંદા નારરેરેરે. ૫૬ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુર-ગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણિ જા-ળંધર શીવ યુધ્ધે આગતો નામ પંચ વીશો અધ્યાય.

કડવું ૨૬ મું.

॥ રાગ મારૂ ॥ ચાલ્યા તે સમે દિન દયાળ, સાથે લી-ધો ગરૂડ તે કાળ; મથુરાં નગરી થકી ઇશ, ઉભા એક ગા-ઉ જુગદીશ. ૧ માયા રૂપી બનાવ્યો ત્યાં બાગ, તેમાં ખુ-બી કરી મહા ભાગ; પછી મનમથને ત્યાં બોલાવી, ઇચ્છા પોતાની તેને સુણાવી. ૨ જાઓ આ સમે મથુરાં માંય, પેસો વ્રંદાના દેહની માંય; કરો વ્યાકુળ તેનું શરીર, હરો આસમે તેહની ધીર. ૩ ત્યારે મનમથ કહે સારૂ ઇશ, એવું કહીને ચાલ્યો તેણે દિશ; ગયો મનમથ મથુરાં જ્યારે, થયા ત્રીકમ તપશી ત્યારે. ૪ હાડબંધ બાંધ્યો જટાધારી, પેહેરી પાવડીયો સુખકારી; ભસ્મ ચોળીને પુસ્તક પાસ, વાળ્યું આસન શ્રી અવિનાશ. ૫ કર્યો શીષ્ય સુપર્ણને ત્યાંય, ધુણી ધીખાવી આશ્રયમાંય; ધરી શુન્ય સમાધિ દયાળ, જોગી રૂપ થયા જગપાળ. ૬ પેઠો વ્રંદાના દેહમાં કામ, જાગી નીંદ્રા થકી તેણે ઠામ; મધ્યરાત્રી ગઇ છે તે ઠાર, થઇ વ્યાકુળ તે સમે નાર. ૭ તેને સ્વપ્નમાં દરશાવ્યું ઇશ, જાણે સ્વામીનું છે-દાયું શીશ; ત્યારે દાસીને કહ્યું તે કાળ, ચાલ કંથની કાઢી-એ ભાળ. ૮ એવું સુણીને દાસીએ સાર, રથ જોતરી કીધો તૈયાર; બેઠી વ્રંદા નંદા તેહમાંય, ચાલી સ્વામીને શોધવા ત્યાંય. ૯ રથ હાંકયો નંદાએ જે દીશ, ત્યારે ભૈરવી કર્કળી શીશ; બોલે ઉલકને રડે શ્વાન, થયા દુષ્ટ શુકન તે સ્થાન.

૧૦ વાયુ વેગે હાંકયો રથ જેહ, નથી ઉભો રહેનો કહીં તેહ;
એમ ચાલતાં થયું પ્રભાત, આવ્યો એટલે બાગ સાક્ષાત. ૧૧
તેને જોવાને વંદા તે વાર, હેઠી ઉતરી ત્યાં નીરધાર; ગઇ
બાગમાં દાસી તે જ્યારે, દીઠો આશ્રમ સુંદર ત્યારે. ૧૨ એ-
ક વ્રક્ષની હેઠળ ત્યાંય, દીઠા શીષ્ય ગુરૂ બાગમાંય; તેના તે-
જ તણો નહીં પાર, જાણે શંકરનો અવતાર. ૧૩ કહ્યું વંદા-
એ વ્રંદાને તેહ, તપશી તણી વારતા જેહ; બાઇ ચાલો તમે
મારી સંગ, તજો શોકને આણો ઉમંગ. ૧૪ ગુરૂ શિષ્ય બે
ઠા આ ઠેકાણે, તેતો ત્રીકાળની વાત જાણે; સુણી વ્રંદા કહે
ચાલો આવાર, સ્વામીનો પુછીએ સમાચાર. ૧૫ પછી ચા-
લ્યાં બેઉ જણ સાથ, જોડયા તપસીને આવી હાથ; એવા-
માં એક હરણી વાઘ, આવ્યાં આશ્રમમાં મહાભાગ. ૧૬
કર્યો કેશરીએ કોપ ત્યાંય, મારી મ્રગલી આશ્રમ માંય; ત્યા-
રે વ્રંદાએ કીધો પોકાર, ત્રાહ ત્રાહ કહ્યું તેણીવાર. ૧૭ સુ-
ણ્યો શ્યામળે શબ્દ તે જ્યારે, જોયું જોગીએ ઉંચું તેવારે;
બોલ્યા બહુનામી ચેલાની સાથ, લીધો ચીપીયો તે વેળા
હાથ ૧૮ કહે શીષ્યને સુંદર શ્યામ, કોન રંડી આઇ હે આ
ઠામ; ત્યારે શીષ્ય કહે તપધારી, ગુરૂજી વાઘે હરણીને મા-
રી. ૧૯ એવો જોઇને જુલમ સાર, વટેમારગુ કરે પોકાર;
એવું સાંભળી જગદાધાર, બોલ્યા ક્રોધ કરી તેણે ઠાર. ૨૦
જલ જાને તુંહી સારદુલ, એવો શ્રાપ દીધો અનુકુળ; તેથી
વાઘ મુવો તેણે ઠામ, ત્યારે શીષ્ય બોલ્યો રાખી હામ. ૨૧
કરો કૃપાનિધી કરૂણાય, થઈ આશ્રમ વિશે હત્યાય; ત્યારે
સાધવા શ્યામળે લાગ, કર્યાં જીવતાં હરણીને વાઘ. ૨૨ એ-
વું દેખીને વ્રંદા તેવાર, કાલાવાલા કરે નિરધાર; કહે છે ચો-

ત્રીને અબળા ત્યાંય મારો સ્વામી ગયો રણમાંય. ૨૩ તેતો કુશળ કે પડયો દેહ, કહો પ્રશ્ન મારૂં યોગી તેહ; ત્યારે જેમ જેમ પ્રીયા લાગે પાય, તેમ તેમ ગુરૂ મોંઘા થાય; ઘણીવારે બોલ્યા ગીરધારી, તું તો સાંભળને સતી નારી. ૨૫ ચુકી ચતુર થઇને નાર, શીઘ્ર જાવા દીધો ભરથાર, તારૂં બગડયું નસીબ બધું, એવું કહીને ડસકું ખાધું. ૨૬ પછી માયા કરી જુગદીશ, પડયું જાળંધરનું ત્યાં શીશ; હાથ પગને અંગ તમામ, દીઠું વ્રંદાએ તો તેણે ઠામ. ૨૬ ઓળખ્યો પતી વ્રંદાએ જ્યારે, કરવા માંડયો વિલાપ તે વારે; ત્યારે યોગી થયા પ્રસંન, કર્યો જીવતો સિંધુનો તંન. ૨૮ એવી રીતે હરી છેતરે છે, જાળંધર તો યુદ્ધ કરે છે; મટયો વ્રંદાનો શોક તે ઠામ, થયા જાળંધર ઘનસ્યામ. ૨૯ નંદા વ્રંદાને વીઠલનાથ, આવ્યાં નગ્ર વિશે સઉ સાથ; જોવા પરીક્ષા પતીની નાર, પુછી પુર્વની વાત તે ડાર. ૩૦ કહ્યું તે સઘળું અવિનાશ, ત્યારે આવ્યો સ્ત્રીને વિશ્વાસ; કર્યું એકઠું ત્યાં તો શયંન, તજી સંદેહ તારૂણી મંન. ૩૧ સત્ય ચુકાવ્યું સ્યામળે ત્યારે, કર્યું કુત્સિત કર્મ તે વારે; હવે સંગ્રામમાં નિરધાર, પામ્યો અર્ણવનો સુત હાર. ૩૨ કોપ્યા કપાળી ત્યાં નિરવાણ, લીધું કાળાંતક કેરૂં બાણ; મંત્ર ભણીને મુકયું તે દીશ, છેદયું જાળંધર કેરૂં શીશ. ૩૩ તેવું તે શીશ આકાશે ચડયું, વ્રંદા વિષ્ણું સુતાં છે ત્યાં પડયું; જોયું જુવતીએ જ્યારે શીશ. ત્યારે ઓળખ્યા શ્રી જુગદિશ ૩૪ પછી ક્રોધ કરી બોલી નાર, મુને ભ્રષ્ટ કરી નિરધાર; માટે થાજો તમે તો પાશાણ, શાલીગ્રામ શીલા નિરવાણ. ૩૫ સુણી સ્યામ તો બોલ્યા પ્રત્યક્ષ, થશો વિનતા તમેતો વ્રક્ષ; તારા પતિ-

એ કર્યો અન્યાય, પીડયા બ્રાહ્મણને દેવ ગાય. ૩૬ તેને મા-
ટે કર્યું મેં આ કર્મ, નહોતો વિહારનો વળી મર્મ; માટે ફ-
ળશે મારૂં વચંન, થશે પ્રસ તમારૂંજ તંન. ૩૭ સામાસામી
થયા એમ શ્રાપ, પછી વ્રંદા પામી પરીતાપ: કહે કૃષ્ણને કા-
મીની તેહ, વિના વાંકે કરી પ્રસ દેહ. ૩૮ માટે અનુગ્રહ કરો
આધાર, જુઓ વિચારી જગદાધાર; ત્યારે વિષ્ણું કે સ્હાય
કરીશ, પ્રસ થઇશ ત્યાં તુને વરીશ. ૩૯ તારા વિના ન કર-
વું ભોજંન, એવું આપ્યું હરીએ વચંન; પછી વ્રંદાએ લી-
ધું તે શાશ, બળી મુઇ જોતાં જુગદીશ. ૪૦ થઇ તુળસી
તેતોજ નાર, ત્યારે પાશાણ થયા મોરાર; શાલીગ્રામ રૂપે
ધનસ્યામ, વર્યા વ્રંદાને વિભુ તે ઠામ. ૪૧ કહે છે અર્જુનને
રૂશીરાય, કહ્યો ગુપ્ત તને મહીમાય: તેને સાંભળશે નરના-
ર, તેથી થાશે તેનો તો ઉદ્ધાર. ૪૨ પ્રભુમાં દોશ દેખશે જે-
હ, પડે નર્કના કુંડમાં તેહ; એવું કહીને બ્રહ્મ કુંવર, ગયા
નારદજી નિરધાર. ૪૩ પછી અર્જુને કીધો વિચાર, કહેવરા-
વ્યો સંદેશો તે ઠાર; કહ્યું સેવકને કહેજે એવું, આવ્યા અ-
ર્જુનને હરી બેઉ. ૪૪ ॥ વલણ ॥ સેવક ત્યાંથી સંચર્યો આ-
ણી મન ઉલ્લાસરે; દુર્ગો કહે તે આવીયો ચંદ્રહાસની પાસ
રેરે. ૪૫ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુર્ગાશંકર વિરચી-
તે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણિ વિષ્ણુંના વ્રંદાસત
હરણ કૃતાનામ ષડવિંશો અધ્યાયઃ ॥ ૨૬ ॥

કડવું ૨૭ મું.

॥ રાગ સામેરી ॥ વૈશંપાયન એણીપેર બોલ્યા સાંભ-
ળ ભુપકુમાર, વળતી કીકર કહેવા લાગ્યો ચંદ્રહાસને સાર.
૧ અહો ભુપતી વચંન સાંભળો હું કહું તે સાક્ષાત, તમારે

પાહર આવ્યાછે અરજુન ને જગતાત. ૨ તે તમને મળવા તેડેછે ચાલોને ભુપાળ: એવું સાંભળી તત્ક્ષણ ઉઠયો કુલીંદ કેરો બાળ. ૩ પુજાપો વિધ વિધનો લીધો મણી મોતીના હાર, તેમ ઘણું સુવર્ણ રાખીયું ભેટ મુકવા સાર. ૪ ગાગતે ગાજતે આવી તેણે કીધો ત્યાં પરણામ; વળતી બેઉની પુજા કીધી ભેટ મુકી તે ઠામ. ૫ ત્યાર પછી તેડીને ચાલ્યો ચંદ્રહાસ બળવાન, ઘેર લાવી ભોજન કરાવ્યું સર્વેને તે સ્થાન. ૬ કરજોડી પછી કહેવા લાગ્યો હરીને નૃપનો બાળ આજ તમે મુને પાવન કીધો દયા કરી દયાળ. ૭ એવું સાંભળી ઇશ્વર કહે ભાઇ તુજ ભક્તિને ધન્ય, તારા જેવો ત્રણ લોકમાં નથી બીજો કોઇ અન્ય. ૮ વળતી પુત્રને ગાદી સોંપી ચંદ્રહાસે તે ઠાર, ત્યાર પછી સેન્યા લેઇને સાથે થયો તૈયાર. ૯ શ્યામ કરણને છોડયો ત્યાંથી સુણ જન્મેજયરાય, તેની પુઠે અર્જુન સુદ્ધાં સર્વે યોદ્ધા પળાય. ૧૦ તેવો તે હય બધે ફરે પણ બાંધે નહી કોઇ રાય, સામા આવી સવ્યસાચીને લાગે સરવે પાય. ૧૧ એવી રીતે વાજી ફરીયો નવે ખંડ સૌ દેશ, મોટાં મોટાં વન્ન સરીતા ઓલંગ્યાં અશેષ. ૧૨ ત્યાર પછી હય સિંધુમાં થઇ પરવરીઓ પાતાળ, તે વેળા અરજુનને પ્રગટી ચીંત્યા તો વિશાળ. ૧૩ ત્યારે ત્રીકમ કહેવા લાગ્યા પારથને તે ઠાર, આ ઠેકાણે ઉભી રાખો સેનાને નિરધાર. ૧૪ પાંચ પુરૂષ મ્હાબળીઆ તેને સાથે લેઇએ રાય, વળતી પાતાળે પરવરીએ આપણ આ વેળાય. ૧૫ હંસધ્વજ મોરૂધ્વજ રાજા ચંદ્રહાસ રાજંન, તેવો બભ્રૂવાહનને વળી કરણ કેરો તંન. ૧૬ એતો સરવે અતીરથી છે કોઇથી નવ જીતાય; તે માટે સંગાથે લેવા એમ કહ્યું જદુરાય. ૧૭

ત્યારે વિજયે સેના સોંપી મેઘવરણને સાર વળતી પાણી ઉતરીઆ સાતે જણ નીરધાર. ૧૭ સિંધુ મારગે થઇને આવ્યા પાતાળે તતકાર, તે ઠેકાણે વિપ્ર દીઠા એક તેજસ્વી વીશાળ. ૧૯ તેણે શીર ઉપર મુકયું છે વડનું પાંદડું સાર, પણ કુટી વિના બેઠા છે તપ કરવા તે ઠાર. ૨૦ એવું દેખી હરીને પુછી અરજુને એક વાત, અરે પ્રભુ આ મુનીવર કેરૂ કામ જુઓ સાક્ષાત. ૨૧ રહેવાનો આશ્રમ નથી બાંધ્યો નથી કોઇ માણસ પાસ; વિકળ પુરૂષની પેઠે મુકયું માથે પત્ર પ્રકાશ. ૨૨ ત્યારે કૃષ્ણ કહે કીરટી નથી ગાંડા મુનીરાજ, એમનાં દર્શન કરવા માટે ચાલો જઇએ આજ. ૨૩ એમ કહીને આવ્યા ત્યાંતો અરજુનને જગતાત, વળતી મુનિને પાયે લાગ્યા પ્રેમ થકી સાક્ષાત. ૨૪ ત્યારે વિપ્રે હરીને દેખી કીધો નમસ્કાર, ભાવ કરી ઉઠીને મળીઆ વરત્યો જયજયકાર. ૨૫ તે સમે કરજોડી કહે છે કુંતા કેરો તંન, અહો વિપ્ર કેમ પત્ર ધર્યું છે શીર ઉપર પાવંન. ૨૬ એવું સાંભળી બગદાલભ્ય તો બોલ્યા તેણે ઠાર, થોડું જીવ્યા માટે ભાઇ નથી બાંધ્યું ઘરબાર. ૨૮ ત્યારે અરજુન કહેવા લાગ્યો મુનીવરને નીરવાણ, તમારા આયુષ્ય તણું તો કેટલું છે પ્રમાણ. ૨૮ એટલે હાસ્ય કરીને બોલ્યા મુનીવર તેણે ઠાર, અરજુનને સંભળાવા લાગ્યા આયુષ્યનો વીસ્તાર. ૨૯ ચૌદ ઇંદ્રનો નાશ થયે એક મનુનો કાળજ થાય, એવા ચૌદ મનુ ઉપજ્યે દિન બ્રહ્માનો કહેવાય. ૩૦ તેવા સત સંવત્સર જીવી બ્રહ્મા પામે નાશ, તે વેળાએ એક રૂંવાડું તોડું છું પ્રકાશ. ૩૧ એવાં સાડા ત્રણ કોટી છે રોમ દેહમાં રાય, તેટલા બ્રહ્મા નાશ થએ મુજ દેહનિ હાની થાય. ૩૨ એ પ્રમાણે થો-

હું આયુષ્ય મારૂં તો નિરધાર, તે માટે આશ્રમ નથી બાંધ્યો તજ્યો વળી સંસાર. ૩૩ સર્વકાળ સંસાર વિશેનો શોકને મોહ પમાય, કામ ક્રોધને ગર્વ નડે ત્યમ ભક્તિ જ્ઞાન તજાય. ૩૪ લેણ દેણથી આવી મળે સઉ પુત્ર અને પરીવાર, તેનું પુરૂ કરવા માટે વધે લોભ અપાર. ૩૫ તે પાપે ફરી દેહ ઉપજે તેમાં પ્રગટે રોગ; દળદરને દુર બુદ્ધી આવે રૂચે નહી કાંઇ ભોગ. ૩૬ એવું સાંભળી સગ્ય સાચીનો સ્તબ્ધ થયો તે ઠાર, અંતરમાંહિ જાણ્યો પોતે જુઠો સૌ વહેવાર. ૩૭ ત્યાર પછી બ્રાહ્મણને કહે છે કુંતા કેરો તંન, કોયા કર્મથી કીયો થાય છે વ્યાધી તો ઉત્પંન. ૩૮ તે સઘળું વીસ્તારી કહોને મુજને આણીવાર, જેથી પુન્યમાં પ્રીતી થાયે પાપ ન થાય લગાર. ૩૯ ॥ વલણ ॥ એવું સુણીને બોલીયા રાજી થઇ ઋષીરાયરે, દુર્ગા કહે તેતો કહે કર્મ તણો મહીમાયરેરેરે. ૪૦ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી બગદાલભ્ય અરજુન સંવાદે નામ સપ્તવિંશો અધ્યાયઃ ॥ ૨૭ ॥

કડવું ૨૮ મું.

॥ રાગ મારૂ ॥ મુની કહે સુણ કુંતા કુમાર, કહુ કર્મનો તુંને પ્રકાર; સુણી ઉપજે જે થકી ત્રાસ, થાય સંસાર દેખી ઉદાસ. ૧ મદ્યપાન કરે જંન જેહ, દંત રોગી થશે વળી તેહ; અભક્ષા ભક્ષ જે પ્રાણી કરે, ગુલ્મ વાયુને રોગે તે મરે. ૨ ઉષ્ઠર મુખે જમે પીયે પાણી, તેને કમી નડે નિરવાણી; બિલાડીનું ખાધેલુ જે ખાય, તેના મુખની વાસ ગંધાય. ૩ ભક્તિ ભેદ કરે જન જેહ, વિના કારણથી તેડે સ્નેહ; કરે કંકાસ જમતાં અજોગ, તેને થાશે અજીરણ રોગ. ૪ અતીથી

આવેલો પાછો ફરે, મંદાગ્નિ વાયુ તેને વિસ્તરે; વિખ ખવરાવીને રાજી થાય, તેતો વાન્તિને રોગે પીડાય. ૫ વાટ પાડી લુટે નરનાર, થાય પાંગળો તે નિરધાર; મિથ્યા વહનારા જેટલા જંન, કફ રોગી થશે ક્ષીણ તંન. ૬ દ્વેશ રાખીને દીલમાં દુભાય, તેની નિરબળ રહે નત્ય કાય; પરીતાપ તણું રચે મુળ, મંદ મંદ આવે તેને શુળ. ૭ અગ્નિ મૂકી બાળે ઘરબાર, તેને રોગ થશે અતિસાર; ધર્મશાળાને દેવ સદંન, મુત્ર વિષ્ટા કરે તેમાં જંન. ૮ બંધ કોષ્ટ પડે તેને સાર, દુઃખ પામે તે પ્રાણી અપાર; ગર્ભપાત કરે નારી જેહ, રેહેશે વાંઝણી જક્તામાં તેહ. ૯ મદ્ય બાળ ગુરૂ પહેલું ખાય, તેને ચુંક તણો વ્યાધી થાય; દેવ મંદિરનું કડ સ્થાન, તેને આળ ચડે છે નિદાન. ૧૦ પક્ષપાત કરે જન જેહ, મારામારી કરે ભંગ દેહ; ત્યાગી થઇ ભોગવે અબળાય, તેને પક્ષાત વાયુ તો થાય. ૧૧ એક દ્રષ્ટીએ જુવે જે ઘણું, એક લોચન જશે તે તણું; ચોરે પુસ્તક બોલે અન્યાય, જન્મ અંધ પ્રાણી તેતો થાય. ૧૨ દેવ બ્રાહ્મણનું ખાય ધન, તેનું પત્યથી પીડાય તંન; ત્રાંબુ ચોર્યાથી રક્ત વિકાર, પાંડુ રોગી કાંસુ હણનાર. ૧૩ સોનું ચોરે તે કુબડો થાય રૂપું ચોર્યાથી કોઢીલી કાય; ઘત તેલ ચોરે નરનાર, તેના સાંધા રહે નીરધાર. ૧૪ અંન વસ્ત્ર ચોરે મતિ પાપ, થાય દરિદ્રી તેતોજ આપ; શસ્ત્રનો ચોર કાયર હોય, શીળી ચાઠાં પડે દેહમાંય. ૧૫ જુઠી સાક્ષી પુરી લાંચ ખાય, તેતો બોબડો રહે દુષ્ટ કાય; માતાની સાથે કરે ગમંન, થાય વ્યંઢળ તેનું તો તંન. ૧૬ ગુરૂપત્નિનો જે કરે સંગ, મુત્રકૃચ્છ થશે તેને અંગ; કન્યા કુંવારી હશેજ તેહ, તેને ભોગવશે પાપી જેહ. ૧૭ રક્તપિત્ત

થશે તેની કાય, તેમાં જીવ પડી ફોલી ખાય; ભગિની જોડે ભોગવે ભોગ, તેને તો થશે ક્ષયનો રોગ. ૧૮ ભ્રાત પત્નિ સંગાથે જે રમે, તેને રક્ત પીત રોગ દમે; મિત્ર પત્નિને ભોગવે નર, તેનું વારે વારે ભાગે ઘર. ૧૯ ગોત્ર ગમની અતી પાપી થાશે, હર્ષ રોગથી તેતો પીડાશે; વિધવા તણો કરે વિહાર તેને વિસ્ફોટક થશે સાર. ૨૦ પુત્ર પત્નિનું પાપ અપાર તેથી મુળ થશે નિરધાર; પતિવ્રતાને ભોગવે જેહ, તેને થાય છે દુષ્ટ પ્રમેહ. ૨૧ પશુ સંગાથે આચરે કામ, રહે મુરખો તે અશ્રીરામ; પાખંડી થઇને જે પુંજાય, તેને રોગ જળંધર થાય. ૨૨ રાખે વિસ્વાસ તેને જે વાય, તેની થાશે કઠો દર કાય; સમ ખાઇને બોલે અસત્ય, તેની તો થાશે વીકળ મત્ય. ૨૩ રહ્યું પ્રાશ્ચીતમાં ઘણું દુઃખ, પુન્ય દાનથી પમાય સુખ; વારે વારે અવતરવું ને મરવું, લક્ષચોરાશી કુંડમાં ફરવું. ૨૪ જ્યારે સંસાર સરવે તજાય, આશા તૃષ્ણાને લોભ હણાય; થાય જીવને શીવનું જ્ઞાન, ત્યારે મુક્તિ આપે ભગવાન. ૨૫ માટે પાંડુ રાજાના કુમાર, મુકયું પાંદડું માંથે મેં સાર; એવાં સુણી મુનીનાં વચંન, પામ્યો વિસ્મય તો અરજુન. ૨૬ માન્યો કાળ તણો ભયભારી, મટયો ગર્વને તૃષ્ણા નીવારી; લાગ્યો બ્રાહ્મણને પછી પાય, જાણી ઇશ્વર જેવા તદાય. ૨૭ પછી મુનીએ આશીશ દીધી, દેવકી સુતની પુજા કીધી; ત્યાંથી ચાલ્યા પછી નીરધાર, સવ્યસાચીને સરજનહાર. ૨૮ ફરી પાતાળ માંહી કેકાણ, પછી આવીયો પૃથ્વીમાં જાણ; નિકળ્યા સૌ બારણે ત્યારે, પાંચ મહારથી સુદ્ધાં તે વારે. ૨૯ આવ્યા ફોજ હતી તેણે ઠામ, કર્યો તે ઠેકાણે વિશ્રામ; ત્યાંથી અસ્વ ચાલ્યો નિરધાર, કુરૂપુરીને મા-

રગે સાર. ૨૦ સૈન્ય સરવે પુઠે પળાવું, એટલે હસ્તીના પુ-
ર આવ્યું; ગયા આગળ શ્રી જુગદીશ, મળ્યા ધર્મને પુરણ
ઇશ. ૨૧ કહી ખબર તો તેણીવાર, આવ્યા અરજુનજી ની-
રધાર; સુણ્યો સંદેશો એવો જે વારે, આવ્યા ભુપતિ ભાગો-
ળે ત્યારે. ૨૨ સામા સામી મળ્યા બેઉ ભ્રાત, પછી સૌને મ-
ળ્યા નૃપ નાથ; વાજતે ગાજતે તેણીવાર, આવ્યા નગ્રમાં લે-
ઇ તોખાર. ૨૩ પછી દીક્ષા યુધિષ્ઠીરે લીધી, સર્વે વિપ્રની
પુજાતો કીધી; આપે આહુતી કુંડની માંય, વેદ મંત્ર ભણે
વિપ્ર ત્યાંય. ૨૪ આવ્યા તેત્રીસ કોટી ત્યાં દેવ, સીદ્ધાચારણ
કિન્નર એવ; થયા ભુપતી ભેગા તમામ, હૈયે હૈયું દળાય તે
ઠામ. ૨૫ પુર્ણાહુતી સમો થયો જ્યારે, અસ્વ વધેર્યો રાજાએ
ત્યારે; થયો દિવ્ય સ્વરૂપે કેકાણ, ગયો સ્વર્ગ વીશ નીરવા-
ણ. ૨૬ તેનો દેહ હતો વળી જેહ, હોમ્યો બ્રાહ્મણે યજ્ઞમાં
તેહ; પછી ભુપતીએ નિરધાર, આપી દક્ષણા વિપ્રને સાર.
૨૭ લખી શાસ્ત્ર વિષેનો જેટલી, આપી અવનીપતિએ તે-
ટલી; પછી કરવા અવભ્રથ સ્નાન, થયા તૈયાર સર્વે તે સ્થા-
ન. ૨૮ ધર્મ દ્રૌપદીને વાયુ તંન, સુભદ્રાની સાથે અરજુન;
રૂક્ષ્મણીને દ્વારીકાં નાથ; એવી રીતે ચાલ્યા સઉ સાથ. ૨૯
સામા સામી ઉડાડે ગુલાલ, છાંટે હળદરને દધિ ભાળ; વા-
ગે વાજીંત્ર ત્યાં નીરધાર, કરે વિપ્રતો વેદ ઉચ્ચાર. ૩૦ ॥ વ-
લણ ॥ એવી રીતે ચાલીઆ અવભ્રથ કરવા કાજરે; દુર્ગો
કહે તે સોભંતા જાણે સુરપતી રાજરેરેરે. ૩૧ ઇતી શ્રી પાંડવ
ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અ-
સ્વમેધ પર્વણી રૂષિણી કર્મ મહીમા કથનો નામ અષ્ટાવિસો
અધ્યાયઃ ॥ ૨૮ ॥

કડવું ૨૯ મું.

॥ રાગ મામેરી ॥ વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, વળતી સૌને તેડી ચાલ્યા યુધિષ્ઠિર નહાવાય. ૧ સરીતા ઉપર આવી કીધું સર્વે મળીને સ્નાન; ત્યાર પછી બ્રાહ્મણને આપ્યાં તે વેળાએ દાન. ૨ એવી રીતે અવભ્રુથ કરીને ભુપતી ચાલ્યા ત્યાંય, તે સમે યુધિષ્ટીરને તો ગર્વ થયો મનમાંય. ૩ એટલામાં એક નોળવો આવ્યો ઉભો તેણે ઠાર; તેતો અરધો સોનાનો છે સોભાનો નહીં પાર. ૪ તેને દેખી ધર્મે પુછયું ધીરજ રાખી મંન, અરે ભાઈ શી રીતે થયું હેમ તણું તુજ તંન. ૫ ત્યારે નોળવો કહેવા લાગ્યો હરી ઈચ્છાથી તેહ, વિપ્ર તણું એઠું અડકયાથી બનીઓ આવો દેહ. ૬ એવું સાંભળી ધર્મ બોલીયા ખરેખરી કેહે વાત, કીયા વિપ્રનું એઠું અડકયું તેતો કહે સાક્ષાત. ૭ ત્યારે નોળવો કહેવા લાગ્યો અદભુત એ વિલાસ, કામ્યક વનમાં રહું છું હુંતો પૈલ રૂષીની પાસ. ૮ શીલોંછ વૃત્તી તે તો પાળે ભજતા શ્રી ભગવાન, તેને ઘેર એક સંત પધાર્યા ઈસ્વર રૂપ નિદાન. ૯ તેમને દેખી પૈલ મુનીએ કીધો નમસ્કાર, ત્યાર પછી જમવા ઉઠાડયા પ્રેમ થકી નીરધાર. ૧૦ ત્રણ માણસ તે મુનીને ઘેર છે તેટલું રાંધ્યું અંન, એ સઘળું સ તે આરોગ્યું પછી સંતોષ્યા મંન. ૧૧ મુનીવરના ઘરનાં માણુસે કીધો ત્યાં ઉપવાસ, તદપી કંઇ ઉદવેગ ન પામ્યાં અંતરમાં ઉલ્લાસ. ૧૨ તેવારે બ્રાહ્મણે ઢોળ્યું એઠું બારણે સાર, તે તો મારા ઉપર પડીયું નીશ્ચે ધર્મ કુમાર. ૧૩ જેટલા વપુમાં એઠું અડકયું થયો તેટલો રાય, બાકીનો અધુરો રહ્યો સત્ય કહો એ ન્યાય. ૧૪ મેં જાણ્યું યુધિષ્ઠીર કેરા પુ-

ન્ય તણો નહીં પાર, તે માટે ત્યાં જઇને આળોટ્યું યજ્ઞ વિષે નીરધાર. ૧૫ એવું સમજી આળોટયો હું યજ્ઞ વિષે રાજંન, તો પણ તેવો દેહ થયો નહીં હેમનું આખું તંન. ૧૬ માટે વિપ્ર તણા એંઠાથી યજ્ઞ તમારો જેહ, તેતો તુચ્છ ધણો રાજાજી તેમાં નહીં સંદેહ. ૧૭ એવું સાંભળી યુધિષ્ઠિરનો ગર્વ મટયો તે કાળ, અંતરમાં અતિ વિસ્મય પામ્યા પાંડુ નૃપના બાળ. ૧૮ વળતી પેલો નોળવો ત્યાંથી પામ્યો અંતર્ધ્યાન, ત્યાર પછી મુકામે આવ્યા કુંતાના સતાન. ૧૯ તે ઠેકાણે યુધિષ્ઠિરે વહેંચ્યો શુભ શીરપાવ, જેવું જેને જોઇએ તેવું આપ્યું આણી ભાવ. ૨૦ બ્રાહ્મણને પણ ઘટે તેટલું દ્રવ્ય આપ્યું સાક્ષાત, એવી રીતે યજ્ઞ કરીને ભુપ થયા રળીઆત. ૨૧ ॥ વલણ ॥ યજ્ઞ કથા પુરી થઇ પોહોંચ્યા મનના કોડરે; શ્રોતા સઉ ભાવે વદો જય જય શ્રી રણછોડરેરેરે. ૨૨ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અસ્વમેધ પર્વણી ધર્મસ્ય ગર્વ ભંગો નામ એકોનત્રીસો અધ્યાય. ૨૯

કડવું ૩૦ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; યજ્ઞ કર્યા પછી તેણે ઠાર, રાજ્ય ભોગવે ધર્મ કુમાર. ૧ એ ટાામાં ત્યાં બે વિપ્રના બાળ, આવ્યા વઢતા વઢતા તેણે કાળ; તેને યુધિષ્ઠિરે પુછી વાત, કેમ વઢો છો વિપ્ર સાક્ષાત. ૨ સુણી બોલ્યો ત્યાં બ્રાહ્મણ એક, જેનો સત્ય વિષે આગ્રહ ટેક; અહો ભુપતી સાંભળો વાણ, કહું હકીકત હું પ્રમાણ. ૩ મારૂં ખેતર સુંદર જેહ, સોંપ્યું આવા આ વિપ્રને તેહ; તેમાંથી જડયો છે એને માલ, મહેરો ભ-

રેલો ચરૂ વિશાળ. ૪ તેને નાંખી ગયો મારે ધામ. કર્યું અણ ઘટતું એવું કામ; મારા ભાગ્યનું હોય જે ધંન, તોનો મુજને જડે રાજંન. ૫ એની પાસેથી મારેજ સાર, દાણ લેવા તણો અધિકાર; માટે અરજી સુણીને ભુપાળ, સંધરાવો આ જડેલો માલ. ૬ એવું સાંભળ્યું વાક્ય જે વારે, પ્રતિવાદી બોલ્યો વિપ્ર ત્યારે; અરે રાજાજી કરો વિચાર, મુને માલ જડયો એહ સાર. ૭ પણ ખેતર એનું કહેવાય, માટે મારાથી કેમ રખાય; એના વૃદ્ધોનું દાટેલું ધંન, નિશ્ચે નીકળ્યું એહ રાજંન. ૮ એનો અધીકારી છે એ આપ, મુને વાવરતાં બેસે પાપ; પાકે ખેતરમાં જે રસાળ, તેનો માલીક હું તો ભુપાળ. ૯ ફાવે તે કરો ધર્મ કુમાર, તોય દ્રવ્ય એ નથી લેનાર; એવું સુણી યુધિષ્ઠિરે ત્યાંય પુછયું કૃષ્ણને સભાની માંય. ૧૦ અહો જક્તપતી જદુરાય, આનો ન્યાય તો શી રીતે થાય; દ્રવ્ય સોંપવું એ કોને આજ, તેનો ઉત્તર કહો મહારાજ. ૧૧ કર્યો તે સમે કૃષ્ણે વિચાર, હાલ દ્વાપરયુગ છે સાર; કળી બેસવા કરો પ્રકાશ, હજુ બાકી રહ્યો એક માસ. ૧૨ એવું સમજીને દેવાધી દેવ, કહે ધર્મનેતો તતખેવ; નાંખો આ સમે મુદત રાય, ત્રીસ દહાડા પછી થશે ન્યાય. ૧૩ રાખો ત્યાં સુધી કબજે ધંન, હાલ કાઢી મુકો વિપ્ર તંન; એવું સુણીને પાંડુ કુમારે, કર્યો વાયદો વિપ્રને ત્યારે. ૧૪ એક માસ પછી દ્વીજ દેવ, પાછા આવજો અહીં તતખેવ; થશે તે દહાડે તમારો ન્યાય, એમ કહીને આપી રજાય. ૧૫ ગયા બ્રાહ્મણ તો પછી ઘેર, ખાન પાન કરે ખુશી ભેર; વીત્યો એવામાં માસ તે ઠાર, બેઠો કળીયુગ નીરધાર. ૧૬ ત્યારે ખેતરવાળો જે વિપ્ર તેણે વિચાર્યું મનમાં ક્ષીપ્ર;

જાણી જોઈ હું મુરખો થયો, દ્રવ્ય આવેલું સોંપવા ગયો
૧૭ માટે કચેરીમાં વહેલો જાવું, ભુપતિને કહી ધન લાવું;
એવામાં બીજે વિપ્રે તે ઠાર, કર્યો અંતરમાંહી વિચાર.
૧૮ અહો કેવો હું ભોળીઓ જંન, જડેલું ગયો આપવા
ધંન; હવે ધર્મને સમજાવી પેર, દ્રવ્ય લાવું બધું મારે ઘેર.
૧૯ એવો વીચાર કરીને મંન, ચાલ્યો ઉતાવળો દ્વીજ તં-
ન; તેણે સમે ખેતરનો પતી, મળ્યો મારગમાં મહામતી.
૨૦ બેઉ ભેગા થઇ પછી ત્યાંય, આવ્યા રાજ સભા કેરી
માંય; યુધિષ્ટિરને દેઇ આશીશ, કહેવા લાગ્યા પછી તેણે
દીશ. ૨૧ ખેતરવાળો કહે મારોછે માલ, માટે આપો મુને
મહીપાળ; ત્યારે ખેડુત બ્રાહ્મણ જેહ, કહેવા લાગ્યો રાજા
નેજ તેહ. ૨૨ દ્રવ્ય જડેલું છે તે તમામ, આપો ભુપ મુને
આણે ઠામ; એવી બે જણની સુણી વાણ, કર્યો ન્યાય પ્રભુ-
એ પ્રમાણ. ૨૩ અરધું અરધું વેહેંચીને તે ઠાર, દ્રવ્ય આ-
પ્યું બ્રાહ્મણને સાર; પછી આજ્ઞા માગી જગતાત, આવ્યા
દ્વારકાં વિશે સાક્ષાત. ૨૪ રાજ્ય કરેછે ધર્મ ભુપાળ, સુખ
સર્વેને ત્યાંતો વિશાળ, માગ્યો વરસે છે મેઘ તે ઠાર, દુધ ગા-
યો કરેછે અપાર. ૨૫ રોગ દળદરને ચોર જેહ, નડે, નહી
કોઇનેજ તેહ; સર્વકાળે ફળે તરૂ સાર, તેમ પાપ ન થાય લ-
ગાર. ૨૬ ॥ વલણ ॥ એવી રીતે પૃથ્વીમાં સુખ પામે પ્ર-
જાયરે, દુર્ગો કહે પછી ધર્મનો વ્યાસની પાસે જાયરેરેરે.
૨૭ ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચિતે મ-
હાભારથાંતર ગત અસ્વમેધ પર્વણી ધર્મ સભામાં વિપ્રયો;
કૃષ્ણેન ન્યાય કૃતો નામ ત્રીસો અધ્યાય. ૩૦

અસ્વમેધ પર્વ સમાપ્ત.

# વ્યાસાશ્રમ પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ ॥ અથ વ્યાસાશ્રમપર્વ પ્રારભ્યતે ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય, વીસ્તારી સંભળાવું હાવે વ્યાસ પર્વ મહીમાય. ૧ દ્વારામતીમાં આવ્યા જ્યારે કેશવ દીન્નદયાળ; ત્યાર પછી ધર્મરાયને ઉપજ્યો ખેદ વીશાળ. ૨ રાજ્યભોગ રૂચે નહીં સઘળા ચીત્રફ ખાવા ધાય; તેવી રીતે અન્ન ન ભાવે આવે નહીં નીદ્રાય. ૩ તે માટે તૈયાર થઇને ધર્મ ભુપતિ જેહ; વ્યાસ મુનીને આશ્રમ આવ્યા હણવા મન સંદેહ. ૪ તેને દેખી દ્વૈપાયને દીધું આદરમાન; વળતી નૃપને પુછવા લાગ્યા પારાશર સંતાન. ૫ અરે ધર્મ કયમ ઉદાશી છો અંતરમાં અપાર; વળી એકલા શા કારણ આવ્યા તેતો કહો નીરધાર. ૬ તે સમે યુધીષ્ટીર બોલ્યા સાંભળો રૂશીના તન્ન; રાજ્ય મળ્યું પણ સુખ ન આવે શોકાતુર રહે મન્ન. ૭ તેનું કારણ તપાશીને કહોને વીપ્ર કુંમાર; જેથી મારા મનની થાએ શાંતી આણીવાર. ૮ ત્યારે હાસ્ય કરીને બોલ્યા વ્યાસમુની તે ઠામ, અહો ભુપતિ એ સર્વે છે કળીયુગ કેરૂં કામ. ૯ જો તુજને સંભળાવું હાવે કૃત્ય એનાં નીરધાર, જેણે કરીને દુઃખ પામે છે દૈવી જીવ અપાર. ૧૦ જયમ જયમ એતો મોટો થાશેતો ત્યમ ત્યમ વધશે પાપ; વેદ ધર્મને કોઈ નહીં માને કલ્પીત મત પ્રતાપ. ૧૧ દાન પુન્યને યજ્ઞ યાગ વ્રત દ્વિજ ગુરૂની સેવાય; તે ઉપરથી શ્રદ્ધા જાશે વધશે બહુ ત્રષ્ણાય. ૧૨ જુઠથકી જય લાભ પામશે સાચો ખાશે માર; પાપીએ ઘેર પૈસો

તેમજ હાતા દુર્બળ સાર. ૧૩ પીતા પુત્રમાં વેર ઘણું વળી વધશે સ્ત્રી ભરથાર; તેત્રી રીતે ઉંચા કુળથી નાશ થાશે આ-ચાર. ૧૪ પૃથ્વી રસકસ ચોરી લેશે ઘટશે સૌમાં સ્વાદ જ-ડ પંડીતનાં છીદ્ર ખોળશે કરશે મીથ્યાવાદ. ૧૫ ચોરી ચા-ડી હિંસા નીંદા કૃપણ પણું અભીમાન; તેને કરતાં ભય ન-હીં આણે નરનારી નીદાન. ૧૬ પંકતી ભેદને લોભ રાખશે પીશે અણુગળ નીર; દારૂ માટી ખાશે ભાવે અજ્ઞાની અધી-ર ૧૭ રસ્તે જાતાં લુંટી લેશે પ્રજાળસે ઘર ગામ; ગૌ બ્રા-હ્મણને ગાળો ભાંડે હણસે તેનો ઠામ. ૧૮ પાખંડીને પાયે નમસે રંકને દેસે આંચ; વળી કોઈ રીતે ભય દેખાડી લેશે નીશ્ચે લાંચ. ૧૯ દેવાલયને અન્નછત્ર શુભ વ્રત્તી શાશન જે-હ; તેનું તો ઉછેદન કરસે તેમાં નહીં સંદેહ. ૨૦ ગર્જ વિ-ના શરણે આવ્યાનિ કરસે નહીં કોઇ સાય; તેમ ગુરૂને છેત-રી ભણસે સ્વારથની વિધાય. ૨૧ કટુ ભાશણને કન્યાય વિ-ક્રય કરસે પ્રાણી સર્વ; તેવું જુઠું આળ મુકસે દિલમાં આ-ણી ગર્વ. ૨૨ વિશ્વાસનું સર્વસ લુંટે જુઠા સોગન ખાય; પો-તે ખોટું કરે તેવી અન્યને દે અલાય. ૨૩ માતા પીતાને ગા-ળો દેસે પુજ્યનું કરે અપમાન; સાળાને કંસાર જમાડે બને-વીને ખડ ધાન. ૨૪ અંતરમાં અતિ વેમ રાખીને જસે દુષ્ટ-ને શર્ણ; દોરા ધાગા હાથે બાંધી ડાખલું સુણસે કર્ણ. ૨૫ જ્યેનમાર્ગીને મ્લેચ્છ ગરોડા તેને પુછસે જ્ઞાન; વળી તેની બાધાઓ લેસે પુત્ર થવા નીદાન. ૨૬ પશુ માટે ચરવા મુકેલી પૃથ્વી પડતર સાર; તેને ખેડી અન્ન વાવશે દયાતજી નિરધાર ૨૭ હરી કથાને ઉચ્છવ તેમાં ઉપજશે નહીં ભાવ; ભાંડ ભવૈયા ગુણકા તેને દેશે શુભ શીરપાવ. ૨૮ અનાથ

જીવનું મ્રત્યુ કરતાં ડરશે નહીં અજ્ઞાન; તેવી રીતે પ્રદ્ધ કેફી ને આપસે કન્યાદાન. ૨૯ ઝાઝું શું કહું ભુપતિ તુજને વર્ણવી આણે ઠાર; સ્વારથમાં ફાવે તે કરશે કળીયુગમાં નરનારે. ૩૦ ત્યારે વ્યાસ મુનીને કહે છે કરજોડીને ધર્મ; અહો મુનીવરવરણ તણાં કહો જુદાં જુદાં કર્મ, ૩૧ ॥ વલણ ॥ એવું સાંભળી બોલીયા વ્યાસમુની તે ઠારરે; દુર્ગો કહે તેતો કહે કળીનો વર્ણ વિચારરેરેરે. ॥ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત વ્યાસાશ્રમ પર્વણી વ્યાસ સમીપે ધર્મ આગતો નામ પ્રથમો અધ્યાય.

કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાય વચંન, સુણો સતવાહિ નૃપ તન્ન; પછી વ્યાસ મુની તેણે ઠાર, કે'છે વર્ણનો સર્વ પ્રકાર. ૧ કળિયુગના બ્રાહ્મણ જેહ. થશે કુશકાથી સોંઘા તેહ; નહીં લાગે તેનો વળી શ્રાપ, જેવો ડંશ કરે બોખો સાપ. ૨ સ્નાન સંધ્યા મુકી નીરધાર, કરશે વિપ્ર તો નીંદ્યા અપાર કશિ કાશદુ વેપાર જેહ, રેહેવું દાશ થઇ વળી તેહ. ૩ તેને આચરશે અશ્રીરામ, ટેક તજી પોતાના તમામ, તેવી રીતે દેવી ભક્ત થઇ, ખાશે દારૂ માટી દીલ દેઇ. ૪ રેહેશે કૃષ્ણ કથાથી વિમુખ, અન્ન વસ્ત્રનું અત્યંત દુઃખ લેશે શુદ્રનું પ્રત્યક્ષ દાન, અતી અંતરમાં અભિમાન. ૫ નીચ વર્ણનું રાંધશે અન્ન, તેવું પુત્રી વેચી લેશે ધન્ન; વિના બોલાવે જમવા જાય, વિદ્ય વેલી શીખી રાજી થાય. ૬ એવા કળીના બ્રાહ્મણ સાર, હાવે ક્ષત્રીનો કહું પ્રકાર; રાજ પુત્રો ગરાશીયા જેહ, થશે મ્લેચ્છના કિંકર તેહ. ૭ યુદ્ધ વાત સુણી નાશી જાય, તેમ કેફ કરી ઝોકાં ખાય, મદ્યમાંસને સેવે અપાર,

લાવે ભીલ્લક્રી તની નાર. ૮ વળી બ્રહ્મધોએ આપેલું જે-
હ, તેને ખુંચી લેશે દેઈ છેહ; દ્વિજ ધેનું સતી સાધુ જંન
તેનું કરશે જાણીને હેલન્ન. ૯ પુજ્ય પાસે કરાવીને કામ
આપે અવસર આવેજ દામ; તેમ વૈશ્ય કળીયુગ કેરા, અતી
પાપીને વહેમી ઘણેરા. ૧૦ કુડાં કાટલાં રાખશે તેહ, મીઠું
મીઠું બોલી દેશે છેહ; કહેશે સ્વાર્થમાં જુઠું વચન, વળી
ઓળવે મુકેલું ધન્ન. ૧૧ તેવો દશાંશ ધર્મ વિભાગ, નહીં
વાવરે આણીને રાગ; વાવેક્ષેત્રમાં કસુંબી પાન, તેવું મી-
થ્યા રાખે અભીમાન. ૧૨ દ્રવ્ય ખુટતાં નિશ્ચય રાય, કરશે
જીવની હાથે હત્યાય; વ્યાજ આકરૂં લેશે અપાર, વ્રક્ષ કોમ-
ળાં કાપશે સાર. ૧૩ ક્રિયા શાસ્ત્રમાં કહિ જેટલી, નહીં કરે
વિધીએ તેટલી: તેમ પરણાવેલી કન્યા જેહ, ફરી પરણા-
વશે આણી સ્નેહ. ૧૪ તજી સુપાત્ર વિપ્ર નીદાન, દેશે વ-
ખાણે તેહને દાન; કલ્પીત ધર્મનો કરશે આશરો, મુકી મા-
રગ પુર્વનો ખરો. ૧૫ હવે શુદ્ર કળીના રાજન્ન, તેતો શી-
ખશે વેદ વચંન; ધરશે સંન્યાશીના જેવો વેશ, કરશે ગુરૂ
થઈ ઉપદેશ. ૧૬ સમદમ આદિ જે ક્રીયાય, વળી વિદ્યાને
સર્વ કળાય: તેમાં પ્રવિણ થાશે પ્રચુર, તેવું હૈયામાં રાખશે
શુર. ૧૭ ભક્તિ ભાવને શ્રદ્ધા આચાર, દાન પુન્યને તત્વ
વિચાર; તેને આચરશે શુદ્ર વર્ણ, કહે- વિપ્રનાં ખોટાં આ
ચર્ણ. ૧૮ એમ વર્ણાશ્રમની ક્રીયાય, થાશે ઉલટ પાલટ રાય
તેવી રીતે કળીમાં તમામ, બનશે આશ્ચર્યકારક કામ. ૧૯ રા-
જા લાંચવાને મ્લેચ્છ જાત પીડે પ્રજાને નીત્ય સાક્ષાત; ખં-
ડ વ્રષ્ટી કરે ઇંદ્રરાય, કંઈ પાકે ને કંઇ બળી જાય. ૨૦ કલ્પ-
વ્રક્ષ આદી તરૂ જેહ, વર્ષે વર્ષ ફળે નહીં તેહ; ગ્રામ દેવ જશે

સ્વર્ગમાંય, નાણાંચર્મનાં ચાલસે ત્યાંય. ૨૧ તેમ અકાળે મા-
ણસ મરે, પૃથ્વી ડોલેને નક્ષત્ર ખરે, દુધ દેશે નહીં પુર્વ ગા-
ય, નીર નવાણુમાંહી સુકાય. ૨૨ દેવ મેલા ફળે વહેલા સા-
ર, લાગે ઉંચાને અત્યંત વાર; વધે વર્ષમાં ગ્રહણ અતી ઘટે
સુખ દાતા સોમવતી. ૨૩ રોગ દુરભીક્ષ ને રંકતાય, તેથી
હમેશ પ્રાણી પીડાય; વર્ષ એકાદશ થાતાં સાર, ધરે ગર્ભતો
નાનેરી નાર. ૨૪ તેમ પંદર વર્ષે નરેશ, થશે પુરૂશના ઉજળા
કેશ; રાંધ્યું અન્ન વેચાસે રાજંન્ન, ભ્રષ્ટરેસે નિરંતર મન્ન
૨૫ ગુણ ઔશધિમાંથી પળાસે, વર્ણાવર્ણનો વિચાર જાસે ઘ-
ટસે તિર્થનો મહીમાય, સત્યવાદિ સદૈવ પીડાય. ૨૬ કાગ ક-
પુરનો હાર કરે, હંસ જેવાં પક્ષી ભુખે મરે; તેવી રીતે પંડિ-
તને દુઃખ, શેઠને સર્વ વાતનું સુખ. ૨૭ જેહ પ્રાણી પઇસા
દાર થાશે તેતો કુળવાન ડાહયો ગણાસે; ફળસે શુદ્રનું વ-
હેલું વચંન, ખાશે વ્રતમાં પ્રેત ભોજન્ન. ૨૮ વીંછી સર્પને
વિચીત્ર કાય, તેવી સાંપડે સ્ત્રીને પ્રજાય; વસા પાપના થાશે
અઢાર, ધર્મ ચણું રેસે એક સાર. ૨૯ તેતો સમુળો જ્યારે
ભાગસે ત્યારે અવતાર પ્રભુનો થાશે; કરશે દુષ્ટનો એહ સં-
હાર હરસે વેળામાંહી ભુમી ભાર. ૩૦ એવું સુણી યુધિષ્ટી-
ર ભુપ, કહે વ્યાસને વાકય અનુપ; આવા કળી વિશે મહા-
રાજ, કેમ રે'વાય મારાથી આજ. ૩૧ ત્યારે કે'વા લાગ્યા રૂષિ-
રાય, ગાળો હીમગીરી જઈ કાય; પુત્ર અભિમન્યુ કેરા જે-
હ, પરિક્ષીત પવીત્ર છે તેહ. ૩૨ તેને સોંપીને રાજ વહેવાર
જાઓ સ્વર્ગ વીશે નિરધાર; એવું વ્યાસનું સુણી વચંન,
ચાલ્યા ત્યાં થકી પાંડુના તંન. ૩૩ આવ્યા નગ્ર વિશે મહી-
પાળ, જેના ચિત્તમાં ખેદ વિશાળ; એવામાં શ્રી હરિએ વિ-

ારી, યાદવાસ્થાવળી કરવી ધારી. ૩૪ થયું પર્વ પુરૂં આણે
૨, માટે શ્રોતા બોલો હરી સાર. ૩૫ ॥ વલણ ॥ વૈકુંઠે
ાવા તણો વીભુ કરતા વિચારરે, દુર્ગા કહે શ્રોતા સુણો ક-
ં તેનો વિસ્તારરેરેરે. ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશં-
ર વીરચીતે મહાભારથાંતર ગત વ્યાસાશ્રમ પર્વણી ધર્મ
ય વ્યાસેન કળી મહીમા કથો નામ દ્વીતીઓ અધ્યાયઃ



# મુશળ પર્વ.

॥ શ્રી ગણેશાય નમઃ અથ મુશળ પર્વ પ્રારભ્યતે ॥ રાગ સામેરી ॥ ઢાળ. ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વિસ્તારી તુજને સંભળાવું મુશળ પર્વ કથાય. ૧ શ્રી કૃષ્ણે વિચાર્યું મનમાં દ્વારામતિમાં સાર; યાદવ મ્રત્યુ પામ્યા વિના નહીં ઉતરે ભુભાર. ૨ એવું સમજી હરીએ કીધિ દુરબુદ્ધિ ઉત્પંન્ન; એટલે સઉ ઉન્મત્ત થયા ત્યાં યુદુરાયના તંન. ૩ તેથી તે યાદવના છોકરા ભેગા થઇ નીરધાર, બ્રાહ્મણની મશ્કરી કરવાનો કીધો મંન વિચાર. ૪ સીંધુકાંઠે તપ કરવાને બેઠા છે ભુદેવ; અત્રીને અંગીરા તેમાં બ્રગુરૂશી સુર સેવ્ય. ૫ હરી ઇચ્છાથી યદુ પુત્રોએ તર્કટ કર્યું તે ઠામ; સાંબ કુંવરને સ્રીનાં લુગડાં પહેરાવ્યાં અભીરામ. ૬ વળતી ત્યાં જઇ પુછવા લાગ્યા બ્રાહ્મણને વચંન; આ નારીને શું અવતરશે તનયા કે વળી તન્ન. ૭ તે કાળે વિપ્રોએ જોયું ધ્યાન ધરી તે ઠાર; ત્યારે તો કુતુહળ દીઠું યાદવનું નીરધાર. ૮ એટલે ક્રોધ કરીને બોલ્યા બ્રગુરૂશી વચંનઃ અરે દુષ્ટ સાંભળજ્યો હવે કરૂ શીક્ષા બળવન્ન. ૯ એનાથી મુશળ અવતરશે આ વખતે પ્રકાશ; તેથી સર્વે યાદવકુળનો થશે ક્ષણુંમાં નાશ. ૧૯ એટલે બાળક નાઠા ત્યાંથી ભય પામીને મંન; ત્યાર પછી શણગાર ઉતાર્યો આવીને સહન્ન. ૧૧ તે વખતે ત્રતકાળ નિકળ્યું મુશળ મોટું એક; તેતો હેરણ જેવું જાડું વજ્ર સરીખું છેક. ૧૨ તેને લેઇ બાળક સૌ આવ્યા ઉગ્રસેનની પાસ; વળતી સરવે વાત કહી ત્યાં આણિને ઉ

ઉલ્લાસ. ૧૩ તેને સાંભળી ઉગ્રસેન તો આવ્યા પ્રભુને ઘેર, ત્યાર પછી વિસ્તારી કીધિ બાળકની સૌ પેર. ૧૪ તેને સાંભળી કૃષ્ણ બોલિયા સાંભળો સરવે બાળ, પ્રભાસમાં જઇએ મુશળને ઘશી નાંખો આ કાળ. ૧૫ તેનો સરવે ભુકો લેઇ ને નાંખજો સાગર માંય, તેથી વીઘ્ર થશે નહીં માઠું આપણુને વળી કયાંય. ૧૬ એવું સાંભળી ચાલ્યા ત્યાંથી યાદવના કુમાર, પ્રભાસમાં આવીને તેને ઘસવા લાગ્યા સાર. ૧૭ ઘસતાં ઘસતાં બાણ જેટલું બાકી રહ્યું જે વારે એટલે તેને નાંખી દીધું અબધીમાંહી ત્યારે. ૧૮ તેને એક માછલીએ ગળીયું ઇશ્વરની ઇચ્છાય તેનું કારણ એ છે એથી કરસે હરી લીલાય. ૧૯ જીણું થઇ પ્રથ્વીમાં પડીયું મુશળ તો ત્રળી તત્ર, તેની ઉગી પાન કારમી ફરશી જેવાં પત્ર. ૨૦ વળતી પેલા બાળક આવ્યા દ્વારામતિમાં રાય, ખાન પાન ખઇ રમત કરે છે આનંદમાં દીન જાય. ૨૧ એવામાં નારદજી આવ્યા વસુદેવ કેરી પાસ, ત્યારે ત્યાં કરજોડી નમીયા કૃષ્ણ પીતા પ્રકાશ. ૨૨ આસન આપી પુજા કીધી વળતી બોલ્યા વાણ; અહો મુનીવર કરૂણા કીધી મુજ ઉપર નીરવાણ. ૨૩ હાવે આપો જ્ઞાન મુજને જેથી પાપ પળાય, શ્રીમદ ભાગવત ધર્મ સુણાવો શ્રી હરીનો મહીમાય. ૨૪ એવું સાંભળી નારદ બોલ્યા સાંભળો ત્રીકમ તાત, ગુહ્યવાત સંભળાવું તમને અથઇતી સાક્ષાત. ૨૫ પુર્વે નવ યોગેશ્વર મુનીને જનકે પુછયું જ્ઞાન; તેમાં ભાગવત ધર્મ કહ્યા છે તે તો કહું નીદાન. ૨૬ એક દિવસના સમાયોગમાં જનક રાયને ઘેર, યોગેશ્વરે નવે જણ આવ્યા આણી મનમાં મેર. ૨૭ તે સરવેનાં નામ સુણાવું વીસ્તારી રાજન્ન, જે સુણવાથી પાપી જન પણ થા-

ય સદા પાવન્ન. ૨૮ પહેલો કવી બીજો હરી ત્રીજો અંત્રીક્ષ સાર, ચોથો તો પ્રબુદ્ધ કહાવે તત્વદર્શી નીરધાર. ૨૯ પાંચમો પીપલાયન પરમાંણો છઠો આવીર્હો, સાતમો દ્રુમીલ શ્રેષ્ટ ગુણી ત્યમ ચમસ આઠમો સોત્ર. ૩૦ નવમો તો કરભાજન કાવે બ્રહ્મનીષ્ટ બળવાન, એવી રીતે નામ એહનાં પ્રથક પ્રથક નીહાન. ૩૧ નારદ કે તે યોગીશ્વરની જનકે તેણીવાર પ્રેમ કરીને પુજા કીધી પાય નમ્યા નીરધાર. ૩૨ વળતી મીથીલાનો પતી બોલ્યા સાંભળોને મહારાજ, વશ્વતણી ઉત્પત્તિ સ્થીતી લયશ્રવણ કરાવો આજ. ૩૩ વળી ભગવંત સ્વરૂપ બતાવો રહે ધારણામાંય, ત્યમ કહો અષ્ટાંગને યોગકર્મ ભેદ સૌ ત્યાંય. ૩૪ ॥ વલણ ॥ એવી વાણી સાંભળી જનક તણી તે ઠારરે, દુર્ગો કે પછી બોલીયા યોગેશ્વર તે ઠારરેરેરે. ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત મુશળ પર્વણી વીપ્રશ્રાપાત મુશળનીર્ગતો નામ પ્રથમો અધ્યાયઃ ॥ ૧ ॥

### કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વચંન, સુણો સત્ય વાદી નૃપ તંન; કૃષ્ણ તાતને કહે મુનીદેવ, અતી પ્રેમ થકી તતખેવ. ૧ હવે જનકની સુણી વાણી, બોલ્યા કવી અતી પ્રીતી આણી; અહો ભુપતી સાંભળ વાત, જેથી થાય સદા સુખ શાત; મન કાયા વાચા આદી જેહ, કહી ઇંદ્રિયો સઘળી તેહ; તેણે કરી જે કર્મ કરાય, તેનાં અર્પવાં કૃષ્ણને રાય. ૩ તમ મત્છાદી સઉ અવતાર, તેનાં ગાવાં ચરીત્રજ સાર; વેમ તજીને સુણવાં કર્ણ, નવ રાખવું ખેઢું આચર્ણ. ૪ લાજ તજીને કીર્તન કરવું, તેવું મુર્તિ તણું ધ્યાન ધરવું; તે

થી પામેછે ચીત્ત વીરામ, થાય વિજ્ઞાન તો અભીરામ. ૫
પછી હરી યોગી બોલ્યા વાણ, સુણો ભુપ ચતુર સુજાણ;
કૃષ્ણ ભક્તમાં છે ત્રણ ભેદ, ઉત્તમ મધ્યમ કનીષ્ટ વેદ. ૬
કહું તેહનાં આચર્ણ સાર, અથ ઇતિ થકી નીરધાર; સર્વ પ્રા-
ણીમાં દેખે રમેશ, રમનાથમાં પ્રાણી અસેશ. ૭ સર્વ ભુતમાં
દ્રષ્ટિ સમાન, એહ ઉત્તમ ભક્ત નીદાન; હવે મધ્યમ ભક્ત
તો સાર, રાખે ભેદ બધામાં અપાર. ૮ સાધુ ઇશ્વર ને મુ-
ર્ખ ડાહ્યો, શત્રુ મિત્ર પોતાનો પરાયો; તેમાં મિત્રતાને દ્વે-
શ રાખે, કૃપા દ્રોહપણું તેથી દાખે. ૯ તેતો મધ્યમ ભક્ત કે
હેવાય, સમદર્શીથી કનીષ્ટ રાય; કેવળ મુર્તિને શેવે અપાર
તજી તત્વજ્ઞતાનો વિચાર. ૧૦ વીષ્ણું ભક્ત વીશે નથી
પ્રીતિ, એતો કનીષ્ટ ભક્તની રીતી; તેને મોક્ષ થતાં લાગે
વાર, એવું હરી યોગી બોલ્યા સાર. ૧૧ ત્યારે અંતરીક્ષ
ઓચર્યા વાણી, સુણો ભુપતી વાત પ્રમાણી; કહું પ્રલય ઉ-
દભવ સાર, જેથી વેમ મટે નીરધાર. ૧૨ પ્રભુ માયા થકીજ-
ક્ત થયું, તેવું તેને બળે સ્થીર રહ્યું; થાય તેનાથી અંતે સં-
હાર; તેને પ્રલય કહે વેદ ચાર. ૧૩ શત વર્ષ અનાવ્રષ્ટી થા-
ય, તપે આદીત્ય બાર કળાય, શેષ સહસ્ર મુખથી ત્યારે
જ્વાળા નીકળશે તેણીવારે. ૧૪ તેથી ત્રીલોકતો બળી જા-
ય, દેવ દાનવ માનવા રાય; પડે તે સમે મેઘની ધાર, હસ્તી
સુંઢ જેવી નીરધાર. ૧૫ તેથી જક્ત બધું બુડી જાશે, સર્વે
જીવ પ્રભુમાં સમાશે; તેણે સમે નારાયણ દેવ, નીંદ્રાવાન થશે
તતખેવ. ૧૬ તેમ ફરીથી દેવકી તંન, કરે માયાથી જક્ત રા-
જંન, ત્રણ ગુણથી લે ત્રણ રૂપ, બ્રહ્મા વિષ્ણુ ને શીવ અનુ-
પ. ૧૭ પછી વિશ્વમાં પેશીને સાર, કરે ઉત્પત્તિ સ્થિતી સં

હાર; કહયો પ્રલયનો એ પ્રકાર, જેવો પુછયોતો તેવોજ સા-
ર. ૧૮ તેમાં સંશય નથી જરાય, શ્રવણ કરવાથી પાપ પળા-
ય; હવે આવીરહોત્ર યોગીશ, બોલ્યા પ્રેમ આણી તેણે હિ-
શ. ૧૯ અહો ભુપતી સાંભળ વાત, કહું કર્મનો ભેદ સાક્ષા-
ત; કર્મ અકર્મ વિકર્મ સાર, એવા ભેદ તેમાં નીરધાર. ૨૦
તેને આચરે જક્ત તમામ, નીજ ઇચ્છા થકી અભીરામ પ-
ણ વેદ વિરૂદ્ધ જે કર્મ, એતો જાણવો નિશ્ચે અધર્મ,
૨૧ કહ્યું વેદના કરવાનું જેહ, કરવું નિષ્કામથી વળી એહ;
તેથી બાધકી પ્રાણી ન થાય, દેહ મુકતાં મોક્ષ પમાય. ૨૨ મ-
હાત્મા પુરૂશોતો હમેશ, રાખે રહદયમાંહી રમેશ; કરે માન-
સી તેની પુંજાય, જેથી કર્મ ફરી નવ થાય. ૨૩ ત્યારે ધુમીલ
બોલ્યા વચંન, સુણ મીથીલાપતી રાજંન; પ્રભુ અનંત છે
જગદિશ, જેનો પાર ન પામે વાગીશ. ૨૪ કોઇ ગર્વ ધરી
કહે પ્રાણી,ઇશનું રૂપ લીધું મેં જાણી; એતો કેવળ મુર્ખા
જંન, મિથ્યાવાદી ને અપુર્ણ મંન. ૨૫ એક વખતે કરણે રા-
જંન, ધરયું નરનારાયણ તંન; પછી બદ્રીવ વિષે એહ,
બેઠા તપ માટે આણી સ્નેહ. ૨૬ ત્યારે ઈંદ્રે વિચારીયું મ-
ન, લેશે આ સમે મારૂં આસંન; તેથી ગધર્વ અપ્છરા સા-
ર, મોકલ્યાં ત્યાં નીરધાર. ૨૭ તેણે કરયું ત્યાં ગાયન
અતી, તોયે ડગ્યા નહીં મહામતી; પછી પરમાત્માએ તેહે
ઠાર, નવી બનાવી ગંધર્વ નાર. ૨૮ મઘવાયે મોકલ્યાંતાં જે-
વાં થયાં તેપણ સઘળાં તેવાં; તેને દેખી સ્રિયોને ગંધર્વ,
મોહ પામીઆ આવેલાં સર્વ ૨૯ વળતી લીલા પ્રભુ તણી
લહી, સ્તુતી કીધી તેણે શુભ સહી; પછી ગયાં મુકામે તે રા-
ય, એવી વીચીત્ર પ્રભુ લીલાય ૩૦ એવું મીલે કહ્યું જે

વારે, બોલ્યા ચમસ હર્ષથી ત્યારે; સુણ જનક ક્ષત્રીય રાજ કહું વર્ણનો પ્રકાર આજ. ૩૧ પરભુ મુખ થકી નીરવાણ થયા બ્રાહ્મણ આદ્ય પ્રમાણ; તેમ બાહુથી ક્ષત્રી તમામ; વૈશ્ય જાંઘો થકી અભીરામ ૩૨ શુદ્ર ચર્ણથી થયા સાક્ષાત, અનુક્રમે ઉંચી નીચી જાત; ક્ષત્રી વૈશ્યને શુદ્રના સાર, બ્રાહ્મણ ગુરૂ જાણો નિરધાર. ૩૩ માટે બ્રાહ્મણથી રેહે વિમુખ, તેતો નર્કમાં પામશે દુઃખ, એવું સુણીને જનક ભુપ, બોલ્યા શ્રદ્ધાથી વાક્ય અનુપ. ૩૪ યુગ ચારની માંહ્ય યોગીશ, કેવે રૂપે પુજાય છે ઇશ, વળી વિપ્રાદી સર્વે પ્રજાય, કેવે રૂપે કરેછે સેવાય. ૩૫ એવો ઉપાસ્ય ઉપાસક ભેદ કહો કૃપા કરીને સુવેદ; ત્યારે કર ભાજન યોગી રાય, બોલ્યા અનાદી કેરા પ્રથાય. ૩૬ સત્યયુગમાં તો જગતાત, શુકલ વર્ણ ધરેછે સાક્ષાત; ભુજ ચારને ઉપવીત ધારી, ગ્રહે દંડ કમંડળ ભારી. ૩૭ પેહેરે વલકલ ને બ્રગચર્મ, પાળે પરમહંસ થઇ ધર્મ: તેના સેવક સર્વે જંન, દેવ ગંધર્વ આદી પાવંન. ૩૮ શાન્તી સમ દ્રષ્ટીપણે નિદાન, ધરે લોકો તે ઇશનું ધ્યાન, તેવા ત્રેતાની માંય નૃપેશ, થાય પ્રભુતો હીરણ્ય કેશ. ૩૯ શુદ્ધ સોના જેવું જેનું વર્ણ તેવાં વસ્રને રૂડું આચર્ણ; ભક્ત તેહના સંઘળાં જંન, વેદ ત્રયીથી કર્તા પુજન. ૪૦ યજ્ઞયાગ થકી નીરધાર, થતા પ્રસંન જગદાધાર; તેમ દ્વાપરમાં ઘનસ્યામ, સ્યામ વર્ણ ધરે અભીરામ. ૪૧ પીત વસ્ર ને તેજ અપાર, શોભે શ્રી વત્સલાંછન સાર; ત્યારે સેવક સઘળા પ્રાણી, પરીચર્યા કરે પ્રેમ આણી. ૪૨ ચડાવેછે ઘણા ઉપચાર, તેથી પ્રસન્ન થાય મોરાર; તેવી રીતે કળીયુગ માંહ્ય, વીભુ કૃષ્ણ વર્ણ ધરે ત્યાંય. ૪૩ ભુજ ચારને આયુદ્ધ ચાર, પીત વસ્ર

ઘણા અલંકાર; પ્રગટ વીશ્વમાં પુરણ રૂપ, કળા અસંખ્ય કૃતી અનુપ. ૪૪ થોડા સેવક તે કાળે જંન, કરે કીર્તન ભક્તિ પાવંન; તેથી ત્રિવિધી પાપ પળાય, રામ કૃષ્ણ કેહેતાં મોક્ષ થાય. ૪૫ એમ યોગેશ્વરે તેણે સ્થાન, કહ્યું જનક ભુપને જ્ઞાન; તેનું તેજ કહે મુનીરાજ, કહ્યું વસુદેવ તુને આજ. ૪૬ ॥ વલણ ॥ એવું કહી નારદ ગયા બ્રહ્મલોકની માંયરે; દુર્ગો કહે પછી આવીયા ઇંદ્રાદિક સુર ત્યાંયરેરેરે. ૪૭ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી નારદેણ વસુદેવ પ્રતી જ્ઞાન કથનો નામ દ્વીતીયો અધ્યાય. ॥ ૨ ॥

કડવું ૩ જું.

॥ રાગ મારૂ ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; ત્યાર પછી ત્યાં શું નીપજ્યું તેનો કહુ મહિમાય. ૧ પ્રભુની પાસે દેવ આવીને કહેવા લાગ્યા સાર; અહો ઇશ ચાલોને હાવે વૈકુંઠે નીરધાર. ૨ ધર્મ ભક્તિનું સ્થાપન થયું દુષ્ટો પામ્યા મર્ણ, ઉરવી કેરો ભાર ઉતર્યો વરત્યુ સુભઆચર્ણ. ૩ ગોકુળ મથુરાં દ્વારામતિમાં રહીને દીન દયાળ; ત્રણ્ય પ્રકારે લીલા કીધી જેમાં ભેદ વિશાળ. ૪ ત્યારે શ્રી હરી કેવા લાગ્યા સાંભળો સુર વચન; હજુ ભાર ઉતર્યો નથી પુરો પૃથ્વીનો બળવંન. ૫ જ્યાં સુધી જાદવ જીવે છે અતિ ગરવી જગમાંય; ત્યાં સુધી હું તો નહીં આવું પર્મધામ છે ત્યાંય. ૬ યદુ કુળનો સંહાર કરાવી આવીશું તત્કાળ; એવું કહીને બંધ રહ્યા ત્યાં વીસ્વ તણા પ્રતીપાળ. ૭ દેવ તદા સ્વર્ગે સંચરીયા પ્રભુને લાગી પાય; ત્યાર પછી ત્યાં કેવી કર્તા શ્રી હરીતો લીલાય. ૮ દ્વારામતિમાં થાવા લાગ્યા ઓચીં-

તા ઉત્પાત તેને દેખીને ત્રાસ પામીયા યાદવ સૌ સાક્ષાત. ૯
તે કાળે શ્રી કૃષ્ણ બોલીયા સાંભળો યાદવ તંન; વીપ્ર શ્રાપ
આપણને નડશે ભ્રગુ કેરૂં વચન. ૧૦ માટે જીવનું સાર્થક
કરીએ આ વખતે નિદાન; પુણ્ય ક્ષેત્ર પ્રભાસમાં જાવું છો-
ડીને આ સ્થાન. ૧૧ દીજ પુજનને હોમ યજ્ઞવ્રત ધ્યાન ભ-
જન તપ જેહ; તે સઘળું ત્યાં જઇને આચરીયે તેમાં નહી
સંદેહ. ૧૨ એમ કહી સરવેને તેડી અત્રીનાશી, અવનીશ પ્ર-
ભાસ પાટણ માંહી ચાલ્યા રથમાં બેસી ઇશ. ૧૩ એવામાં
ઉદ્ધવજી આવી લાગ્યા પ્રભુને પાય; અહો નાથ મુને તેડી જા-
ઓ સંગાથે યદુરાય. ૧૪ વીરહ તમારો નહી સેવાયે મારા-
થી ક્ષણ એક; નિમીશ માત્ર યુગ જેવી થાસે દારૂણ દુખમાં
છેક. ૧૫ એવું સાંભળી કૃષ્ણ બોલીયા ઉદ્ધવજીની સાથ;
સ્નેહ ધરીને કેવે લાગ્યા ઝાલી તેનો હાથ. ૧૬ અરે ભક્ત સાં-
ભળ મુજ વાણી આ વખતે નીરધાર; તારાથી છેટા નથી
હુંતો રહ્યો રહૃદયમાં સાર. ૧૭ સર્વ જગામાં મુજને દેખે ભે-
દ રહીત જે જે જંન; તેને માયા બાધ કરે નહીં વ્યથા ન પામે
મન્ન. ૧૮ તે વિશે અતિજ્ઞાન ભરેલો પુરવેનો ઇતિહાસ; વી-
સ્તારી સંભળાવું તુજને સાંભળને પ્રકાશ. ૧૯ કોઇ વખતે
યદુકુળનો ઘરડો યદુરાજા બળવાન; વન વીસે નીકળ્યા-
તા પોતે ફરવાને નીદાન. ૨૦ તે વખતે અવધુત દીઠા ત્યાં
અત્રી રૂશીના તંન; તેતો પુષ્ટ શરીરે સાજા તેજસ્વી પાવં-
ન. ૨૧ તેને દેખી પુછવા લાગ્યા યદુરાજા તે ઠાર; અહો યો-
ગી કેમ એકલા રહોછો આ વનમાં નીરધાર. ૨૨ વળી લુ-
ગડાં ને અન્ન વીના કેમ કાયાથી છો પુષ્ટ; તે સઘળું વી-
સ્તારી કહોને સાંભળી થાઉં સંતુષ્ટ. ૨૩ ત્યારે અવધુત કે-

વા લાગ્યા સાંભળીને તું રાય; હું મારી સમજણથી વપુ-
એ પુષ્ટ રહું સહાય. ૨૪ જેને નથી આત્માની બુદ્ધિ તેતો
મુરખ જંન; તેને શાસ્ત્ર ભણે શું થાયે સત્ય કહું વચંન. ૨૫
વીશય ભોગને નિંદ્રા કરવી ખાવું ભય નીરધાર; તેતો પ-
શુ ને માણસમાં છે પરંપરાથી સાર. ૨૬ તેમાં જેને જ્ઞાન હોવ-
ય છે તેતો માનવી દેહ; બીજા સરવે પશુ પ્રમાણો શ્રંગ વી-
નાના એહ. ૨૭ ઈંદ્રીઓ જીતાય પોતાની તેતો મીત્ર સમા-
ન નિકર એ શત્રુથી ભુંડી વેદ કહે નીદાન. ૨૮ દુરલભ આ
મુને દેહ પામી ઓળખ્યો નહીં આત્માય; તેને આત્મહત્યા-
રો જાણો જીવ્યું એળેજાય. ૨૯ ચોવીસ જણથી જ્ઞાન પામીને
કર્યા ગુરૂ મેં જેહ; તે સઘળું આખ્યાન વરણવું સાંભળ તજી
સદેહ. ૩૦ પ્રથ્વી[1] વાયુ[2] વ્યોમ[3] અને જળ[4] અગ્ની[5] રાત્રીનાથ[6];
રવી[7] હોલો[8] ને અજગર[9] સીંધુ[10] પતંગ[11] તેની સાથ. ૩૧ ત્યમ
મધમાંખી[12] હાથી[13] હરણી[14] મીન[15] પીંગળા[16] નાર; કુરર[17] કુમારી[18]
અર્ભક[19] નાનું સર્પે[20] અને લવાર[21]. ૩૨ કરોળીયોને[22] ભમરી[23] સુંદ-
ર વળી પોતાની[24] કાય; એવી રીતે ચોવીસ જણથી લીધી
શુભ શીક્ષાય. ૩૨ ॥ વલણ ॥ ત્યારે પછી અવધુત કહે ય-
દુને ગુરૂની વાતરે; દુર્ગો કહે શ્રોતા સુણો તેનો કહું સાક્ષા-
તરેરેરે. ૩૩ ઇતિ શ્રી પાંડવ ચરિત્રે કવિ દુરગાશંકર રીર-
ચીતે મહાભારથાંતર ગત મુશળ પરવણી ઉદ્ધવ કૃષ્ણ સંવા-
દો નામ ત્રતીઓ અધ્યાય. ॥ ૩ ॥

## કડવું ૪ થું.

॥ રાગ મારૂ ॥ પછી અવધુત બોલ્યા વચંન, સુણ ય-

દુરાજ્ઞ બળવંન; કહું વીસ્તારી ગુરૂની વાત, જેથી ઉપજે જ્ઞાન અગાધ. ૧ ખોદે પૃથ્વીને સઘળા પ્રાણી, મળમુત્ર કરે નીરવાણી; તદપી કરે સહન એહ, નથી જાતીજ પાળે તેહ. ૨ તેવા દૈવાધીન એવા જંન, કરે પીડા કદી મારે તંન; તોયે દઉં છું તેને આશીશ, ક્ષમા રાખી અતિ તેણે દીશ. ૩ વાયુ સરવ ઉપર થઇ જાય, તોયે નિર્દોશી રહે છે સદાય; સારી માઠી સુગંધીજ જેહ, નથી રાખતો પાસેજ તેહ. ૪ તેનો સંસારમાં કરૂં સાર, તદપી નવ ચુકું વીચાર; વીષય કરતાં વીશયનું ફળ, નથી ગ્રહણ કરતો પ્રબળ. ૫ તેમસઘળે વ્યાપ્યું આકાય, ઘટઘટની માંહ પ્રકાશ; તોય ભીન્ન એતો ન કહેવાય, અજ્ઞાને કરી જુદુંજ થાય. ૬ તેવી રીતે બીજા દેહો માંય, ભીન્ન આત્મ ન દેખું હું કયાંય; સરવેમાં દ્રષ્ટી રાખું સમાન, રાગ દ્વેશ તજીને નીદાન. ૭ હવે પાણી તણી સુણો વાત, નીજગુણ ન છોડે સાક્ષાત; સર્વ જીવોને પવીત્ર કરે, જેમાં પેસે તેવો રંગ ધરે. ૮ તેવો નીશ્ચળ સ્વભાવ જેહ, સંગદોશથી નવ તજુ એહ; જ્ઞાનીને મન જ્ઞાની જણાઇ, અજ્ઞાનીને અજ્ઞાની દેખાઉં; રવી કીરણથી શોસે છે વારી, પાછુ મેઘદ્વારે આપે ભારી; વળી ઘટાદી પાત્રની માંય, ભેદ રૂપે ભાસે પોતે ત્યાંય. ૧૦ તેમ ઇંદ્રીયો થકા રાજન, વીશયતાંણી લેઉ નીજ તન્ન; તેતો અરથીને આનું સદાય, પણ લીપ્ત ન થાઉં જરાય. ૧૧ તેવો દેહેપાધી થકી ભુપ, ભેદવાન હું ભાસુ અનુપ; અગ્ની સરવે વસ્તુ ખાઇ જાય, તોયે ભ્રષ્ટ પોતે નવ થાય. ૧૨ હોમે હુત દ્રવ્ય કોઇ જન્ન; તેને ખાઇને કરે પાવંન્ન; તેમ સારૂ માઠુ કોઇ આણી આપે અન્નાદિક સ્નેહ આણી. ૧૩ તેને ખાઇને નીર્દોશી રહ.

હું અન્ન દાતાતણું સુભ ચહુ: બીજો ગુણ અગ્નીથકી ભુપ લીધો દગ્ધપણાનો અનુપ. ૨૪ તેવી રીતે વેરાગ્યે નરેશ, સ-રવે કર્મ પ્રજાળુ હમેશ; કાળાચંદ્રની કહેવાય જેહ, વધે ઘટે નીરંતર તેહ. ૧૫ પણ પોતે અવીકારી સાર, પુરણ પ્રકાશક નીરધાર; તેમ જન્માદી જેહ વીકાર, રહ્યા દેહ વીશે નિરધા-ર. ૧૬ આત્મા તો છે સદા અવીકારી, તેને જાણે મુની બ્રહ્મચારી; હવે કપોતથી લીધું જ્ઞાન, તેતો કહું તુને આંણે સ્થાન. ૧૭ જેર્થ સંસાર ચક્રની માંહ્ય, નવ અસક્ત થવાય ત્યાં-ય; કપોત પક્ષીએ આણી ઉમંગ, કર્યો કપોતની ફેરો સંગ. ૧૮ થઇ તે થકી તેને પ્રજાય, ત્યારે ત્રસણા વધી પડી રાય; એવામાં હોશ્રોહોલી પ્રત્યક્ષ, ગયાંલેવા માટે કંઈ ભક્ષ. ૧૯ તેણે સમે હીંચકે તે કાળ, નાંખી બચ્ચાંના ઉપર જાળ; ત્યારે ક-પોતની આવી ત્યાંય, તે ઠાર, પડી જાળની માંય. ૨૦ એ-વું વિપ્રીત દેખી તે ઠાર, પડી જાળમાં પોતેજ સાર; તેથી કપોતને થયો ખેદ, મુરછા પ્રાપ્ત થઇ નીરવેદ. ૨૧ અરેરે મા-રી પત્ની ને બાળ, તેનો નાશ થયો આણે કાળ; માટે જીવી ને શું કરૂં આજ, હું પણ પ્રાણનો કરૂતાજ. ૨૨ એવું સમજી કપોત ત્યાંય, પડયો પોતે પણ જાળની માંહ્ય; એમ કુ-ટુંબા શકતથી રાય; કરી પક્ષીએ આત્મ હત્યાય. ૨૩ તેવું દે-ખીને અદભુત કામ, તજ્યું કુટુંબ મંતો તમામ; જેણે ક-રી સુખી છું હમેશ, નથી કોઇ દહાડો થાતો કલેશ. ૨૪ તે-મ અજગરતો નીરધાર, પડયો રહે મુખ વિકાશી સાર; તે-માં આનાયાસે આવે જેહ, તેનો ભક્ષ કરે છેજ તેહ. ૨૫ તેવું દેખીને હુંતો હમેશ, નથી પ્રયાસ કરતો લેશ; એક આસને બેશી રાજન્ન, ધરૂં ધ્યાન સદાય પાવન્ન. ૧૬ કેમજે સુખઇ

દ્રીયો કેરૂં, દુખદાઇક અંત્યે ઘણેરૂ: સ્વર્ગ નર્ક મળે એવી સત્ય, નથી જાતી જન્માદી વીપત્ય. ૨૭ હવે સીંધુ વિશે અભીરામ, આવે સરીતાવહિ તમામ: તોય વધે નહીં કદી એહ, તેમ જાતાં ઘટે નહીં તેહ. ૨૮ તેવી પ્રાપ્ત થતાં કંઇ વસ્ત વળી નાશ થાયે તે સમસ્ત; હર્ખ શોક તો હું નવ પામું, સર્વકાળની માંય વીરામું. ૨૯ પડે પતંગ દિપની માંહ્ય, પ્રાણ જાય છે તેહનો ત્યાંય; તેને જોઇને હું તો રાજન, દ્રષ્ટી મોહેન થાઉ બંધન્ન. ૩૦ દ્રવ્ય તારૂણિથી છેટા રહુ, સચ્ચીદાનંદ મુખથી કહુ: જુવો મક્ષીકા કેરૂ અજ્ઞાન, મધભેગું કરે એક સ્થાન. ૩૧ તેને લોભથકી નવ ખાય, ઉપર બેસી રહે છે સદાય; તેવામાં આવે પારધી જંન, તેતો પુડો હરે બળવાન. ૩૨ ત્યારે હાથ ઘસે સુણ રાય, કેટલીઓનાતો પ્રાણ જાય; એવું દેખી હું તો નીરધાર, નથી સંગ્રહ કરતો લગાર. ૩૩ તૃપ્ત થાતાં વધારાનુ અન્ન, નવ રાખી મુકું કોઇ દન્ન; જેથી આનંદ રહે છે અપાર, ચીંતા પ્રાપ્ત ન થાએ લગાર. ૩૪ કરી કાષ્ટની હાથણિ જોઇ, મોહ પામે મુકે ડોક શોઇ: તેથી પડે અજાડીની માંહ્ય, નીત્ય પસ્તાય છે પછી ત્યાંય. ૩૫ તેવું દેખી મોટા મુનીરાય, નથી દ્રષ્ટીએ જોતા ત્રીયાય; કાષ્ટ પુતળીનો પણ તેમ, નથી સ્પર્સ કરતા આણી પ્રેમ. ૩૬ મ્રગી રાગ સુણી સ્તબ્ધ થાય, તેથી પારધી હણે તદાય; માટે ગ્રામ્ય ગાણું વાત જેહ, નથી સુણતો આણીને સ્નેહ. ૩૭ અપ્સરા ગાનથી જુવો ભુપ, ભુલ્યા શ્રંગી પોતાનું સ્વરૂપ; મોહ પામી થયા ભ્રષ્ટ ત્યાંય, તપ હાર્યા તેણું ક્ષણમાંય. ૩૮ મીન માંસના લોભે હણાય, કાંટો વાગે તેથી પ્રાણ જાય; તેવું દેખી મોટા મુની જંન, સ્વાદ કર્તા નથી નીશ દન્ન. ૩૯ જે-

ણે જીતી નથી રસનાય, તેતો અજ્ઞાની પ્રાણી કહેવાય; હવે ત્રષ્ણાતણી સુણો વાત, જેથી ઉપજે શાન્તિ સાક્ષાત. ૪૦ પુર્વે વીદેહ નગ્રમાં સાર, હતી પીંગળા ગુણકા નાર; તેણે રાત્રી પડી તે વેળાય, કરી સ્થાનકમાંહી શોભાય. ૪૧ શય્યા પાથરી શ્રેષ્ટ રાજન્ન, પછી ચીંતવ્યો પુરૂશ મન્ન; દ્રવ્ય ઇચ્છાથકી એહનાર, જુવે બારીએ વારંવાર. ૪૨ તેથી નીંદ્રાતજી ઉતકર્ષ, તોય આવ્યો નહીં કોઇ પુરૂષ; થયો એવામાં પ્રાતસ્કાળ, ત્યારે પામી તે ખેદ વિશાળ. ૪૩ નીજ બુદ્ધીને ધીકકારી રાય, રૂપ ગુણ કળાને તદાય; એવું દેખીને હુંતો ભુપાળ, નીરાશી રહું છું સદાકાળ. ૪૪ કરૂ બ્રહ્મ ગુરૂનું ભજન્ન, આશા ત્રષ્ણા છોડી નીજ મન્ન, તેણે કરીને પસ્તાવો થાય, આઠે જામ આણંદમાં જાય. ૪૫ ાા વલણ ાા દત્તાત્રેય એમ આપતા નૃપને નિરમળ જ્ઞાનરે; દુરગો કહે તે તો કહે ઉદ્ધવને ભગવાનરેરેરે ૪૬ ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત મુશળ પર્વણી અવધુતેણ યદુ પ્રતિ નીજગુરૂ દર્ષિનો નામ ચતુર્થો અધ્યાય. ૪

કડવું ૫ મું.

ાા રાગ સામેરી ાા વૈશમપાય એણીપરે બોલ્યા સુણ સત્યવાદી રાય; વળતી દત્તાત્રૈ નૃપને કે છે નીર્મળ જ્ઞાન કથાય ૧ કુરર નામનો પક્ષી તેણે માંસ ગ્રહ્યું મુખમાંય; ત્યારે તેને બીજાં પક્ષી વઢવા લાગ્યા ત્યાંય. ૨ એટલે તેણે નાંખી દીધું માંસ ગ્રહેલું એહ; તેથી તેને શાન્તી આવી તેમાં નહીસંદેહ. ૩ તે જોઇ વીશયોદભવ વસ્તુ ઇંદ્રીય વલ્લભ જેહ; તેને મેંતો નાખી દીધી તજીને તેનો સ્નેહ. ૪ કારણ કે વીશયોદભવ વસ્તુ દેખી દ્રષ્ટે સાર; પ્રાણી પ્રાણીના દ્વેશી થાએ

પક્ષીવત નીરધાર. ૫ બાળકને નીંદા સ્તુતીનું નથી દીલમાં જ્ઞાન; સર્વ કાળ આનંદી રે' છે ક્ષુધાતણું એક ભાન. ૬ તેવી રીતે માન અને અપમાને કરીને રાય; હર્ખ શોક પામું નહી હું તો આનંદી સદાય. ૭ તે પ્રમાણે કુમારીથી ગુણ લીધો મેં જેહ; તે સરવે તુજને સંભળાવું સાંભળજે યદુ એહ. ૮ એક વખત ભીક્ષા માટે હું ગયો ગામની માંય; ત્યારે એક કુમારી દીઠી વણ પરણેલી ત્યાંય. ૯ તેને ઘેર ગયો ને કાળે દીઠા એક પ્રકાર; પરદેશી પરોણા ત્યાંનો આવ્યાતા નીરધાર. ૧૦ માત પીતા તેના ઘેર નહોતાં હતી એ સ્ત્રી બાળ; તેણે ડાંગેર ખાંડવા માંડી પ્રેમ થકી તતકાળ. ૧૧ ત્યારે કરનાં કંકણ તેનાં ખડખડીયાં તદાય; ૧૨ તેથી તેણે એક કાઢીને એક રાખીયું રાય. એટલે ખડખડ થાતું તું તે બંધ રહ્યું તે ઠામ; ત્યારે સ્ત્રીને સારૂ લાગ્યું અંતરમાં અભીરામ. ૧૩ તે દેખી વિચાર કર્યો મેં સાંભળને ભુપાળ; બહુ જણના સંયોગે થાએ ખટપટ કોઇ કાળ. ૧૪ એવું દેખી ચાલ્યો હું તો ત્યાં થકી નરેશ; માટે એકલો વનમાં રહીને સંભારૂ સુદેશ. ૧૫ તેવો એક દીવસ મેં દીઠો લવારનો તોએલ; બાણ બનાવા બેઠાતો તે મેળવી સઘળો મળ. ૧૬ તે વખતે તેની આગળ થઈ ચાલી ભુપ સવારી; પણ તેણે કશુએ નવ દીઠું એક ચીત્તથી ભારી. ૧૭ તે પરમાણે બહુ જાતીના વીશય ભોગ દેખાય; પણ ચીત મારૂ વ્યગ્ર ન થાશે દુટે નહી એકતાય. ૧૮ તેણે કરીને તાપ ત્રીવેધી નથી પીડતા તંત્ર; નીશ્ચળ થઈ મંન ધ્યાન થાયછે તપ તીરથ પાવંત્ર. ૧૯ તેમ સર્પ વસવાને માટે નથી કરતો પ્રયાસ; પીપીલીકા રાફડામાં રહે છે સત્રી દીન પ્રકાશ. ૨૦ તેવું દેખી મે

નત ક્રીધો પ્રહારંભ રાજન્ન; ગીરી ગુફા મેદાનમાં રહું છું શાન્તી પામી મંન. ૨૧ પ્રહારંભ કરવાથી જીવને ઉપાધી બહુ થાય; પડે આખડે ત્યારે ઉપજે અંતરમાં ચીંતાય. ૨૨ ક્રોળીયો પોતાના મુખથી તંતુ કાઢે સાર; તેની જાળ બનાવી સુંદર તેમાં રહે નીરધાર. ૨૩ તે રીતે કીધેલી જાળને કોઇ વચને ખપ જાય; એવો હરી માયાનો આતો ખેલ બધો કહેવાય. ૨૪ પ્રથમ વીશ્વ ઉપજાવે પોત પોતાથી રાજંન; ત્યાર પછી સરવેને કરશે પ્રલય વીશે પ્રાશન્ન. ૨૫ એવું સમજી એ માયાથી દુર રહું સદાય; જેથી કશું આવર્ણ નડે નહી છેવટ મુક્તિ થાય ૨૬ ભમરી ઘર કાદવનું કરીને એળ મુકે તે માંય; વળતી તેને સ્નેહ ધરિને ચટકો મારે ત્યાંય. ૨૭ તેથી એળ મટીને એતો ભમરી નીશ્ચે થાશે; પાંખો આવી ઉડવા શીખે જ્યાં ધારે ત્યાં જાશે. ૨૮ તે માટે મહા મોટા મુનીઓ સ્નેહ ધરી નીરધાર; કશી વસ્તુ ચીંતવતા નથી રાખે તત્વ વિચાર. ૨૯ જેજે પ્રાણી જેજે વસ્તુ ચીંતવશે હમેશ; તેતે રૂપે થાયે તેતો તજી પોતાનો વેશ. ૩૦ તેથી સઉનો સ્નેહ તજીને રહુ એકલો સદાય; પ્રભુ વીના ચીંતવું નહીં બીજું જાણીને મીથ્યાય. ૩૧ તેવી રીતે નીજવપુને મેં ગુરૂમાન્યો આકાળ; તેની સમજણ તુજને કહુછુ સાંભળને ભુપાળ. ૩૨ જે કાયાના સુખને માટે પ્રાણી કરે પ્રયાસ; સ્ત્રીયાદિકને પાળે નીત્યે દુઃખ વેઠી પ્રકાશ. ૩૩ તે કાયાતો પડી જાય છે તજી મીત્રતા સ્નેહ; એક ઘડી રાખી નથી રહેતી અવધી નીત્યે એહ. ૩૪ તેવું સમજી મારૂ એવું નથી માનતુ મંન; નીર સંબંધી રહું છું નીત્યે જગત વીશે પાવંન. ૩૫ કંઇ વસ્તુની આશા ન કરતાં કરૂ પરમારથ કાજ;

જેણે કરીને કર્મ ન વળગે કૃપા કરે વ્રજરાજ. ૩૬ એવી રીતે અવધુત કે છે સાંભળોને રાજંન; ચોવીશ જણથી જ્ઞાન પામીને કર્યા ગુરૂ બળવંન. ૩૭ જેમાં ગુણ અતી ઉત્તમ દીઠા તેનો લીધો સાર; તેણે કરીને રાજી રહું છું રૂષ્ટ પુષ્ટ નીરધાર. ૩૮ એવી રીતે અવધુત યદુનો ઉત્તમ આ સંવાદ; શ્રી કૃષ્ણે ઉદ્ધવને કહ્યો આણીને આલ્હાદ. ૩૯ ત્યાર પછી વળી કહેવા લાગ્યા ઉદ્ધવને ભગવાન, સ્નેહ વાત પડતિ મુકીને રાખો રદયમાં જ્ઞાન. ૪૦ હું તો સઘળે વ્યાપી રહું છું ઘટઘટમાં હમેશ; મુજ વીના ઠાલી નથી વસ્તુ જડ ચૈતન અશેશ. ૪૧ જન્મ મરણ મારે વિશે નથી એતો કેહેવા માત્ર; જેવું મારો ભક્ત ચીંતવે તેવું બતાવું ગાત્ર. ૪૨ ધર્મ ભકતીને માટે ધરૂં છું યુગેયુગે અવતાર; તોપણ મુજને કર્મન વળગે પેસે નહીં વિકાર. ૪૩ મુજ મહીમાને કોઇ નવ જાણે અકળીત છું સદાય: વેદ સરીખા થાકે કહેતાં ભુલા પડે શીવરાય. ૪૪ નિશ્ચે નગ્રમાં વાસ માયરો નીરગુણ શુદ્ધ સ્વરૂપ; તેને તો કોઇ વીરલો જાણે ભકતીથી અનુપ. ૪૫ ભકત થકી અળગો નથી હું તો સદા રહું તે પાસ; રાત દિવસ રક્ષા કરૂં તેની જાણી મારો દાસ. ૪૬ સેવકની લજ્જા સાચવતાં જાય કદી મુજ લાજ; તો પણ તે દીલમાં નવ આણું કરૂં તેહનું કાજ. ૪૭ તે માટે ઉદ્ધવજી મારી માનોને આજ્ઞાય; બદ્રીવનમાં તપ કરવાને જાઓ આવેળાય. ૪૮ થોડે દહાડે મુજ ઇચ્છાથી પડશે તમારો દેહ; તે વખતે વૈકુંઠે આવશો તેમાં નહીં સંદેહ. ૪૯ મુજ આજ્ઞાનો લોપ કરી કોઇ કરશે શુભ સાધન્ન; તો પણ ભવ બંધન નવ છુટે થાશે નર્ક પતન્ન. ૫૦ એ રીતે ઉપદેશ કરીને શ્રી કૃષ્ણે તે ઠાર;

ચર્ણતણી પાદુકા આપી ઉદ્ધવને નિરધાર. ૫૧ તેને પ્રેમથ-ક્રી લેઇને ઉદ્ધવજી બળવાન; બદ્રીકાશ્રમ પ્રત્યે ચાલ્યા ન-મીને તેણે સ્થાન. ૫૨ ત્યારે સઉ યાદવને તેડી વસુદેવ કેરા બાળ; પ્રભાસ પાટણ માંહી આવ્યા ત્વરાથકી ત્રતકાળ. ૫૩ તે ઠેકાણે શંખોદ્ધારમાં કર્યું તમામે સ્નાન; ત્યાર પછી મનગમતાં આપ્યાં બ્રાહ્મણને તો દાન. ૫૪ હોમહવન આદી સાધન તે કીધાં તેણે ઠાર; તે પુંઠે મધુપ ન કરીને થયા મદોન્મત સા-ર. ૫૫ વિનાશકાળે બુદ્ધિ બગડી વીપ્રીત સુજી પેર; એક એકને ગાળો ભાંડે ત્યમ મારી નાંખે ઠેર. ૫૬ સામાસામી શસ્ત્ર વાવરે હયા તજી સાક્ષાત; પીતા પુત્રનો પ્રાણ હરે છે ભ્રાતને મારે ભ્રાત. ૫૭ વળી પેલા મુશળના રજની ઉગીતી જે પાન; તેનાં પાંદડાં તોડી મારે એકએકને તે સ્થાન. ૫૮ તેણે કરીને શીશ છેદાએ વીપ્ર શ્રાપથી રાય; એવી રીતે સર્વે યાદવ નાશ થયા તદાય. ૫૯ અક્રુર સાત્વકી સાંબ અનીરૂ-દ્ધ કૃતવર્માને કામ; તે સઘળા પણ મ્રત્યુ પામ્યા શેજે તેણે ઠામ. ૬૦ તેવું દેખી શંકરશણે યોગ કળાથી ત્યાંય; હરીનાજો-તાં દેહ પડીઓ ગયા સ્વધામની માંય. ૬૧ તે વખતે દા-રૂક શારથીને કેહેવા લાગ્યા સ્યામ, અરે ભાઇતું સાંભળ હવે મુજ વાણી અભીરામ. ૬૨ મારો દેહ પડયા પછી જા-જે દ્વારામતી સાર, તે પુંઠે સરવેને કેજે આવો આ પ્રકાર. ૬૩ વળી અરજુન આવ્યો તે તેને કેજે મારા વીર, સર્વે જણને તેડી જાએ રાખી મનમાં ધીર. ૬૪ કારણ કે બે ચાર દીવસમાં વીધ્ર કારમું થાશે; કનકપુરી દ્વારામતી તેતો સાંધુમાં બોળાશે. ૬૫ તે માટે પારથને કેજે સંદેશો સાક્ષાત; તેણે કરીને મુકિત પામીશ નીશ્ચે મારા ભ્રાત. ૬૬ એવું સાંભળી

દારૂકને તો ઉપજ્યો મનમાં ખેદ, તો પણ હરી આજ્ઞા પાળીને ઉભા ત્યાં નીરત્રેદ. ૧૭ ઘણા દીવશ રથ હાકયો જેણે ગ્રહી પરોણો રાશ; તેનાથીતો કેમ જીરવાયે પ્રયણનો વીલાસ. ૧૮ ॥ વલણ ॥ વળતી વનમાળી વીભુ, વીશ્વતણા ક્રીરતારરે; વ્રક્ષની નીચે આવીઆ, દુરગાનો શીરદારરેરેરે. ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીર ચીતે મહાભારથાંતર ગત મુશળ પર્વણી કૃષ્ણેન યાદવાસ્થળી ક્રતાનામ ૫ ચમો અધ્યાય. ॥ ૫ ॥

કડવું ૬ ઠું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ. સુણો ભુપ ચતુર સુજાણ; પછી યાદવનાથ કૃપાળ, બેઠા પીંપળા નીચે દયાળ. ૧ તેને મુળે એટલી તદાય, પગ ઉપર ચઢાવ્યો પાય; આવ્યા તે સમે દેવ આકાશ, પ્રભુની લીલા જોવા પ્રકાશ. ૨ તેતો સ્તુતી કરે તેણે ઠાર, જયજય પ્રભુ અવતાર; એવામાં એક પારધિ જન્ન, આવ્યો ધનુશ લેઈ રાજન્ન ૩ તેણે દુર રહી શુભ વર્ણ, દીઠો યાદવ નાથનો ચર્ણ; તેમાં પદ્દમ છે તે તો શોભાય, જાણે વીહંગ પક્ષીની કાય. ૪ તેથી ભ્રાંતી પામી નીરવાણ, માર્યું હીંસકે તીક્ષણબાણ; તે તો વાગ્યુ પ્રભુને જે વારે. દીવ્ય રૂપ થયાછેજ ત્યારે. ૫ ભુજ ચ્યારને તેજ અપાર, શંખચક્રાદી આયુદ્ધ સાર; હેવા રૂપ થકી તેણે દીશ, ચઢયા ગરૂડ ઉપર ઇશ. ૬ તેણે સમેદેવે નીરધાર, કરી પુષ્પની વ્રષ્ટી અપાર; વાગે દુંદભી આકાશ માંય, નાચે અપ્સરા ઇંદ્રની ત્યાંય ૭ રાગ સુંદીર ગંધર્વગાય, વેદ વખાણ કરે તદાય; એવું જોઈ પ્રભુનુ પ્રયાણ, જયજય કહે સુલપાણ ૮ સુણો શ્રોતા તમે આણે સ્થાન,

કરૂ શંકા તણું સમાધાન; કોટી બ્રહ્માંડ કેરો જે નાથ, તેતો હ-
ણાયા ઢીમર હાથ. ૯ તેનું કારણ એહ પ્રકાશ, બીજી ઠેકાણે
વર્ણવ્યું વ્યાસ; બાણ મારનારો પુરૂષ જેહ, હતો પુર્વે વાન્નર
દેહ. ૧૦ વાળી નામ તેનું નીરધાર, કીષ્કીંધા નગરીનો
રહેનાર; તેણે સમે બ્રહ્માંડના ભુપ, હતા ક્ષત્રીમાં રામસ્વરૂપ.
૧૧ ત્યારે વાળી તણો કીધો નાશ, પછી આપીયું વેણ પ્ર-
કાશ; જ્યારે કૃષ્ણ રૂપે હું થઇશ, તેહ કાળે આ વેર દેઈશ.
૧૨ માટે બાણ તેહનો આણે ઠાર, કર્યો કૃપા થકી અંગીકાર;
બીજુ કારણ સાંભળો જન્ન, જેથી સંશય ના રહે મંન. ૧૩
પેલા મુશળને થોડો ભાગ, ગળ્યો માંછલાંએ જોઇ લાગ;
તેને ઢીમ્મરે ચીરી જે વાર, ભાગ લોહનો નિકળ્યો ત્યારે.
૧૪ તેનું બનાવ્યુ સુંદીર બાણ, વાગ્યુ પ્રભુને તે નિરવાણ;
તેથી તત્કાળ લીલા વિસ્તારી, શ્રાપ વિપ્રનો પોતે વિચારી.
૧૫ ગયા સ્વધામે વૈકુંઠરાય, જેનો અગમ્યછે મહીમાય;
જાતાં જાતાં કળા એક કીધી, શકિત અરજુનની તાણી લી-
ધી. ૧૬ જેણે કરી જીત્યો સઉ ભુપ, હર્યું સામર્થ એહ અનુ-
પ; સત્ય ધર્મ ધરામાંથી જેહ, ગયા પ્રભુની સંગાથે તેહ.
૧૭ બળ કળીનું વાધ્યુ તે ઠાર, હરી ઇચ્છા થકી નીરધાર;
એવું દેખીને દારૂક જેહ, આવ્યો દ્વારામતી વિશે તેહ. ૧૮
કહ્યો સર્વને તે સમાચાર, યાદવાસ્થળી કેરો પ્રકાર; સુણી
સરવેને ઉપજ્યો શોક, કલેશ કરવા માંડયો અલોક. ૧૯
પછી અરજુને સાંભળી વાત, ત્યારે કરવા લાગ્યો આંસુપાત;
મુછાં પામી પડયો હેઠો ભુપ, કરે વીલાપ ત્યાંનો અનુપ.
૨૦ અહો નાથ દગો કર્યો ભારી, મુને મુકીને ગયા મોરારી;
ઘણીવાર રાખી મારી લાજ, કર્યું કીંકરના જેવું કાજ. ૨૧

છેવટ તરછોડયો તમે માહારાજ, નવ ઘટયું એ તમને આજ; એવાં વીલાપી કહી વચન્ન, શાન્તિ પામ્યો કુન્તા કેરો તન્ન. ૨૨ ત્યારે સારથી બોલ્યો તે ઠાર, સુણો પાંડુ રાજાના કુમાર; મુને કૃષ્ણે કહી છે જે વાત, કહુ તમને તેતો સાક્ષાત. ૨૩ સર્વે કુટુંબ એમનું જેહ, તેતો સોંપ્યુ તમનેજ એહ; માટે તેડી જાઓ તેને રાય, હસ્તીનાપુરમાં આ વેળાય. ૨૪ એવામાં શ્રી કૃષ્ણ કેરી નાર, થઇ સતી પ્રભુ સાથે સાર; વળી બીજી યાદવની વાંમ, બળી મુઇ પોતે તેણે ઠામ. ૨૫ તેમાં સાંભળ ભુપ કુમાર, રહી જીવતી કેટલી નાર; તેને તેડીને કુંતાનો તન્ન, ચાલ્યો હસ્તીનાપુર પાવંન. ૨૬ ત્યારે મારગ માંહી સાક્ષાત, મળ્યા લુટેરૂ કાબાની જાત; તેણે યુદ્ધ કર્યું અતીઘોર, તેથી હારીઓ ઇંદ્ર કીશોર. ૨૭ પછી તસ્કરોયે તેણે ઠાર, હર્યાં સ્ત્રીયો તણા સણગાર; તેહ જોઇ રહયો ગુડાકેશ, પણ ચાલ્યુ નહી લવ લેશ. ૨૮ હેવી દૈવ ગતી સુણ રાય, કોઇ પ્રાણી થકી ન કળાય; જેના બાણના મારથી સાર, હાર્યા ઉમા તણા ભરથાર. ૨૯ તેનું તે બાણને તેહ ચાપ, તેમ અરજુન તેનો તે આપ; તોય કાબાથી હાર્યો તે ઠામ, એવી ઇચ્છા પ્રભુની તમામ. ૩૦ હવે કુરૂપુરીમાં સાક્ષાત, થવા લાગ્યા ઘણા ઉતપાત; રડે શ્વાનને કર્કળે કાગ, અશ્વ હાથી ઝુરે મમાભાગ. ૩૧ વાયુ ઘોર ભયાનક વાય, જાણે દિશાઓમાં લાગી લાહ્ય; થયો આદીત્ય ધુંધળો વર્ણ, દાઢે તારા ટુટી પડે ઘર્ણું. ૩૨ અતી વીદયુતનાપાત થાય, મેઘ રક્તનો દ્રષ્ટે જણાય; હેવું દેખી યુધીષ્ટીર ભુપ, થયા ચીંત્યાથી વ્યાકુળ રૂપ. ૩૩ કરવા લાગ્યા તે કાળે રૂદન્ન, અરે આવ્યો નહીં અરજુન; એને વીતી ગયા બહુમાસ, દ્વારીકાં નગ્ર માં-

હી પ્રકાશ. ૩૪ અહો આશ્ચર્ય હાવું જણાય, હરી રહીત થૈ-શું ધરાય; જેણે ઉગાર્યા વારંવાર, તેણે તજ્યો હશે દેહ સા-ર. ૩૪ કૃષ્ણ પ્રત્યક્ષ છતાં સાક્ષાત, નવ થાય આવા ઉતપાત; માટે દ્વારામતીમાં વિશાળ, કશું વિઘ્ન હશે આણે કાળ. ૩૬ એવા પસ્તાવો કરી તે ઠાર, ધર્મ ઉદ્વેગ પામ્યા અપાર; ખાન પાન ગમે નહી લેશ, રહે અંતરમાં અતી કલેશ. ૩૭ ॥ વલણ ॥ એવામાં યાત્રા કરી, આવ્યા ભક્ત વીદુરરે; દુર્ગા કહે તેનો મળ્યા, ભાવ થકી ભરપુરરેરેરે. ઈતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત મુ-શળ પર્વણી કૃષ્ણ સ્વધામ ગતો નામ શષ્ટો અધ્યાય.

કડવું ૭ મું

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુ-ણ સતવાદી ભુપ, યુધીષ્ટીર વીદુરને દેખી શાન્ત થયા અનુ-પ. ૧ વળતી પોતે પુછવા લાગ્યા ગદગદ થઇ તે ઠાર, અહો વીદુર દ્વારામતિ કેરો કહોને સમાચાર. ૨ જેણે હમને દુઃખ જાળથી ઉગાર્યા બહુ વાર, તેવા હરી સંભરેછે વળી કો-ઈ દહાડા નીરધાર. ૩ સર્વે યાદ્દવ સુખીયા છે કે દુખીઆ આણે કાળ, તે સઘળા શું કામ કરેછે તે કહો દાશી બાળ. ૪ તેમ તમે કયાં કયાં જઈ આવ્યા તીરથમાં રાજન્ન; તે સરવે વીસ્તારી કો'ને જે સુણી થઉ પાવન્ન. ૫ તમ જેવા હરી ભક્તને અડકયે તીરથ પાવન થાય, દર્શનથી દુઃખ જા-યે તતક્ષણ જ્ઞાન રદયમાં થાય. ૬ એવાં નૃપનાં વાક્ય સુ-ણીને વીદુર વદ્યા તે કાળ, યદુ કુળના ક્ષય વીના કીધી સર્વે વાત વીશાળ. ૭ કારણ કે તે વાત સુણીને ઉપજે ધર્મને કલેશ, માટે એટલુ છાંનું રાખ્યુ વીદુરે નરેશ. ૮ વળતી ભો-

જન કરીને સુતા રાત્રીએ પ્રકાશ, એટલે વીદુર આવ્યા પો-
તે અંધરાયની પાસ. ૯ ગાંધારી ધૃતરાષ્ટ્ર એ બેઉ તે કેવા
લાગ્યા સાર, અરે મુરખ કયમ બેશી રહોછો, આ વખતે ની-
રધાર. ૧૦ ઘોર કળી આવ્યો તે જુઓ વીપ્રીત આ વેળાય;
માટે હીત કરો આત્માનું ધારો નહીં મળે ફરી આકાય. ૧૧ જેણે
પુત્ર તમારા માર્યા તે આપે છે અંન્ન, તેને ભક્ષ કરી સુઇ રોછો
જયમ અજગર બળવંન. ૧૨ શત્રુનું આપેલું ખાવું શ્વાન
ની પેઠે સાર; તેથીતો વીષ્ટા બહુ સારી જીવતને ધીક્કાર. ૧૩
કાયા જર્જરી ભુત થઇ પણ જીવ્યાની છે આશ; અરે આ-
થી આશ્ચર્ય શું બીજું વિશ્વની માંય પ્રકાશ. ૧૪ એવાં ભક્ત
નાં વાકય સુણી ધૃતરાષ્ટ્રને તેની નાર, વીદુરજીની સાથે થ-
યાં જાવાને તૈયાર. ૧૫ પાછલી ખટઘડી રાત્રી રેતાં હાશી
કેરા તન્ન; દંપતીને તેડીને ચાલ્યા વન્ન વિશે પાવન્ન. ૧૬
ધર્મ રાય તે નથી જાણતા આવી છે નીંદ્રાય, ત્યાર સોરા
વીદુર તેને લેઇ વેગે ચાલ્યા જાય. ૧૭ તે વનમાં ધૃતરાષ્ટ્રે
પાડયો યોગ કળાથી દેહ, ગાંધારી સતી થઇ પુઠે તેમાં નહી
સંદેહ. ૧૮ એવું દેખી વીદુરજીને ઉપજ્યો બહુ સંતોષ,
અન્ન હાતાનુ સારૂ ઇચ્છયુ નવ રાખ્યો મન રોશ. ૧૯ જે
પ્રાણી જેનુ ખાઇને અવગુણ માંને મન, વળી તેનું તો
ભુંડુ ઇચ્છે દુઃખ દેછે બળવન્ન. ૨૦ તે પ્રાણી કુતશથી
ભુંડા નર્ક વિશે નહી ઠામ, કોઇ કલ્પે મુકિત નવ પામે કૃ-
પા કરે નહી રામ. ૨૧ પ્રાતઃકાળે ધર્મ જાગીયા જાણી સર્વે
વાત, ત્યારે તતક્ષણ શોક પામીને કીધાં આંસુ પાત. ૨૨ એવા
માં અરજુન ત્યાં આવ્યો સુણ જન્મેજય રાય, તેતો નીચું
શીશ નમાવી ધર્મને લાગ્યો પાય. ૨૩ તે વખતે શોકાતુર હિંડા

પારથને ભુપાળ; ત્યારે તેને પુછવા લાગ્યા યુધીષ્ટીર તતકાળ. ૨૪ અરે ભ્રાત કયમ ઉદાશીછુ સાચી કેને વાત, વળી મુખડુ દીસે કયમ ઝાંખુ તેજ રહીત સાક્ષાત. ૨૫ ના કરવાનાં કૃત્ય કર્યાથી આવિ રીતે થાય, તેતો હું તુજને સંભળાવું જેથી સંશય જાય. ૨૬ સમજણમાં કે અણ સમજણમાં કરશે જે વ્યભીચાર; તેવી રીતે શ્રીફળ કેરૂ પીશે સુંદરી વાર. ૨૭ ત્યમ વીધવાને ગર્ભિણી ગુણકા રજસ્વળા હોય જેહ; તેની જોડે ભોગ ભોગવે તજી મનથી સંદેહ. ૨૮ મઢ ભોજનને જીવ મારવો કરવું મીથ્યા વેર, તેવું ઘરડાં બાળક પેલું જમવું આનંદ ભેર. ૨૯ આવાં હીણાં કર્મકર્યાથી થાશે ઝાંખુ તંન્ન, તેમાંનું નીશ્ચે કંઇ થયું તારાથી અરજુન. ૩૦ એવું સાંભળી પારથ બોલ્યો ગદગદ કંઠે વાણ, અરે ભ્રાત શ્રી કૃષ્ણે કીધું વૈકુંઠે પ્રયાણ. ૩૧ યાદવ સર્વે મ્રત્યુ પામ્યા મહી મહી કરીને ક્લેશ, દ્વારામતી સીંધુએ બોળી આ વખતે નરેશ. ૩૨ પ્રભુએ મારૂ બળ હરી લીધું, સત્ય કહું છું ભ્રાત; જેથી ચોરે લુટ્યો મુજને મારગમાં સાક્ષાત. ૩૩ જેના બળથી શીવને જીત્યા સ્વર્ગે ભણ્યો વિદ્યાય, ત્યાં રાક્ષસ લોકોને મારી સુરની કીધી સાય. ૩૪ વળી દ્રુપદની પુત્રી આણી મચ્છને ભેદી ભ્રાત, ત્યમ સઘળા રાજાની મધ્યે કીધી મોટી ખ્યાત. ૩૫ તે રીતે મઘવાનું બાળ્યું ખાંડવ વન નીરધાર; લંકાપુરીથી સોનું આણ્યું જીતિ પવન કુમાર. ૩૬ એ રીતે કૈરવ રત્નાગર ઉતર્યો રણમાં પાર, દ્રોણ ભીસ્મને મણે પમાડ્યા માર્યો સુર્ય કુમાર. ૩૭ તેવા હરીયે ઠગ વિદ્યા કરી છેતર્યો મુજને આજ, એતો નવ મુજથી સેવાયે કથળ્યું સર્વે કાજ. ૩૮ એકઠા ખાતા ફરતા એ-

કઠા સુતા ભ્રાત, તે હરી મારો ત્યાગ કરીને ગયા આજ સાક્ષાત. ૩૯ એવાં વાકય સુણીને કીધો યુધિષ્ઠિરે ખેદ, ત્યમ આસનથી હેઠા પડીયા મુર્છા થઇ નિરવેદ. ૪૦ તે સમે કુંતા સુભદ્રા તેણે જાણી વાત, ત્યારે સરવે કરવા લાગ્યાં નેત્રથી આંસુ પાત. ૪૧ ત્યાર પછી એક માસ વીતીયો સુણ જનમેજયરાય તો પણ ધર્મ તણા મનમાંથી નથી મટતી ચીંતાય. ૪૨ ॥ વલણ ॥ એટલે કળીયુગ આવીયો, યુધિષ્ટીર નૃપ પાસરે, દુર્ગો કહે શ્રોતા સુણો, કહુ તે વાત લીલાયરેરેરે. ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભાથાંતર ગત મુશળ પર્વણી અરજુન યદુ પુર્યાત ગ્રહે આગતો નામ સપ્તમો અધ્યાયઃ

કડવું ૮ મું.

॥ રાગ લાવણીનો ॥ કળીયુગ કારણ રૂપ ધરી જ્યાં ધર્મ સભા છે ત્યાં આવ્યો; અરધો દેહ બ્રાહ્મણનો અરધો યવન તણો પણ બતાલાવ્યો. ૧ પથ્થરની માળા પેહેરીને મુસ્તકને મુડન કીધું; ઉપવીતને ધારણ કરી પુસ્તક વેદ તણું કરમાં લીધું. ૨ યુધિષ્ઠીરે તેને જોઇને પુછયું કોણ અલ્યા યાચકતું છે, એક શરીર બે વેશ ધર્યા છે તેહ તણું કારણશું છે. ૩ કળી કહે સુણ રાય ધર્મતું વાત કહું તુજને મારી, મળવાને માટે આવ્યોછું જોઇ કીરતી જાહેર તારી. ૪ મુજ ઘેરથી હું મળવા આવ્યો મારગમાં કૌતક દીઠું, નીચ કાગ પક્ષીને વીંટી હંસ તણું ટોળું બેઠું. ૫ વળી એક પાડો પ્રૌઢ દેહી છે દ્વાદશ મુખથી ત્રણ ખાયે, પણ નથી થાતું પુરૂ પેટનું ત્રષ્ણાતો વધતી જાયે. ૬ એક ઘડાનું પાણી તેણે પાંચ ઘડા એક પુર્ષ ભરે, તે પાંચેનું પાણી ભરતાં એક અધુરો રેહેછે ખરે ૭

ગાય વાછડી વનમાં બેઠાં વાછડીને ગૌ ધાવે, વત્સ તણા રતનમાં દુધ દિઠું એહ ઘણું અદભુત કાવે. ૮ ત્રણ સરોવર સારાં શોભે અતુલીત રચના છે ત્યાંહી, વચલું મુકી દે છે પાણી છેલ્લાનું છેલ્લા માંહી. ૯ ત્યારે ધર્મે તેની સાથે જે નજરે સઘળું જોયું, હંસ કુવો ગૌ સરોવર દીઠાં પાછા માંતો ચીત પ્રોયુ. ૧૦ વળતી ભુપતિ કેવા લાગ્યા તર્કટીતુ ક્રોધ આવ્યો છે; માયા કરી મુજને દેખાડયું ફોગટ ફંદ બનાવ્યો છે. ૧૧ એટલે કળી કે કળીયુગ હું છું નથી કોઇ બીજો માયાવી; મારા અમલમાં થાશે તેવી માયા મેંતો બતલાવી. ૧૨ નીચ કાગ જેવો કોઇ રાજા અવની માંહી અવતરશે, હંસ જેવા બ્રાહ્મણને ક્ષત્રી સેવા સઉ તેની કરશે. ૧૩ એક પેટને માટે ઉઘમ બાર ગણા સરવે કરશે પણ પુરૂ નહી થાય પેટનું ભટકીને ભુખે મરશે. ૧૪ એક તાત તો પાંચ પ્રજાનું દુઃખ પામી પુરૂ કરશે, તે પાંચે મળી એક તાતનુ કારજ કશુએ નવ સરશે. ૧૫ દીકરીનો પૈસો લેઇ માતા પીતા મોજ ઝાઝી માંણે, ખાનપાન ખુબ શોખ કરે પણ દોશ નહીં દીલમાં આણે. ૧૬ બંધુ વર્ગપર હેત નહીં આવે સાસરીયાં સારાંજ થશે, બેન બીચારી જાયનીરાશી સાળી સાલ્લો લેઇ જશે. ૧૮ એ પાંચે મુજ કાંમ કહ્યાં ને પાંચ ગામમાં હું રહું છું. સોનુ સ્ત્રિ દયુત દારૂ હીંસા એજ ગામ સાચું કહું છું. ૧૮ સતયુગે દ્વાપર ત્રેતા કરતાં મુજમાં છે અવગુણ ભારી; મારા અમલમાં મહા દુખ પાંમે પ્રભુ સ્નેહીપર ઉપકારી. ૧૯ હરી સેવકનેશુરો પણ નહી પેટપ્રજા બહુ પુણાશે છળભેદીને છેયાં છોરૂ પાંખડીતો પુજાશે. ૨૦ તપ સાધનને યોગ સમાધી બ્રાહ્મણુ સૌ ભુલી જાશે, હરીના ગુણને ઉંચા મુ-

કી ચીત પૈસામાં લલચાશે. ૨૧ આની રસકસ ચોરી લેશે અન્ન ઘણું ઓછુ પાકે; જાતે દરીદ્રી હોય તથાપી સાંમાનું ભુંક તાકે. ૨૨ મીથ્યા ભાષણ મુખથી કાઢે જાર કરમ જુવતી કરશે, પુરૂશ ઘણા પણ એવા થાશે પરનારી પુઠે ફરસે. ૨૩ અવગુણ કહેતાં પાર ન આવે ગુણ છે મુજમાં બે કામે એક ગણું દ્વીજને આપેતો સહસ્ત્ર ગણું સરવે પામે. ૨૪ જન્મ ધર્યો તે પડતાં સુધી તપ કરશે બહુ દુઃખ પામી, પણ મન વશ કરી ક્ષણું ભજસેતો મળશે દુર્ગાનો સ્વામી. ૨૫ હેવું સાંભળી ધર્મરાયને ખેદ ઘણો મનમાંહી થયો, એટલે કળીયુગ ઉભોતો તે નિશ્ચે ત્યાંથી ઘેર ગયો ૨૬ ધર્મે અંતર માંહી વીચારયું આ યુગમાં કયમ રહેવાશે, બુદ્ધિને મન ભ્રષ્ટ થાશે ત્યમ જ્ઞાન વાત તે બુધાસે. ૨૭ એમ વીચારી સ્વર્ગે જાવા મનસુબો મનમાં કીધો, દુઃખ રૂપી ત્રષ્ણાને વૈભવ મન્ન થકી છોડી દીધો. ૨૮ ॥ વલણ ॥ મુશળ પર્વ પુરૂં થયું પોચી મનની આશરે, દુર્ગા કહે સઉ બોલજો જય જય શ્રી અવીનાશરેરેરે ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત મુશળ પર્વણી ધર્મસ્ય કળીના નીજ રૂપ દર્શીતો નામ અષ્ટમો અધ્યાય.



# ચાંન પર્વ.



શ્રી ગણેશાયનમઃ અથ ચાંન પર્વ પ્રારભ્યતે.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાંણ, સુણો ભુ-પ ચતુર સુજાણ; પછી યુધિષ્ટીરે તેણે ઠાર, કર્યો સ્વર્ગે જા-વાનો વીચાર. ૧ થયો પ્રભાત કાળ જેટલે, સ્નાંન દાંન કર્યું-જ તેટલે; વળતી વીચારીને મનમાંય, તેડયા નગ્રના શ્રીમં-ત ત્યાંય. ૨ તેહ કાળે ઘણા રૂશીરાય, આવ્યા હરી ઇચ્છા-થી તદાય; બીજી ઉત્તમ વર્ણ અપાર, આવી સભા વીશે નીરધાર. ૩ તેણે સમે યુધિષ્ટીર ભુપ, પુછી પારથને વાત અનુપ; સુણ સવ્યસાચી મારા ભ્રાત, બેશ ગાદીએ તું તો સાક્ષાત. ૪ રૂડી રીતથી પાળો પ્રજાય, કરો કુંતા માતની સેવાય; હુ તો ગાળીશ હીમાળે દેહ, તેમાં નથી જરાય સં-દ્ગ. ૫ એવી ધર્મની સાંભળી વાણિ, બોલ્યો અર્જુન ઉદ્વે-ગ વાણી; અહો ભ્રાત શી બોલો વાચાય, તમો વીના મેં કેમ રહેવાય. ૬ જેમ ક્ષાર વિના લુખુ અન્ન તેમ તમો વી-ના આ સદન; માટે સુખ તણું નથી કાજ, હું તો આવીશ સંગાથે આજ. ૭ બેસુ ગાદિએ જો આ વેળાય, તોતો કુંતા-માતની આજ્ઞાય; કદી ઉરવી આ જાય પાતાળ, છોડે મ-ર્યાદા સિંધુ વિશાળ. ૮ મેરૂ ચળે પડે ધ્રુવ અંગ, સતી કરે કુટીલના સંગ; તોય તજી તમારી સેવાય કેમ રાજ્યગાદી ભોગવાય. ૯ એવું સુણી ધર્મે તેણે ઠાર, પુછયુ ભીમાદી ત્રણયને સાર; ત્યારે તેણે પણ કહી નાય સાથે જવાને રા-ખી ઇચ્છાય. ૧૦ એમ સાંભળ ભુપ કુમાર, થયો પાંચેનો

એક વીચાર; પછી અભીમન્યું કેરો તન્ન, નામ પરીક્ષત છે પાવંન. ૧૧ તેને સોંપવા સમસ્ત ધન્ન, પુછ્યું સભાને ભુપે વચન્ન; સુણી રાજી થયા સઉ પ્રાણી, આપી આજ્ઞા ત્યાંતો પ્રમાંણી. ૧૨ તેહ કાળે આણીને ઉલ્લાસ, તેડયો અભીમન્યું પુત્ર પાસ; પછી બ્રાહ્મણોને લાગી પાય, શુભ મુહુર્ત પુછીયું રાય. ૧૩ સુણી બ્રાહ્મણ બોલ્યા તમામ, હાલ શુભ વેળા અભીરામ; ત્યારે યુધીષ્ટીરે ત્રતકાળ, સ્થાપ્યો ગાદીએ ઉત્તરા બાળ. ૧૪ શુભ તીલક સ્વસ્તે કીધુ, આશીર વચન વીપ્રનું લીધું; વાગે વાજીંત્ર ત્યાંતો અપાર, ગાય મંગળ ગાંધ્રવીનાર. ૧૫ યશ યાચકો તો ઉચરેછે, ઘણા કાળ જીવો એવું કહેછે; તેણે સમે મોટા મુનીરાય, કહેછે કુંવરની પ્રભુતાય. ૧૬ અહો ભુપતી તમારો બાળ, થશે ધર્મ તણો પ્રતીપાળ; ન્યાયમાં તો વિધાતાના જેવો, શસ્ત્ર ધારીમાં શંકર જેવો. ૧૭ ક્ષમા માંહી ધરાતુલ્ય જાણો, બળમાં બીજો બળી પ્રમાણો; નીતી માર્ગમાં નીશ્ચે વીદુર, ભક્તી કરવામાં પ્રલ્હાદ શુર. ૧૮ તેજ કાન્તમાં સુર્ય સમાન શુભ કીરતીમાં રામ નીદાન: રૂપમાં રતી નાથની જોડ, સદા સેવશે શ્રી રણછોડ. ૧૯ બીજો શોભા વીશે સુરરાય, કોઇ પ્રાણી થકી ન જીતાય; થોડે દહાડે પ્રથ્વીને ઉગારી, દેશે દંડ કળીનેજ ભારી. ૨૦ એનું કરતાં મુખે વખાણ, થાકે સરસ્વતી નીરવાણ; માટે થોડું કહ્યું હમે ભુપ, પણ પુત્ર તો દેવ સ્વરૂપ. ૨૧ એવાં વીપ્રનાં સુણી વચન્ન, થયા પ્રસન પાંડુના તન્ન; આપ્યાં તે સમે દાન અપાર, કહેતાં ગ્રંથ વસે નીરધાર. ૨૨ પછી પુત્ર અનીરૂદ્ધ કેરો, વજ્રનાભ છે ડાહ્યો ઘણેરો; તેને મોકલ્યો મથુરાં માંય, કર્યો રાજ્યા

બીસેક ત્યાંય. ૨૩ બનાવ્યો તેહ દેશનો રાય, પાળી શ્રી ક્રશ્ન કેરી આજ્ઞાય; રહ્યો યાદવનો તેથી વંશ, કૃપા ઇશ્વરની અવતંસ. ૨૪ હવે પાંડુના પાંચે કુમાર, બીજે દીવસે થયા તૈયાર; આવ્યા કુંતાની પાસે તદાય, જાતી વેળા લેવાને રજાય. ૨૫ નમ્યા માતાને આણિ ઉલ્લાસ, પછી બોલીયા ધર્મ પ્રકાશ; અહો જનુની આપો રજાય, હમે ગાળી શું હીમાળે કાય. ૨૬ દુષ્ટ કળીનો દીલમાં ત્રાસ, માટે પામીશું સ્વર્ગે નીવાસ; પુત્ર અભીમન્યુ કેરો જેહ, મહા વીચક્ષણ છેજ તેહ. ૨૭ એતો કરશે તમારી સેવાય, નહી લોપે કદાપી આજ્ઞાય; એવાં ધર્મનાં સુણી વચન્ન, કર્યું કુંતાયે ઝાઝુ રૂદન્ન. ૨૮ પછી કહેવા લાગ્યાં તેણે ઠામ. અરે પુત્ર શું બોલોછો આમ; આવો જુલમ શી રીતે સહુ, સુના મંદીરમાં કયમ રહુ. ૨૯ પુત્ર વિનાનો વ્યર્થ વેપાર, આઠે પોર ઉદાશી અપાર; માટે આવીશ સંગાથે તન્ન, સત્ય માનજો એહ વચન્ન. ૩૦ ત્યારે બોલીયા ધર્મ કુંમાર, સુણો માવડી એક પ્રકાર; દુષ્ટ પંથ હિમાલય કેરો વાયુ વાય ત્યાં ટાઢો ઘણેરો. ૩૧ તેતો શીરીતે તમે સેવાય, શ્વાસ લેતાં સારૂ શુળ થાય; હજુ પરીક્ષીત નાંનો બાળ, તેની રાખેજ કોણ સંભાળ. ૩૨ તેહ માટે તમે જનેતાય, ઘેર બેઠાં ભજો વ્રજરાય; તોય કુંતાનો ના મટયો કલેશ, ત્યારે આપતા જ્ઞાન નરેશ. ૩૩ ॥ વલણ ॥ યુધીષ્ટીરે માતને કીધો જ્ઞાન પ્રકારરે; દુર્ગે કહે શ્રોતા સુણો કહુ તેનો વીસ્તારરેરેરે. ૩૪ ॥ ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ચાંન પર્વણી ધર્મેણ પરીક્ષતસ્ય રાજ્યાભીશેક ક્રતો નામ પ્રથમોધ્યાય. ૧ ॥

કડવું ૨ જું.

॥ રાગ સામેરી ॥ ઢાળ ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વળતી કુંતાજીને કેહે છે યુધિષ્ઠીર મહાકાય. ૧ અહો માત સાંભળો મુજ વાંણી માયા પ્રભુની જેહ; તે સરવેને મોહ પમાડે તેમાં નહીં સંદેહ. ૨ હર્ખ શોક ને મારૂં તારૂં શત્રુ ને વળી મીત્ર; તે સઘળું માયાથી થાયે વાત તેની વિચીત્ર. ૩ એ માયાથી જક્ત થયું આ સચરાચર સાક્ષાત; તે સર્વે સમજાવું તમને આ વખતે મુજ માત. ૪ પ્રથમ પ્રભુએ ઇચ્છા કીધી તેથી પ્રગટી એહ; તેનાથી મહતત્વ ઉપજ્યું તેમાં નહીં સંદેહ. ૫ છે તત્વે કરી અહંકારની ઉત્પત્તી થઇ સાર; જેણે કરીને સત્ય મનાએ જુઠો આ વેવાર. ૬ તેમાંથી ગુણ ત્રણ્ય નિપજ્યા સત્ય રજ તમ જાણ; જેનાથી બ્રહ્માંડ ભરાયું સત્ય કહું નીરવાણ. ૭ તમો ગુણનાં પંચભુત તેમ પ્રથ્વી જળ આકાશ; તેજ વાયુ એ પાંચે મળીને પ્રગટયો દેહ પ્રકાશ. ૮ રજો ગુણથી ઇંદ્રીયો દશ પેંદા થઇ તે ઠાર; તેવી રીતે સત્વ ગુણથી અંતસકર્ણો ચાર. ૯ તેમાં દેવ ચતુર્દસ બેઠા ઇંદ્રીયો તે ઠામ; તેવા પ્રાંણ રહ્યા તે મધ્યે પાંચેતો અભીરામ. ૧૦ શબ્દ સ્પર્શ ને રૂપ રસ ગંધ વીશય કહાવે એહ; તેતો તન માત્રા પ્રમાણો વપુની મધ્યે તેહ. ૧૧ તે સઘળુ એકંદર થઇને પ્રગટ થયુ વીરાટ; તેમાં આત્મા પેઠો ત્યારે હાલ્યો એતો ઘાટ. ૧૨ તે વપુના ત્રણ ભેદ કહ્યા છે કારણ સુક્ષમ સ્થુળ; પંચીકરણથી તેહ જણાએ જ્ઞાનીને અનુકુળ. ૧૩ તેમાં સાક્ષી રૂપે રેહે છે અવીનાશી ભગવાન; તદાપી તેને દોશ ન વળગે અવીકારી નીદાન; આત્મા પણ અવીકારી જાણો અજરામર કે

હેવાય; બળે શળેની વપુમાં રહીને શસ્ત્રથી નવ છેદાય. ૧૫ માયાના આવર્ણથી એને જીવ કહે અજ્ઞાન; પણ એ તો નિર્દોશી ભાશે જ્યારે થશે વીજ્ઞાન. ૧૬ નખશીખ સુધી વ્યાપી રહ્યો એ રૂંવે રૂંવે અનુપ; દેહ તણા અધ્યાસને લીધે પોતે થયો તદરૂપ. ૧૭ એવા એક આત્માથી ઉપજ્યા અસંખ્ય કોટી જીવ; તે સરવે ઉપાધી મટતાં અંત્યે થાએ શીવ. ૧૮ એક આત્મા સઘળે ઠેકાણેથી જુદા ત્રણ પ્રકાર; સુરત શબ્દને સ્વભાવ ન્યારા ઉપાધીથી નિરધાર. ૧૯ સંગદોષથી રૂપ પોતાનું ભુલ્યો છે આત્માય; તેણે કરી ઉપાધી સાથે હમેશાં અથડાય. ૨૦ અભીમાને કરી ઇંદ્રીયો સૌ કર્મ કરે છે જેહ; તે સઘળું પોતે માંને છે તેમાં નહી સંદેહ. ૨૧ શીત ઉષ્ણ ને ક્ષય વ્રદ્ધી તે દેહતણા છે ધર્મ; હ્રર્ખ શોક ત્યમ મનને થાયે સંકલ્પ વીકલ્પ પર્મ. ૨૨ ક્ષુધા ત્રશા તો પ્રાણને લાગે બુદ્ધિને ભ્રમ થાય; ચીત સઘળામાં ચોટી જાએ અભીમાને મનાય. ૨૩ આત્મા તો અવ્યક્ત રૂપ છે નીર્દોશી હમેશ; આવી રીતે જાણે તેતો નવ બંધાયે લેશ. ૨૪ તે વખતે કુંતાજી બોલ્યાં સાંભળો મારા તંન; કેવી રીતે વરત્યા થકી છુટે એ બંધન. ૨૫ ત્યારે પ્રીતી આણી બોલ્યા પોતે ધર્મ કુમાર; અહો માત સાંભળ જ્યો હવે પ્રશ્નનો ઉત્તર સાર. ૨૬ પ્રથમ કરે સતસંગ જ્યાયરે ત્યારે આવે જ્ઞાન; તેથી સૌ અજ્ઞાન હણાશે બળશે પાપ નીદાન. ૨૭ જ્ઞાનીનાં લક્ષણ સંભળાવું તે સુણજ્યો તમે માય; વળી ગુરૂની શકતી વખાણું નીશ્ચે આ વેળાય. ૨૮ ભક્તીને વૈરાગ્ય જેહમાં રાગ દ્વેશ નહીં મંન; ઇંદ્રીયો જીતે છે સર્વે અભ્યાસે પાવન. ૨૯ ક્ષમા દયાને લોભ પણું

નહીં સઘળે દ્રષ્ટી સમાન; દાતા શુરો નીર્ભય જ્ઞાની નીશ્કામે દે દાન. ૩૦ લાભ હાની નીર્માન માન ત્યેમ સ્તુતી નીંદ્યા વળી જેહ; તેમાં હર્ખ ને શોક ન આણે નવ રાખે સંદેહ. ૩૧ હું ને મારૂં મનથી નવ કહે તજે ત્રશણાનો રોગ; તેવી રીતે વીષ્ટા જેવા જાણે સઘળા ભોગ. ૩૨ ગુરૂ ભકતીમાં તત્પર નીત્યે ગુરૂ વચને વીશ્વાસ; કુળાચાર લોપે નહીં તેવો કોઇ કાળે પ્રકાશ. ૩૩ તે પ્રાણીને જ્ઞાની કહેવો દર્શનીય નિષ્પાપ; જેના સંગથી શાન્તી ઉપજે ટળે ત્રીવીધીતાપ. હવે ગુરૂનાં લક્ષણ કહું તે સાંભળોને તમે માત; જ્ઞાનીથી વીશેશ કેટલાં ચીન એમાં સાક્ષાત. ૩૫ સદાકાળ આનંદી રહે છે જાણે સૌ વિદ્યાય; વળી પાપીને શુદ્ધ કરેછે એવી જેની કૃપાય. ૩૬ વીશય થકી લેપાય નહીં તેમ નીશ્ચળ જેનો ટેક; વીમળ જ્યોત વીજ્ઞાનની ચીત્તમાં ભુલે નહી વીવેક. ૩૭ યોગ માર્ગને સાંખ્ય એ બેઉનો મત રાખે સમાન; જેવો જન અધીકારી હોયે તેવું આપે જ્ઞાન. ૩૮ પોતે મુક્ત તથાપી કરશે પરમારથ ઉપદેશ; કશી વાતમાં વેમ ન રાખે કોઈ ઉપર નહીં દ્વેશ. ૩૯ સોના આદી ધાતુ તેનો જાણી ન કરે સ્પર્શ, તેવી રીતે મોહ ન પામે સ્ત્રી દેખી ઉત્કર્ષ. ૪૦ તેમ પ્રભુ વીણ કોઈ વસ્તુમાં પ્રીતિ નહી લગાર, સંગ દોશથી ભાન ન ભુલે શ્રી હરીમાં એક તાર. ૪૧ હેવા જનને ગુરૂ પરમાણો બ્રહ્મનિષ્ટ બળવંન, તેની સેવા કરતાં નાસે આત્માથી અજ્ઞાન. ૪૨ અંત્ય વખત મુકિત પમાએ શુદ્ધ થઇ સાક્ષાત; તે માટે ગુરૂસેવા કરવી સત્ય માનજો માત. ૪૩ જે વસ્તુના યોગ વિયોગે શોક મોહથી સાર, પસ્તાવો કરશે તે પ્રાણી બંધાશે નીરધાર. ૪૪ રશભ દેવના

પુત્રને પુર્વે થયું સ્નેહથી દુઃખ, તે સઘળું સંભળાવું તમને સાંભળો માત પ્રમુખ. ૪૫ ભરત નામ તે ભુપનું કાવે સતત્રા દી રાજન, તેણે દારૂણ તપ આચરીયું ઘર મુકી ગયો વન્ન. ૪૬ યોગ કળાથી ધ્યાન ધરી ત્યાં ભજવા માંડયા ઈશ; તેવામાં એક કૌતક પ્રગટયું જોતાં તેણે દીશ. ૪૭ હરણી પાછળ વાઘ પડયોતો હણવાને નીરધાર. તેથી હરણી દોડી આવી ભુપ હતા તે ઠાર. ૪૮ તે ઠેકાણે સરીતા કુદતાં વીપ્રીત બનીયુ કામ, હરણી કેરો ગર્ભ હતો તે પાત થયો અભીરામ. ૪૯ પરીપકવ એ ગર્ભ થયો તો હરી ઇચ્છાથી માત, તેને પડતો મુકી નાઠી હરણીતો સાક્ષાત. ૫૦ તેવું દેખી ભર્ત ભુપને દયા ઉપજી મન્ન, તેથી પેલો ગર્ભ આણીને ઉછેર્યો બળવન્ન. ૫૧ તેની જોડે સ્નેહ થયો બહુ દેખીને ખુશી થાય પુત્રના કરતાં વાલુ માન્યું ખવરાવીને ખાય. ૫૨ હેવામાં એ હરણ બાળતો ગયું વન્નમાં નાશી; તેથી નૃપને શોક ઉપજ્યો થયા ઘણા ઉદાશી. ૫૩ તે કાળે પસ્તાવો કરતાં પડયો પોતાનો દેહ, તેથી હર્ણનો જન્મ આવીયો તેમાં નહીં સંદેહ. ૫૪ ॥ વલણ ॥ માટે સ્નેહ તજી તમે સમરો જગદાધારરે, દુર્ગો કહે એમ માતને કેહે છે પાંડુ કુમારરેરેરે. ॥ ઈતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ચાંન પર્વ ધર્મેણ કુંતા પ્રતીજ્ઞાન કથનો નામ દ્વીતીયો અધ્યાય. ૨

## કડવું ૩ જું.

॥ રાગ મારૂ ॥ વળી ધર્મ કહે સુણો તાત, કહુ માયાનુ રૂપ સાક્ષાત; અંધકાર રૂપે છેજ એહ, સર્વને દુખ દાઇક તેહ. ૧ તેમાં કષ્ટ પામે ઘણા જંન, ભુલે આત્માનું રૂપ

પાવન્ન; મરે અવતરે ને કરે કર્મ, નવ જાણે સનાતન ધર્મ. ૨ જ્ઞાન ભકિતને પુન્ય ભુલાય; શ્રમ કરેલો નીષ્ફળ જાય; તેને સાચીજ માની ખચીત, કરે પ્રાણી સાથે પ્રાણી પ્રીત. ૩ વળી પ્રીયાદી પુત્રને માટે, ધન ભેગુ કરી મુર્ખ દાટે; તેની મજુરી એળેજ જાય, એહ, દ્રવ્ય કદી ન પમાય. ૪ જયમ કીડીનું સાંચેલું અન્ન, ખાય તેતરાં ખોદી પાવન્ન; તેમ કોચલને પાળી કાગ, પુંઠે ખેદ પામે સુણી રાગ. ૫ મધ માંખ્યોનું પારધી લેછે, ત્યારે તે પણ હાથ ઘસેછે; ખોદે ઉંદર ને સુવે વ્યાળ. ચોરે તસ્કર ડંડે ભુપાળ. ૬ હેવી ધર્મ કહે દુષ્ટ માયા, તેમાં અજ્ઞાની પ્રાણી ગુંચાયા; કોણ પ્રેમદાને કોણ માત, કોણ પુત્ર અને કોણ તાત. ૭ જીવને જીવમાં શી જુદાઇ, એક આત્મા બધે સુખદાઇ; અજ્ઞાને સઉ જુદાં જણાય, તેમ શત્રુને મીત્ર મનાય. જેના આરંભમાં મળે સુખ, તેના પરીણામે ઘણું દુઃખ, તેવું આરંભમાં દુઃખ ભાસે, તેને પરીણામે સુખ થાશે. ૯ વિશયમાં પ્રેમ એ મોટો પાસ, તોડયો નહી તુટે નહી પ્રકાશ; જેવો ભમરો કમળમાં બંધાય, સર્પ રાગ સુણી કેદ થાય. ૧૦ ખુવે મોરથી પતંગ પ્રાણ, મીન લોભે મરે નીરવાણ; એમ સ્નેહ થકી સુણમાય, પ્રાણી વારંવાર લેટાય. ૧૧ દેહ છુટતાં સબંધી જન્ન, નથી મળતાં ફરી કોઇ દન્ન; મળે એવું કહે કોઇ સાર, તેતો જન્માંતરે નીરધાર. ૧૨ સંસકાર પુરો થતાં માત, થાય વિજોગ તેનો સાક્ષાત; જેવી રીતે રાત્રી પડતાં સાર, થાય ભેગાંજ પક્ષી અપાર. ૧૩ પ્રાતઃકાળે ઉડી જાશે એહ, નથી ભેગાં થતાં વળી તેહ; તેમ પુત્રાદી સબંધી જેહ મારાં મનાય અજ્ઞાને એહ; તેથી વાસના રહે તેની માંય, ત્યારે જ-

ન્મ લેવા પડે ત્યાંય. ૧૫ એહ સર્વછે માયાનું કામ, ભુલે તેહમાં પ્રાણી તમામ; માટે તેને છોડી દેઈ માત, ઘેર બેઠાં ભજો જગતાત. ૧૬ પાળો પરીક્ષતને આ કાળ, નાનો જાણીને લેજો સંભાળ; થશે તે અંતે કલ્યાણ, તેમાં ફેર નથી નીરવાણ. ૧૭ એમ માતાનું મનાવી મન્ન, ચાલ્યા ત્યાં થકી પાંડુના તન્ન; આવ્યા દ્રૌપદી રાણીની પાસ, પછી બોલીયા ધર્મ પ્રકાશ. ૧૮ અહો રાણી સુણો એક વાત, જેથી પામીયે સુખ સાક્ષાત; જાવું હીમાળે હમારે સાર માટે આજ્ઞા આપો આણી વાર. ૧૯ તમે કરજો કુંતાની સેવાય, તેથી છેવટ મુક્તિ પમાય; એવી ધર્મની સાંભળી વાણી, બોલ્યાં દ્રૈપદી આંસુડાં આણી. ૨૦ અરે કંથ શુ બોલોછો આવું હું તો તમારી સંગાથે આવું; વેઠયું આજ સુધી દુઃખ અતી, હવે અળગી કરો કેમ પતી. ૨૧ ચંદ્રચકોરને જળ મીન, કહો કેવી રીતે રહે ભીન; તેમ કુંજર વીલોબી વીત્ત એહસર્વને પુર્વની પ્રીત. ૨૨ તેથી અળગાં થતાં દુઃખ થાયએક નીમીશતો યુગ જાય, માટે મુકી જસો નીરવાણ, તોતો તજીશ માહરા પ્રાંણ. ૨૩ એવાં સતિનાં સુણી વચન્ન, થયા પાંડુના પુત્ર પ્રસન્ન; સાથે લીધાનો કર્યો વિચાર, પછી ચાલ્યા ત્યાંથી નીરધાર. ૨૪ આવ્યા માતા પાસે રણધિર, રાખી હૈયામાં અત્યંત ધીર; વળતી સોંપ્યો પરીક્ષીત બાળ, આણી નેત્રમાં આંસુ વિશાળ. ૨૫ વસ્ત્ર શણગાર પેહેર્યા તા જેહ, સર્વે ઉતારી મુકયાજ તેહ; ધર્યાં વલ્કલ અંગે નીદાન, બાંધી જટા તજી અભીમાન. ૨૬ યોગી રૂપે થયા પાંડુ તન્ન કર્યું કુંતાએ ત્યારે રૂદન; પછી સંભારી જગતના તાત, ચાલ્યા ભાગોળે પાંચે ભ્રાત. ૨૭ તેની પુઠે પુઠે અભીરામ, આ-

જ્યાં દ્રોપદી રાણી તે ઠામ; તેહ સમે તે નગ્રના જન્ન, પાસે આવીને કરતા રૂદન. ૨૮ તેને યુધીષ્ટીરે આપ્યું જ્ઞાન, તેથી શાન્ત થયા તેણે સ્થાન; આવ્યા વળાવી સરવે ઘેર, હેવી દૈવની દારૂણ પેર, ૨૯ ॥ વલણ ॥ વળતી ત્યાંથી ચાલીઆ પાંડુ પુત્ર પ્રકાસરે, દુર્ગા કહે તેહ માર્ગમાં કર્તા જ્ઞાન વીલાસરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરિત્રે કવી દુરગાશંકર વીરચીતે મહાભારથાંતર ગત ચાંન પર્વણી પાંડુ પુત્રે હીમાળય પ્રતિ પ્રયાણ કતો નામ ત્રતિયો અધ્યાય.

કડવું ૪ શું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણિપેર બોલ્યા સુણ સતવાદી વાત; ત્યાર પછીથી પાંડવ ચાલ્યા પંથ વિશે સાક્ષાત. ૧ રસ્તે જાતાં શિખામણ દે સૌને ધર્મકુમાર; તે સઘળું સંભળાવું તુજને પ્રેમથકી આ ઠાર. ૨ યુધિષ્ટીર કહે સાંભળો વિરા શ્રદ્ધાથી મુજ વાત; આદમી કેરા ભેદ બતાવું કીયા થકી સાક્ષાત. ૩ નિસ્કામીને નીર્માની વળી નીર્લોભી જન સાર; સઘળે પરમાત્માને દેખે બુદ્ધી છે ઉદાર. ૪ એવા જનને દેવ પ્રમાંણો દર્શનથી દુઃખ જાય; તેનો સંગ થતાંમાં તતક્ષણ શાંતિ તો પમાય. ૫ નીપતે વિરા વાંણી સુંદર ઉછરે નમ્ર સ્વભાવ; યુધે શુરા યશનો લોભી પુન્યથી માંને લાવ. ૬ જ્ઞાન કથા સુણવી હંમેશાં એ રૂપી વ્યસન્ન; એવા નરને સીદ્ધજ જાણો સંગ તેનો પાવન્ન. ૭ વર્ણાશ્રમના ધર્મ જાણશે કરશે ગુરૂ સેવાય; વિનય અને વીવેકે વરતે શાસ્ત્રે અતી શ્રદ્ધાય. ૮ દેશકાળ દીલમાંહી વિચારી બોલે સાચી વાતઃ તેને તો પંડીત જાણવા બીજા મુરખ જાત. ૯ દ્રોહ વાતથી રાજી થાશે પાળે નહીં નીજ ધર્મ; વેદ શાસ્ત્રથી

ઉલટા ચાલી કરશે ખોટાં કર્મ. ૧૦ હીંસા કરતાં દોશ ગણે નહીં ન કરે ગુરૂ સેવાય; એવા નરને રાક્ષસ જાણો આસુરી સહાય. ૧૧ રસ્તે જાતાં નડશે નિશ્ચે બીવરાવી ધન ખાય; જેની પુઠે પડશે તેને છોડે નહીં જરાય. ૧૨ અવિચારીને અનાચારી દ્વેશી મેલો જેહ; તેને તો પીશાચ જાણવો તેમાં નહીં સંદેહ. ૧૩ વ્યભીચારીને મીથ્યા માંની દીલમાં ક્રોધ અપાર; ના ખાવાની વસ્તુ ખાયે શ્રદ્ધા નહીં લગાર, દુષ્ટ વચન મુખથી ઉચ્ચારે મુકે જુઠું આળ; ધર્મરાય કહે તેને કેવો જક્ત વિશે ચંડાળ. ૧૪ તે માટે હું કહું તે માંનો રાખીને વિશ્વાસ; આ વખતે નવ ચીતમાં કરવી કંઇ વસ્તુની આશ. ૧૫ હીમાલયનો પંથ કઠીણ છે વાટે વીઘ્ન અપાર તે માટે સાવધ થઇ ચાલો સમરી જગદાધાર. ૧૬ હાસ્ય કરીને વાત ન કરવી ધરવો નહીં અભીમાન; તેવી રીત રાગ દ્વેશ ભય તજવાં તેહ નીદાન. ૧૭ દુષ્ટ પુરૂશ કોઇ આવી પજવે મારગમાં નીરધાર; તો પણ તેને સાંખી રહેવું ગ્રહેવું નહીં હથીયાર. ૧૮ માત તાતને પુત્ર પ્રેમદા સગાં સબંધી જેહ; તે સર્વેનું સ્મરણ ન કરવું યાદ લાવીને સ્નેહ. ૧૯ એતો સઉ સંસ્કારે કરીને પ્રાણી એકઠાં થાય; લેણ દેણ પ્રમાણે રાખે પ્રીતી ને ઇરશાય. ૨૦ પોત પોતાનું લેણું થાયે પુરૂ જેણીવાર; તે વખતે તે નાશ પામે છે ક્ષણું નવ લાગે વાર. ૨૧ પુન્ય ભક્તીને પરમારથ કૃત સદગુરૂની શેવાય; તે વીના જે અન્ય આચરે તેતો નરકે જાય. ૨૨ માયા નારી નાગણી જેવી ઉપજાવીને ખાય; તેથી દુર રહ્યો તે પ્રાંણી દુઃખમાં ના પીલાય. ૨૩ જક્ત વ્રક્ષનું મુળ હરી છે ડાળાં બીજા દેવ; તે માટે તેને છોડી નવ કરવી અન્યની શેવ. ૨૪

મણી કરતાં મોઘો મુનશા દેહ ફરી ફરી નવ્ય પમાય; જય-
મ રંભા એકવાર ફળે છે પુનરથી નવ્ય વહાય. ૨૫ એવી
રીતે શીક્ષા કહી યુધિષ્ઠીર રાજન્ન; હસ્તીનાપુર મુકી ચા-
લ્યા પંથ વિશે પાવન્ન. ૨૬ તેની પુઠે પાંચાળીને ચારે
બંધવ જાય; રાત પડયે વિશ્રામ કરે છે દિવસે પંથ પળા-
ય. ૨૭ શીતળ જળમાં સ્નાન કરીને ફળફુલ ખાયે તેહ;
અંતરમાં હરીને સંભારે આંણી ઝાઝો સ્નેહ. ૨૮ એવી રી-
તે કષ્ટ વેઠતાં થોડા દીનમાં સારઃ કેદારેશ્વર આવી પહોંચ્યાં
જ્યાં બેઠા ત્રીપુરાર. ૨૯ તે ઠેકાણે સ્નાન કરીને પુજ્યા ઉ-
મયા નાથ, તેવી રીતે કર જોડીને વંદયો મુનીનો સાથ. ૩૦
વળતી બદ્રીવનમાં જઇને નીરખ્યા ધમ કીસોર નરનારા-
યણ નામ તેહનું તપનું ઝાઝુ જોર. ૩૧ ત્યાર પછી સર્વેનેકહેછે
યુધિષ્ઠીર તે ઠાર; મૌન પણે ચાલો મુજ પુઠે કાય ધરી આ-
વાર. ૩૨ એવું કહીને ચાલ્યા ત્યાંથે કુંતાસુત રાજંન; નિ-
ચી દ્રષ્ટી રાખી ચાલે વસ્ય કર્યું છે મંન્ન. ૩૩ એટલામાં
ત્યાં ઝાડી આવી દારૂણ વન દેખાય; ચારે બાજુ પક્ષી બો-
લે વાયુ શીતળ વાય. ૨૪ તેમાં થઇને પાંડવ ચાલ્યા સ-
તવાદી ભુપાળ; ત્યારે ઈંદ્રે મન વિચારયું છેતરૂં આંણે કાળ.
૩૫ કેવી રીતે વ્રત પાળેછે કુતાના કુંમાર; તેનો મહી મા જોવા
માટે મોકલું સુંદીર નાર. ૩૬ એવું અંતરમાંહી વિચારી સુ-
રપતીએ રાજન્ન; રંભા આદી અપ્છરા મોકલી છળવા પાંડુ
તન્ન. ૩૭ ॥ વલણ ॥ શોભા શી કહું તેહની રતીથી અદકાં
રૂપરે; દુરગો કહે તેહ દેખીને મોહ પામે મુની ભુપરેરેરે. ઇતીશ્રી
પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત
ચાંન પર્વણી પાંડવ કેદારેશ્વરાત નીર્ગતો નામ ચતુર્થો અધ્યાય.

ચાંન પર્વ સમાપ્ત.

# સ્વર્ગારોહણ પર્વ.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાણ, સુણો ભુપ ચતુર સુજાણ; પછી ઇંદ્રની પ્રેરેલી નાર, આવી મારગમાં નીરધાર ૧ તેતો હરણ કરવા મન્ન, બોલી હાસ્ય કરીને વચન્ન; અહો પાંડવ સાંભળો વાત, કહુ તમારે માટે સાક્ષાત. ૨ કરો હમારી સંગાથે ભોગ, રૂડી રીતથી અંગ સંજોગ; તેણે કરી તમારૂ આ ઠામ, મન્ન પામશે નીશ્ચે વીરામ. ૩ જન્મ ધરી જે પુરશે સહી, સંગ સુંદરીનો કર્યો નહીં; તેનો એળે ગયો અવતાર, સત્ય માનજો ભુપ કુમાર. ૪ પ્રેમ લોચની ચંપક વર્ણ, ગજ ગામી કામી સુ આચર્ણ; ચંદ્ર મુખીને મોટું કપાળ, વેણી વાસુકી શબ્દ રસાળ. ૫ કીર નાશીકા કોમળ કાન, સ્તન વર્તુલ બેઉ નીદાન; ભ્રગુટી વાંકી નેત્રમાં મેંશ, ધનુષાકૃતી પાંપણ દેખ. ૬ અણીઆળી હનુ નીરધાર, તેમાં છુંદણું લીલુંજ સાર; ગાલ ગૌરને ગોળ દેખાય, દંત દાઢમ કળી કહેવાય. ૭ કટી સીંહથી પાતળી દીસે, તેવું સ્થુળ પણું પ્રષ્ટ વિશે; હાથ હાથીની સુંઢથી સારા, નખતો જાણે ઉજવળ તારા. ૮ ઉરૂ કદળી સ્થંભ પ્રમાણુ, ચર્ણ કલ્પલતા નીરવાણ; ઉદર પોયણી પત્ર સ્વરૂપ, નાભિતો જાણે અમ્રત કુપ. ૯ ધર્યા સણગાર અંગે અખંડ, પ્રેમ પાસને જાણે પ્રચંડ; હીરા જડીત્ર છે અલંકાર, મન મનોજ બુદ્ધિ અપાર. ૧૦ ચર્ચ્યું ચંદન સુગંધીવાન, વગાડે બાજુ ને કરે ગાન; તેવી તારૂણી ઝાલી હસ્ત, નવ વીનોદ કીધો સમસ્ત. ૧૧ તેવો પુત્રની સજ્યામાં સાર, નવ કી

ધો હંમેશ વીહાર; તેમ અધર અમ્રત જેહ, નવ પ્રેમ થકી પીધું તેહ. ૧૨ તેતો કેવળ નીર્ભાગી પ્રાણિ, એમ અપસરા બોલી વાણી; તોય પાંડુરાજાના કુમાર, નવ ચિત્તથી ચળ્યા લગાર ૧૩ ત્યારે પ્રેમદાએ ત્રતકાળ, ઘણું ગાયન કીધું રસાળ; ઉરૂ રદયને નાભી દેશ, તેને દેખાડે છે ત્રીયા વેશ. ૧૪ તેવું દેખી યુધિષ્ટીર ભુપ, નીચુ જોઇને બોલ્યા અનુપ; અરે સુંદરીઓ સુણો વાત, હમેતો શુદ્ધ ક્ષત્રીની જાત. ૧૫ ચંદ્ર કુળ હમારૂ પાવંન્ન, ગુરૂ દ્રોણ મુની બળવન્ન; માટે કેમ થાયે દુષ્ટ કામ, પર પ્રીયાછે માત તમામ. ૧૬ જેણે મનુષ્યનો દેહ ધરી, પ્રભુ સાથે પ્રીતિ નવ કરી; તેતો ચ્યંડળ પ્રાણી કહેવાય, નીત્ય કર્મ વિશે ગોથાં ખાય. ૧૭ મોક્ષ દાતાને દુખ નીવારી, જકત કર્તા જદુ કુળ તારી; જેણે પેરયું પીતાંબર પીળું, ધર્યું શ્રી વત્સલાંછન શીળું. ૧૮ મોર મુગટ મોરલી હાથ, કોટી બ્રહ્માંડ કેરાજ નાથ; કોટે કૈસ્તુભ મોતીની માળ, સત સુર્યના જેવું કપાળ. ૧૯ કેડે કદોરો કુંડળ કાન, હાથે પોંચીને બાજુ નીદાન; સ્યામ વર્ણને કાન્તિ રસાળી, મોહ પાંમે મુની સામુ ભાળી. ૨૦ તેમ જેહના નામની તુલ્ય, નવ આવે ક્રીયાઓ અમુલ્ય; જેની કટાક્ષે કંપે કાળ, ત્રાસ પામે અસુર વીશાળ. ૨૧ તેવા પ્રભુની ભક્તિનો જેહ, નવ કીધી તજી ત્રીયા સ્નેહ; તેતો ખરેખરો પર સાર, પસુ જાતીથી ભુંડા અપાર. ૨૨ માટે કહ્યું માની તમે નાર, ખસો મારગમાંથી આવાર; હાવો કરવા થકી અંતરાય, નથી લાભ તમોને જરાય. ૨૩ કદી પશ્ચિમ ઉગશે ભાણ, થશે હીંમ હુતાશન જાણ; તોય પાંચેમાંથી એક ભ્રાત, નહીં ચળીએ હમે સાક્ષાત. ૨૪ હેવી ધર્મની સુણી વાચાય,

લાગી અપ્છરાઓ સઉ પાય; પછી આવી એના સ્વર્ગ માંય, કહી ઈંદ્રિને ખબર ત્યાંજ. ૨૫ ત્યારે એતો થયો રળીયાત, જોઇ ધર્મનો ટેક સાક્ષાત; પાંમ્યો આશ્ચર્ય મન્નની માંય, કર્યું વખાણ મુખથી ત્યાંય. ૨૬ ॥ વલણ ॥ એ રીતે ઈંદ્રે લહી પાંડવની પ્રભુતાયરે; દુર્ગા કે પછી શું થયું તેનો કહું મહિમાયરેરેરે. ઇતિ શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચિતે મહાભારથાંતર ગત સ્વર્ગારોહણ પર્વણિ ઇન્દ્રેણ ધર્મસ્ય પરિક્ષા કૃતો નામ પ્રથમો અધ્યાય.

કડવું ૨ જું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશંપાયન વચંન, સુણો સત્યવાદી નૃપ તંન; પછી પાંડુ રાજાના કુમાર, ચાલ્યા ત્યાં થકી આગળ સાર. ૧ દીઠું મેદાન મોટું તે કાળ, વીશ યોજન લાંબુ વિશાળ; તેથી પામીયા દીલમાં ત્રાસ, નથી મન સ્વ કોઇ પ્રકાશ. ૨ થયા શુકન માઠા તે ઠાર, જાણે દૈવ કોપ્યા નિરધાર; વાયુ ઘોર ભયાનક વાય, રેણું ઉડીને નેત્રપુરાય. ૩ ફરકે લોચનને ડાબુ અંગ; વળી ગાત્ર થયાં સઉ ભંગ; શબ્દ કારના શ્રવણે સુણેરાય, જાંણે લાગી દીશાઓમાં લાહ્ય. ૪ સર્પ આવી આડા ઉતરે છે, તેવા ઉંચેથી તારા ખરે છે, રડે શ્વાનને મોર શીયાળ, દીસે ધુંધળો કશ્યપ બાળ. ૫ તેવી સર્વ બાજુ ભણી ભુપ, કરે લુકડી શબ્દ અનુપ; એવાં દેખીને આશ્ચર્ય કામ, ધર્મ ખેદ પામ્યા તેણે ઠામ. ૬ પછી આગળ ચાલ્યા જેવારે, એક પર્વત આવીયો ત્યારે; તેની શોભા તણો નહીં પાર, જાણે માંખણનો પીંડ સાર. ૭ તેહ પર્વતમાં એક ગામ, કોટી દૈત્ય રહે તેણે ઠાંમ; મેઘનાદ ત્યાંનો શીરદાર, તેતો અસુર પાપી અપાર. ૮ ત્ર-

ણ તાડ જેવી જેની કાય, જાણે બીજો હીરણ્યાક્ષરાય; પશુ પક્ષીને માણસ જાત, તેની જોતાં જો તાં કરે ઘાત. ૯ એવો દુષ્ટ છે એ મતી પાપ, કરે સત્ય વાદીને સંતાપ; તેના નગ્ર પાસે થઇ સાર, ચાલ્યા પાંડુ રાજાના કુમાર. ૧૦ ત્યારે નારદ બ્રહ્માના તંન, આવ્યા દૈત્યની પાસે પાવન્ન; તેને અસુરે આપીયું માન, પછી કહેવા લાગ્યો તેણે સ્થાન. ૧૧ અહો દેવ રૂશી મહારાજ, કેમ કૃપા કરી તમે આજ; એવું સાંભળી વાકય તે ઠાર, બોલ્યા પરમેષ્ટી કેરા કુમાર. ૧૨ અલ્યા રાક્ષસ સાંભળ વાત તું તો કેવળ મુર્ખ સાક્ષાત; શુક ધેનું નામે મામો તારો તેને નિશ્ચે અરજુને સંહાર્યો. ૧૩ તેતો આવ્યા તારા નગ્ર પાસ, સાથે સુંદરી એક પ્રકાશ; માટે લેને માંમા તણું વેર, લાવ્ય તારૂણી તેહની વેર. ૧૪ એવી મુનીની સાંભળી વાંણી, ઉઠયો અસુર તો ક્રોધ આણી; ઝાલી હાથમાં એક ગદાય, આવ્યા પાંડવ પાસે તદાય. ૧૫ પછી કેહેવા લાગ્યો તેણે ઠાર, અલ્યા ઉભા રહો પાંડુ કુમાર; વઢોમાહરી સાથે પ્રકાશ, જેથી પોંચે તમારીજ આશ. ૧૬ શુકધેનું મામો મારો રંક, તેને માર્યો તને વણ વંક; તેથી લેઉ હું તો આજ વેર, મારૂ આજ તમોનેજ ઠેર. ૧૭ એવું કહીને ઉચ્ચારી ગાળ, તોય ના બોલ્યા પાંડુના બાળ; નીચુ જોઇ પોતે ચાલ્યા જાન, જેના ધ્યાનમાં છે જદુરાય. ૧૮ ત્યારે મેઘનાદે કળા કીધી, દ્રૌપદ સુતાને ઉપાડી લીધી; વળતી ખંધોલે બેસાડી સાર, આવ્યા નગ્ર વિશે નીરધાર. ૧૯ કરે તે સમે સતી રૂદન્ન, ધરૂજે થરથર કોમળ તન્ન; એવું દેખી વ્રકોદર વીર, ઘણો ક્રોધે ચઢયો રણધીર. ૨૦ પણ ધર્મની નથી રજાય, માટે શમશમીને રહ્યા રાય; હશે કુપુત્ર જક્ત

માં જેહ, તોડે જ્યેષ્ટ મર્યાદા તેહ. ૨૧ મોટા ભાઇ પીતા ને સમાન, તેનું ના ગણે તે અજ્ઞાન; હાવે રાક્ષસે આવીને ઘેર, કરી સંતાડવા કેરી પેર. ૨૨ રાખી માદ્રીએ દ્રૌપદ બાળ, તેની પુઠે મુકયા રખવાળ; જેમ કંડીયા માંહી ભુજંગ, અતી પછાડે પોતાનું અંગ. ૨૩ તેમ દ્રૌપદ કેરી કુમારી, રડે કેદખાના વિશે ભારી; પછી પામીને વીરામ મન્ન, કર્યું શ્રી હરી કેરૂ સ્તવન. ૨૪ ॥ વલણ ॥ પાંચાળી પ્રભુની કરે અરજી તેણે ઠારરે; દુર્ગા કહે શ્રોતા સુણો કહું તેનો વિસ્તારરેરેરે. ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત સ્વર્ગારોહણ પર્વણી અસુરેણ દ્રૌપદી હર્ણ કતો નામ દ્વીતીયો અધ્યાય.

કડવું ૩ જું.

॥ રાગ પહનો ॥ બાળકડી તેંતો બોળ્યુંરે આશુરે કીધું એ પ્રમાણે છે. વાડીલા ચડજ્યો વારેરે નંદના લાલા, તુજ વીના કોણ ઉગારેરે કાંનજી કાળા ટેક. અહો કૃષ્ણ આ દુખમાં ઉગારો સામું જોઇ, નથી બેલી બીજો કોઇરે; નંદના લાલા. ૧ વારે વારે શ્રીજી ઉગારી રાખ્યો ટેક, તેતો કેમ ભુલ્યા છેકરે; નંદના લાલા. ૨ આખી ઉમ્મર પાળી છેવટે છોડ્યા રણછોડ, તોતો બાનાને ખોડરે નંદના લાલા. ૩ જેની જેને ભક્તિ તેનીતો તેને લાજ; જ્યમ જળના બોળે ઝાઝરે; નંદના લાલા. ૪ ભક્ત તમારો થઇ કરશે કોઇ અપરાધ, પણ ન ગણો તેનો બાધરે નંદના લાલા. ૫ તેવી રીતે મારૂ જો હોય કદી કુકર્મ, તહપી રાખોને ધર્મરે; નંદના લાલા. ૬ શાંમળીઆ તમે સઘળે વ્યાપ્યાછો વિશ્વાધાર, અવીનાશી ધર્યો અવતારરે; નંદના લાલા. ૭ કર્તા હર્તા ભર્તા જગમોહન

સીંહ જીવતાં સીંહણને દુઃખ દેછે જો શીયાળ. ત્યારે તેને સીંહ ન કેવો શ્વાનથી તુચ્છ વીશાળ. ૧૭ હેવાં વાક્ય કહ્યાં ભીમે બહુ યુધીષ્ટીરને સાર, તોપણ નવ બોલ્યા કંઇ મુખથી પોતે ધર્મ કુમાર. ૧૮ ત્યારે વીરવ્રકોદર ચાલ્યો વાયુ કેરો તન્ન, મેઘનાદનાપુરમાં આવ્યો નિમીશ વિશે બળવન્ન. ૧૯ ત્યાં આવીને પર્વત કેરૂ શીખર હતુ વળી જેહ, તેને ત્રોડી કરમાં લીધું માહાભારે વળી એહ. ૨૦ વળતી પુરમાં પેશી કીધો સીંહનાદ ભુપાળ, તેથી સરવે રાક્ષસ ત્રાસ્યા ખળભળ્યાં પાતાળ. ૨૧ વાયુ સુતનો શબ્દ સુણીને દ્રુપદ તણી કુમાર, અંતરમાં અતી આનંદ પામી હીમત અદકી ધારી. ૨૨ ત્યાર પછી પવનાત્મજ આવ્યો પાંચાળીની પાસ; જેના બળને કોઇ નવ પોચે ક્ષત્રી પામે ત્રાસ. ૨૩ તેને દેખી રક્ષક નાઠા ભય પામીને મન્ન, એટલે ભીમે ખાંધે લીધાં પાંચાળી પાવન્ન ૨૪ વળતી માળીયું તોડી નાંખ્યું શોભીતું અપાર, તે પુંઠે દ્રૌપદીને મુકયાં ગુપ્ત જગાયે સાર. ૨૫ મેઘનાદને ખબર થઇ તે સુણ જન્મેજયરાય, એટલે એતો લડવા આવ્યો કરમાં લેઇ ગદાય. ૨૬ તેની પુઠે આયુધ લેઇને આવ્યા દૈત્ય અપાર, ત્યારે વ્રકોદરતો ઉભો સ્વસ્થ થઇ તે ઠાર. ૨૭ વળતી તત્ક્ષણ વઢવા લાગ્યો વાયુ કેરો બાળ, રાક્ષસને તો રોળેછે જયમ સીંહ હણે શીયાળ. ૨૮ પેલા પર્વત કેરૂ શીખર ઝાલ્યુ છે વળી જેહ, તેણે કરી સંહાર કરેછે તેમાં નહીં સદેહ. ૨૯ કેટલાને હડફેટે પાડી ચર્ણે ચાંપે રાય, તેવી રીતે કેટલા જણની કચરી નાંખે કાય. ૩૦ હેવી રીતે કુંતા પુત્રે યુદ્ધ કર્યું જે વારે, તેવું દેખી મેઘનાદ પણ કોપે ચઢીયો ત્યારે. ૩૧ ભીમસેનના ઉપર કીધો ગદા-

નો પ્રહાર, શૈલ શીખર કરમાંથી પાડ્યું હેઠું તેણીવાર. ૩૨ વળતી બેઉ જણ કરવા લાગ્યા મલ્લ યુદ્ધ તે કાળ, સામા સામી ઢીકા મારે તાંણીને વીશાળ. ૩૩ આંટી ધુટી ગડદા પાટુ દાવ પેચથી દેછે, એક એકને ત્યમ બાથ ભરાવી હેઠળ નાંખીદેછે. ૩૪ તેવામાંતો લાગ જોઇને વિફર્યો વાયુ બાળ, કેશ ગ્રહીને હેઠો નાંખ્યો પાપીને તે કાળ. ૩૫ વળતી તેની છાતીઉપર બેસીને નીરવાણ, તાળવામાંહી ઢીકો માર્યો તેથી નીકળ્યો પ્રાણ. ૩૧ એ પરમાણે પાપી રાક્ષસ મ્રત્યુ પામ્યો જ્યારે, એટલે ત્યાં દેવોએ કીધી પુસ્પ વ્રષ્ટી તે વારે. ૩૭ ॥ વલણ ॥ દુંદુંભી વાગ્યાં દેવનાં વરત્યો જયજયકારરે, દુર્ગા કહે પછી શું થયું તેનો કહું વીસ્તારરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વીરચીતે મહા ભારથાંતર ગત સ્વર્ગા રોહણ પર્વણી ભીમેન મેવનાદ વધો નામ ત્રતીયો અધ્યાય. ૩

## કડવું ૪ થું.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ સતવાદી રાય; વળતી વાયુપુત્રે કીધિ સુંદીર એક કળાય ૧ ગીરી ગુફામાં શહેર હતું એ રાક્ષસનું રાજન્ન; તેને મોઢે ઢાંકણું વાસ્યુ પથ્થરનું પાવન્ન. ૨ ત્યારપછી દ્રૌપદ પુત્રીને મુકયાંતાં જે ઠાર; ત્યાંથી તેને લેઇને ચાલ્યો વેગથકી નીરધાર. ૩ એવી રીતે કામ કરીને વ્રકોદર રણધીર; ધર્મરાયની પાસે આવ્યો રાખી મનમાં ધીર. ૪ પુછે છોયે જણ ચાલ્યાં પાંમી મન સંતુષ્ટ જયમ જયમ આગળ ચાલે ત્યમ ત્યમ શીત નડે છે દુષ્ટ. ૫ હીમ ગીરીના બરફે કરીને થયા સ્યામળા દેહ; નાક નેત્રથી પાણી ટપકે તેમાં નહી સંદે-

હ. ૬ પચીસ યોજન જાતાં ગળીયું દ્રૌપદી કેરૂ તન્ન; તે વખતે પાંડવે કીધું શોક થકી રૂદન્ન. ૭ ધર્મરાય બહુ જ્ઞાની રાજા તેને શોક ન થાય; પણ પત્નિનું સુખ દરશાવા કીધો ખેદ તદાય. ૮ દ્રૌપદી જેવી અબળા હોય તો નથી તે ત્યાગનું કામ; ઘેર બેઠાં ગોવીંદ મળે છે તાપ ટળે અભીરામ. ૯ હરીશ્ચંદ્ર પ્રલ્હાદ વીદુરજી વીભીષણ બળીરાય; તે સઘળા ત્યાગી નોતા પણ કૃપા કરી જદુરાય. ૧૦ સ્ત્રી વિના સંસાર વ્યર્થ છે મંદીર તો મશાણ; વંશ રહે નહી વીપત પડે છે વ્યાધીમાં નીરવાણ. ૧૧ રાંમા ઘરનું રત્ન જાણવુ દૈવે કરેલો મીત્ર; સુખ દુખમાં વીશ્રામ રૂપ છે જો હોય સારૂ ચરીત્ર. ૧૨ વળતી પંદર યોજન ચાલ્યા ત્યાંથી તો ભુપાળ; એટલે નીકુળ કેરૂં ગળીયું ગાત્રજ તેણે કાળ. એવું દેખી ચ્યારે ભાઇએ શોક કર્યો તે ઠાર; તેનું કારણ મુનીવર કહે તું સાંભળ ભુપ કુમાર. ૧૪ લીંબુ વ્રક્ષનું ફળ કડવું પણ મીઠી તેની છાંય; ત્યમ બંધવ અજ્ઞાની હોયે તોયે પોતાની બાંહ્ય. ૧૫ ધન વિના જીવન સુનું છે પુત્ર વિના પરીવાર; તેત્રી રીતે ભ્રાત વિનાની શુન્ય દીશાઓ સાર. ૧૬ દારૂણ દુઃખમાં બધન હોય તો નિશ્ચે વારે ધાય; અશકતીમાં આધીન રહે છે નીત્ય કરે સેવાય. ૧૭ જેણે ભાઇને શત્રુ જાણયો દ્વેશ ધર્યો તે સાથ, તેને તો નપુશક જાણો નીચ નફટ સાક્ષાત. ૧૮ ત્યાર પછી નીકુળને રડીને ચાલ્યા ચારે વીર, થરથર સરવે ગાત્ર થાય છે હાર્યા મનની ધીર. ૧૯ દ્વાદશ યોજન જાતાં બનીયુ પાછુ વીપ્રીત કામ, સહદેવ જોશી મ્રત્યુ પામ્યા દેહ ગળ્યો અભીરામ. ૨૦ તે ઠેકાણે ત્રણે બંધવ પામ્યા બહુ પરીતાપ, તેની પુંઠે આગળ ચાલ્યા વીલપીને અણમાપ. ૨૧

હેવામાં બે યોજન જાતાં ગળ્યો ભીમનો દેહ, તેનું જળ થઇ રેલો ચાલ્યો તેમાં નહીં સંદેહ. ૨૨ ત્યાં તેનું પ્રાક્રમ સંભારી રડયા યુધીષ્ઠિર રાય. ત્યાર પછી ત્યાં શું નીપજ્યું તેનો કહુ મહિમાય. ૨૩ યોજન એક ગયા જે વખતે બેઉ જણા બળવાન, એટલે અરજુન કેરી ગળી ગઇ કાયા તેણે સ્થાન. ૨૪ તે કાળે યુધીષ્ઠિર ભુપે મુકી મનથી હામ, અરજુનનું ડાહાપણ સંભારી રૂદન કર્યું તે ઠામ. ૨૫ રાત દિવસ આજ્ઞામાં રહેનો કરતો બહુ સેવાય, તે માટે ઉદ્વેગ પામીયા યુધીષ્ઠિર તદાય. ૨૬ ત્યાર પછી યુધીષ્ઠિર ચાલ્યા ત્યાં થકી આગળ સાર, એટલે માન સરોવર આવ્યું શોભાનો નહીં પાર. ૨૭ જેમાં હંસ જનાવર રહે છે પાકે મોતી શુદ્ધ, આસપાસ વ્રક્ષો બહુ સુંદર જળતો જાણે દુધ. ૨૮ તેહ સરોવર માંહી નાહ્યા કુંતાના કુમાર, ત્યારે ટચલી આંગળી કરની ખરી પડી તે ઠાર. ૨૯ તેનું કારણ મુનીવર કહે તું સાંભળ પરીક્ષીત તન્ન, દ્રોણને માટે ધર્મ બોલ્યાતા જુઠું તો વચંન. ૩૦ નર કુંજર વા એમ કહ્યું તું તેનું લાગ્યું પાપ, તેથી ટચલી આંગળી ગળી ગઇ અસત્યને પ્રતાપ. ૩૧ તેવી રીને પોત પોતાના દોશે કરીને સાર, દ્રૌપદી આદી સર્વે ગળ્યાં તે હરી ઇચ્છા નિરધાર. ૩૨ વળતી માન સરોવર માંહી સ્નાન કરી રાજન્ન, યુધીષ્ઠિર તો આગળ ચાલ્યા સમરી દેવકી તન્ન. ૩૩ એટલે વાસવ તેડવા આવ્યો સુંદીર લેઈ વિમાન, તેમાં પ્રેમ ધરીને બેઠા કુંતાના સંતાન. ૩૪ ॥ વલણ ॥ ત્યાર પછી સ્વર્ગે ગયા ધર્મ યુધીષ્ઠિર રાયરે, દુર્ગો કહે પછી શું થયું તેનો કહુ મહિમાયરેરેરે. ઇતી શ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર વિરચીતે મહાભારથાંતર ગત અશ્વમેધ પર્વણી

ાદી સર્વે સ્વર્ગે ગનો નામ ચતુર્થો અધ્યાય. ૪

કડવું ૫ મું.

॥ રાગ મારૂ ॥ બોલ્યા વૈશમપાયન વાંણ, સુણો ભુ-
ચતુર સુજાણ; ગયા સ્વર્ગમાં ધર્મ જે વારે, મળ્યા ભ્રાત
તાનાજ ત્યારે. ૧ દ્રૌપદી નારી સુદ્ધાં સાક્ષાત, દીઠાં દ્રષ્ટી
ી ત્યાં પ્રખ્યાત; વળી દીઠા ત્યાંનો જદુરાય, જેની શોભા
વર્ણવી જાય. ૨ શ્યામ દેહ અને ભુજ ચાર, પીત વસ્ત્ર
ર્યું નીરધાર; ધર્યા અરધાંગે સીંધુ મારી, ગ્રહ્યાં આયુદ્ધ
કાદીભારી. ૩ ત્યારે યુધીષ્ટીર લાગ્યા પાય, અતી પ્રેમ આ-
ને તદાય; બોલ્યા તે સમે નંદ કુમાર, સુણો ધર્મ તમે
ણીવાર. ૪ ચાલો દેખાડુ નર્કના કુંડ, જેમાં પડયો દુર્યે-
ન મુંઢ; સુણી ભુપ થયા રળીયાત, ચાલ્યા જોવાને માટે
ક્ષાત. ૫ આવ્યા કુંડની પાસેજ જ્યારે, દીઠો દુર્યોધન તે-
વારે; દુષ્ટ નર્કમાં ડબકાં ખાય, ઉંચો આવેને હેઠળ જાય.
હેવુ દેખી યુધીષ્ટીરે સાર, કહ્યું દુર્યોધનને તે વારે,
લ્યા આવ કાઢું માગ ભ્રાત, જેથી થાય તને સુખ સાત.
સુણી દુર્યોધન બોલ્યો વાણ, અરે ધર્મ શું બોલે અજાણ,
રો કાઢયો ન નીકળું છેક, હેવો નીશ્ચળ માહરો ટેક. ૮
ણે નાંખ્યો મુને આણે ઠાર, તેતો કાઢશે કોઇ સમ સાર,
વું સુણીને દેવકી તન્ન, થયા તત્ક્ષણ પોતે પ્રસંન્ન. ૯ કા-
યો દુષ્ટને કુંડથી બાહાર, અતી કૃપા કરી નીરધાર; ત્યારે
યો કળી રૂપે એહ, તેમાં નથી જરાય સંદેહ. ૧૦ તેણે સ-
પાંડવ પાંચે બાળ, થયા શીવ રૂપે તતકાળ: બન્યાં દ્રૈપ-
પાર્વતી દેહ, શુદ્ધ કાળી સ્વરૂપેજ તેહ. ૧૧ હરીહર ભે-
થયા ત્યાંય, ઈંદ્ર રાજાના સ્વર્ગની માંય; ત્યારે વાસવે

આણી ઉલ્લાસ, કરી બેઉની સ્તુતી પ્રકાશ. ૧૨ પછી શીવ કૈલાસમાં ગયા, પાર્વતી સાથે સુખીઆ થયા; કર્યો શ્રી કૃષ્ણે વૈકુંઠે વાસ, કોટી સુર્યનો જયાંછે પ્રકાશ. ૧૩ સુણો શ્રોતા તમે નરનાર, થયો પુરણ ભારથ સાર; પર્વ અષ્ટાદશ તેનાં જેહ, જુદાં જુદાં રચ્યાં છેજ તેહ. ૧૪ પદ બંધને સેહી ભાષાય, બસેં ત્રણ છે તેના અધ્યાય; તેને સાંભળે જે પ્રેમ આણી શુદ્ધ ચરીત્ર શીવનું જાણી. ૧૫ તેના તાપ હણાએ નીદાન, મળે અંત્ય સમે ભગવાન; અષ્ટાદશ રાજાની હત્યાય, ગઈ શ્રવણ કરતાં કથાય. ૧૬ સંવત વીક્રમનો આણીવાર, ઓગણીસેને અડતાળી સાર; માસ કારતીક શ્રેષ્ટ કહેવાય, કૃષ્ણ પક્ષ તણી ત્રતીયાય. ૧૭ બુધવારને વેળા પ્રભાત, મ્રગક્ષીર નક્ષત્ર સાક્ષાત; થયું પુરું તે દહાડે આખ્યાન, જેમાં ઘણે ઠેકાણે છે જ્ઞાન. ૧૮ રચ્યો ગ્રંથ રહીનાર ગામ મહા રોગ વિશે રાખી હામ, મુળ વતન ખંભાત શહેર, મહાકાળી તણી શીર મેહેર. ૧૯ વીપ્ર વર્ણની માંહ્ય પ્રખ્યાત, શ્રીગોડ માળવી જ્ઞાતિ સાક્ષાત; પક્ષ નવીન શ્રેષ્ટ નિદાન, વેદ યજુર શોભાય માન. ૨૦ ગોત્ર ભારદ્વાજ ગુરૂ હંસ, શાખા માધ્યંદીની અત્રતંગ; પીતા પાઠક આદીત્ય રામ, માતા રૂક્ષમીણી અભીરામ. ૨૧ દુર્ગારામ એવું અભીધાન, વય વરસ ત્રીસ નીદાન; તેમાં ગ્રંથ રચ્યા વ્રગા સાર લેઇ વ્યાસ કૃતિનો આધાર. ૨૨ ઉદ્યમ કૃષ્ણ કથાનો સદાય, પાંચ પક્ષની જાણું વિધાય, ગુરૂ કૃપાથી પાંમીને જ્ઞાન રચ્યું રસીકતો આ આખ્યાન. ૨૩ તેમાં હોય કદી કંઇ દોશ, તોય શ્રોતા ન ધરશો રોશ; કલ્પ ભેદ તણી છે કથાય તેનો પાર કદી ન પમાય. ૨૪ ભુલ સુધારી વાંચજો સાર

ાખી દીલમાં શ્રદ્ધા અપાર; તેણે કરીને થાશે આનંદ, ન-
હે નડે માયા કેરા ફંદ. ૨૫ ॥ વલણ ॥ મહાભારત પુરૂ થ-
ં પોચ્યા મનના કોડરે, શ્રોતા જન સઉ બોલજો જય જય
ી રણછોડરેરેરે. ઇતીશ્રી પાંડવ ચરીત્રે કવી દુરગાશંકર
વેરચીતે મહા ભારથાંતર ગત સ્વર્ગારોહણ પર્વણી ગ્રંથ
પરી પુર્ણો નામ પંચમો અધ્યાયઃ



ઇતિશ્રી મહાભારતનાં અઢારે પર્વ

સમાપ્ત.

